# ग्रन्थार्पण.



मोरवीनिवासी रा. रा. हेमचन्द्र रामजीभाई महेता एल. सी. ई.

भावनगर स्टेट रेल्वेना रेसीडेन्ट एन्जीनीयर लेखक पासेथी पुस्तक स्वीकारे छे.

# સમર્પણ.

રા. રા. હેમચન્દ્ર રામજીભાઇ મહેતા, એલ. સી. ઇ,
ભાવનગર રેલ્વે રેસીડેન્ટ એન્જીનીયર.

વસંતતિલકા છંદ.

राज्याधिकार सहजावाभिमानदंभौ ।
नस्तो यदीय हृदये परमार्थभाजि ॥
श्रद्धाऽचला जिनपथे जडवादकाले ।
तद्धेमचंद्र सुहृदे हि समर्पयामि ॥ १ ॥

ગઝલ.

ગર્વ ને દંભ બે દોષો
અમલના છે સહકારી
છતાં તેથી હૃદય જેનું
બન્યું ના લેશ વિકારી. ૧
જડવાદી જમાનામાં
કેળવણી ઉચ્ચ પામીને
ધર્મશ્રદ્ધા અચલ રાખી
સદા સેવા બજાવીને ૨
કસોટીએ ચડયો જે હેમ
રહ્યો તે હેમને હેમજ
પ્રકાશે ચંદ્રસમ તેને
સમર્પું આ કૃતિ મારી. ૩

આપનો દુર્લભ.

जे य कंते पिए भोए।
लद्धे विपिठि कुव्वइ ॥
साहीणे चयइ भोए।
से हु चाइत्ती वुच्चइ ॥

શ્રી દશવૈકાલિક સૂત્ર.

'જો તમે ધન ગુમાવ્યું હોય તો, એમ સમજો કે કાંઇ પણ ગુમાવ્યું નથી. તંદુરસ્તી ગુમાવી હોય તો એમ સમજો કે કાંઇક ગુમાવ્યું છે, પણ જો તમે તમારૂં ચારિત્ર્ય ગુમાવ્યું હોય તો એમ સમજો કે તમે તમારૂં સર્વસ્વ ગુમાવ્યુ છે'

એક વિદ્વાન્

× × ×

Lives of great men, all remind us,
We can make our lives sublime."

LONGFELLOW.

× × ×

क्षान्त्यैवाक्षेपरुक्षाक्षरमुखरमुखान् दुर्मुखान् दूषयन्त।

સજ્જનો તો નિન્દાનાં કડવાં વચન કાઢનારાઓને પોતાની ક્ષમા વડે જ ઠપકો આપે છે.

એ મહાત્માઓનું વ્રત છે. દરેક સજ્જનનું હોવું જોઈએ.



# નિવેદન.



ક્રાન્તિયુગમાંથી પસાર થતા આર્યાવર્તને ઉંચે ચ્હડવા સચ્ચારિત્ર્યના સબલ આલંબનની અધિક આવશ્યકતા છે. જડવાદી જમાનામાં ઉન્નતિના શિખર સુધી ન પહોંચી શકવાના કારણોમાં ચારિત્ર્યશિથિલતા અગ્રસ્થાને છે આવા સંજોગોમાં, અનુભવીઓ એવી સલાહ આપે છે કે, ઇતર સકળ પ્રવૃત્તિઓને ગૌણપદે ગણી પ્રજાને ચારિત્રસંપન્ન બનાવવાના પ્રયત્નોને પ્રધાન સ્થાન આપવું જોઇએ દરેક જમાનાના મહાન્ પુરૂષોએ આ કાર્યનેજ પોતાનો મુખ્ય જીવનોદ્દેશ માન્યો હતો ઉત્કૃષ્ટ ચારિત્રવાન્ મહાત્માઓજ જગત્‌ને મહાન્ આશિર્વાદરૂપ નીવડે છે તેઓ જીવતા હોય છે ત્યારે તેઓનું ચારિત્ર્ય જગત્‌ને કર્તવ્યના મૂંગા પાઠ પઢાવે છે અને પ્રજામાં નવીન ઉત્સાહ, નવજીવન, નવચેતન પ્રકટાવે છે અને તેમની ગેરહાજરીમાં તેમના જીવનવૃતાંતો પણ પ્રજામાં સાત્વિક પ્રાણ પૂરે છે અને જનસમુહને ઉન્નતિને પથે દોરે છે

ગુર્જર સાહિત્યમાં આજકાલ કલ્પિત વાર્તાઓ, નવલકથાઓ અને નાટકોના પુસ્તકો મોટી સંખ્યામાં બહાર પડે છે જ્યારે સત્પુરૂષોના સાચા જીવનવૃતાંતો બહુ જુજ સંખ્યામાંજ પ્રસિદ્ધ થાય છે ખરા જીવનવૃત્તાંતોમાં કલ્પના મિશ્રિત રંગીન હેવાલ હોતો નથી તેથી નાટક તથા વાર્તાના શોખીનોમાં તેનું પૂરતું આકર્ષણ થતું નથી તેમ છતા ગુણાન્વેષી સત્પુરૂષો તો એવા જીવનચરિત્રોને આનંદથી વધાવી લે છે

અન્યનું અનુકરણ કરવું એ મનુષ્યનો સ્વભાવ છે. તેથી પ્રજા સમક્ષ આધ્યાત્મિક અને પારમાર્થિક જીવન ગાળનાર વ્યક્તિઓનાં ચરિત્રો મૂકવામાં આવે તો તેથી લાભજ થાય છે. ચરિત્રનાયકના ગુણો ગ્રહણ કરવાનું તેને મન થાય છે, અને પોતાના ગુણો સાથે મુકાબલો કરી સારૂં નરસું પારખીને વાંચકો સારા થવાની કોશિશ કરે છે. એ રીતે જીવનચરિત્રો આ લોક તથા પરલોકનાં સાચા સુખનો માર્ગ બતાવવામાં એક ઉત્તમ શિક્ષક થઇ પડે છે. શ્રીમહાવીરનું ચરિત્ર વાંચતાં આત્મિક શક્તિઓનો વિકાશ થઇ દેહાધ્યાસ ઓછો થાય છે અને આત્માની અનંત શક્તિનુ ભાન થાય છે. શ્રીરામચંદ્રજીનું વૃત્તાંત વાંચીને એક પત્નીવ્રત તથા એક રામરાજ્ય કેવું હોય તેનો ખ્યાલ આવે છે. ભીષ્મપિતામહના વૃતાંતથી બ્રહ્મચર્યનો મહિમા સમજાય છે. રાણા પ્રતાપસિંહના ચરિત્રથી અટગ ધૈર્ય અને નેક ટેકના પાલનની શિક્ષા પ્રાપ્ત થાય છે.

આપણા જીવનમાં વખતો વખત કંઇને કંઇ પ્રકારની મુશ્કેલીઓ આવ્યાં કરે છે ત્યારે કેટલીકવાર આપણી બુદ્ધિ આપણને જે સહાયતા આપી શકતી નથી તે સહાયતા અને તે બળ એ મુશ્કેલીઓ હઠાવવા માટે મહાપુરૂષોનાં જીવનચરિત્રો આપે છે. તેમની મુશ્કેલીઓ ખસેડવાની ખંતીલી મહેનતના અને વર્તણુકના દાખલા આપણને સારી રીતે હિમ્મત આપેછે. આ સંસાર સમુદ્રમાં જીવનજહાજને કયે રસ્તે લઇ જવાથી વચ્ચે ખડક કે ખરાબા નહિ નડતાં સહીસલામત સામે પાર પહોંચી શકીશું, તે રસ્તો જીવન ચરિત્ર આપણને બતાવે છે. આ સંસાર

રૂપી અરણ્યમાંથી સહીસલામત પસાર થઈ જવાનો કયો રસ્તો અનુકૂળ થઈ પડશે અને કયે સ્થળે ચિત્તને શાંતિ પમાડનારાં તથા અંત:કરણને આનંદિત કરનારાં આશ્રમસ્થાનો આવશે એ બધું બનાવનાર જીવનચરિત્રોજ છે.

સામાજિક, માનસિક અને આત્મિક ઉન્નતિને અર્થે મહાપુરૂષોનાં જીવનચરિત્રો લખવાનો પ્રચાર પરાપૂર્વથી છે. રામાયણ, મહાભારત, પુરાણો વગેરેમાં લખયેલાં સાચાં અથવા કલ્પિત જીવનચરિત્રોએ આપણા સાહિત્યન પ્રદેશમાં ઉંચી પદવી પ્રાપ્ત કરી છે. જૈનાગમોમા પણ ચરિતાનુયોગ–કથાનુયોગને એટલીજ અગત્ય આપવામાં આવે છે. જીવનચરિત્ર એટલે અમુક વ્યકિતની જીંદગીમાં ક્રમવાર બનેલા બનાવોની હકીકત અથવા ટુંકમાં કહીએ તો અમુક વ્યકિતના હ્રદયનું પ્રતિબિંબ. મહાન પુરૂષો જગત્‌માં સ્થળે સ્થળે અને એકજ વખતે ઉભરાઇ જાય એવી રીતે જન્મતા નથી. જેમનાં મન, વાણી અને કાયામાં પુણ્યરુપી અમૃત ભરેલું છે. એટલે જેઓ કદી પણ કાયિક, વાચિક કે માનસિક પાપ કરતા નથી જેઓ ઉપકારશ્રેણિથી જગતને ઉપકૃત કરે છે અને જેઓ બીજાના અણુ જેટલા શુભ ગુણને પર્વત જેવડા જાણી નિરંતર પોતાના મનમાં પ્રસન્ન રહે છે, એવા મહાપુરૂષો જગતમા વિરલા હોય છે. આવા ચારિત્ર્યવાન મનુષ્યોનાં જીવન, જીવનચરિત્ર તરીકે લખાવાને યોગ્ય છે. આ સંસારમાં અવતરીને કેવળ મોજશોખમાં સ્વાર્થીધતામાં આળસમાં અને જીવનકલહમાં જેમણે પોતાનાં જીવન વ્યતીત કર્યાં છે તેમનાં જીવનચરિત્રો કદી પણ લખાતાં નથી. જ્ઞાન,

ચારિત્ર અને શ્રેષ્ટ ગુણોથી સંપાદિત થયેલું તથા માણસોએ વખાણેલું જે ક્ષણ માત્ર જીવાય છે તેનેજ ડાહ્યા માણસો આ દુનિયામાં ખરૂં જીવતર કહે છે.

પ્રબળ વૈરાગ્ય, ઘોર તપશ્ચર્યા, નિશ્ચલ મનોવૃત્તિ, અનુપમ સહનશીલતા ઇત્યાદિ ઉત્તમોત્તમ સદ્‌ગુણોને જીવનના પરમ આદેશરૂપે પરિણમાવી ભવ્ય જીવોના હૃદયપટ ઉપર અસાધારણ અસર ઉત્પન્ન કરનાર, અનેક રાજા મહારાજાઓને અહિંસા ધર્મના અનુયાયી બનાવનાર ધર્મવીર સત્પુરૂષ પૂજ્યશ્રી શ્રી લાલજી મહારાજ, જેવી ઉત્તમ પ્રતિની આધ્યાત્મિક વિભૂતિની જીવનચર્યાને જગત્ સમક્ષ શુદ્ધ સ્વરૂપમાં રજુ કરતાં મને પરમ આહ્‌લાદ ઉપજે છે. શ્રી મહાવીરની આજ્ઞારૂપ ધ્રુવના તારા ઉપર નિશ્ચલ લક્ષ રાખીને પોતાના ધ્યેયને પહોચવા સારેજ એમનો જીવનપ્રવાહ સતત વહેનો હતો, આર્ય પ્રજાનું આધ્યાત્મિક અધ:પતન જોઇ એમનો આત્મા અતિશય દુભાતો અને એના પુનરૂદ્ધાર માટે એ અહોરાત્ર ઉદ્યમપર પણ રહેતો તેઓશ્રીએ પોતાના જીવનદ્વારા જગતને ઉદ્ધારનો માર્ગ બતાવ્યો છે. જૈન કે જૈનેતર સમસ્ત જનતા પ્રત્યે એમનો સમાનભાવ હતો અને સર્વના ઉપર ઉપદેશનો એક સરખો પ્રભાવ પડતો હતો. ઘણા મુસલમાન ગૃહસ્થો એમને ઓલીયા અથવા પીર તરીકે પૂજતા હતા મોટા મોટા મહારાજાઓ એમના ચરણકમલમા શીર ઝુકાવતા હતા, આવા આ જમાનાના એક આદર્શ મહાપુરૂષના જીવનની ઘટનાઓ, જેટલા પ્રમાણમાં અને જેવા સ્વરૂપમા મને મળી, તે પ્રમાણમાં મૂળ સ્વરૂપમાં આ પુસ્તકમાં ગુંથી છે.

જગતમાન્ય મહાત્મા ગાંધીજીના સમકાલીન પૂજ્યશ્રી શ્રીલાલજીની સમાજસેવા જૈન પ્રજામાં જાહેર છે. તેઓશ્રીનું પવિત્ર નામ દરેક મ્હોડામાં માનનો અને માનીતો શબ્દ છે. નિર્મળ ચારિત્ર્ય અને અવર્ણનીય ગુણગ્રાહક બુદ્ધિને લઇ તેઓશ્રીનો વિજય વિજયી અને નિરભિમાની હતો. શુદ્ધ સંયમને શ્વાસોચ્છવાસ જેટલોજ આવશ્યક તેઓ માનતા.

સામાન્ય વ્યાપારી કુટુમ્બમાં ઉછરેલ, ન્હોતી વગસગ, ન્હોતો વિશેષ અભ્યાસ છતાં દિગ્વિજય કરી શકયા અને રાજા મહારાજાઓ પણ જેના ચરણમાં નમવામાં આનંદ માનવા લાગ્યા "તેઓશ્રીની ગંભીર અને ગહન વિચારમય મુખમુદ્રા, ટુંકાં પણ માર્મિક વચનો, વિચારમાં સિદ્ધાન્ત ઉપર— કર્મ ક્ષેત્રમાં સાધ્ય સિદ્ધિ ઉપર એમનો અભેદ, અખંડ અને અસ્ખલિત પ્રવાહ, એમની અપૂર્વ કાર્યશક્તિ, ઉપદ્રવથી પડેલાં અસહ્ય દુઃખોમાંથી તરીને પાર ઉતરેલું એમનું વિશુદ્ધ જીવન, એમનો અગાધ ભક્તિભાવ અને અપૂર્વ સંઘસેવા એ બધાનાં પૂરેપૂરાં સ્મરણો જ્યારે આલેખાશે, ત્યારે તેઓશ્રીના જીવનની ભવ્યતાનો ખરો ખ્યાલ સમાજને આવશે. સમકાલીન કાર્ય ક્ષેત્રમાં અમુક મતભેદ હોવા છતાં પણ અત્યારે જૈન જગત્ એકે અવાજે એમના ગુણાનુવાદ કરે છે, અને મહાન્ પુરૂષોમાં એમની ગણના કરે છે. એ એમના સારા ગૌરવનો પુરાવો છે........એમનું આત્મગૌરવ અને એમના આદર્શો ઓળખવા જેટલી આપણામાં શક્તિ નહોતી. એમના તેજમાં ઉભા રહેવા જેટલી આપણામાં પવિત્રતા નહોતી. એમના તપની આપણને કિંમત નહોતી...........

તેઓશ્રીના પરલોકવાસ માટે આંસુઓ પાડવાં કે દેશના શિરોમણિને પારખતાં આપણને દશકાઓ લાગે છે એ આપણી હતભાગ્યતા ઉપર આંસુઓ પાડવા."

ચોતરફ અવિશ્રાંત વિહાર કરી, નિરાશાનું નિકંદન કરી ઉત્સાહ પ્રેરવામાં બાકી રાખી નથી. ધાર્મિક શિથિલતા અને અજ્ઞાનતાને બદલે શ્રદ્ધા અને ધાર્મિક જ્ઞાનની લ્હાણી કરી કરાવી છે. કાયરતાને બદલે ચૈતન્ય રેડયું છે. સંપ્રદાયનું કલ્યાણ કરવાની એક પળ પણ ગુમાવી નથી. શિથિલાચારીઓને પોતાના ઉગ્ર આચાર સંયમથી મુંગો બોધ આપી ચેતાવ્યા છે. આવા એક મહાત્માના જીવન આદર્શો ઓલખવાના અહોભાગ્ય પ્રાપ્ત થાય એને હું તો જીંદગીનો એક લ્હાવો સમજું છું.

ચરિત્રઘટનાના સંગ્રહાર્થે મેં જાતે પ્રવાસ કર્યો છે. ઉપરાંત ચરિત્રનાયકની જન્મભૂમિ તથા જ્યાં જ્યાં વિશેષ વિચરવું થયેલ ત્યાં ત્યાં મારા સહાયકોને મોકલી, સત્ય વ્યતિકરોનો સંગ્રહ કરવા પૂરતો શ્રમ સેવ્યો છે. અને તેથીજ પુસ્તક પ્રસિદ્ધિને અણધાર્યો વિલંબ થયો છે. હિંદી અનુવાદ છપાવવાનું કામ શરૂ છે. પૂજ્યશ્રીની જન્મભૂમિ અને વ્હાલી **રસીયા** ટેકરીની મુલાકાત મારા આર્ટીસ્ટ મિત્ર મી. તલસાણીયાએ લઈને સ્કેચો તૈયાર કર્યા છે. કલ્પિત વાતો કે અસત્ય ઘટનાઓથી દૂર રહેવાને દરેક કાળજી રાખી છે. ચોતરફ ફરીને જોયું, જાણ્યું, સાંભળ્યું શોધ્યું એ બધાનો આ સંગ્રહ છે. સુજ્ઞ વાચકો, હંસ ચંચુવત્ સાર ગ્રહણ કરી લેશે.

બ્યાવરનિવાસી ભાઇ મોતીલાલજી શંકાએ ચરિત્ર લેખનનો પ્રયાસ આરંભેલ, તેમનો વિચાર આ જીવનચરિત્ર હિંદીમાં લખવાનો હતો, પરંતુ આ દિશામાં મારો પ્રયાસ જોઇ તે સરલ ભાઇશ્રીએ પોતાનો સંગ્રહ મને મોકલી આપી, મારા કામમાં સહાનુભૂતિ દાખવી. એમની આ સહૃદયતા માટે કૃતજ્ઞતા પ્રદર્શિત કરતાં મને હર્ષ થાય છે.

આ કાર્યમાં ભાઇશ્રી ઝવેરચંદ જાદવજી કામદારની મને મદદ ન હોત તો આ કાર્યની આવી સફળતા ભાગ્યેજ થાત તે ભાઇએ શરીર અને સ્વજનની દરકાર ન કરતાં મને આપેલ પોતાનું વચન પાળવા અને આ ચરિત્રને આકર્ષક બનાવવા જે ભોગ આપ્યો છે, તે શ્રમને મારી સાર્થકતાના ભાગીદાર તરીકે જાહેર કરી આ પુસ્તકમાં તેમનું નામ જોડવામાં આનંદ માનું છું.

પૂજ્યશ્રીના પરમઅનુરાગી શતાવધાની પંડિત મહારાજશ્રી રત્નચંદ્રજી સ્વામી તથા બીજા મુનિ મહારાજોએ આ પુસ્તકને શણગારવા જે શ્રમ સેવ્યો છે તેઓશ્રીનો તથા મારા મુરબ્બી શ્રીમાન્ કોઠારીજી શ્રી બલવંતસિંહજી સાહેબ વિગેરે શુભેચ્છકોએ ઉપયોગી સલાહ આપી મારો પ્રયાસ સરલ બનાવ્યો છે એ બધાના ઉપકારની નોંધ લઉં છું.

સાક્ષરોત્તમ શ્રીયુત્ શીઘ્ર કવિવરશ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ. એ આ પવિત્ર પુસ્તકનો ઉપોદ્ઘાત લખવાની કૃપા કરી પુસ્તકને વિશેષ પવિત્ર બનાવ્યું છે એ ઉપકારની નોંધ લેતાં મને ઘણો હર્ષ થાય છે

આ પવિત્ર પુસ્તક માટે કલમ ચલાવવામાં ઘણીજ સાવધાની રાખવી પડી છે. જે પવિત્ર પુરૂષનું જીવન આલેખવાનું 'ગજા ઉપરાંતનું' સાહસ મેં સ્વીકાર્યું, એ ગુણગ્રાહી મહાત્માના જીવન પ્રસંગો આલેખનાં, કોઇની રહેજ પણ લાગણી દુભાય એવો એક અક્ષર પણ ન લાવવા ધ્યાન રાખ્યું છે. આ ખાતરજ કેટલીક ઘટનાઓનું સત્ય વિવેચન પણ પડતું મૂકેલ છે.

કાઠીયાવાડ પ્રવાસનાં બે ચાતુર્માસનો હેવાલ વિસ્તારથી લખાયો છે, તે ઘણાને પક્ષપાત રૂપ લાગે પણ ખરૂં કારણ એ છે કે બન્ને ચાતુર્માસના ઘણા ખરા પ્રસંગો નજરે નિહાળવાની તક મળી હતી. છતાં બીજાં સ્થળોને અન્યાય ન થાય તે માટે બીજી આવૃત્તિ અને હિંદી અનુવાદમાં એ હેવાલ સંકોચવા સલાહ મળી છે.

અમૂલ્યમનુષ્યજન્મ અને સંયમ સાર્થક સંબંધ, સૂત્રો મહાત્માઓ અને અનુભવીઓનાં વચનામૃતો ઉદ્દધૃત કરી વિચારો અને વિનંતિ જાહેર કરવામાં આવી છે તે સમગ્ર જવાની છે. કોઇ પણ ખાસ વ્યકિત કે મંડળી પરત્વે સમજી લેવાની સંકુચિત વૃત્તિ નહીં સેવતાં, વિશાળ અને ગુણ ગ્રાહક બુદ્ધિથી પઠન કરવા સવિનય અરજ છે.

निर्दोषएकोहरि:।

શ્રી જેપુર          શ્રી સંઘ સેવક,

જ્ઞાનપંચમી સં. ૧૯૭૯.          દુર્લભજી ત્રિ. ઝવેરી



श्रीयुत् सेठजी बाहादूरमलजी बाठीया-भीनासर

पुस्तक पडतर कींमतथी आठ आपवा माटे बे हजार रुपिया आपनार सखी

सद्गृहस्थ

# આભાર.



આ પુસ્તક પડતર કિંમતથી ઓછી કિંમતે વેચી વ્હોળો પ્રચાર કરાવવાના શુભ ઉદ્દેશથી, નીચેના મહાશયોએ આર્થિક સહાયતા આપી છે, તેનો અત્રે ઉપકાર માનું છું.

રૂા. ૧,૦૦૦ શેઠજી બાહાદુરમલજી બાંઠીયા–ભીનાસર.
,, ૫૦૦ ઝવેરી અમૃતલાલ રાઇચંદ–પાલનપુર.
,, ૨૫૦ ઝવેરી મોહનલાલ રાઇચંદ–પાલનપુર.
,, ૧૦૦ ઝવેરી માણેકચંદ જકશી–પાલનપુર.
,, મ્હેતાજી બુદ્ધસિંહજી બેદ–બીકાનેર.
,, શેઠજી જતનમલજી કોઠારી–બીકાનેર.
,, ઝવેરી ખુબચંદજી ઇંદરચંદજી–દીલ્હી. વગેરે.

નીચેના ગૃહસ્થોએ અગાઉથી સંખ્યાબંધ પુસ્તકોના ગ્રાહક થઈ મારો ઉત્સાહ વધાર્યો છે, તેનો પણ ઉપકાર માનું છું.

નક્લો ૫૦૦ શ્રીઉદયપુર શ્રીસંઘ.
,, ૩૦૦ રા. રા. હેમચન્દ્ર રામજીભાઈ–ભાવનગર.
,, ૨૭૫ રા રા. દેવજીભાઇ પ્રાગજી પ.રેખ–રાજકોટ.
,, ૨૫૦ શેઠજી ચંદનમલજી મોતીલાલજી મુથા–સતારા.
,, ૨૫૦ શેઠજી દેવીલાલ લક્ષ્મીચંદ ચેવરીયા–પોરબંદર.

| | | |
|---|---|---|
| નકલો. | ૨૦૦ | શેઠજી હસ્તીમલજી લક્ષ્મીચંદજી–બીકાનેર. |
| ” | ૧૦૦ | શેઠજી ગાઢમલજી લોઢા–અજમેર. |
| ” | ૧૦૧ | શ્રીમતી નાનુબાઈ દેશાઈ-મોરબી |
| ” | ૧૦૦ | શેઠજી શ્રીચંદજી અબ્બાણી–બ્યાવર. |
| ” | ૧૦૦ | શ્રીસંઘ હા. શેઠ ભરતભાણજી પીતલીયા રતલામ |
| ” | ૭૫ | શ્રી સ્થા. જૈન મિત્ર મંડળ હા. શેઠજી કચરાભાઈ દહેરાભાઈ–અમદાવાદ વગેરે. |



# ઉપોદ્‌ઘાત.

બાળપણમાં ટાઢ કે વર્ષાને લીધે ન્હાવાની આળસ રહ્હતી ત્ય્હારે એક વાક્‌સૂત્ર સાંભળવું પડતું: જા-જા, રોયા ! ઢૂંઢિયા ! ત્ય્હારે સ્વપ્નું યે ક્ય્હાંથી હોય કે સંવત્ ૧૯૩૩થી સંવત ૧૯૭૮ સૂધીમાં દીઠેલી સાધુપરંપરામાં પુણ્યનિર્મળ પરમ સાધુરાજ, જ્ઞાનીઓમાં ગુણસાગર પરમ જ્ઞાનવીર, સન્યાસીઓમાં સંન્યસ્તભીષ્મ પરમ સંન્યાસીનાં ઢૂંઢિયા સંપ્રદાયમાંથી દર્શન થશે ? પણ એમ જ થયું. ઢૂંઢે ત્હેને તે મળે છે. ન ઢૂંઢે ત્હેને તે મળતો નથી. આંખીયે પામે છે: એ સહુ ઢૂંઢિયા જ હોય છે. કલાપીની પ્રખ્યાત ગઝલનો અધ્યાત્મિક અર્થ સ્હમજતાં માનવી માત્ર એ જ ઉચ્ચારે-એક એજ ભાવના પોકારે છે કે

પયદા થયો છું ઢૂંઢવા તુને, સનમ !

વૈષ્ણવ ભક્તરાજો એ જ ગાય છે કે

વનમાં ભૂલી પડી રે, પેલો ક્ય્હાં ગયો કાનુડો ?

વેદાન્તીઓની સૂત્રાવલિનું પ્રથમ જ સૂત્ર એ છે કે

अथाऽतो ब्रह्मजिज्ञासा.

બાઇબલ ભાખે છે કે 'શોધો, ને તે લાધશે.' માનવબાલ પ્રત્યેકે અગર તો 'ઢૂંઢિયા-શોધક-સાધક-મુમુક્ષુ થવાનુંજ છે યા તો ત્હેને—સનમને—પ્રભુને ખોવાનો જ છે. હરિની શોધના મહાપન્થમાં વચલો માર્ગ નથી.

ભરતખંડની આર્યવાડીમાં જલ જમીન હવામાનની ફલદ્રુપતા એક જ છે, પણ મહાવન સરિખડી એ મહાવાડીમાં ઉદ્યાનો ને કુંજો અનેક ને નિરનિરાળાં છે, ક્યારાઓ લતામંડપો જલફૂવારાઓ નોંખનોંખા માળીઓએ માંડેલાં છે. તેથી સૃષ્ટિસુન્દરીના ચોરસાના એક પટમાંના અનેક રંગ ને અનેક ભાતોની પેઠે, અનેક લતા આચ્છાદિત લતામંડપના અનેકવર્ણું પુષ્પપરિમલે શણગરાયેલી ઘુમ્મટઘટાની જેમ, ભરતખંડની યે આર્યવાડીમાં નાનારંગી સંસારક્યારાઓને વિવિધવર્ણા સંસ્કૃતિમંડપો છે. શ્રી મહાવીર પ્રભુએ રોપેલો, મ્હોરીપ્રફુલ્લી ત્રણ મહાડાળીઓવન્તો જૈનધર્મનો આંબો, ત્હેની સંસ્કૃતિની કુંપળો, ત્હેની કવિતાના મ્હોર, ત્હેનાં ધર્મ જ્ઞાન શીલ તપનાં ફલથી પૃથ્વીયશસ્વી, ધાર્મિકતાના સરોવરને કાંઠડે આ આર્યવાડીમાં યે અજબ ને અનોખોજ છે. **સંસારશાસ્ત્રીઓએ, માનવસંસ્કૃતિઓના મીમાંસકોએ એ ધર્મસહકારને વિસારવા જેવો નથી.**

૧૯મા સૈકામાં મહર્ષિ દયાનન્દે હિન્દુ ધર્મ હિન્દુ શાસ્ત્રો અને હિન્દુ સંસાર પરત્વે કીધું તે ૧૫મા સૈકામાં જૈન ધર્મ જૈન શાસ્ત્રો અને જૈન સંસાર વિશે લોંકા શાહે કીધું હતું. ઇ. સ. ૧૪૯૮માં ગુરુ નાનકનો જન્મ થયો, કે ઇ. સ. ૧૫૧૭ માં ધર્મવીર માર્ટિન લ્યૂથરે કેથોલિક સંપ્રદાયમાં પાંગરેલી અતિ ભાવિકાને ઉચ્છેદી ને અન્ધશ્રદ્ધાને ધર્મબુદ્ધિના લોચને દેખતી કીધી. યુરોપીય ઇતિહાસના તે મહાપ્રસંગની યે લગભગ અર્ધી સદ્દી પહેલાં ઇ. સ. ૧૪૫૨મા જૈન ધર્મના લ્યૂથરનો સૂર્ય ગુર્જરપાટનગરી અમદાવાદમાં ઉગી ચૂકેલોજ હતો. ઇ સ. ૧૪૭૪

માં લોંકાગચ્છની સ્થાપના થઇ, એ ગચ્છસ્થાપકોએ, મહર્ષિ દયાનન્દ અને લ્યૂથરની પેઠે, મૂર્તિપૂજાને ધર્મવિરોધી ભાખી. શિથિલાચારી સાધુઓના વ્રતસંયમ દ્રઢાવલંબી કીધાં. મન્ત્રજન્ત્ર જાદુકામણ અધ્યાત્મપન્થનાં અંગ નથી એમ કહ્યું. ધર્મસૂત્રોની પ્રતો લખી ધર્માભિલાષીઓને નિવાજી. ચતુર્વિધિ સંઘનાં અતિક્રમણ ને ધર્મવિરોધી ધર્મભાવનાઓને ધર્મપરીધમાં આણી. ભેદ એટલો જ કે મહાનુભાવ લ્યૂથર પાદરી હતા, દયાનન્દ સ્વામી સન્યાસી હતા, લોંકા શાહ, આર્ય મહાઆદર્શની પેઠમ, ગૃહસ્થાશ્રમી સાધુરાજ હતા, જનક વિદેહીની પેઠે સંસારભારધુરન્ધર સંન્યાસી હતા. અદીક્ષિત પણ ભાવદીક્ષિત એ જૈન સન્તે જિન પ્રભુના એ મહાસન્તાને ૪૫ સંન્યસ્તસુભટોને દીક્ષા આપાવી અખિલ આર્યાવર્તમાં રમતા છોડયા. ખ્રીસ્તશાસનસુધારક જર્મન લ્યૂથરની પૂર્વે પચ્ચાશેક વર્ષે અમદાવાદમાં આ બધું બન્યુ. લ્યૂથરને સકલ ખ્રીસ્તી જગત્ સંભારે છે. લોંકાશાહને અમદાવાદ પણ આજ કેટલું સંભારે છે ?

પૂજ્યપાદ આચાર્ય શ્રી **શ્રીલાલજી** મહારાજ એ જૈન 'પ્રોટેસ્ટન્ટ' સંપ્રદાયના સાધુવર હતા.

શ્રીલાલજી મહારાજ એટલે એક દર્શનપ્રિય ભવ્ય મૂર્તિ: લોચનને લોભાવે એટલુંજ નહીં, આંખડલીમાં અદ્‌ભુતના આજે. એમના આત્માના જેવો એમનો દેહવૃક્ષે સુદૃઢ બલવાન્ ને ઓજસ્વી હતો. પોતાને સામુદ્રિક શાસ્ત્રમાં શ્રદ્ધા હતી, અને આકૃતિજ એમનું ગુણકથન કરી રહી હતી, એમની દેહમુદ્રાજ મહાનુભાવિતા ઉચ્ચારી રહી હતી.—એ દેહમુદ્રા કોઇ mannerism

ટાપટીપ કે સામગ્રીસજ્જતાની નટમુદ્રા ન હતી, સ્વભાવમુદ્રા હતી. ધોળાં માત્ર બે ધોતિયાં ત્હેમનાં દેહઢાંકણનાં વસ્ત્રાલંકાર હતાં. ભીને વાને ને ભરેલે શરીરે મનુષ્યોમાં તે માનવહાથી શા શોભતા. 'શહેરના દરવાજાની ભોગળ જેવા' એમના ભુજદંડ હતા; રાજદુર્ગની પીઠિકાની પેઠમ દેવદુર્ગની પીઠિકા સરિખડો ઉચ્ચ ને વિસ્તીર્ણ છાતીપાટ હતો; કમલના પાન સમોવડ ઘેરા વાનનું ભવ્ય મુખમંડલ ને આંબાના પ્હોળા પાન સમું ભાલપત્ર હતું; સાધુતાના ઘુમ્મટ સમા કુંભસ્થળ શા ગંડસ્થળ, ત્હેમની નીચે પાંગરેલ વેલ જેવી ભરેલી નમેલી ભમ્મરલતાઓ, ને એ ભ્રુવલ્લીઓની યે નીચે નગરદ્વારે કે રાજદેવડીએ માડેલા સૂરજચંદ્ર સમાં નયનમંડલ હતાં. એ સહુ ઉપર શ્વેત ધ્વજનાં ફરકતાં ફૂમતાં સમી ફરકી રહેતી મેઘવર્ણી વાળરેખાઓ, વૈરાગ્યની કલગી સમી, ઉડતી. જ્ઞાનપાટ ઉપર માંડેલું વિશાળ પદ્માસન અને કરઅંગુલિઓની જ્ઞાનમુદ્રા પયગમ્બરભાવનાના મહાઅંશ સૂચવતાં. **શ્રીલાલજી મહારાજનાં દર્શન થતાં ત્ય્હારે ત્ય્હારે મ્હને શ્રી બુદ્ધ ભગવાન સાંભરતા.** આઠ આઠ દિવસના અપવાસ પછી બે હજાર શ્રોતૃગણમાં સિંહગર્જનાએ ગર્જતા એ તપસ્વીરાજને જ સાંભળ્યા છે. વ્યાખ્યાનમાં વચ્ચે વચ્ચે એમનો સાધુપરિવાર સ્તોત્રો ઉચ્ચારતો, ને

ચતુરા! ચેતજો રે!

લલના! લેખજો રે! કે જોબન દો દિનરો ઝલકાર

x x x x

અપને હી રંગમે રંગ દો,

પ્રભુજી ! મોંકો

અપને હી રંગમેં રંગ દો.

એ ને એવાં સ્તોત્ર જ્યહારે જ્યહારે એમનો સન્તસંઘ અન્ત-સ્વરો પ્રલંબાવીને લલકારતો ત્યહારે ત્યહારે રાજગૃહી નગરીના નગરચોક વચ્ચે બુદ્ધભિખ્ખુઓનાં નગરસંકીર્તનોના સ્તોત્રઘોષની કલ્પના જાગતી. કો **મહાશીલ્પીને બુદ્ધ ભગવાનની મૂર્તિ ઘડવાને Model મનુઆદર્શ જોઈતો હોય તો શ્રીલાલજી મહારાજ સમોવડ બીજો તો હજી દીઠો નથી કે દાખવું.** રતલામમાં આચાર્ય **શ્રી ઉદયસાગરજી મહારાજે ઉચ્ચારેલ ‘સાગર વર ગંભીરા’ એ આશીર્વાદભાવનાની શ્રી લાલજી મહારાજ દેહમૂર્તિ આત્મપ્રતિમા હતા.**

એવા સાધુદેવના દર્શન કરવાને કાજ વિ. સં. ૧૯૬૭ના ચાતુર્માસમાં પઢિયારજીને ચોરવાડથી રાજકોટ ન્હોતર્યા હતા.

શ્રીલાલજી મહારાજની વ્યાખ્યાનભાષા તો હિન્દી–મારવાડી–ગુજરાતીના અજબ સંમિશ્રણરૂપ હતી, ને કો સુગાળવા ભાષા-શાસ્રીને તો એ સાંભળી ભાષાપાંડિત્યનું વમન જ થાય. પણ ભાષાના અણઘડ ભાસતા એ ઉપલોમાં શાં જ્ઞાન ને શા વૈરાગ્ય, શાં તપ ને શા સંન્યાસ, શો ઇતિહાસ ને શી ઉદારતા વિરા-જતાં! ઉદારમતવાદીઓની અનુદારતા ને સંપ્રદાયની ન્હાનકડી ઘોલકીમાં તડફડિયાં મારતા બુદ્ધિવાદ સુણ્યા ને નિરખ્યા છે. આધુનિક શિથિલાચારીઓથી ઉલટા સાંપ્રદાયિક આચારોના મત-

નિયમસંયમ પાળવે સાંપ્રદાયિક દૃઢમતી મહાતપસ્વી આ સન્તદેવના ઉરભાવની ને વ્યાખ્યાનવચનોની ઉદારતા, સીમાબાંધ્યા વાડાઓની નહીં પણ નિઃસીમ, વનરાજને વિચરવાના મહાવનના વિસ્તાર સમી આકાશવિશાલ હતી. નિર્ઝરતી વર્ષાને પૃથ્વીસીમાઓ બાંધે છે? વરસતાં સૂર્યકિરણો દેશવિભાગદોર્યા વરસે છે? કે મહાસન્તોના મેઘ એમ વરસે? ગણિત વિષયમાં પાશ્ચિમાત્ય ગણિતમાં બિલિયન–ટ્રિલિયનથી સંખ્યાગણત્રીની હદ આવે છે; આર્ય ગણિતમાં પરાર્ધને આપણે પરમ કોટિ ભણ્યા છીએ: શ્રી લાલજી મહારાજને પરાર્ધ તો અંકમાલાનો મેરુ ન હતો, મધ્યમણકો હતો. જગત્‌આશ્ચર્યોથી ભરેલા રાજસ્થાનના ઇતિહાસોમાંથી કો વીરદૃષ્ટાન્ત વર્ણવતા ત્‍હારે સભાજનમાં અદ્ભુતતા છવાઇ રહેતી. યતિમુનિઓના રાસાઓમાંથી કો કાવ્યદૃષ્ટાન્ત ભાખતા અને ઘોરઅન્ધારી માઝમ રાતમાં કો અભિસારિકાને હવેલીને માળેથી હાથિણીની શૂંઢ ઉપર પાયપાંખડી મેલી સન્કેતવાટે જતીઆવતી શબ્દચિત્રે ચિતરતા ત્‍હારે જેટલો કવિતાનો કાવ્યાનન્દ પ્રકાશતો એટલોજ અનાચાર પ્રત્યે વિષાદભાવે પ્રગટતો. સાધુજીવનની તપશ્ચર્યા દાખવે તો, સનાતન ધર્મથી ભિન્ન, જૈનસંસાર ને જૈનસંસ્કૃતિ ખડાં થતાં. ન્યાય ને ફિલસુફિની ગહનતાભરી જ્ઞાનગુફાઓ ઉઘાડે તો જાણે સોનાની આણોમાં જોયું. સંસારીઓમાં તપ ગાંધીજીમાં જોયું, સંન્યાસીઓમાં તપ શ્રી લાલજી મહારાજમાં જોયું: ને સંસાર કરતાં સંન્યાસમાં તપ સવિશેષ હોય એ તો કુદરતી જ છે ને? જેવો દેહરંગ, ત્‍હેવોજ યમસંયમનો એમનો આત્મરંગ ઘેરો હતો: દેહની કે દેહીની ખાલ ઉખાડયા વિના

એક્કે યે અળગા ન જ થાય. વૈરાગ્ય તો જાણે નાડીઓ માંહેનું લોહી ને હૃદય કેરા ધબકારાઃ ને સાધુના તો જાણે જીવનનો શ્વાસોચ્છ્વાસ. **ઘણાને શ્રીલાલજી મહારાજ બીજી જ દુનિયાના વતની લાગતા.** આ દુનિયામાં તો

न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यः ?

ત્હારા સરિખડો યે બીજો દેખીશ ત્ય્હારે દાખીશ ને દાખવીશ દુનિયાંને દુનિયાં તો સદાની સન્તભૂખી જ છે.

વિ. સ. ૧૯૬૭નું ચોમાસું ગુજરાત કાઠિયાવાડમાં નિષ્ફળ નીવડ્યું હતું. શ્રીલાલજી મહારાજે શ્રાવકોનાં શ્રોતાઓના હૈયામાં દયાના ઝરણાં ત્ય્હારે ફોડયાં તે આજે પણ વહેતાં વિદ્યમાન છે.

જૈન સંસ્કારોએ વીરત્વહીન કીધા એવું આળ ભાખનાર હોય ત્હેણે ઉદયપુરના ડુંગરાઓમાં, જોધપુર બિકાનેરના રણુપગથારોમા, આરાવલ્લીની ભૂલભૂલામણીમાં સિંહ સમા વિચરતા આ ધર્મવીરનાં એક વારે જો દર્શન લીધાં હોત તો ભૂલ ભાગત.

પેટ કટારી રે કે પ્હેરી સન્મુખ ચાલે.

x x x x x x

હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જો ને !

સ્વામીનારાયણ સંપ્રદાયના ભક્તિવૈરાગ્યનાં એ કીર્તનોમાં ભરેલું વૈરાગ્યનું વીરત્વ જૈન સંપ્રદાયોમાં યે ઓછું–ઉતરતું નથી. બુદ્ધદેવના કે મહાવીર ભગવાનના મહાભિનિષ્ક્રમણમાંનાં, કે ત્હેમના સાધુસાધ્વીઓના સંન્યસ્તાશ્રમમાંનાં આત્મશૌર્ય નિહા-

ળવા એવા આત્મશૌર્યના માર્ગની ઝાંખી કરેલઃ કે એ મુક્તિમાર્ગની ઝંખનાવન્તા આત્માઓ જોઇએ. વૈરાગ્યની વીરતા પારખવાને આંખડલી જાડુંજોનારી કે આછોતરૂં આલોચનારી નહીં, પણ ઊંડુનિરખક ને સૂક્ષ્મપારખ જોઇએ. સંસારિયામાં સંન્યસ્તશોધક ને વૈરાગ્યપારખ આંખ બધાંને કંઇ હોય છે?

શ્રીલાલજી મહારાજ પ્રભુ ન્હોતા, પ્રભુના અવતાર ન્હોતા: ધર્મસંસ્થાપક ન્હોતા, પયગમ્બર ન્હોતા. શ્રીલાલજી મહારાજ સાધુ હતા, સન્ત હતા, આચાર્ય હતા **જ્ઞાન ભક્તિ શીલ તપ વૈરાગ્યની સમૃદ્ધિવન્તા આત્મસમૃદ્ધ ધર્મવીર હતા.** જગતૂઇતિહાસમાંના કોક તે ન્હોતા, જગતકથામાંના થોડાક માંના એક તે હતા. તે દેવ ન્હોતા, સાધુ હતાઃ સંયમ પાળતા, ને સંયમ પળાવતા. પણ પોણા ત્રણ લાખની અમદાવાદની વસ્તીમાં, બાર લાખના મુંબઈના માનવસમુદ્રમાં, કે શિત્તેર લાખના લંડનના માનવમહાસાગરમાં કેટકેટલાં સાચ્ચાં સાધુઓ—ને સાધ્વીઓ છે? અનુભવિયા! કોઇ કહેશો?

શ્રીલાલજી મહારાજ એટલે એ સન્તદેવના વતન ટોંકને ઘેરી પડેલા ડુંગરાઓનું એક શિખર. ન્હાનપણમાં એ ટેકરીઓમાં રમતા-ભમતા, કુદરતને ખોળે ખેલતા-ગેલતા, અને કંઇકંઇ અણદીઠું દેખતા ને વણસુણ્યું સાંભળતા. રસિયા ટેકરીના શિખરસિંહાસનનો એ રસિયો અદ્ભુત રસ પીને ઉછર્યો, ને જગત્ખોળે અદ્ભુત નીવડયો. ત્ય્હાં એમને પર્વતોના ન્હોતરાં મળ્યાં કે નગર બહાર-સંસાર બહાર આવો અમારી સંગે. આબુ પર્વતમાંથી જન્મેલી, આરાવલ્લીથી પોષાયેલી બનાસ નદીના

જલકુંડણુમાં ન્હાતાં-ન્હાતાં ન્હાનપણમાંજ જલકુંડેણુ સાંભળ્યાં હતાં કે દયાનાં ઝરણ જગતમાં આવાં વહેવડાવજો. સિદ્ધાર્થ કુમારનાં મહારાણી યશોધરા દેવી સાધ્વીદીક્ષા લઇ બુદ્ધસંઘમાં ભળ્યાનું ઇતિહાસ ને ગ્રન્થોમાં વાંચ્યું છે: પોતે સંન્યસ્તદીક્ષા લીધા પછી બરાબર એક દાયકો વીત્યે, વિ. સં. ૧૯૫૪માં પોતાનાં પૂર્વાશ્રમનાં પત્નીને સાધ્વીદીક્ષા લેવા પ્રેરતા-પ્રોત્સાહતા-ઉદ્બોધતા-જય સાધતા શ્રીલાલજી મહારાજને જોનારાઓ હજી જીવે છે. શ્રીલાલજી મહારાજના જીવનજયના એ મહાપ્રસંગનું વર્ણન આ ચરિત્રલેખકના શબ્દોમાં જ નોંધીશું. 'પતિને પગલે પત્ની' એ મુખસૂત્રવન્તુ ન્હાનકડું ૯મું પ્રકરણ અદ્ભુતતાઓથી ભરેલા આર્યાવર્તના ધર્મ ઇતિહાસમાં આજે યે વિરલ નથી.

"અનુક્રમે મેવાડમાળવાની ભૂમિ પાવન કરતા શ્રીજી મહારાજ રતલામ પધાર્યા × × રતલામ સંઘે ઘણાજ ઉત્સાહ-ભક્તિ અને હર્ષપૂર્વક ત્હેમનો સત્કાર કર્યો: આશરે બે હજાર મનુષ્યો ત્હેમની સ્હામે ગયા હતા. આ વેળા આચાર્યશ્રી ઉદયસાગરજી મહારાજના શરીરમાં વ્યાધિનું જોર વધવાથી તેઓએ અનશન (સંથારો) કરી લીધું સમાચાર દેશાવરમાં ફેલાતાં સેંકડો-હજારો લોકો પૂજ્યશ્રીના દર્શનાર્થે આવવા લાગ્યાં. ટોંકથી શ્રીયુત નાથુલાલજી બબ, ત્હેમના પુત્ર માણેકલાલ, ને શ્રીમતી માનકુંવરબાઇ (શ્રીજીના સંસારાવસ્થાના ધર્મપત્ની) પણ આવ્યાં. × × હજારો મનુષ્યો વચ્ચે સિંહગર્જનાથી ધર્મઘોષણા કરતા શ્રીલાલજી મહારાજની અપૂર્વ વાણી શ્રવણ કરતાં માનકુંવર-

બાઇને વૈરાગ્ય ઉદ્ભવ્યો; પતિને પગલે ચાલી આત્મોન્નતિ સાધવા ઉત્કંઠા થઇ. અર્ધાંગનાનો દાવો રાખનાર પત્નીને એવી જ સદ્બુદ્ધિ ઉપજે. × × આચાર્યજી મહારાજ પાસે એવી પ્રતિજ્ઞા લીધી કે મ્હારે એક માસથી વધારે મુદ્દત સંસારમાં રહેવું નહીં. × × માનકુંવરબાઇ બધાંની આજ્ઞા લેવા ટોંક ગયાં.

"સં. ૧૯૫૪ના મહા શુદ ૧૦ના રોજ આચાર્યશ્રી ઉદયસાગરજી મહારાજનો સ્વર્ગવાસ થયો. × ×

" × સં. ૧૯૫૪ના ફાગણ શુદ ૫ના રોજ શ્રીમતી માનકુંવરબાઇએ રતલામ મુકામે × × × દીક્ષા અંગિકાર કરી આ વખતે શ્રીજી મહારાજ પણ રતલામમાં જ બિરાજતા હતા. એકજ મિતિએ ત્રણ દીક્ષાઓ થઇ હતી."

ધર્મસંસારની ઉન્નતવાહિની અજાયબીઓ મનુષ્યસંસારને દાખવતી જીવનવૃતની આ કથાઓ સર્વસ્પષ્ટ ને સર્વબોધિની છે.

ઇ. સ. ૧૮૯૭ના ચિરસ્મરણીય ઇતિહાસયશસ્વી વર્ષમાં ભારતના વિદ્વન્મુકુટ વીરપુત્ર ટિળક મહારાજને દેવકીવસુદેવજીનો કારાગૃહવાસ દેવાયો તે પછી થોડાક માસમાં આ બન્યું. ઓગણીસમી સદીના અસ્ત ને વીસમી સદીના પ્હરોઢનું, ઇ. સ. ૧૮૯૮ના પ્રભાતનું આર્યાવર્તમાંનું એ તે સંસારજીવનચિત્ર ને આ તે ધર્મજીવનચિત્ર. પાઠક! 'ભારતખંડમાં અદ્ભુતો તો ઇતિહાસમાં જ છે, આજે ઉગતાં નથી;' 'આર્યાવર્તની આત્મલક્ષ્મી ઓસરી ગઇ છે;' 'ભારતીય પ્રજા તો સંસ્કૃતિને નીચે પગથિયે ઉતરી બેઠી છે:' એવું એવું ભાખનાર વિદેશીઓનો ને 'અચરે અચરે

રામ ' ઉચ્ચારનારા દેશી પોપટડાઓનો જ્ઞાનપરીઘ કેટલો સાંકડો એમની બેઠકના ઓરડા જેટલો છે એ હજી યે કહેવાનું રહે છે?– શ્રીલાલજી મહારાજની ને માનકુંવરબાઈની સંસારજીવનકથા ને ધર્મજીવનવાર્તા ઇતિહાસપ્રસિદ્ધ કોઇ પણ સંસારને કે સંસ્કૃતિને શોભાવે એવાં છે. દામ્પત્યજીવન ને સાધુજીવન તો કોઇ પણ વ્યક્તિનાં કે સંસારનાં કે સંસ્કૃતિનાં બે ફેફસાં છે. અન્ય સંસારોમાં ને સંસ્કૃતિઓમાં દામ્પત્યજીવનને ને સાધુ–જીવનને ફ્ડોવાણ લાગ્યાં છે એટલાં હજી આર્યસંસારમાં ને આર્યસંસ્કૃતિમાં લાગ્યાં નથી. અન્ય દેશોના આત્માઓથી આર્યાવર્તનો આત્મા એટલો હજી વધારે સજીવન છે. **આજનો વીસમી સદીનો ભરતખંડ એટલે મહાત્મા ગાંધીજી ને કસ્તુરબાનાં, શ્રીલાલજી મહારાજ ને માનકુંવર-બાઈનાં તપજીવનનું તપોવન.**

રાજમુગટ ઉતારી ભેખ લીધા પછી ઉજ્જયિનીમાં ને ગૌડ-પાટનગરીમાં પીંગળા રાણીજી કે મેનાવતી માતાજી સમીપે ભિક્ષા કાજે જતા ભર્તૃહરિને ને ગોપીચન્દને નાટકતખ્તા ઉપર તો ઘણાંઓએ દીઠા હશે: ગૃહસ્થાશ્રમવેશે વતનમાં સ્થિર ઠરતા નહીં ને વારંવાર વન ને વૈરાગીઓમા ભાગી જતા તે શ્રીલાલને સાધુવેશમાં ટોડનગરીમાં ચાતુર્માસ માડી સદ્બોધતા, ગોચરી ફરતા, નિહાળનારાઓ હજી હયાત છે. આયુષ્યવયમાં ને દીક્ષા વયમાં છોટા પણ ગુણભંડારમાં મ્હોટા શ્રીલાલને આચાર્યપદે સ્થાપીને ગુણા: પૂજાસ્થાનં * * न च वयम् જેવું સર્વ શાસનમાં દુર્ઘટ મહાસૂત્ર જૈનશાસન હજી સિદ્ધ કરી રહ્યો છે એ જોનારને દાખવ્યું. *'ચેલા તો મ્હારે કરવા જ*

મથી.' 'કલિમહિમા ને પ્રતદુર્ઘટનાના મહાઅનુભવિયાની એ સિદ્ધાન્તબાધા હતી. શ્રીલાલજી મહારાજ પ્રવર્તમાન દેશકાલથી અજ્ઞ; માત્ર શાસ્ત્રસંપન્ન, સાધુ ન હતા, અનુભવવિશારદ હતાઃ કેવળ પંડિત ન હતા, સન્ત હતા.

યૂરોપમાં અદ્વિતીય સુભટનાથ નેપોલિયને ઇટાલીમાં વિજેતાનો લોહમુગટ સ્વહસ્તે પોતાને શિરે ધર્યો હતોઃ શ્રીલાલજી મહારાજે—ને ત્હેમના બાલમિત્ર શુજરમલજી પોરવાડે—સં. ૧૯૪૪ના માગશર માસમાં સ્વયમેવ સાધુદીક્ષા ધારણ કીધી હતી. સંવત્ ૧૯૩૬ના કાર્તિક માસમાં શ્રીલાલજીનાં સગાંસહોદર—કુટુંબ પરિવાર શ્રીલાલની લગ્નમંડલિ સોધાડી ટોંકથી હુની શ્રીલાલનો લગ્નોત્સવ ઉજવવા પધાર્યાઃ શ્રીલાલના ધર્મશુરુ તપસ્વીજી શ્રી પન્નાલાલજી ને ગંભીરમલજી મહારાજ, જ્હેણે સંસારમાં પડવાની થતી ભૂલથી ચેતવવા, આગળથી જ હુની જઇ વિરાજ્યા હતા. લગ્નોત્સવ પછી ત્રણ વર્ષ શ્રીલાલજીનાં લગ્નપત્ની શ્રીમતિ માનકુંવરબાઇ મહિયરમાં જ રહ્યાં, ને સંવત્ ૧૯૩૯માં ટોંક આણે આવ્યાં. દરમિયાન શ્રીલાલજીએ તો 'અખંડ બ્રહ્મચર્ય એ જ મ્હારો જીવન અભિલાષ હો' એ ભીષણ પ્રતિજ્ઞા સ્વીકારી લીધી હતી. શ્રીલાલજીને ને માનકુંવરબાઇને ભાગ્યે વિધિએ વૈરાગ્ય લખેલો હતો તે કોણ ભૂંસી શકે ? માતપિતાપત્ની સ્વજનસહોદરના એવા પ્રયત્નો નિષ્ફળ નીવડયા. પતિએ દીક્ષા લીધી, પતિના જ ગુરુજી સમીપે પછી પત્નીએ દીક્ષાબાધા લીધી. ધર્મદીક્ષિતા થઇ છ વર્ષ સંયમ આરાધી પતિની પહેલાંજ સ્વર્ગે સિધાવવાનું સહુ આર્યગૃહિણીઓ વાંછે છે તે મહાસૌભાગ્ય

માનકુંવરબાઇને પ્રાપ્ત થયું. શું સંયમમાં કે શું સંસારમાં શ્રીલાલજી મહારાજ નૈષ્ઠિક બ્રહ્મચારી જ રહ્યા, ને માનકુંવરબાઇ અખંડ સૌભાગ્યવન્તાં જ રહ્યાં. સંસારની ને વૈરાગ્યની સૌભાગ્યચુંદડી ઓઢીને જ માનકુંવરબાઇ મૃત્યુનિદ્રામાં પોઢયાં. પત્નીભાવના કે પતિભાવનામાં હતાશ થયેલાં, કે જીવનવિઘ્નંશાયેલાં ભગ્નાશ પોતાને માનતાં, નિજની–મ્હોટે ભાગે–ઇન્દ્રિયઆરઝુના રુદનથી સારો સંસાર ગજાવતાં, આપણા નવસંસારનાં કેટકેટલાં 'પ્રેમજોગીઓ'ને આ જોગીજોગણના દામ્પત્યજોગમાંથી શા શા સમ્બોધ લેવાના નથી? આર્યસંસારનું આ જ સફલ દામ્પત્ય, આર્યસંન્યાસનું યે આ જ સફલ દામ્પત્યઃ એ જોગીજોગણનું–ઉભયનું આ જ પરમ દામ્પત્ય, ને ઉભયનું આ જ પરમ નૈષ્ઠિક બ્રહ્મચર્ય. ઇશ્વરના આશીર્વાદ ઉતરો એ આર્યદામ્પત્ય ઉપરઃ અત્યહારે–આ યુગમા પૃથિવીપાથર્યા સ્થૂલપૂજા ને સુખપૂજાના આજના નવજગતમા, એ ગયબી ઈશ્વરી આશીર્વાદની દામ્પત્યજીવનને જરૂર આજી છે.

નવગુજરાતના નવયુગના અનેક સ્ત્રીપુરૂષોએ મ્હને પૂછ્યું છે કે 'કલ્પનાદેશનિવાસી ત્હમારાં જયાજયન્ત માનવજગતમાં હોય તો દાખવો.' ને પછી તરત જ સદગોખ્યું યે છે કે 'આ સંસારમા તો એ દામ્પત્યભાવના ફળવી અશક્યજ છે.' એ ખરૂં છે કે કલ્પનાદેશના એ પુણ્યનિવાસીઓનું દામ્પત્યબ્રહ્મચર્ય જગજ્જીવનમાં ઉતારવું કપરૂં છે. મહાત્માજીનું દામ્પત્યબ્રહ્મચર્ય ઉત્તરકાલનું છેઃ પણ આચાર્યજી શ્રી શ્રીલાલજી મહારાજ ને સાધ્વીજી શ્રી માનકુંવરબાઈનાં નૈષ્ઠિક બ્રહ્મચર્ય-

ભર્યાં પુણ્યજીવનની સાધુકથાથી એ શંકાશીલ પૃચ્છકોનું–આશા રાખું છું કે–સમાધાન થશે. આર્યસંસાર હજી સાધુસૂનો નથી: આશ્ચર્યો હજી સદાનાં આથમી ગયાં નથી. Truth is stranger than fiction : પ્રભુસર્જ્યાં સંસારનાં સત્યો માનવ-સર્જ્યાં કલ્પનાનાં સત્યોથી મહા અજબ જ હોય. માનવી સર્જીને શું–ને કેવુંક– સૃજવાનો હતો? મનુકલ્પના શું એવું સૃજશે કે પ્રભુકલ્પનાથી પર હોય, ને આકાશની ગુફાઓના વિરાટભંડારોમાં યે ન જ હોય ?

અન્ધારિયાના અન્ધારછલકતા આકાશમાં ઉગતી તગતગતી ને આથમતી ઉજ્જ્વળ તારકગણની પરંપરા તો વાંચનાર! ત્હમે નિરખી હશે. પૂર્વાકાશમાં મંગળ કે બુધ ક્ષિતિજ પાછળથી ઉગે, મધ્યાકાશને માથે ચ્હડે ને ચળકેઃ ગગનકલાપના સેંથી–માર્ગ શી મન્દાકિનીની સમીપ શની કે ગુરૂ ઝગમગતા હોય તે ધીરે ધીરે પશ્ચિમાકાશમાં ઉતરે ને આથમેઃ તેજસાંકળની પ્રકાશ પરંપરા રાત્રીભર એમ ઉગતી ને આથમતી ત્હમે નિહાળતા હો ત્હેવામાં, મધ્યરાત્રિ વીતી ગયા પછી, અમૃતનૌકા સમો પૂર્વક્ષિતિજે ઉગતો ને ધીરે ધીરે તારકવૃન્દમાં પધારતો, ચન્દ્રમા યે દીઠો હશે. મ્હારે યે જીવનઆભનાં એવું થયું. સાધુ-સંગનો મ્હને શોખ હતો,–ને થોડા હજી યે છે ચમકના અનેક તારાઓ ન્હાના મ્હોટા ગ્રહઉપગ્રહો જીવનભર જોયાઃ નિજનિજ જગતનાં અન્ધારાં આછાં પાતળાં એ અજવાળતાં,–ને અજવાળે છે. પણ એ સહુમાં આ આંખે તો ચન્દ્રમા એક જ નિહાળ્યો. ઇસ્લામી ઓલિયા મે પારસી અધ્વર્યુઓ એટલા નથી નિરખ્યા.

પણ સનાતની, બ્રહ્મસમાજી, આર્યસમાજી, થિયોસોફિસ્ટ, મુક્તિફોજ, યુનિટેરિયન, પ્રેસ્બિટેરિયન, ઇંગ્લિશચર્ચ, કેથોલિસિઝમના સાધુ સંન્યાસી ધર્મપ્રચારક પાદરીઓના પરિચય લીધા છે. વડોદરામાં સનાતનતત્ત્વના જ્ઞાનસ્થંભરૂપ પંડિતપૂજ્ય છોટુ મહારાજનો પરિચય છે, મુંબઇમાં ફિલસુફિની ગહનતાને યે વ્યવહારસરલ કરી સહમજાવતા નરહરિ મહારાજનાં પ્રવચન સુણ્યાં છે. મોરબીમાં મહામહોપાધ્યાય સંસ્કૃત શિઘ્રકવિ શંકરલાલજીનો સત્સંગ હતો, જૂનાગઢમાં મૂળશંકર વ્યાસજી–વ્યાસ બાપાની અષ્ટોત્તરશત પારાયણના યે દર્શન લીધાં છે. અમદાવાદને પ્રેમદરવાજે વિરાજતા સર્યુદાસજી ને ચડોતરની ચારુતામાં વિચરતા જાનકીદાસજીના દર્શનવિમુખ નથી રહ્યા. ભજનધૂનમાં જ રમતા મોહનદાસજીના ભજનો દિલભર સાંભળ્યાં, ન્હાની–ન્હાનકડી પુણ્યવાર્તાઓથી સત્સંગમંડળીને રીઝવતા, રીઝવીને એક પગથિયું ઉંચે ચ્હડાવતા, જાદવજી મહારાજને યે વારંવાર જોયા. નર્મદાતીરે ગંગનાથના કેશવાનન્દજીની સાથે રાત્રિ ગાળી છે, કરનાળીના ગોવિન્દાશ્રમજી ને ચાંદોદના 'વૈદ્ય સ્વામી'ના યે દર્શન કીધા છે ગંગનાથના બ્રહ્માનન્દજી, વાઘોડિયાના દાદુરામજી, ને માલસરના માધવદાસજીનું દર્શનસૌભાગ્ય નથી મળ્યું એમ નથી. વીસનગરના શિવાનન્દજી–પરમાનન્દજીની, અશ્વીનીકુમારો સમી, વૈદ્યબેલડીને ઓળખુ છું. પુષ્કરવાળા બ્રહ્માનન્દજીના ભજન ને કથનીઓ સાભળી છે ૬૫ વર્ષે વૃદ્ધ સિંહ શી લડખડતી કરચલિયાળી ખાલડીના ભક્તકવિ મહિરાજજીને યે સુણ્યા છે. અદ્વૈતી વામદેવ સ્વામી ને વિશિષ્ઠાદ્વૈતી અન-

નતપ્રસાદજીનાં પ્રવચન ને કીર્તનમાં બેઠો છું. નાટકતખ્તા ઉપર ભજ
વતા ભક્તરાજ ' નરસિંહ મહેતા' ને નિરખ્યા છે, જીવનતખ્તામાં
સિન્ધ બ્રહ્મસમાજના ચાહુરી સાધુજન ભક્તરાજ ડા. ક મેનને મુંબાઇના
પ્રાર્થનાસમાજીએ ને નેક તારાની ધૂનમાં નચાવતા નિરખ્યા છે. આર્ય
સમાજના Intellectual Gymnast—ન્યાયવાદના મહામલ્લ ' આર્ય
ફિલસુફ આત્માનન્દજીનો સહવાસ કીધો છે. બ્રહ્મસમાજના સાધુજન
પ્રતાપચન્દ્ર મજમુદાર ને બાબુ બિપિનચન્દ્ર પાલના ધર્મવ્યા
ખ્યાનો યે સાંભળ્યાં છે. મુક્તિફોજના સેનાધિપતિ જનરલ
બૂથનું, ખ્રિસ્તાચાર્ય શ્રી મુંબાઇના બિશપનું, ડો. ફ્રેગ્બેનનું,
ડો. ફેરબ્હેરનું, ડો. સન્ડરલેન્ડનું ભાષણ કે ધર્મપ્રવચન એક
એક વાર સુણ્યું છે. હિમાદ્રિખોળે આસન માંડી બેઠેલા સ્વા
મીજી શ્રી શ્રદ્ધાનન્દજીને યે નિહાળ્યા છે. વ્હેતી કે ગંગને । પાવ
વની ને ચારેક આંગળ મોતેરી ડોકની સાડી પોણોસો વર્ષની
વયે ઓટેલા ને હાથે લૌકિક વ્યક્તની સોનાનાકળી પહેરેલા વૃદ્ધા
વિધવા મિસિસ બેસન્ટના કે આર્ય સાધુવેશમાં વિચરતા મિ
બ્રુક્સના ધર્મવ્યાખ્યાનોમાં યે ગયો છું. શંકરાચાર્ય શ્રી
માધવતીર્થજી ત્રિવિક્રમતીર્થજી શ્રી શાન્તાનન્દજી કે ' ખિલાફત
શંકરાચાર્ય ' શ્રી ભારતીકૃષ્ણતીર્થજીથી અપરિચિત નથી. ભ્યા
ધોળા પીળા ભગવા વેશનેયને યથાશક્તિ યથામતિ ઓળખ્યા—પારખ્યા
છે. નવાજૂના અનેક ધર્મોના સાધુસન્ત નિહાળ્યા છે, ન્હાના
મ્હોટા અનેક સમ્પ્રદાયોના આચાર્ય— બાપજી—મહારાજ— પ્રભુ-
—ભગવાન જોયા છે. જગતની અન્ધારી મહારાત્રી અજવા-
ળવા મથતા એ સહુ ન્હાનામ્હોટા તારલિયાઓ છગ-

ઝગે છે. એ સકલ તારકવૃન્દની વચ્ચે અમૃતનિધાન ચન્દ્રદેવ શા વિહરતા શ્રીલાલજી મહારાજને નિહાળ્યા હતા. પાઠક! ત્હારી વધુ નિર્મળી આંખે સાધુતાના ચન્દ્રદેવ નિરાળા નિરખ્યા–ઓળખ્યા હોય તો મ્હારે વાંધો નથી: પણ સાધુતાના ચન્દ્રદેવ ત્હેં–ત્હારે કાજે–નિરખ્યા– પારખ્યા હોય તો એટલું મ્હારે બસ છે. આટલું યે પાઠક! વિનવીને યાચું છું, કારણ કે પૃથ્વીભરમાં સંસારની રાત અન્ધારી છે, ભવના માર્ગ હતા તેથી વિકટ ને અઘોર છે.

વિ. સં. ૧૯૭૮. ન્હાનાલાલ દલપતરામ કવિ.



# विषयानुक्रमणिका.



| પ્રકરણ | વિષય | પૃષ્ટાંક. |
|---|---|---|

# पूज्य प्रभावाष्टकानि.

( લેખકઃ—શતાવધાની પંડિત રત્ન શ્રી
રત્નચંદ્રજી સ્વામી. )



## नमस्काराष्टकम्,



वसंततिलकावृत्तम्.

संशुद्धसंयमधरं सरलस्वभावम् ।
मोक्षार्थसाधनपरं प्रथितप्रभावम् ॥
तत्त्वप्रचारपरिशामितदुःखदावम् ।
श्रीलालजिद्गणिवरं नितरां नमामि. ॥ १ ॥

ભાવાર્થઃ—સમ્યક્‌પ્રકારે શુદ્ધ સંયમના ધરનાર, સ્વભાવના ઘણાજ સરળ, મોક્ષરૂપ પરમ પુરૂષાર્થ સાધવામાં નિરંતર મશગુલ, દેશોદેશમાં વિસ્તાર પામેલ ખ્યાતિ—પ્રભાવવાળા, જૈન તત્ત્વોના પ્રચાર કરી અનેક જીવોના દુઃખરૂપ દાવાનળને બુઝાવનાર, એવા આચાર્ય શિરોમણિ શ્રીમત્ શ્રીલાલજી મહારાજને મન, વચન અને કાયાની ત્રિકરણ શુદ્ધિથી નમન કરૂં છું. (૧)

दृष्टेः सदा स्रवति यस्य सुधासमूहो ।
यस्यार्द्रशुद्धहृदयात् करुणाप्रपूरः ॥
यस्याननें वहति सौम्यनदीप्रवाहः ।
श्रीलालजिन्मुनिवरं तमहं नमामि ॥ २ ॥

ભાવાર્થ:—જેની દૃષ્ટિમાંથી હંમેશ અમૃત ઝર્યાં કરતું-અર્થાત્ નજરમાં અમી ભર્યું રહેતું જેથી દરેકના તરફ અમી-દૃષ્ટિથી જોવામાં આવતું; જેના આર્દ્ર અને પવિત્ર હૃદયમાંથી કરૂણા-દયાનું પૂર વહ્યાં કરતું હતું; જેના ચ્હેરા ઉપર સૌમ્યતારૂપ નદીનો પ્રવાહ ચાલ્યાં કરતો હતો; એવા શ્રી શ્રીલાલજી મુનિવરને હું નમન કરૂં છું. (૨)

विद्या विवादरहिता विनयेन युक्ता ।
चित्तं विरक्तमपि सर्वजनस्य रम्यम् ॥
मुद्रा तु यस्य निजशान्तिसमुद्रमग्ना ।
श्रीलालजित्कृतिवरं तमहं नमामि ॥ ३ ॥

ભાવાર્થ:—વિનયથી મેળવેલ જેની વિદ્યા, વિવાદ કરીને બીજાને જીતવાની વૃત્તિથી જરા પણ દૂષિત ન હોતી; જેનું અંતઃકરણ વૈરાગ્યરસથી તરબોળ હતું છતાં લુખ્ખું નહોતું કે કોઇને અરમ્ય લાગે, અપિતુ સર્વને રમણિક લાગતું; જેની મુખ-મુદ્રા તો આત્મિક શાંતિના સમુદ્રમાં મગ્ન થયેલી રહેતી; એવા વિદ્વાનોમાં શ્રેષ્ઠ શ્રીલાલજી મહારાજને નમન કરૂં છું. (૩)




श्रीमज्जिनेन्द्रमतफुल्लसरोजभृङ्गम् ।
शास्त्रीयतत्त्वशुभमौक्तिकराजहंसम् ॥
विस्तीर्णकीर्तिधवलीकृतदिग्विभागं ।
श्रीलालजित्सुकृतिनं शिरसा नमामि ॥ ४ ॥

ભાવાર્થ:—સર્વદર્શન તરફ સામ્યભાવથી જોનાર છતાં વીતરાગમત-જૈન દર્શનરૂપ પ્રફુલ્લિત કમલ ઉપર ભમરાની માફક મુગ્ધ બનેલ હતા; શાસ્ત્રીય તત્ત્વરૂપ સરસ મોતીને ચણનાર રાજહંસ હતા; વિસ્તાર પામેલ જેની કીર્તિથી દશે દિશાઓ ઉજ્વલ બની હતી; એવા સત્કૃત્યપરાયણ શ્રીલાલજી મહારાજને મસ્તક વડે નમન કરૂં છુ. (૪)

यस्याच्छचुम्बकदृपत्सदृशप्रतापै ।
राकृष्यतेमतिविशारदराजवर्गः ॥
संश्लाघ्यते सुमनसा गुणपुष्पवल्ली ।
श्रीलालजिद्यतिवरं मनसा नमामि ॥ ५ ॥

ભાવાર્થઃ - સ્વચ્છ અને મ્હોટા લોહચુંબકના પત્થરમાં જેમ ભારેમા ભારે લોઢાને પણ ખેચવાની શકિત છે તેમ જેના પ્રતાપ-પ્રભાવમા મ્હોટા માણસોને ખેંચવાની શકિત હતી; વળી એજ પ્રતાપવડે સામાન્ય નહિ પણ વિચારશીલ વિદ્વાન્ રાજાઓનો સમુદાય જેના તરફ ખેંચાતો એટલુંજ નહિ પણ તે રાજાઓ જેના ગુણરૂપ ફૂલની વેલડીની સુગંધથી ખુશ થઇને મુક્તકંઠે જેની શ્લાઘા-પ્રશંસા કરતા, એવા યતિઓમાં પ્રધાન શ્રીલાલજી મહારાજને મનોભાવ સાથે નમન કરૂં છું. (૫)

दम्भोज्झितं निराभिमानिनमात्मलक्ष्यं ।
कन्दर्पसर्पदशनोत्खनने समर्थम् ॥
शान्तं सदैव करुणावरुणालयं तं ।
श्रीलालजिद्गणिवरं प्रणमामि भक्त्या ॥ ६ ॥

ભાવાર્થ:—દંભ-ખોટા આડંબર જેમાં લેશ માત્ર ન્હોતો; આચાર્ય પદવી પામેલ અને મહારાજાઓ તેમજ મ્હોટા સરદારોના પૂજનિક છતાં અભિમાન બીલકુલ જેનામાં દેખાતું ન હતું પણ એક આત્મા તરફજ જેનું લક્ષ જણાતું હતું; કંદર્પ-કામદેવ રૂપી સર્પની ઝેરી દાઢા ઉખેડી નોખવાને જે ફતેહમંદ નીવડયા હતા; જેની આસપાસ શાંતિ છવાઇ રહી હતી; કરૂણાના તો જે ભંડાર હતા; એવા આચાર્યશિરોમણિ શ્રીલાલજી મહારાજને આંતરભકિતથી પ્રણામ કરૂં છું. (૬)

पाषाणतुल्यहृदया अपि के च नार्या ।
नीताः स्वधर्मपदवीं कुशलेन येन ॥
दृष्टान्तयुक्तिरसगर्भितबोधशैल्या ।
श्रीलालजीद्गणिवरं गुरुकल्पमीडे ॥ ७ ॥

ભાવાર્થ:—કેટલાએક આર્યભૂમિ અને આર્યકુળમાં ઉત્પન્ન થયા છતાં ધર્મસંસ્કારહીનતાને લીધે પત્થર જેવા હૃદયવાળા બની ગયેલ, તેવાઓને પણ જે કુશલ પુરૂષે દષ્ટાંત અને યુકિતપૂર્વક રસગર્ભિત બોધ આપવાની પદ્ધતિથી સમજાવી પોતાના ધર્મને માર્ગે ચડાવ્યા-ધર્મપરાયણ બનાવ્યા; એવા આચાર્ય શિરોમણિ બૃહસ્પતિ સમાન શ્રીલાલજી મહારાજની મુક્ત કંઠે સ્તુતિ કરૂં છું. (૭)

रोगेण पीडिततनावपि यस्तपस्या-।
मुग्रां समाचरितवान्मनसोजसा च ॥
मान्द्यं महत्तपसि नापि समाश्रयद्यो ।
बोधादिनित्यनियमे तमहं नमामि ॥ ८ ॥

**ભાવાર્થઃ**—પગમાં વાનો રોગ અને શરીરમાં બીજા કેટલાએક રોગ ઘણીવાર પીડાજનક ઉદ્ભવતા હતા તોપણ તે પીડાને અને શરીરની નબળાઇને ન ગણકારતાં માત્ર મનોબળ વડે ચાર ચાર આઠ આઠ ઉપવાસ ભેગા કરી દેતા; ખુબી તો એ હતી કે એવી મ્હોટી તપસ્યામાં પણ દરરોજ વ્યાખ્યાન આપવું વગેરે નિત્ય નિયમોમાં જરા પણ મંદતા-શિથિલતા આવતી જણાતી ન્હોતી; એવા દૃઢ મનોબળવાળા સમર્થ મહાત્મા શ્રી શ્રીલાલજી મહારાજને વારંવાર નમન કરૂં છું. (૮)



# प्रताप-सौभाग्य-वर्णनाष्टकम्



वसंततिलकावृत्तम्.

सद्यस्त्वमेव पृथिवीप्रवरप्रदीपो ।
हर्तान्धकारपटलस्य हृदि स्थितस्य ॥
मन्येऽपरः प्रकटितस्तरणिर्नवीनो ।
धृत्वा तनुं शुभतरां क्षितिपादचारी ॥ १ ॥

ભાવાર્થ:–હે મુનિવર! તીર્થંકર, કેવલી વગેરેની ગેરહાજરીમાં વર્તમાન સમયે જૈન સમાજ માટે હૃદયના અંધકાર સમૂહને હરનાર આપ પોતેજ પૃથ્વીના શ્રેષ્ઠ દીવારૂપ છો. હું તો એમ માનું છું કે માનુષિક શરીર ધારણ કરી પૃથ્વી ઉપર ચાલનાર વિલક્ષણ નવીન સૂર્યરૂપેજ આપ પ્રગટ થયા છો. આકાશમાં ભ્રમણ કરનાર એક સૂર્ય અને પૃથ્વી ઉપર પાદવિહારી આપ બીજા સૂર્ય છો. (૧)

सूर्यादस्य वैशिष्ट्यम्.

बाह्यं तमस्ततिमलं प्रतिहन्ति भानु-।
र्नाभ्यन्तरं हृदयभूमिगतं नितान्तम् ॥
त्वं तु प्रबोधकजिनोक्तवचोवितानै-।
र्जाड्यं द्वयं हरसि भूमिरवे जनानाम् ॥ २ ॥

ભાવાર્થ:—આકાશનો સૂર્ય તો બહારના-સ્થૂલ અંધકારના સમૂહને હણવા સમર્થ થાય છે પણ માણસોની હૃદયભૂમિની અંદર પસરેલ અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરવા સમર્થ નથી; ત્યારે હે ભૂમિના સૂર્ય-પાદવિહારી સૂર્ય રૂપ મુનિવર! આપ તો તાત્ત્વિક બોધ કરાવનાર વીતરાગના વચનદ્વારા બાહ્ય અને આતરિક બંને પ્રકારની જડતા જનસમૂહમાંથી હરી લો છો-દૂર કરો છો, એ આપની વિશેષતા છે. (૨)

## पुन वैशिष्टयम्.

साम्राज्यमस्ति दिवसे दिवसेश्वरस्य ।
सायं पुनर्मुनि तदस्तमुपैतिनित्यम् ॥

वृद्धिंगतो निशिदिनं तरुणस्त्वदीयो ।
नव्यः प्रताप इह भाति विलक्षणो वै ॥ ३ ॥

ભાવાર્થ:—આકાશવિહારી સૂર્યનો મહિમા માત્ર દિવસના ભાગમાંજ વર્તાય છે, સવારે ઉદય પામે છે, મધ્યાહ્ને જુવાનીમાં આવે છે; પણ સાંઝ પડે છે કે સૂર્યનુ સામ્રાજ્ય અસ્ત ગત થઈ આ જમીન ઉપર તો અદૃશ્ય થઇ જાય છે, ત્યારે આપનો પ્રતાપ તો રાતદિવસ વૃદ્ધિ પામતો તરૂણને તરૂણ રહી પ્રતિક્ષણ અભિનવરૂપે ચડતી કલામાં પ્રતીત થાય છે. સૂર્યના સામ્રાજ્ય કરતાં આપના સામ્રાજ્યની એજ વિલક્ષણતા છે. (૩)

विजय लक्ष्मीः

संघाटके मुनिषु सत्सु महत्सु चान्ये-।
प्याचार्यपूज्यपदवीपदमाश्रिता ते ॥
मन्ये प्रतापतपनं ह्युदितं तवैव।
दृष्ट्वा प्रसत्तिमभजत्त्वयि सा जयश्रीः ॥ ४ ॥

ભાવાર્થઃ—સ્વર્ગસ્થ પૂજ્ય શ્રી ચોથમલજી મહારાજના અવસાન સમયે આચાર્ય અને પૂજ્ય પદવીનો સવાલ ઉપસ્થિત થયો તે વખતે આપના સંઘાડામાં આપના કરતાં ઉમ્મરે અને પ્રવજ્યાએ મ્હોટા મુનિવરો વિદ્યમાન છતાં આચાર્ય—પૂજ્ય પદવી આપના ચરણનેજ વરી તેનું કારણ મને તો એમ જણાય છે કે આપનો પ્રતાપ સૂર્ય ઉગી નીકળ્યો હતો તે જોઈનેજ વિજય-લક્ષ્મી આપના ઉપર પ્રસન્ન થઈ. (૪)

साम्राज्यतारुण्यप्रदर्शनम्-

वैज्ञानिकाः पदविभूषितपाण्डिताश्च।
नव्याः पुरातनजनाः क्षितिपा महान्तः ॥
सन्मानयन्ति दृढभक्तिपुरःसरं त्वां।
मध्याह्नकालमहिमैष धरारवेस्ते ॥ ५ ॥

ભાવાર્થઃ—નવીન રોશનીવાળા વિદ્વાનો અને આચાર્ય તીર્થ આદિ પદવીથી વિભૂષિત થયેલ પંડિતો, નવા જમાનાના સંસ્કારવાળા જુવાનીયાઓ અને પુરાતન પદ્ધતિને માન આપનારા વૃદ્ધો તેમજ મ્હોટા રાજાઓ એક સરખી રીતે દૃઢભક્તિ પૂર્વક આપને માન આપે છે અને શ્રદ્ધા પૂર્વક આપનો સત્કાર-સેવા બજાવે છે એજ જમીનના સૂર્યરૂપ આપના મધ્યાહ્ન કાલનો મહિમા છે. (૫)

सौराष्ट्रिका निजमताग्रहिणोपि सन्तो ।
भूत्वा तवाङ्घ्रिजचुम्बनचञ्चरीकाः ॥
त्वां भेजिरेऽतिशयिनं प्रबलप्रतापं ।
मध्याह्नकालमहिमैष धरारवेस्ते ॥ ६ ॥

ભાવાર્થ:—જ્યારે આપ કાઠીયાવાડમાં પધાર્યા ત્યારે જુદા જુદા સંપ્રદાયના સાધુ સાધ્વીઓ પૈકી ઘણા ખરા તો પહેલેજ સમાગમે આપની વિદ્વતા અને અને આપના ચારિત્રને પૂરતી રીતે માન આપતા. પણ જેઓ કંઇક મતાગ્રહી હતા તે પણ આપના થોડા સહવાસ અને પરિચય પછી તો મતાગ્રહને મુકી આપના ચરણ કમળનું ચુંબન કરવામાં ભ્રમર જેવા બની, આચાર્યના અતિશય યુક્ત અને પ્રબળ પ્રૌઢ પ્રતાપવાળા. એવા આપની સેવામાં તત્પર થઇ રહ્યા એ પણ જમીનના સૂર્યરૂપ આપના મધ્યાહ્નકાળનો મહિમાજ સમજવો. (૬)

यत्रागमस्तव महत्स्वपरेषु तत्र ।
विद्वत्सु सत्स्वपि च तावकमेव बोधम् ॥
श्रोतुं रता मुनिजना गृहिणश्च सर्वे ।
मध्याह्नकालमहिमैष धरारवेस्ते ॥ ७ ॥

ભાવાર્થ:—આપના પ્રતાપની ખુબી તો એ હતી કે આ ભૂમિ–કાઠીયાવાડ ભૂમિમાં આપ જ્યાં જ્યાં પધાર્યા તે ગામમાં આપનાથી પ્રવજ્યા અને ઉમરે મોટા એવા વિદ્વાન મુનિઓ બીરાજતા હતા છતાં બીજા કોઈ વ્યાખ્યાન ન વાંચતાં માત્ર આપની સમક્ષ એકજ સભામાં તમામ સાધુઓ, શ્રાવકો તેમજ ઇતર વર્ગના લોકો

આપનું વ્યાખ્યાન સાંભળવાને ઉત્સુક થતા હતા અને આપની પાસેજ વ્યાખ્યાન વંચાવતા હતા; તેમાં લેશ માત્ર પણ કોઈ મુનિના મનમાં એમ ન આવતું કે અમારા સેવકો અમારા કરતાં આપને કેમ વધારે માન આપે. આ પણ જમીનના સૂર્યરૂપ આપના મધ્યાહ્નકાલનો મહિમા સમજવો જોઇએ. (૭)

येनैकदापि तव वाक्श्रवणीकृता वा।
दृष्टं सकृत्तव सुमव्यमुखारविन्दम्॥
आजीवनं मनसि तस्य छविस्त्वदीया।
क्ष्मा विभाति महिमैष तवैव मूर्तेः ॥ ८॥

**ભાવાર્થ:**—જે માણસે એક વાર પણ આપની વાણી સાંભળી છે અથવા એકવાર પણ આપના રમણિક મુખારવિંદનાં દર્શન કર્યાં છે તે માણસના મનરૂપી પ્લેટ ઉપર આપના ચહેરાનો જાણે ફોટો પડી ગયો હોયની અને તે તેના જીવન પર્યંત ભુંસાઇ ન જતાં કાયમ રહેવાનો હોયની તેમ લાગે છે. લેખકને આ તરફનો અનુભવ છે કે એકવારના પરિચયમાં આવેલ માણસો પુનઃ પુનઃ આપને યાદ કરે છે અને દર્શનની, આતુરતા રાખે છે, એ સર્વ આપની વિભૂતિ–ચારિત્ર સંપત્તિનો અદ્ભુત મહિમા છે. (૮)



# अस्मदीय रत्नम्

## विरहाष्टकम्

उपजाति वृत्तम्.

चिन्तामणिर्यत्तुलनां न धत्ते ।
यन्मूल्यकं पार्श्वमणिर्न दत्ते ॥
एतादृशं जङ्गमरत्नमेकं ।
प्रसिद्धिमाप्तं मरुसाधुवर्गे ॥ १ ॥

ભાવાર્થઃ—ચિંતામણિ રત્ન જેની બરાબરી ન કરે અને પાર્શ્વમણિ પણ કિંમતમાં જેનો મુકાબલો ન કરી શકે એવું જંગમ એટલે હાલતું ચાલતું રત્ન અમારા મારવાડ તરફના સાધુ-સમુદાયમાંથી પ્રસિદ્ધિ—જાહેરાતમાં આવ્યું. (૧)

श्रीलालजित्तस्य च नामधेयं
दृष्टं मया प्राक् पुरवङ्कनेरे ॥
तद्दर्शनं तत्र च पक्षमात्रं ।
लब्धं महाभाग्यवशेन नूनम् ॥ २ ॥

ભાવાર્થઃ—તે નર રત્ન-મુનિરત્નનું નામ હવે ક્યાંય પણ અજાણ્યું રહ્યું નથી, તો પણ કહેવું જોઇએ કે તેનું નામ શીરેલાલજી યા શ્રીલાલજિત્ હતું. આ લેખકને માત્ર તેના નામનોજ પરિચય નહિ પણ સંવત્ ૧૯૬૮ ના પ્રથમ-આશાડ માસમાં શ્રી વાંકાનેર શહેરમાં સાક્ષાત્ દર્શનથી પણ પરિચય થયો હતો. જો કે ત્યાં તેમનું દર્શન માત્ર એક પખવાડીયા સુધીજ મળ્યું હતું. તેટલા વખતના દર્શનની પ્રાપ્તિ થઇ એ પણ મહા ભાગ્યનો ઉદય ગણાય. (૨)

तृप्ति र्न या वर्षशतेन जन्या ।
तत्रास्ति पक्षः किमलं प्रमाणः ॥
तथाप्यमूर्न्मेऽत्रभविष्यदाशा ।
हताधुना हा विगता वृथा सा ॥ ३ ॥

ભાવાર્થઃ—જેનું દર્શન સો વરસ સુધી થાય તોપણ મનને પૂરી તૃપ્તિ ન થાય તેમા એક પખવાડિયું ક્યા હિસાબમાં? જોકે એક પખવાડીઉં સાથે રહેવાથી બંનેના મનમાં આખું ચાતુર્માસ્ય સાથે રહેવાની પ્રબળ ઇચ્છા થઇ આવી હતી, પણ એકનું મોરબી અને બીજાનું ધોરાજી ચોમાસું મુકરર થવાથી નાઉમેદી થઇ હતી. છતાં ચાતુર્માસ્યનો ફેરફાર કરવાને કોશીશ ચાલુ થઇ હતી, પણ અમુક સંયોગોને લીધે નિરાશામાં પરિણામ આવ્યું. ચોમાસું ઉતર્યા પછી ભેગા થવાની આશા રાખી હતી પણ ચોમાસું ઉતરતાં અચાનક મારવાડ તરફના વિહારથી તે આશા લંબાણી હતી. પણ હા! ખેદની વાત છે કે છેટલા ખેદકારક સમાચારથી તે આશાને મોટો ધક્કો લાગ્યો. અરે! તે સંભાવના તદન નિષ્ફળ નીવડી છે! (૩)

विलुप्तं रत्नम्?

वंशस्थ वृत्तम्

हा हा !! हृतं केन समाजभूषणं ।
क्रिंचिन्न यत्रास्ति विकार दूषणम् ॥
अलंकृता येन विराजते मही ।
रत्नं विलुप्तं तदिहोत्तमोत्तमम् ॥ ४ ॥

**ભાવાર્થ:**—અરેરે ! જેની પ્રકૃતિમાં કોઇ પણ જાતનો વિકાર નહિ અને જેના ચારિત્રમાં કોઇ જાતનું દૂષણ નહિ એવું અમારૂં એક જંગમ રત્ન કે જે જૈન સમાજને દીપાવનાર ભૂષણ હતું તેને કોણ ચોરી ગયું ?! અરે જેનાથી આખી પૃથ્વી અલંકૃત થયેલી છે એવું અમારૂં ઉત્તમોત્તમ રત્ન આ પૃથ્વી ઉપરથી કયાં ગુમ થઈ ગયું ! (૪)

उपजाति वृत्तम्

आर्य्यार्थे भूपावव्रजोकयामः ।
स्थले स्थले रत्नमिदं महार्घम् ॥
न दृश्यते कापि तदस्मदीयं ।
न चापि तत्तुल्यमथापरं हा ! ॥ ५ ॥

**ભાવાર્થ:**—આર્યાવર્ત્તમાં દેશોદેશ, ગામોગામ અને ઠેકાણે ઠેકાણે ફરીને આ કિંમતી રત્નને મેળવવા જોઇએ છીએ, તપાસી તપાસી શોધીએ છીએ પણ તે અમારૂં અમૂલ્ય જવાહીર કયાંય પણ જોવામાં આવતું નથી. ખેદનો વિષય એ છે કે તેની તુલના કરી શકે તેવું પણ કયાંય જોવામાં નથી આવતું. (૫)

कस्मात्तत्तुल्यमपरं न !

अलौकिकं सुन्दरमद्वितीयम् ।
मनूनकं कान्ततरं विशुद्धम् ॥
अमन्दमानन्दपदं विपद्घ्नं ।
पुण्यौघलभ्यं हि तदस्मदीयम् ॥ ६ ॥

ભાવાર્થઃ—તે અમારૂં ઝવાહીર લૌકિક નહિ પણ લોકોત્તર હતું; રમણિકમાં રમણિક અને જોડી વગરનું અર્થાત તેની સરખામણીમાં બીજું કોઇ ઉભું રહે તેમ ન હોવાથી તે એકજ હતું; તેનામાં કંઇ ઉણપ દેખાતી નહોતી; અતિશય મનોદ્રવ અને દૂષણ રહિત વિશુદ્ધ હતું; તેનું તેજ ક્યારે પણ પણ મંદ પડતું નહિ; સર્વ કોઇને આનંદનું સ્થાન હતું; વિપત્તિને વીખેરનાર ખરેખર તે સમાજના પુણ્યોદયેજ અત્રે પ્રાપ્ત થયેલું હતું. (૬)

प्रश्नाः

स्थातुं न योग्यः किमु मर्त्यलोकः ।
स्वर्गे ऽथवावश्यकताऽस्य जाता ॥
क्लेशः स्वपक्षे ऽरुचिकारणं किं ।
कस्माद्गतं स्ववसुधां विहाय ? ॥ ७ ॥

ભાવાર્થઃ—શું તે ઝવાહીરને રહેવા માટે આ મર્ત્યલોક-મનુષ્યલોક ઉચિત નથી ? અથવા સ્વર્ગ લોકમાં તેની વધારે જરૂર પડી તેથી શું તેને ત્યાં કોઇ ઉપાડી ગયું ? અથવા અહીં ચાલતો સાંપ્રદાયિક ક્લેશ તેમને અહીં રહેવાની અરૂચિનું કારણ થઇ પડયો ? શા માટે તે આ પૃથ્વી ઉપર કયાંય ન રહેતાં સ્વર્ગલોકમાં ચાલ્યું જાય ? (૭)

दिव्यं मत्युत्तरम्

हृतं न केनापि वृथाऽत्र शोधः ।
प्राप्तुं न शक्यं पृथिवीतले ऽस्मिन् ॥
गतं स्वयं तत् खलु दिव्यलोकं ।
प्रयोजनं किं तदहं न जाने ॥ ८ ॥

ભાવાર્થઃ—ઓ માનવો ! તમારૂં તે અમૂલ્ય રત્ન આ પૃથ્વી ઉપર કોઇએ ચોરી લીધું નથી તેથી તેની શોધ કરવાનો પ્રયત્ન વૃથા—નિષ્ફલ છે. આ પૃથ્વીની સપાટી ઉપર હવે ગમે તેટલી શોધ કરશો તો પણ તે કયાંય મલવાનું નથી. તે પોતે દિવ્યલોક-સ્વર્ગ તરફ પ્રયાણ કરી ગયું છે. "શા માટે" એમ જો પૂછશો તો મારાથી ઉત્તર નહિ અપાય કારણ કે હું તે બાબત વધારે જાણતો નથી. (૮)



# પ્રાચીન ઇતિહાસ અને ગુર્વાવલિ.



જ્ઞાની પુરૂષો કહે છે કે, મનુષ્યત્વ એ ઇશ્વરત્વની પ્રાપ્તિ માટેનું મુખ્ય સાધન છે. કારણ કે તેનામાં વિવેકબુદ્ધિ છે-વિચાર શક્તિ છે; તેથી તે સારાસારનો, સત્યાસત્યનો, ધર્માધર્મનો અને આત્મઅનાત્મતત્વનો નિર્ણય કરી શકે છે. ઉન્નતિના આકાશમાં મનુષ્ય કેટલી ઉંચાઇ સુધી ઉડી શકે, તેનું માપ કોઈથી થઈ શકે તેમ નથી. સ્વર્ગ અને મોક્ષના દરવાજા ખુલ્લા કરવાનું સામર્થ્ય મનુષ્ય ધરાવે છે. પ્રભુના ગુણો તે પોતાના આત્મામાં પ્રકટાવી પ્રભુતા પ્રાપ્ત કરી શકે છે. સર્વ પ્રકારનાં બંધનથી મુક્ત થવું એટલે કે સાચી અને સર્વકાળ રહે તેવી સ્વતંત્રતા મેળવવી, અને સર્વ દુઃખોની નિવૃત્તિ વડે શાશ્વત શાંતિને પ્રાપ્ત કરવી, એ ઉન્નતિનું શિરોબિંદુ છે; એનેજ પરમપદ-પરમાત્મપદ કે મોક્ષ કહેવામાં આવે છે. એ પદ પ્રાપ્ત કરવાની યોગ્યતા મનુષ્ય સિવાય અન્ય પ્રાણીમાં હોતી નથી.

પરંતુ જ્યાંસુધી મનુષ્યજન્મનો ઉદ્દેશ ન સમજાય, સ્વ-સ્વરૂપનું ભાન ન થાય, જગત્ જેવે રૂપે છે, તેવે રૂપે તેને ઓળખી ન શકાય અને મોક્ષનો યથાર્થ માર્ગ જાણવામાં ન આવે ત્યાં-સુધી માનવજન્મની સાર્થકતા ન થાય. એટલા માટે પ્રત્યેક મનુષ્યનું એ કર્તવ્ય છે, કે તેણે મોક્ષ માર્ગને જાણી તે માર્ગે આગળ વધવું. જેથી પરિણામે જન્મ, જરા, મૃત્યુ અને રોગ-શોકાદિ દુઃખોની નિવૃત્તિ થાય; પરંતુ જેમ કોઈ અટવીમાં ભૂલા

પડેલા મનુષ્યને તેમાંથી બહાર નીકળવા માટે માર્ગ બતાવનાર ભોમિયાની જરૂર છે તેવીજ રીતે આ સંસારરૂપ વિકટ અટવીનો પાર પામી મોક્ષ નગરે પહોંચવા માટે પણ કોઇ સન્માર્ગદર્શક ભોમિયાની આવશ્યકતા છે. એટલા માટે જે મહાન પુરૂષો એ માર્ગના જ્ઞાતા છે તેમનું આલંબન લેવું, તેમની આજ્ઞાને અનુસરવું અને તેમને પગલે પગલે ચાલવું એ ઉત્તમ ઉપાય છે.

આવા મહા પુરૂષો પ્રત્યેક યુગમાં ઉત્પન્ન થયાં કરે છે. અનાદિ કાળની વિશ્વવ્યવસ્થાજ એવા પ્રકારની છે કે જ્યારે જ્યારે એવા પુરૂષોની આવશ્યકતા હોય છે ત્યારે ત્યારે તેમનો પ્રાદુર્ભાવ થયાં કરે છે. તેઓ સંસારની ક્ષુદ્ર વાસનાઓનો ત્યાગ કરી તે મહાપુરૂષની ઉત્પત્તિ સમયે જગત જે સ્થિતિમાં હોય તેના કરતાં તેને વધારે ઉચ્ચતર સ્થિતિમાં લઇ જવા માટે કેવળ નિષ્કામવૃત્તિથી પ્રયત્નશીલ રહે છે, તેમની સર્વ વિભૂતિઓ પરોપકારાર્થેજ હોય છે, જગતના કલ્યાણ માટે આત્મસમર્પણ કરવા તેઓ સર્વદા તત્પર રહે છે, અને કર્તવ્યપાલનમાં પ્રાણની પણ પરવા કરતા નથી. એમના આચારવિચારો, એમની નીતિરીતિઓ અને એમના જીવનના નાના મોટા દરેક બનાવો ધ્રુવના તારાની પેઠે આપણને સંસારસાગરમાં આપણી જીવન નૌકા ચલાવવા દિશા બતાવનાર થઇ પડે છે.

ઉપર્યુકત મહાત્માઓ પૈકી જેઓ રાગદ્વેષનાં બંધનથી સર્વથા મુકત થાય છે, આત્માના મૂળ ગુણોને રોકી રાખનારા મોહ મમત્વના પડદાઓને ચીરી નાખે છે, જ્ઞાનાવરણીયાદિ ચાર ઘાતિ કર્મનો સર્વથા ક્ષય કરી આત્મામાં રહેલા અનંત જ્ઞાન, અનંત

દર્શન, અનંત ચારિત્ર અને અનંતવીર્ય (શકિત) ને પ્રકટીભૂત કરે છે, તેઓ પરમાત્માના નામથી સંબોધાય છે. એઓ, રાગદ્વેષને છતેલા હોવાથી જિન, અને સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચાર તીર્થના સ્થાપક હોવાથી તીર્થંકર પણ કહેવાય છે.

-અનંત કરૂણાના નિધાન, સર્વજ્ઞ અને સર્વદર્શી જિનદેવ જગત્‌નો ઉદ્ધાર કરવા જે માર્ગ દર્શાવે છે, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ-ભાવને અનુસરીને જે જે નિયમો યોજે છે અને જે જે આજ્ઞાઓ કરે છે તેને ધર્મ અથવા શાસન એવી સંજ્ઞા અપાય છે. આવા જિનેશ્વર દેવ પંચમહાવિદેહ ક્ષેત્રમાં સર્વકાળે હોય છે, પરંતુ ભરત અને ઇર ત ક્ષેત્રમા તેમ નથી. અહિં તો કાળનાં પરિવર્તનો થયાજ કરે છે. જેમ સમુદ્રનું પાણી છ કલાક સુધી ઉંચું ચઢે અને છ કલાક લગી નીચું ઉતરે છે, સૂર્ય છ માસ ઉત્તરમાં, અને છ માસ દક્ષિણમાં આવજા કર્યા કરે છે, તેવી રીતે નિયમિત ગતિથી ફરતા કાળચક્રમાં પણ ધર્મ, અધર્મ અને સુખ દુઃખાદિનો ભરતીઓટ થયાજ કરે છે વીશ કોડાકોડી સાગરોપમના એક કાળચક્રના ઉત્સર્પિણી અને અવસર્પિણી એવા બે વિભાગ છે. દરેકના છ છ આરા કલ્પેલા છે. એ છ આરા પૈકી માત્ર ત્રીજા અને ચોથા આરામાંજ તીર્થંકરોનું અસ્તિત્વ હોય છે. એ રીતે ચડતા ઉત્સર્પિણી કાળમાં ૨૪ અને ઉતરતા એટલે અવસર્પિણી કાળમાં ૨૪ તીર્થંકરો થાય છે. એમ એક કાળચક્રમાં બે ચોવીશી થાય છે. એવાં અનંત કાળચક્રો અતિક્રમ્યાં અને તેમાં અનત તીર્થંકરો થયા.

આપણા આ ભરતક્ષેત્રમાં આ ચાલુ અવસર્પિણીના ચોથા આરામાં ઋષભદેવથી માંડી મહાવીરસ્વામી પર્યંત ૨૪ તીર્થંકરો થયા છે. એમાના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર પ્રભુનું હમણાં શાસન પ્રવર્તે છે.

શ્રી મહાવીરપ્રભુનો જન્મ આજથી ૨૫૨૦ વર્ષ પહેલાં (ઈ. સ. પૂર્વે ૫૯૯ માં) પૂર્વમાં આવેલા બિહારના કુંડપુર નગરના †ક્ષત્રિય-કુલભૂષણ, જ્ઞાતવંશી, કાશ્યપગોત્રી સિદ્ધાર્થ રાજાને ત્યાં થયો હતો. તેમની માતાનું નામ *ત્રિશલા દેવી હતું. પ્રભુ ગર્ભમાં હતા ત્યારથીજ સિદ્ધાર્થ રાજાના રાજ્ય વિસ્તાર તથા ધનધાન્યાદિના ભંડારમાં અણધારી અભિવૃદ્ધિ થવા માંડી હતી. આથી પુત્રનો જન્મ થતાં તેનું શ્રી **વર્ધમાન** એવું નામ આપ્યું હતું. પાછળથી પોતાના અદ્ભુત પરાક્રમોને લીધે તેઓ શ્રી **મહાવીર**ના નામથી વિશ્વમાં વિખ્યાતિ પામ્યા છે. અનંત પુણ્યના ઉદયથી તીર્થંકરપણું પ્રાપ્ત થાય છે. પુણ્ય અર્થાત્ શુભકર્મનાં પુદ્ગલોમાં શુભ દ્રવ્યોને આકર્ષવાનું અતુલ સામર્થ્ય હોય છે. તેથી તીર્થંકરોની શરીરસંપદા, વાણીવિભવ અને મનોબળ આદિ અસાધારણ હોય છે.

યૌવનવય પ્રાપ્ત થયે યશોમતી નામે એક સદ્ગુણવતી અને સુરૂપા રાજકન્યા સાથે શ્રી મહાવીરનો વિવાહ કરવામાં આવ્યો. તેમનાથી પ્રિયદર્શના નામે એક પુત્રી ઉત્પન્ન થઇ. સંસારમાં રહ્યા છતાં

---

† સર્વ તીર્થંકરો ક્ષત્રિયકુળમાજ ઉત્પન્ન થાય છે. અને રાજવૈભવ છોડી જગત્નો ઉદ્ધાર કરવા સંયમ લે છે.

* ત્રિશલાદેવી સિંધ દેશના મહારાજા ચેટક (ચેડા) ની જ્યેષ્ટ પુત્રી હતા. તેમનું અપરનામ પ્રિયકારિણી હતું. તેમનાં બહેન ચેલણા, મગધ દેશના અધિપતિ રાજગૃહી નગરીના મહારાજા શ્રેણિક (જે ભારતીય ઈતિહાસમા બિંબસારને નામે મશહુર છે તે)ની પટરાણી હતાં.

પણ શ્રીમહાવીરનું ચિત્ત સંસારથી જળકમળવત્ વિરક્ત રહેતું. તત્વ-ચિંતનમાં તેમના સમયનો સદવ્યય થતો. દુઃખી દુનિયાનાં દુઃખ ફેડવા માટે, દુનિયામાં શાંતિ પાથરવા માટે, યજ્ઞયાગાદિમાં ધર્મનિમિત્તે હોમાતાં અસંખ્ય પશુઓનો વધ અટકાવી સર્વત્ર અહિંસાધર્મની વિજય પતાકા ફરકાવવા માટે, વિષય કષાયની જ્વાળામાં બળતા જીવોને બચાવવા માટે, અને પ્રાણી માત્રને હિતકર થાય એવો કર્તવ્ય-માર્ગ જગત્‌ને બતાવવાં માટે ગૃહવાસ છોડી સંયમ અંગીકાર કરવા લઘુવયથીજ તેમની પ્રબળ અભિલાષા હતી. ત્રીશ વર્ષની ભરયુવાવસ્થામાં તેમણે રાજવૈભવ, વિષય સુખ અને કુટુંબ પરિવારનો પરિત્યાગ કરી દીક્ષા લીધી. ઘોર તપશ્ચર્યા કરી કર્મ ખપાવી કેવલ્યજ્ઞાન પ્રાપ્ત કરવા ઉદ્યમવંત થયા. રાજમહેલમાં રહેનાર સુકુમાર રજપુત તે હવે સિંહ, વ્યાઘ્રાદિ હિંસકપશુ-ઓના નિવાસસ્થાનરૂપ ભયાનક અરણ્યમાં અનેક વિધ ઉપસર્ગો સહન કરતા વિચરવા લાગ્યા. અન્ય પરિગ્રહોનો પરિ-ત્યાગ કરવાની સાથેજ દેહમમત્વરૂપ પરિગ્રહનો પણ તેમણે સર્વથા પરિત્યાગ કર્યો હતો, તેથી શિઆળાની કડકડતી ઠંડીમાં ઉત્તર હિંદમાં જ્યાં હિમ પડતો અને ઠંડો પવન ફુંકાતો ત્યાં તેઓ વસ્ત્ર રહિત આખી રાત્રિ ધ્યાનવસ્થામાં નિગમન કરતા. પ્રભુ જ્યારે કાયોત્સર્ગધ્યાનમાં સ્થિર થતા ત્યારે ઘણીવાર ગોવાળીઆઓ વગેરે તેમને નિર્દયપણે માર મારતા. એકવાર એક નિર્દય ગોવાળે પ્રભુના કાનમાં ખીલા ઠોકયા હતા. તેમજ એક બીજા ગોવાળે તેમના બે પગ વચ્ચેની પોલાણમાં અગ્નિ સળગાવી તે પર ખીર પકાવી હતી. આમ છતાં પ્રભુ ધ્યાનમાંથી ચલાયમાન થતા નહિ. આ ઉપરાંત ચંડકૌશિક નાગ, શૂલ-

પાણિ યક્ષ, સંગમ દેવતા વગેરે તરફથી થયેલ પરિસહો તથા અનાર્ય દેશના તેમના વિહાર પ્રસંગે અનાર્ય લોકોએ આપેલા ઉપસર્ગોનું વર્ણન સાંભળતાં રોમાંચ ખડાં થાય તેમ છે.

પરંતુ ક્ષમાના સાગર શ્રી મહાવીર પ્રભુ તો એવા વિષમ પ્રસંગોને પણ કર્મના ક્ષયનું કારણ જાણી આનંદપૂર્વક વધાવી લેતા હતા. ઉપસર્ગકર્તાનું પણ શ્રેય ચાહતા અગર શ્રેયને માર્ગે તેને દોરતા. ગોશાળાએ તેમના પર તેજોલેશ્યા મૂકી છતાં પ્રભુએ તેને પ્રતિબોધ આપી સ્વર્ગે પહોંચાડયો. ચંડકૌશિક નાગ તેમને ડંખ્યો ત્યારે તેને જાતિસ્મરણ જ્ઞાન ઉપજાવી સ્વર્ગનો અધિકારી બનાવ્યો.

પ્રભુએ કરેલી ઘોર તપશ્ચર્યાનું વર્ણન પણ આશ્ચર્ય ઉપજાવે તેવું છે. ઘણીવાર તેઓ ચાર ચાર અને છ છ માસ પર્યંત નિરાહાર રહી કાયોત્સર્ગ ધ્યાને રહેતા. આવી રીતે શરીર પરનો મૂર્છાભાવ છોડી, ઇચ્છાનો નિરોધ કરી, ઇંદ્રિયોના વિષયોપ્રતિની આસક્તિ દૂર કરી, આત્મભાવમા અડોલપણે રહેતાં ૧૨ વર્ષ અને ૬ા માસ વીત્યા. છદ્માવસ્થાના એ૪૫૧૫ દિવસ દરમ્યાન તેમણે ફક્ત ૩૫૦ દિવસ આહાર લીધો હતો.

આવી રીતે તપતા પ્રચંડ દાવાનળ વડે કર્મકાષ્ટને દહન કરતાં તથા શુક્લધ્યાન ધ્યાતાં ચાર ઘાતીકર્મનો સર્વથા ક્ષય થયો, એટલે અનાદિ કાળથી ઢંકાઈ રહેલી કેવળજ્યોતિ પ્રગટ થઈ. જેથી પ્રભુ સર્વજ્ઞ અને સર્વદર્શી થયા. લોકાલોકને હસ્તામલકવત્ દેખવા લાગ્યા. આજપર્યંત પ્રભુ પ્રાયઃ મૌન ભજતા હતા, પરંતુ

હવે સંપૂર્ણ જ્ઞાની થવાથી કરૂણાસિંધુ ભગવાને જગતના ઉદ્ધાર માટે મોક્ષ માર્ગની પ્રરૂપણા કરવા માંડી. પાંત્રીશ ગુંણ સંયુકત પ્રભુની અનુપમ વાણી, પ્રાણીમાત્રનું હિત કરનારી, અનંતાનંત ભાવભેદોથી ભરપુર તથા ભવસમુદ્રને તારવા માટે નૌકા સમાન હતી. એ વાણીદ્વારા પ્રભુએ મોક્ષપ્રાપ્તિનાં ચાર સાધન બતાવ્યાં. **જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપ.**

**જ્ઞાન**—જ્ઞાનવડે જીવ અજીવઆદિ વસ્તુઓનું યથાર્થ સ્વરૂપ સમજાય; સ્વ અને પર દ્રવ્યની પિછાણ થાય; પરવસ્તુ-એટલે પુદ્દગલપરનો મમત્વભાવ મટે અને આત્મભાવમાં સ્થિતિ થાય; આત્માના અનંતજ્ઞાન અને અનંત સામર્થ્યનું ભાન થાય; અનાદિકાળથી અવિનાશી આત્મા વિનાશક પૌદ્ગલિક દશામાં હુંપણું તથા મારાપણું માની રાગદ્વેષના બંધનથી બંધાયેલો છે અને એથીજ તેને ચતુર્ગતિરૂપ સંસારમાં આથડતાં અનંત દુઃખો સહેવાં પડે છે, એ સત્યની પ્રતીતિ થાય; દેહાદિક પરવસ્તુમાં મમત્વ ન રહેવાથી દુઃખ તેને સ્પર્શી શકે નહિ; શાશ્વત સુખનો અખુટ ખજાનો તો પોતાનો આત્માજ છે એવો તેને સાક્ષાત્કાર થતો મટે; વળી સર્વ આત્મા સમાન છે એવું ભાન થતાં સર્વાત્મમાં સમદ્રષ્ટિ થાય; સર્વ જીવોને પોતાના સમાન સમજતો થાય, તેથી વેરવિરોધ અને ક્રોધ લોભાદિ દુર્ગુણો તેમજ તજ્જન્ય દુઃખોનો સદંતર અભાવ થઇ જાય; જગતનાં નાનાં મોટાં સમસ્ત પ્રાણીઓને સુખનીજ સતત સ્પૃહા રહ્યાં કરે છે, સુખ સર્વને સર્વદા પ્રિય હોય છે, એમ જાણી તે સર્વને સુખી કરવા પ્રેરાય છે; આવી રીતે જ્ઞાની પુરૂષ મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ ભાવનાને ભાવી

મોક્ષની ચાવી પ્રાપ્ત કરે છે. હું અજર, અમર, અવિનાશી છું, દેહના નાશથી મારો નાશ નથી, એમ સમજતાં તેને ભયનું નામનિશાન ન રહે, અને મૃત્યુથી ડરે નહિ. મૃત્યુથી જે ન ડરે તે શું ન કરે? અર્થાત્ સર્વ સિદ્ધિને વરે. આવી રીતે જ્ઞાનને મોક્ષના પ્રથમ પગથીયારૂપ બનાવી પ્રભુએ ફરમાવ્યું છે કે "जे आया से विन्नाया जे विन्नाया, से आया, जेण विजाणइ से आया". અર્થાત્ જે આત્મા છે તે જ્ઞાન છે અને જે જ્ઞાન છે તે આત્મા છે. તેમજ જે વડે જાણી શકાય છે તે આત્મા છે. (શ્રી આચારાંગ સૂત્ર). આ પ્રમાણે પ્રભુએ જ્ઞાનનો અપાર મહિમા ગાયો છે. જ્ઞાનથીજ વીતરાગતા પ્રાપ્ત થાય છે અને વીતરાગ દશા એજ સર્વ સુખોનું આશ્રમસ્થાન છે.

**દર્શન**—જ્ઞાન વડે જે જાણ્યું તે પર શ્રદ્ધા રાખવી તેનું નામ દર્શન છે. શાસ્ત્રશ્રવણ કે સદ્દગુરૂના સદુપદેશથી ધર્મનું સ્વરૂપ ઘણા મનુષ્યો સમજે છે, પરંતુ જ્યા સુધી તે પર પૂર્ણ વિશ્વાસ ન બેસે ત્યાં સુધી તદનુસાર વર્તન થતું સંભવતું નથી. આથી સમ્યગદર્શન અથવા સાચી શ્રદ્ધાની પણ આવશ્યકતા છે

**ચરિત્ર**—મોક્ષમાર્ગનું ત્રીજું પગથીઉં ચારિત્ર છે. જ્ઞાનથી માર્ગને જાણ્યો અને શ્રદ્ધાથી તેને સત્ય માન્યો છતાં જ્યાં સુધી તે માર્ગમાં ગતિ ન થાય ત્યા સુધી ધારેલે સ્થળે પહોંચી ન શકાય. માટે જ્ઞાન પ્રમાણે વર્તન હોવું જોઈએ. જ્ઞાનનું ફલજ ચારિત્ર છે. "ज्ञानस्य फलम् विरति." ચારિત્ર વિનાનું જ્ઞાન અફળ છે. પ્રાણાતિપાત એટલે હિંસા, અસત્ય

આદિ અઢાર પાપોથી નિવૃત્ત થવું, પાંચ મહાવ્રતો ધારણ કરવાં, ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિ ધારણ કરવી, એનું નામ ચારિત્ર.

**તપ**—મોક્ષનું ચોથું પગથીયું તપ છે. તેના છ અભ્યંતર અને છ બાહ્ય એવા બાર પ્રકાર છે. ચારિત્રથી નવાં કર્મ આવતાં અટકે છે અને તપથી પૂર્વ ઉપાર્જેલાં કર્મનો ક્ષય કરી શકાય છે. કેવળ ભૂખ્યા રહેવું એનેજ પ્રભુએ તપ નથી કહ્યું. પાપનો પશ્ચાત્તાપ કરવો, વડિલોનો વિનય કરવો, વૈયાવૃત્ય એટલે સર્વની સેવા કરવી, સ્વાધ્યાય કરવો, ધ્યાન ધરવું, અને કાયોત્સર્ગ કરવો, એ પણ તપના પ્રકાર છે એ તપને ઉત્તમ પ્રકારનું આભ્યંતર તપ કહ્યું છે ઉપવાસો કરવા, ઉણોદરી કરવી એટલે ઓછું જમવું, વૃત્તિ સંક્ષેપ એટલે ઇચ્છાનો નિરોધ કરવો, રસનો પરિત્યાગ કરવો, દેહદમન કરવું અને ઇંદ્રિયોને કાબુમાં રાખવી એ છ પ્રકારનું બાહ્ય તપ છે.

આત્મા અને કર્મનું પૃથક્કરણ કરવા માટે ઉપર કહેલા ચાર પ્રયોગો પ્રભુએ દર્શાવ્યા છે. અનંતજ્ઞાની શ્રી વીરપ્રભુની વાણીનો સાર લખવા પ્રયત્ન કરવો તે તો બે હાથ વડે તરીને મહાસાગરને ઓળંગવા જેવું ઉપહાસપાત્ર સાહસ ગણાય, છતાં પ્રવચન સિંધુમાંથી બિંદુરૂપ દર્શાવવાનો આશય એજ છે કે જૈનધર્મની ભાવના કેટલી સર્વોત્કૃષ્ટ છે. આવી ઉદાર અને પવિત્ર ભાવનાનો વિશ્વમાં પ્રચાર કરવો. એના જેવું પરમાવશ્યક અને પારમાર્થિક કાર્ય બીજું કયું હોઇ શકે?

શ્રી મહાવીર પ્રભુને કેવલજ્ઞાન ઉપજ્યા પછી શ્રી ગૌતમ સ્વામી આદિ અગીઆર વિદ્વાન્ બ્રાહ્મણ ધર્મગુરૂઓ પોતાની

શંકાઓના નિવારણાર્થે પ્રભુ પાસે આવ્યા. તેમની શંકા નિવૃત્ત થઇ તત્ત્વાવબોધ થતાં તેઓ પ્રભુના શિષ્ય થયા. પ્રભુએ તેમને ચારિત્રમુકુટ પહેરાવ્યો, ત્રિપદી વિદ્યા આપી, અને ગણધર પદ આપ્યું. એ અગિયાર બ્રાહ્મણ ધર્માચાર્યોની સાથે તેમના ૪૪૦૦ શિષ્યોએ પણ પ્રભુ પાસે દીક્ષા લીધી. શ્રીમહાવીર પ્રભુએ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચાર તીર્થની સ્થાપના કરી. દેશોદેશ વિચરી ધર્મોપદેશદ્વારા ઘણા જીવોને પ્રતિબોધ્યા. અનેક રાજા મહારાજાઓ પ્રભુના શિષ્ય થયા. મગધ દેશનો રાજા શ્રેણિક તથા તેનો પુત્ર કોણિક એ મહાવીરપ્રભુના પરમ ભકત હતા. આ સિવાય ચેટક, ચંદ્રપ્રદ્યોત, ઉદાયન, નંદીવર્ધન, દશાર્ણભદ્ર, *જિતશત્રુરાજા, શ્વેતરાજા, વિજયરાજા તથા પાવાપુરીનો હસ્તિપાલ રાજા વગેરે ઘણા રાજાઓએ શ્રી વીર પ્રભુની અપૂર્વ વાણી શ્રવણ કરી જૈનધર્મ અંગીકાર કર્યો હતો. પ્રભુ ત્રીશ વર્ષ સુધી કેવળીપણે પૃથ્વીને પાવન કરતા થકા વિચર્યા ઘણા જીવોને સંસાર સમુદ્રથી તાર્યા છેલ્લું ચાતુર્માસ પ્રભુએ પાવાપુરી નગરીમાં કર્યું હતું. ત્યાં હસ્તીપાલ રાજાની પુરાણી રાજસભામાં બે દિવસનું અનશન કરી પ્રભુ ઉત્તરાધ્યન સૂત્ર ફરમાવતા હતા દેશના રાજાઓ વગેરે પણ છઠ પોષા કરી પ્રભુની વાણી શ્રવણ કરતા હતા. એ સ્થિતિમા આસો માસની અમાવાસ્યાની રાત્રિએ પાછલા પહોરે શેષ ચાર કર્મોનો ક્ષય કરી ૭૨ વર્ષનું આયુષ્ય ભોગવી પ્રભુ નિર્વાણ–મોક્ષ પધાર્યા–શાશ્વત સિદ્ધિને વર્યા.

---

* જિતશત્રુ–એ કલિંગ દેશના યદુવંશીય મહારાજા હતા અને તેમની સાથે સિદ્ધાર્થ રાજાની બહેનના લગ્ન થયાં હતાં.

શ્રી વીરપ્રભુના પવિત્ર શાસનને વિજયવંત વર્તાવનારા, વીરશાસનરૂપ આકાશમાં ઉદય પામી સૂર્યવત્ પ્રકાશ કરનારા અથવા–વીરપ્રભુએ ઉછેરેલા કલ્પવૃક્ષને જળસિંચન કરી નવપલ્લવિત રાખનારા જે જે મહાત્માઓ તેમના શાસનમાં થયા તેમનો ટુંક ઇતિહાસ હવે આપણે તપાસીએ

શ્રી મહાવીર પ્રભુના નિર્વાણ સમયે શ્રી ગૌતમ સ્વામી અને શ્રી સુધર્મા સ્વામી એ બે ગણધરો વિદ્યમાન હતા. શેષ નવ ગણધરો પ્રભુની પહેલાંજ મોક્ષે પધાર્યા હતા જે રાત્રિએ શ્રી વીરપ્રભુ મોક્ષ પધાર્યા તેજ રાત્રિએ તેમના પરનો રાગ ઉપશમ્યા પછી ગૌતમસ્વામીને કેવળજ્ઞાન ઉપજ્યું. કેવળીને આચાર્યપદ ન હોય તેથી શ્રી સુધર્માસ્વામી શ્રી મહાવીરની પાટે બેઠા. શ્રી ગૌતમસ્વામી ૧૨ વર્ષ કેવળ પ્રવર્ત્યા પાળી ૯૨ વર્ષની વયે મોક્ષ પધાર્યા.

૧ **સુધર્માસ્વામી**—એકદા રાજગૃહી નગરીમાં પધાર્યા ત્યાં ઋષભદત્ત નામે એક ધનાઢય શ્રાવક તથા તેમના પુત્ર જંબુકુમાર કે જેમનું આઠ રૂપવતી કન્યાઓ સાથે વેવીશાળ થયું હતું તેઓ ઉપદેશ શ્રવણ કરવા આવ્યા. અપૂર્વ ઉપદેશ સાંભળતાં જંબુનો આત્મા મોહનિદ્રાથી જાગૃત થયો. તેને વૈરાગ્ય સ્ફુર્યો. સંસારની અનિત્યતા પ્રતીત થતાં શાશ્વતશાન્તિની પ્રાપ્તિ માટે તેનું મન લોભાયું. ઘેર આવી દીક્ષા માટે માતાપિતાની આજ્ઞા માગી. અતિ આગ્રહના પરિણામે માતાપિતાએ જંબુ પાસે એવી માગણી કરી કે આઠે કન્યાઓ સાથે લગ્ન કર્યા પછી દીક્ષા લેવી. જંબુએ તે વાત માન્ય રાખી. લગ્ન થયાં. આઠ પરિણીતા

સ્ત્રીઓને જંબુએ પ્રથમ રાત્રિએજ દીક્ષા લેવાનો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. પતિ અને પત્નીઓ વચ્ચે વૈરાગ્ય અને શૃંગાર વિષયક બહુ રસમય સંવાદ શરૂ થયો. એવામાં પ્રભવ નામે એક રાજપુત્ર કે જે પોતાને રાજગાદી ન મળવાથી લૂંટફાટનો ધંધો કરતો હતો તે ૫૦૦ ચોર સહિત જંબુના ગૃહમાં પ્રવેશ્યો. ચોરીનું પાપી કામ કરતાં જંબુનાં વૈરાગ્યમય વચનામૃતો તેના કાને અથડાયાં. તેને પોતાનાં અપકૃત્યો માટે પશ્ચાતાપ થવા લાગ્યો અને વૈરાગ્ય ઉત્પન્ન થયો. આઠે સ્ત્રીઓ પણ સંવાદમાં પતિથી પરાજય પામી વૈરાગ્ય રસમાં તરબોળ થઇ ગઇ હતી. તેમણે તથા પ્રભવાદિક ૫૦૦ ચોરોએ સંસાર પરિત્યાગ કરી સુધર્માસ્વામી પાસે દીક્ષા લીધી. આ વખતે જંબુની વય માત્ર ૧૬ વર્ષની હતી. જંબુસ્વામીને તત્ત્વાવબોધ થવા માટે શ્રી મહાવીરે અર્થરૂપ પ્રકાશેલી અનંત ભાવભેદમય વાણીમાંથી શ્રી સુધર્માસ્વામીએ દ્વાદશ અંગ અને ઉપાંગની યોજના કરી. વર્તમાન સમયે શ્રી આચારાંગાદિ જે જિનાગમ છે તે ગણધર શ્રી સુધર્માસ્વામીનાં ગુંથેલાં છે પ્રભુના નિર્વાણ પછી ૧૨મે વરસે સુધર્માસ્વામીને કેવળ જ્ઞાન ઉપજ્યું અને ૨૦મે વરસે ૧૦૦ વર્ષનું આયુષ્ય ભોગવી તેઓ મોક્ષ સીધાવ્યા

૨ **જંબુસ્વામી**—શ્રીસુધર્માસ્વામી પછી શ્રી જંબુસ્વામી પટોધર થયા. શ્રી વીર પછી ૨૦મે વર્ષે તેમને કેવળજ્ઞાન ઉપજ્યું અને ૬૪મે વર્ષે ૮૦ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી તેઓ મોક્ષ પધાર્યા. શ્રી જંબુસ્વામી પછી ભરતક્ષેત્રમાંથી દશ વસ્તુઓ વિચ્છેદ ગઇ. ૧ કેવળજ્ઞાન, ૨ મનઃપર્યવજ્ઞાન, ૩ પરમાવધિ જ્ઞાન, ૪ પુલાક લબ્ધિ, ૫ આ-

હારક શરીર, ૬ ક્ષપક શ્રેણી, ૭ ઉપશમ શ્રેણી, ૮ પરિહાર વિશુદ્ધિ, સુક્ષ્મસંપરાય અને યથાખ્યાત એ ત્રણ ચારિત્ર, ૯ જિનકલ્પી સાધુ અને ૧૦ ક્ષાયક સમકિત.

૩ **શ્રીપ્રભવસ્વામી**—શ્રીજંબુસ્વામી પછી શ્રીપ્રભવસ્વામી પટ્ટોધર થયા. તેમણે જ્ઞાનોપયોગ વડે રાજગૃહીના વાસી શય્યંભવભટ્ટને આચાર્યપદ યોગ્ય જાણી પ્રતિબોધ્યા અને તેણે દીક્ષા લીધી. ૮૫ વર્ષનું આયુષ્ય ભોગવી વીર નિર્વાણથી ૭૫મે વર્ષે શ્રીપ્રભવસ્વામી સ્વર્ગે પધાર્યા.

૪ **શ્રીશય્યંભવસ્વામી**—તે પછી શય્યંભવસ્વામી આચાર્ય થયા. તેમણે દીક્ષા લીધેલી ત્યારે તેમની સ્ત્રી ગર્ભવતી હતી. તેને મનક નામે એક પુત્ર થયો. મનકે નવમે વરસે પિતા પાસે દીક્ષા લીધી; પરંતુ તેનું આયુષ્ય અલ્પ જાણી તેને અલ્પસમયમાં શ્રુતજ્ઞાની બનાવવાના આશયથી પૂર્વમાંથી દશવૈકાલિક સૂત્રનો ઉદ્ધાર કરી મનક મુનિને અધ્યયન કરાવ્યું. અણગાર ધર્મ આરાધી દીક્ષા લીધા પછી છ મહીને મનકમુનિ સ્વર્ગે ગયા, અને શય્યંભવસ્વામી પણ વીર નિર્વાણ સં. ૯૮ માં સ્વર્ગે પધાર્યા.

૫ **શ્રીયશોભદ્રસ્વામી**—શ્રીશય્યંભવસ્વામીની પાટે શ્રીયશોભદ્રસ્વામી થયા. તેઓ વીર પ્રભુ પછી ૧૪૮ વર્ષે સ્વર્ગે પધાર્યા.

૭ **શ્રી સંભૂતિવિજયસ્વામી**—યશોભદ્રસ્વામીની પાટે સંભૂતિવિજય થયા. તેઓ વીર સં. ૧૫૬ માં સ્વર્ગે પધાર્યા.

૬ **શ્રી ભદ્રબાહુ સ્વામી**—દક્ષિણ દેશના પ્રતિષ્ઠાનપુર નગરમાં ભદ્રબાહુ તથા વરાહમિહિર નામે બ્રાહ્મણો રહેતા હતા તેમણે યશોભદ્ર સ્વામીના ઉપદેશથી વૈરાગ્ય પામી દીક્ષા લીધી. ભદ્રબાહુ

સ્વામી ચૌદ પૂર્વધારી થયા અને સંભૂતિવિજય સ્વામી પછી તેઓ આચાર્ય થયા. વરાહમિહિરને આથી ઇર્ષા થઇ અને જૈન દીક્ષા છોડી જ્યોતિર્વિદ્યાના બળથી તેઓ લોકોમાં પ્રસિદ્ધિ પામ્યા. તેમણે વરાહસંહિતા નામે એક જ્યોતિષશાસ્ત્ર બનાવ્યું છે. એવું કહેવાય છે કે તેઓ તાપસ થઇ અજ્ઞાન તપ તપી મરીને વ્યંતર દેવતા થયા હતા અને જૈનોને ઉપદ્રવ કરવા માટે મહામારિનો રોગ ફેલાવ્યો હતો. તે ઉપસર્ગની શાન્તિ માટે ભદ્રબાહુ સ્વામીએ ઉવસગ્ગહરં સ્તોત્ર રચ્યું અને તેના પ્રભાવે ઉપદ્રવ શમ્યો હતો. ઇતિહાસ પ્રસિદ્ધ મૌર્યવંશીય * ચંદ્રગુપ્ત રાજા ભદ્રબાહુ સ્વામીનો પરમ ભક્ત હતો.

---

* શ્રેણિક રાજાનો પૌત્ર ઉદાયિ અપુત્ર મરણ પામ્યા પછી પાટલીપુત્રની ગાદી એક નાઇ (હજામ)ના નંદ નામના પુત્રને મળી હતી. એ રાજાને કલ્પક નામે મંત્રી હતો. અનુક્રમે નંદના વંશના નવ રાજા થયા અને તેમના પ્રધાનો પણ કલ્પકના વંશજો થયા. છેલ્લા (નવમા) નંદને ચાણાક્ય નામના બ્રાહ્મણની સહાયતાથી ચંદ્રગુપ્તે હરાવ્યો, તેથી તે પાટલીપુત્રનો રાજા થયો. નંદના વંશજોએ ૧૫૫ વર્ષ રાજ્ય કર્યું હતું. ચંદ્રગુપ્ત રાજા જૈની હતો તેથી ધર્મદ્વેષને લીધે મુદ્રારાક્ષસ આદિ પુસ્તકોમાં તેને શૂદ્ર જાતિનો કહેવામાં આવ્યો છે. પરંતુ ક્ષત્રિય-ઉપકારિણી મહાસભાએ અનેક અકાટ્ય પ્રમાણોદ્વારા એ સિદ્ધ કર્યું છે કે ચંદ્રગુપ્ત શુદ્ધ મૌર્યવંશીય ક્ષત્રિય હતો.

ગ્રીસનો રાજા મહાન્ સીકંદર (Alexander the Great) ચંદ્રગુપ્તના સમયમાં હિંદપર ચઢી આવ્યો હતો. (ઇ સ. પૂર્વે ૩૨૭થી૩૨૩). ગ્રીક લેખકોના કહેવા પ્રમાણે ચંદ્રગુપ્ત પાસે ૨૦ હજાર ઘોડેસ્વારો, ૨ લાખ સૈનિકો, ૨ હજાર રથ, તથા ૪ હજાર હાથીઓ હતા સીકંદરના સેનાપતિ સિલ્યુકસને ચંદ્રગુપ્તરાજાએ યુદ્ધમાં હરાવી નસાડયો હતો.

વીર નિર્વાણ પછી ૧૭૦ વર્ષે શ્રી ભદ્રબાહુસ્વામી સ્વર્ગે સીધાવ્યા. તેમના પછી ચૌદપૂર્વધારી સાધુ ભરતક્ષેત્રે થયા નથી.

૮ **સ્થૂલિભદ્ર સ્વામી**—નવમા નંદરાજાનો કલ્પક વંશનો શકડાલ નામે મંત્રી હતો. તેને સ્થુલીભદ્ર અને શ્રીપક નામે બે પુત્રો હતા. પાટલીપુત્રમાં કોશા નામે એક બહુ રૂપવતી વેશ્યા રહેતી હતી પ્રધાનપુત્ર સ્થૂલીભદ્ર તેના પ્રેમપાશમાં સપડાયો અને હમેશ ત્યાંજ રહેવા લાગ્યો. શકડાલના મૃત્યુ પછી શ્રીપકને પ્રધાનપદ આપવા માડયું, પરંતુ શ્રીપકે કહ્યું કે મારા જ્યેષ્ઠ ભ્રાતા સ્થૂ-લીભદ્રજી ૧૨ વર્ષથી કોશા વેશ્યાના ગૃહમાં રહે છે તેમને બોલાવી મંત્રીપદ આપો. રાજાએ સ્થૂલીભદ્રને બોલાવી મંત્રીપદ લેવા નિમંત્રણ કર્યું. શરમનો માર્યો સ્થૂલિભદ્ર રાજસભામાં નીચુંજ જોઇ રહ્યો, અને વિચારીને જવાબ આપવા કહ્યું. ઊંડો વિચાર કરતાં રાજખટપટમાં પડવું તેને યોગ્ય ન લાગ્યું. સંસાર પણ તેને અસાર જણાયો. વૈરાગ્ય ઉત્પન થતાં સાધુનો વેષ પહેરી રાજસભામાં આવ્યો અને કહ્યું કે રાજન્! મેં તો આવો વિચાર કર્યો. પછી તેઓએ સંભૂતિવિજય સ્વામી પાસે દીક્ષા લીધી. ચાતુર્માસ નજીક આવતાં સ્થૂલીભદ્રજીએ કોશા વેશ્યાને ત્યાં

ચાતુર્માસ નિર્ગમન કરવા ગુરૂની આજ્ઞા માગી. ગુરૂએ શ્રેયનું કારણ જાણી આજ્ઞા આપી. આ વખતે બીજા પણ ત્રણ મુનિઓ સિંહગુફા, સર્પનું બીલ અને કુવાના ભારોટીયા પાસે ચાતુર્માસ વ્યતીત કરવા ગુરૂની આજ્ઞાથી નીકળ્યા.

સ્થૂલિભદ્ર-સ્વામી કોશાને ઘેર ગયા. તેમને આવતા જોઇ વેશ્યાએ વિચાર્યું. આવા સુકોમળ ગાત્રવાળાથી કઠિન મહાવ્રતોનું પાલન શી રીતે થાય? મારો પ્રેમ હજુ તેમના હૃદયમાંથી ખસ્યો નથી! સ્થૂલિભદ્ર નજીક આવતાં તેમને કોશાએ બહુ સન્માન આપી કહ્યું, સ્વામિન્! આ દાસીપર મહતી કૃપા કરી. જે આજ્ઞા હોય તે સુખે ફરમાવો. નિર્મોહી, નિર્વિકારી મુનિ બોલ્યા. મારે તમારી ચિત્રશાળામાં ચાતુર્માસ ગાળવું છે. વેશ્યાએ ચિત્રશાળા સોંપી. તત્પશ્ચાત્ સ્વાદિષ્ટ ભોજનો તેમને વહોરાવ્યાં. બાદ શૃંગાર સજી તેમની સમક્ષ આવી ઉભી રહી. પૂર્વ પ્રેમનું સ્મરણ કરી પૂર્વે ભોગવેલા ભોગોની યાદ આપી ઘણા હાવભાવ કરવા લાગી. પરંતુ મુનિરાજ તો મેરૂની પેઠે અડોલ રહ્યા. મનમાં લેશમાત્ર વિકાર ઉત્પન ન થયો. ઉલટું વેશ્યાને સદ્‌ઉપદેશ આપી શ્રાવિકા બનાવી. ચાતુર્માસ પૂર્ણ થયો. તેઓ ગુરૂજી પાસે આવ્યા. ત્યારે સિંહ-ગુફાવાસી વગેરે ત્રણે મુનીઓ પણ આવી પહોચ્યા હતા. સૌથી અધિક સન્માન સ્થૂલિભદ્રજીને ગુરૂએ આપવાથી અન્ય શિષ્યોને ઇર્ષા થઇ અને બીજું ચોમાસું આવતાં તેઓએ કોશા વેશ્યાને ત્યાં રહેવા આજ્ઞા માગી ગુરૂના વાર્યા છતાં તેઓ કોશાને ત્યાં ગયા. એકાંતમાં વેશ્યાનું અદ્‌ભુત રૂપ જોવા માત્રથીજ મુનિનું મન ચલાયમાન થયું. પરંતુ કોશા શ્રાવિકાએ તેમને યુક્તિથી પ્રતિબોધી ગુરૂ પાસે મોકલ્યા.

૧ શ્રી ભદ્રબાહુ સ્વામી નેપાળ દેશમાં વિચરતા હતા. તેમની પાસે જઈ સ્થૂલિભદ્ર મુનિએ ૧૦ પૂર્વનો અભ્યાસ કર્યો, અને ભદ્રબાહુ સ્વામીના પછી તેઓએ આચાર્યપદ દીપાવ્યું. શ્રીવીરનિર્વાણ પછી ૨૧૫ વર્ષે સ્થૂલિભદ્રજી સ્વર્ગે ગયા.

૯ શ્રી આર્યમહાગિરિ—શ્રીસ્થૂલિભદ્રની પાટે આર્યમહાગિરિ તથાઆર્યસુહસ્તિસ્વામી થયા. એમના સમયમાં મોટો દુષ્કાળ પડયો હતો છતાં અન્નની સ્પૃહા ન કરનાર જૈનમુનીઓને લોકો ભાવથી આહાર વહોરાવતા. એકદા એક ક્ષુધાપીડિત ભિક્ષુક ગોચરીથી પાછા ફરતા સાધુઓની પાછળ પાછળ અન્ન માટે ટળવળતો ઉપાશ્રયે આવ્યો. આર્યસુહસ્તિજી મહારાજે તેને કહ્યું કે સાધુ વિના અન્યને અમારાથી આહાર ન અપાય. તત્કાળ તેણે દીક્ષા લીધી અને ઘણા દિવસનો ભૂખ્યો હોવાથી તેણે એટલો બધો આહાર કર્યો કે જેના પરિણામે તે મરણાંત કષ્ટ અનુભવવા લાગ્યો. આ વખતે મોટા મોટા શાહુકારોએ તે નવદીક્ષિત મુનિને ઔષધોપચાર આદિથી ઉચિત વૈયાવચ્ચ કરી. માત્ર જૈનમુનિનો વેશ પહેરવાથી પોતાની સ્થિતિમાં જમીન આસમાન જેટલું મહાન અંતર થએલું જોઇ તે બહુ આનંદ અને આશ્ચર્ય પામ્યો અને સમભાવે વેદના સહન કરતા મરીને પાટલીપુત્રના રાજા + કુણાલનો સંપ્રતિ નામે પુત્ર થયો.

સંપ્રતિ રાજા આર્યસુહસ્તિ મહારાજના સમાગમમાં આવતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થવાથી શ્રાવકનાં બાર વ્રત અંગીકાર

---

+ ચંદ્રગુપ્તનો પુત્ર બિંદુસાર, બિંદુસારનો પુત્ર અશોક અને અશોકનો પુત્ર કુણાલ

કર્યા અને દેશોદેશ ઉપદેશકો મોકલી જૈનધર્મની પવિત્ર ભાવનાનો પ્રચાર કર્યો પોતાના રાજ્યમા અમારિપટહ (અમર પડો) વજડાવ્યો અનાર્ય દેશમાં પણ ગૃહસ્થ ઉપદેશકો મોકલી લોકોને અહિંસાધર્મના પ્રેમી બનાવ્યા.

એક વખત આર્ય સુહસ્તિ ઉજ્જયિનીમાં આવ્યા, અને ભદ્રા શેઠાણીની અશ્વશાળામાં ઉતર્યા. ભદ્રાને અવન્તીસુકુમાર નામે એક મહા તેજસ્વી પુત્ર હતો તે પોતાની સ્ત્રીઓ સહિત મહેલમાં દેવતાના જેવા સુખ ભોગવતો હતો એક વખત આચાર્ય મહારાજ પાચમા દેવલોકના નલિનીગુલ્મ વિમાનનો અધિકાર વાંચતા હતા. તે સાભળી અવન્તિસુકુમાર વિચારવા લાગ્યો કે પૂર્વે મે આવી રચના ક્યાંક જોઇ છે. ઉહાપોહ કરતા તેને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. માતાની આજ્ઞા લઇ આચાર્ય સમીપે દીક્ષા લીધી. ઘણા કાળપર્યંત સાધુપણાના ઘોર કષ્ટો સહન કરવાનું તેને ઉચિત ન લાગ્યુ તેથી ગુરૂને અરજ કરી કે આપની આજ્ઞા હોય તો અનશન કરી જ્યાથી આવ્યો છુ ત્યા સત્વર પહોચું. ગુરૂની આજ્ઞા મળતાં સ્મશાન ભૂમિમા જઇ કાયોત્સર્ગ ધ્યાનમા સ્થિર થયા રસ્તામા કાટા કાકરા વગેરે લાગવાથી સુકુમાર મુનિના પગમાથી લોહીની ધારા વહેતી હતી તે રૂધિર ચાટતી ચાટતી એક ભૂખી શિયાળ તેના બે બચ્ચા સહિત ધ્યાનસ્થ મુનિ પાસે આવી અને તેમના શરીરનુ ભક્ષણ કરવુ શરૂ કર્યું. આત્મભાવમા સ્થિર મુનિ લગાર પણ ડગ્યા નહિ સમાધિપૂર્વક કાળ કરી નલિનીગુલ્મ વિમાનમા દેવપણે ઉત્પન્ન થયા દૃઢ મનોબળવાળા મનુષ્યો શુ નથી કરી શકતા? એક મહેલમાં

પાંચમા દેવલોકની ઋદ્ધિ પ્રાપ્ત કરનાર કુમાર! ધન્ય છે તમારા ધૈર્યને! વીર નિર્વાણ પછી ૨૪૫ વર્ષે આર્ય મહાગિરિ અને ૨૬૫ વર્ષે આર્યસુહસ્તિ સ્વામી સ્વર્ગે ગયા.

૧૦—બલસિંહજી (બલિસ્સહજી)—આર્ય મહાગિરિની પાટે તેમના શિષ્ય બલસિંહજી આવ્યા. તેમના શિષ્ય **ઉમાસ્વામી** અને ઉમાસ્વામીના શિષ્ય **શ્યામાચાર્ય** થયા. શ્યામાચાર્યે શ્રી પન્નવણા સૂત્રને પૂર્વમાંથી ઉધ્ધૃત કર્યું.

તે પછી અનુક્રમે ૧૧. **સોવનસ્વામી**, ૧૨. **વીરસ્વામી**, ૧૩. **સ્થંડિલસ્વામી**, ૧૪. **જીવધરસ્વામી**, ૧૫. **આર્યસમંદ-સ્વામી**, ૧૬. **નંદીલસ્વામી**, ૧૭. **નાગહસ્તિસ્વામી**, ૧૮. **રેવંતસ્વામી**, ૧૯. **સિંહગણિજી**, ૨૦. **થંડિલાચાર્ય**, ૨૧. **હેમવંતસ્વામી**, ૨૨. **નાગજીતસ્વામી**, ૨૩. **ગોવિંદ સ્વામી**, ૨૪. **ભૂતદીનસ્વામી**, **છોહગણિજી**, ૨૬. **દુસ્સહગણિજી**, અને ૨૭. **દેવર્ધિગણિજી ક્ષમાશ્રમણ** થયા.

શ્રીમહાવીર નિર્વાણથી ૯૮૦ મે વર્ષે એટલે વિક્રમ સંવત ૫૧૦માં સમર્થ આઠ આચાર્યોએ સમયસૂચકતા વાપરી અત્યારનાં આપણાં સાધનોનો સંગ્રહ કરવાનું વ્યાજબી વિચાર્યું. વલ્લભી-પુર (કાઠીયાવાડમાં ભાવનગર પાસે વળા સ્ટેટ છે.) માં તે સમયે ટોડકૃત રાજસ્થાનના જણાવ્યા પ્રમાણે જૈનોની મોટી વસ્તી હતી અને રાજ્ય શાસન શિલાદિત્યના હાથમાં હતું. જૈનધર્મની વિજય ધ્વજા ફરકાવતા આ પ્રસિદ્ધ શેહેરપર વિક્રમ સંવત **૫૨૫** માં પાર્થીઅન, ગેટ અને હુણ લોકોએ હુમલા કર્યા જેથી **ત્રીસ હજાર** જૈન કુટુંબો તે શહેર છોડી મારવાડમાં જઈ વસ્યા,

આ નાસાભાગમાં અને ઉપરાઉપર પડેલા દુષ્કાળને કારણે લખાયું એટલું પણ પુરૂં જળવાયું નહિ જેથી સૂત્રોની સંકલના છિન્નભિન્ન થઇ ગઇ. અધુરામાં પુરૂં બૌદ્ધ લોકોએ પ્રતિપક્ષી બની જૈન શાસનનો સમુચ્છેદ કરવા કોશીશો ચાલુ કરી. આવા કારણોને લઇ શ્રી ભદ્રબાહુસ્વામી પછી વિક્રમના આઠમા સૈકા સુધીમાં ઘણા જૈન વિદ્વાનો થયા છતાં તેમની કૃતિઓ હાથ આવતી નથી.

દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની પાટે અનુક્રમે ૨૮ વીરભદ્ર, ૨૯ સંકરભદ્ર, ૩૦ યશોભદ્ર, ૩૧ વીરસેન, ૩૨ વીરસંગ્રામ, ૩૩ જિનસેન, ૩૪ હરિસેન, ૩૫ જયસેન, ૩૬ જગમાલ, ૩૭ દેવઋષિ ૩૮ ભીમઋષિ, ૩૯ કર્મઋષિ, ૪૦ રાજઋષિ, ૪૧ દેવસેન, ૪૨ સંકરસેન, ૪૩ લક્ષ્મીલાભ, ૪૪ રામઋષિ, ૪૫ પદ્મસૂરિ, ૪૬ હરિસ્વામી, ૪૭ કુશલદત્ત, ૪૮ ઉવનીઋષિ, ૪૯ જયસેન, ૫૦ વિજયઋષિ, ૫૧ દેવસેન, ૫૨ સુરસેન, ૫૩ મહાસૂરસેન, ૫૪ મહાસેન, ૫૫ જયરાજ, ૫૬ ગજસેન, ૫૭ મિશ્રસેન, ૫૮ વિજયસિંહ, ૫૯ શિવરાજજી, ૬૦ લાલજીઋષિ અને ૬૧ જ્ઞાનજીઋષિ થયા.

મહાવીર પ્રભુથી દેવર્દ્ધિગણિજી સુધીના ૧૦૦૦ વર્ષ દરમિયાન વીરશાસનરૂપ સૂર્ય પોતાનો દિવ્ય પ્રકાશ વિશ્વમાં વિસ્તારી રહ્યો હતો, પરંતુ તે પછીના જ્ઞાનજીઋષિ સુધીના બીજાં ૧૦૦૦ વર્ષ દરમ્યાન એ પ્રકાશ ધીમે ધીમે ઝ ખો પડતો ગયો, અને જ્ઞાનજીના સમયમાં તો જૈનદર્શનની જ્યોતિ છેક જ ઝાખી પડી ગઇ હતી. નિરંકુશ અને માનના ભૂખ્યા સાધુઓની ઉત્સૂત્ર

મરૂપણા, શ્રાવક વર્ગની અજ્ઞાનતા અને અંધશ્રદ્ધા, રાજ્યવિપ્લવો અને અરાજકતાથી ભારતમાં વ્યાપેલી અંધાધુંધી ઇત્યાદિ ઘાડાં કાળાં વાદળાંઓએ એ સૂર્યને ચોમેરથી ઘેરી લીધો હતો.

'સાધુઓ આધ્યાત્મિક જીવન ગાળતા અને વ્યાવહારિક ખટપટથી સર્વથા દૂર રહેતા પરંતુ જેમ જેમ તેમનામાંથી અધ્યાત્મ' પ્રેમ ઓછો થતો ગયો તેમ તેમ બાહ્યાડંબર વધતો ગયો. તેઓ નાના નાના મતભેદોને મોટું સ્વરૂપ આપી નવા નવા ગચ્છો ઉત્પન્ન' કરવા લાગ્યા. તેથી જૈનસંઘની છિન્નભિન્નતા થઇ એકતા નષ્ટ થવા લાગી. પોતાનો પક્ષ સબળ કરવા અને બીજાની હલકાઇ ; કરવા નિમિત્તે પરસ્પર નિંદા અને જુઠા આક્ષેપો કરવામાં તેમના સમય અને શક્તિનો અપવ્યય થવા લાગ્યો. આથી જૈનધર્મના અન્ય સિદ્ધાંતોપર, કહેવાતા જૈન સાધુઓના હાથથીજ વારવાર કુઠારપ્રહાર થવા લાગ્યો સાધુઓમાં શિથિલાચાર વધી પડયો. ઘણા તો મઠાવલંબી અને પરિગ્રહધારી થયા. યતિના અતિ પવિત્ર શબ્દની મહત્તામાં તેઓએ ઘટાડો કર્યો. શ્રાવકોને પોતાના પક્ષમાં લેવા માટે મંત્ર, જંત્ર અને વૈદક આદિ ધત્તીંગો વધવા લાગ્યાં. તથા હિંસાદિ નિષિદ્ધ કાર્યોમાં પ્રવૃત્ત થયા. મન વચન અને કાયાના યોગથી હિંસા કરવી નહિ, કરાવવી નહિ અને કરતાને રૂડું જાણવું નહિ એ અણગાર ધર્મની મર્યાદાનું સદંતર ઉલ્લંઘન થવા માંડયું—સાવદ્ય ભાષા અને સાવદ્ય ક્રિયામાં તેઓ પ્રવૃત્ત થવા લાગ્યા. જૈનેતર પ્રજાની પ્રવૃત્તિઓનું અનુકરણ કરી ઠેકઠેકાણે દહેરાં પ્રતિમાઓ કરાવવાં, પોતપોતાના વાડાના જતિઓ માટે ઉપાશ્રયો બંધાવવાં જાત્રાના સંઘ કઢાવી તેમના નાયક

ખની આધાકર્મી આહાર ભોગવનારાઓની સાથે અટન કરવું, વરઘોડા ચડાવવા, ઉત્સવો કરવા, નાચ નચાવવા ઇત્યાદિ પ્રવૃત્તિઓના પ્રેરક અને અગ્રેસર થવામાં યતિઓ પોતાનું કર્તવ્ય માનવા લાગ્યા. ટુંકામાં કહીએ તો આ સમયે સાધુવર્ગમાંથી ચારિત્ર ધર્મનો લોપ થવા લાગ્યો હતો, અને શ્રાવક સમુદાય કર્તવ્યની દિશા ભૂલી તેમની પાછળ અવળે રસ્તે દોરવાતો હતો. જ્ઞાનજીઋષિના સમયમાં જૈનધર્મની પરિસ્થિતિ આ પ્રમાણે હતી.

આમ છતાં વીરશાસન કેવળ સાધુવિહુણું કદી પણ નહોતું રહ્યું. અનુયાયીઓની અલ્પ સંખ્યા ધરાવતા સાધુઓ અલ્પ સંખ્યામાં સર્વ કાળમાં વિદ્યમાન તો હતાજ. જ્યારે જ્યારે અંધકાર ઘણો વધી જતો ત્યારે કોઇનેકોઇ મહાપુરૂષ ઉત્પન્ન થતો અને જૈનપ્રજાને સન્માર્ગમાં દોરતો.

જૈનશાસનની ઝાંખી પડતી જ્યોતિને વિશેષ ઉદ્યોતકર કરનાર અનેક નવયુગપ્રવર્તક સમર્થ મહાત્માઓ આ બે હજાર વર્ષ દરમ્યાન ઉત્પન્ન થઇ ચુકયા હતા.

જ્ઞાનજીરૂષિના સમયમા પણ એવા એક ધર્મ સુધારક મહા પુરૂષની અત્યંત આવશ્યકતા ઉભી થઇ હતી કે જે સાધુ વર્ગમાંથી ઉપર કહેલા સડાઓને દૂર કરી સત્યનો પ્રકાશ કરે અને જૈનસમાજમાં વધી પડેલા વ્હેમો અને ખોટી માન્યતાઓને નાબુદ કરે. ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે કે ધર્મમા જ્યારે જ્યારે અંધાધુંધી વધી પડે છે ત્યારે ત્યારે કોઇને કોઇ વીર--નર પૃથ્વીપર પ્રકટી તેનો પુનરૂદ્ધાર કરે છે. આવીજ રીતે પંદરમા સૈકામાં એવો એક મહાન્ ધર્મસુધારક ગુજરાતના પાયતખ્ત

અમદાવાદ શહેરમાં ઓશવાળ (ક્ષત્રિય) જ્ઞાતિમાં ઉત્પન્ન થયો. જેમનું નામ લોંકાશાહ હતું. તેઓ નાણાવટીનો ધંધો કરતાં હતા. રાજ દરબારમાં તેમનું ઘણું માન હતું. તેમના હસ્તાક્ષરો ઘણા સુંદર હતા. બુદ્ધિ નિર્મળ હતી. જૈનધર્મ પર તેમનો અપ્રતિમ પ્રેમ હતો. એકદા તેઓ જ્ઞાનજીરૂષિ પાસે ઉપાશ્રયે આવ્યા. આ સમયે જ્ઞાનજીરૂષિ ધર્મશાસ્ત્રો સંભાળવા અને તેને ઠીક ઠીક ગોઠવવાના કાર્યમાં ગુંથાયા હતા. તેમના એક શિષ્યે સૂત્રની જીર્ણ થયેલી પ્રતો જોઇ શાહજીને ઉદ્દેશીને કહ્યું, "આપના સુંદર હસ્તાક્ષરો શું આ પુસ્તકોનો પુનરૂદ્ધાર કરવામાં ઉપયોગી નહિં નીવડે!" શાહજીએ ઘણાજ આનંદપૂર્વક સૂત્રની જીર્ણ પ્રતોની નકલો કરવાનું કાર્ય કરવાનો સ્વીકાર કર્યો. (વિક્રમ સંવત ૧૫૦૯, ઇ. સ ૧૪૫૨) પોતાને માટે પણ તેણે સૂત્રોની પ્રતો લખી લીધી. લખતાં લખતાં તેમનું સૂત્રજ્ઞાન ઘણું વિશાળ થયું. તેમની નિર્મળ અને કુશાગ્ર બુદ્ધિ વીરવાણીના પવિત્ર આશયને પામી ગઇ. તેમનાં જ્ઞાનચક્ષુઓ ઉઘડતાં વીરભાષિત અણુગાર-ધર્મ અને એ સમયના સાધુઓની પ્રવૃત્તિ એ બેની વચ્ચે જમીન-આસમાન જેટલું અંતર જણાયું. સાધુઓની ઉત્સૂત્રપ્રરૂપણા હવે તેમનાથી સહન થઇ શકી નહિ. જૈનસમાજનો ગતિપ્રવાહ ઉલટી દિશામાં વહેતો જોઇ તેમને બહુ લાગી આવ્યું અને સત્યનો પ્રકાશ કરવાની તેમના હૃદયમાં પ્રબળ પ્રેરણા થઇ. વિરોધી દળ બહુ મોટું અને શકિત તથા સાધનસંપન્ન હોવા છતાં નિડરપણે તેઓ જાહેર ઉપદેશ આપવા લાગ્યા અને સત્યમાં સ્વાભાવિક રીતે રહેલી અદ્ભુત આકર્ષણશકિતના પ્રભાવથી તેમના શ્રોતાઓની સંખ્યા પ્રતિદિન વધવા લાગી. જુદા

જૂદા દેશના શ્રીમંત આગેવાન શ્રાવકો મોટી સંખ્યામાં તેમના અનુયાયી થયા. કેવળ શ્રાવકોજ નહિ, કિન્તુ કેટલાક યતિઓએ પણ તેમના સદુપદેશની અસરથી શાસ્ત્રાનુસાર અણગાર ધર્મ આરાધવાની તત્પરતા બતાવી. પોતે વૃદ્ધ હોવાથી દીક્ષા લઇ ન શક્યા. પરંતુ ભાણજી આદિ ૪૫ ભવ્ય જીવોને તેમણે દીક્ષા અપાવી તેમની સહાયતાથી લોંકાશાહે જૈનશાસન સુધારણાના પોતાના કાર્યમાં મહાન વિજય મેળવ્યો, અને થોડાજ સમયમાં હિંદુસ્થાનના એક છેડાથી બીજા છેડા પર્યંત લાખો જૈનો તેમના અનુયાયી બન્યા. જે સમયે યુરોપમાં ધર્મસુધારક માર્ટિન લ્યુથર થયો અને પ્યુરિટન હીલચાલથી ખ્રિસ્તિ ધર્મમાં જાગૃતિ ફેલાઇ તેજ સમય કે તેજ સાલ અજાયબ રીતે જૈન-ધર્મસુધારક શ્રીમાન્ લોંકાશાહના સમયને મળતી આવે છે.*

લોંકાશાહના ઉપદેશથી જે ૪૫ જણાએ દીક્ષા લીધી, તેમણે પોતાના ગચ્છનું લોંકાગચ્છ એવું નામ રાખ્યું. વીર સંવત ૧૫૩૧.

---

* "Ab ut A. D. 1452 the Lonka sect arose and was followed by the Sthanakv.si sect, dates which coincide strickingly with the Lutheren and Puritan movements in Europe."

Heart of Jainism.

સમયે સમયે ધર્મગુરૂઓ જન્મે છે, જામે છે અને જાય છે, પણ સમાજ ઉપર પવિત્ર અને કાયમની છાપ પાડવાનું પ્રારબ્ધ ઘણા થોડાઓજ ધરાવે છે ખ્રિસ્તિ ધર્મમાં માનસિક દાસત્વ દૂર કરવા યુરોપમા જેવું કાર્ય માર્ટિન લ્યુથરે કર્યું તેવું કાર્ય શ્રીમાન્ લોંકાશાહે શ્વેતામ્બર જૈનધર્મમાં ક્રિયોદ્ધાર માટે કર્યું છે.

જ્ઞાનજીઋષિથી આજપર્યંત થયેલ આચાર્યોની નામાવલિ નીચે પ્રમાણે છે.

૬૨ ભાણાજીઋષિ, ૬૩ રૂપજીઋષિ, ૬૪ જીવરાજજીઋષિ, ૬૫ તેજરાજજી, ૬૬ કુંવરજી સ્વામી ૬૭ હર્ષઋષિજી, ૬૮ ગોધાજી સ્વામી, ૬૯ પરશુરામજી સ્વામી, ૭૦ લોકપાળજી સ્વામી ૭૧ મહારાજજી સ્વામી, ૭૨ દોલતરામજી સ્વામી, ૭૩ લાલચંદ સ્વામી, ૭૪ ગોવિંદરામજી સ્વામી, હુકમીચંદજી સ્વામી, ૭૫ શિવલાલજી સ્વામી, ૭૬ ઉદયચંદ્રજી સ્વામી, ૭૭ ચોથમલજી સ્વામી, ૭૮ શ્રી **લાલજી સ્વામી** (આ ચરિત્રના નાયક), ૬૯શ્રી જવાહિરલાલજી સ્વામી, (વર્તમાન આચાર્ય).*

જ્ઞાનજીઋષિથી આજ સુધીનાં ૪૫૦ વર્ષનો ટુંક ઇતિહાસ હવે વર્ણવીએ.

શ્રીમહાવીરની વાણીને અવલંબીનેજ ધર્મોદ્ધારક શ્રીમાન્ લોંકાશાહે જે શુદ્ધ માર્ગ પ્રવર્તાવ્યો–તે માર્ગગામી સાધુઓ શાસ્ત્રના ફરમાન પ્રમાણે સંયમ પાળતા, નિર્વદ્ય ઉપદેશ આપતા, નિષ્પરિગ્રહી રહી ગ્રામાનુગ્રામ અપ્રતિબંદ્ધ વિહાર કરી પવિત્ર જૈનશાસનનો ઉદ્યોત કરતા હતા. ભાણાજીઋષિ, સાધ સરવાજી, રૂપજીઋષિ, તથા જીવરાજઋષિજી વગેરેએ લાખોની મિલકત છોડી દીક્ષા લીધી હતી. સરવાજી તો અકબર બાદશાહના મંત્રી

* પૂજ્યશ્રી હુકમીચંદ્રજી મહારાજના સમ્પ્રદાયની પાટાવલિ અનુસાર તેમના સમ્પ્રદાયમાં ઉત્તરોત્તર થયેલ આચાર્યોની નામાવલિ અત્ર આપવામાં આવી છે.

મંડળમાંના એક હતા. બાદશાહની આનાકાની છતાં પાંચ કરોડની સંપત્તિ છોડી તેમણે દીક્ષા લીધી હતી.

શુમારે સોએક વર્ષ સુધી તો લોંકાગચ્છીય સાધુઓનું વર્તન ઠીક રહ્યું, પરંતુ પાછળથી તેમાં પણ ધીમે ધીમે આચારશિથિલતા અને અંધાધુંધી વધવા લાગ્યાં. પૂર્વવત્ ભયંકર અંધકાર ફેલાવનારાં વાદળાં પુનઃ ચઢી આવ્યાં. સાધુઓ પંચમહાવ્રતને બાજુએ મૂકી મઠાવલંબી અને પરિગ્રહધારી થવા લાગ્યા. તથા સાવદ્ય ભાષા અને સાવદ્ય ક્રિયામાં પ્રવૃત્ત થવા લાગ્યા. જો કે આ વખતે પણ કેટલાક અપરિગ્રહી અને આત્માર્થી સાધુઓ વિશુદ્ધ સંયમ પાલતા કાઠિયાવાડ, મારવાડ અને પંજાબમાં વિચરતા હતા અને તેઓ આ વાદળાંની અસરથી મુક્ત રહ્યા હતા. માળવા, મારવાડ આદિમાં વિચરતા પૂજ્યશ્રી હુકમીચંદ્રજી મહારાજનો સંપ્રદાય એ એવા આત્માર્થી સાધુઓમાંના એકની પાટાનુપાટે થયો છે.

લોંકાશાહ પછી ફરીથી જ્યારે આ વાદળ * ચઢી આવ્યું,

---

* રાજકોટમાં રહેલ અંગ્રેજી બાનુ મિસીસ સ્ટીવન્સન પોતાના Heart of Jain ism નામના પુસ્તકમાં આ પ્રસંગનો ઉલ્લેખ આ મુજબ કરે છે.

"Firmly rooted amongst the laity, they were able, once hurricane was past, to reappear once more and begin to throw out fresh branches .............They arose no directly from the Swetamber sect, but as reformers of an older reforming sect .. ...... .....Many from the Lonka sect joined this reformer and they took the name of Sthanakvasi, whilst their enemies called them Dhundia —Searchers. This title has grown to be quite an honourable one."

ત્યારે તેને વિખેરી નાખવા માટે ગુજરાતમાં પણ કોઇ સમર્થ મહાપુરૂષના પ્રાદુર્ભાવની આવશ્યકતા પુનઃ ઉભી થઈ. એવે સમયે કુદરતે શ્રીમાન્ ધર્મસિંહજી, શ્રી લવજી ઋષિ અને શ્રી ધર્મદાસજી અણગાર એમ એક પછી એક ત્રણ મહાન્ વ્યક્તિઓને ઉત્પન્ન કરી. તેમણે અદ્‌ભુત પરાક્રમ દાખવી લોંકાશાહના ઉપદેશનો પુનરૂદ્ધાર કર્યો. બલ્કે શાસન સુધારણાનું જે કાર્ય તેમણે અધુરૂં મૂકયું હતું તે આ ત્રિપુટીએ પૂર્ણ કર્યું. તેઓએ શ્રીમહાવીરની આજ્ઞાનુસાર અણગારધર્મની આરાધના કરવા માંડી. તેમના વિશુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના પ્રભાવથી તથા શાસ્ત્રાનુકુળ અને સમયાનુકુળ સદુપદેશથી લાખો મનુષ્યો તેમના ભકત બન્યા. એ વખતથી તેમણે જૈનશાસનનો અપૂર્વ ઉદ્યોત કર્યો. ત્યારથી લોંકાગચ્છ યતિવર્ગ અને પંચમહાવ્રતધારી સાધુ એમ બે વિભાગમાં જૈન શ્વેતાંબર પંથ વહેંચાઇ ગયો. લોંકાગચ્છના તથા ઇતર ગચ્છોના જે શ્રાવકો પંચમહાવ્રતધારી સાધુઓને માનનારા તથા તેમણે દર્શાવેલા માર્ગને અનુસરનારા થયા તેઓ સાધુમાર્ગી તરીકે ઓળખાવા લાગ્યા. આ માર્ગ કાંઇ નવો ન હતો; તેમના પ્રવર્તકોએ કોઇ નવાં ધર્મશાસ્ત્રો બનાવ્યાં નહોતાં; માત્ર શાસ્ત્ર વિરૂદ્ધ ચાલતી પ્રણાલિકાને રોકી શાસ્ત્રની આજ્ઞાનેજ તેઓ અનુસરવા લાગ્યા મારવાડના સમ્પ્રદાયો પણ એજ માર્ગને અનુસરનારા હોવાથી તેઓ પણ સાધુમાર્ગી નામથી સંબોધાય છે આ સમ્પ્રદાયોના પ્રભાવશાળી પુરૂષો પૈકી થોડાક મુખ્ય મુખ્ય આચાર્યોનો ટુંક ઇતિહાસ અવલોકવો અસ્થાને નહિ ગણાય.

**શ્રી ધર્મસિંહજીઃ**—તેઓ જામનગર (કાઠીયાવાડ) ના દશાશ્રીમાળી વણિક હતા. તેમના પિતાનું નામ **જિનદાસ** અને

માતાનું નામ શિવા હતું. લોંકાગચ્છના આચાર્ય રત્નસિંહજીના શિષ્ય દેવજી મહારાજનું વ્યાખ્યાન શ્રવણ કરતાં ૧૫ વર્ષની વયે ધર્મસિંહજીને વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને પિતાપુત્ર બંનેએ દીક્ષા લીધી. વિનયવડે ગુરૂકૃપા સંપાદન કરી જ્ઞાન ગ્રહણ કરવા પાછળ પ્રબળ વૈરાગ્યવાન ધર્મસિંહજી મુનિ સતત પરિશ્રમ સેવવા લાગ્યા. ૩૨ સૂત્ર ઉપરાંત, વ્યાકરણ, ન્યાય, વગેરેમાં પણ તેઓ પારંગત થયા. તેમની સ્મરણશકિત અતિ તીવ્ર હતી. તેઓ અષ્ટાવધાન કરતા હતા, શીઘ્ર કાવ્યો રચતા હતા, અને બે હાથે તેમજ બન્ને પગે કલમ પકડી લખી શકતા હતા. બહુસૂત્રી થયા પછી એક દિવસ ધર્મસિંહજી અણગાર વિચારવા લાગ્યાં કે સૂત્રમાં વર્ણવ્યા પ્રમાણે સાધુધર્મ તો અમે પાળતા નથી તો રત્નચિંતામણિ સમાન આ માનવજન્મની સાર્થકતા શી રીતે થશે? તેમણે શુદ્ધ સંયમ પાળવા નિશ્ચય કર્યો અને ગુરૂને પણ કાયરતા છોડી કટિબદ્ધ થવા આગ્રહ કર્યો. ગુરૂજી પૂજ્ય પદવીનો મોહ તોડી ન શકયા. અંતે તેમની આજ્ઞા અને આશિષ મેળવી આત્માર્થી અને સહાધ્યાયી યતિઓ સહિત તેમણે પુનઃ શુદ્ધ દીક્ષા લીધી. (વી. સં. ૧૬૮૫) ધર્મસિંહજી અણગારે ૨૭ સૂત્ર પર ટબ્બા (ટિપ્પણી) લખેલ છે. એ ટબ્બા સૂત્રનું રહસ્ય સરળતા પૂર્વક સમજવા માટે અતિ ઉપયોગી છે. વી. સં. ૧૭૨૮માં તેમનો સ્વર્ગવાસ થયો. તેમનો સમુદાય દરિયાપુરીના નામે ઓળખાય છે.

**શ્રી લવજી ઋષિઃ**-સુરતમાં વીરજી વોરા નામે એક દશાશ્રીમાળી શાહુકાર રહેતો હતો. તેમની પુત્રી ફુલબાઇને લવજી નામે એક પુત્ર હતો. લોકાગચ્છના યતિ બજરંગજી પાસે તેમણે શ્રા-

'અધ્યયન કર્યું', અને દીક્ષા લીધી. યતિઓની આચારશિથિલતા જોઈ તેમણે બે વર્ષ બાદ તેમનાથી છુટા પડી વીર સંવત ૧૬૯૨માં સ્વયમેવ દીક્ષા લીધી. અનેક પરિસહો સહન કર્યા. અને શુદ્ધ ચારિત્ર પાળી જૈનમત દીપાવી સ્વર્ગે ગયા. મુનિશ્રી દોલતઋષિજી તથા અમીઋષિજી વગેરે તેમના સમ્પ્રદાયમાં છે.

**શ્રી ધર્મદાસજી અણગારઃ**—તેઓ અમદાવાદ નજીક સરખેજ ગામના રહીશ જ્ઞાતે ભાવસાર હતા. તેમના પિતાનું નામ જીવન કાળીદાસ હતું. વીર સંવત ૧૭૧૬માં તેમણે પ્રબળ વૈરાગ્યપૂર્વક દીક્ષા લીધી દીક્ષા લીધી તેજ દિવસે ગોચરી જતાં એક કુંભારણે રાખ વહોરાવી તે થોડી તો પાતરામાં પડી અને બાકી હવામાં ફેલાઇ ગઇ. આ વૃતાંત તેમણે ધર્મસિંહજી ઋષિને કહ્યું. ત્યારે તેમણે કહ્યું કે જેમ રાખ વિના કોઇ ઘર ખાલી ન હોય તેમ તમારા શિષ્ય વિના ગામ ખાલી નહિ રહે. વળી રાખ હવામાં ફેલાણી તેવીજ રીતે તમારા શિષ્યો ચોતરફ ધર્મનો ફેલાવો કરશે ધર્મદાસજીને ૯૯ શિષ્યો થયા. તેમણે દેશોદેશ જૈનધર્મનો ઘણો મહિમા વધાર્યો. એ ૯૯ શિષ્ય પકી ૯૮ એ તો માળવા, મેવાડ, મારવાડ અને પંજાબમાં વિહાર કરી જૈનધર્મની જય ધ્વજા ફરકાવવા માંડી અને એક શિષ્ય મુળચંદજી સ્વામી ગુજરાતમાં રહ્યા. તેમણે ગુજરાતમાં ફરીને ધર્મનો ઘણો ઉદ્યોત કર્યો. મૂળચંદજી સ્વામીને સાત શિષ્યો થયા. તેઓ પણ જૈનશાસનને દીપાવે તેવા થયા. તેમનાં નામ આ પ્રમાણે છે ૧ ગુલાબચંદજી, ૨ પંચાણજી, ૩ વનાજી, ૪ ઇંદ્રજી, ૫ વણારશી, ૬ વિઠલજી અને ૭ ભૂખણજી. તેમના શિષ્યોએ કાઠીયાવાડમા

૧ લીંબડી, ૨ ગોંડલ, ૩ બરવાળા, ૪ આઠકોટિ કચ્છી, ૫ ચુડા, ૬ ધ્રાંગધ્રા અને ૭ સાયલા એમ સાત સંઘાડા સ્થાપ્યા.

ગુલાબચંદજી સ્વામીના શિષ્ય વાલજી સ્વામી, વાલજી સ્વામીના શિષ્ય હીરાજી સ્વામી, હીરાજી સ્વામીના શિષ્ય કાનજી સ્વામી અને કાનજી સ્વામીના શિષ્ય અજરામરજી સ્વામી થયા. એ અજરામરજી મહા પ્રતાપી અને પંડિત પુરૂષ થયા. તેમના નામથી અત્યારે લીંબડી સંઘાડો ઓળખાય છે.

**શ્રી દોલતરામજી તથા શ્રી અજરામરજી સ્વામી**-. આ બન્ને મહાત્માઓ સમકાલિન હતા. દોલતરામજીએ સાં. ૧૮૧૪ માં અને અજરામરજીએ ૧૮૧૯માં દીક્ષા લીધી હતી. શ્રી દોલતરામજી મહારાજ તે શ્રી હુકમીચંદજી મહારાજના ગુરૂના ગુરૂ થાય. તેઓ ઘણા સમર્થ વિદ્વાન્ અને સૂત્રસિદ્ધાંતના પારગામી હતા. માળવા અને મારવાડમાં તેઓ વિચરતા અને તે પ્રદેશને પાવન કરતા હતા. તેમની અસાધારણ જ્ઞાનસંપત્તિની પ્રશંસા શ્રી અજરામરજી સ્વામીના સાંભળવામાં આવી. અજરામરજી સ્વામીનું જ્ઞાન પણ ઘણું વિશાળ હતું. છતા સૂત્રજ્ઞાનમાં અધિક ઉન્નતિ કરવા અર્થે શ્રી દોલતરામજી મહારાજ પાસે અભ્યાસ કરવાની તેમને ઇચ્છા થઇ. તે ઉપરથી લીંબડીના સંઘે એક ખાસ માણસદ્વારા દોલતરામજી મહારાજની સેવામા પ્રાર્થનાપત્ર પાઠવ્યો. આચાર્ય પ્રવર શ્રી દોલતરામજી મહારાજ બુંદીકોટે વિરાજતા હતા. તેમણે આ વિજ્ઞપ્તિનો સહર્ષ સ્વીકાર કરી કાઠિયાવાડ તરફ વિહાર કર્યો. ચેલો માણસ પણ અમદાવાદ સુધી પૂજ્યશ્રીની સાથેજ હતો, પણ ત્યાંથી જુદો પડી લીંબડી સંઘને પૂજ્યશ્રીના પધા-

સ્વાની વધામણી પહોંચાડવા માટે આવ્યો. આથી લીંબડી સંઘના આનંદનો પાર ન રહ્યો. લીંબડી સંઘે તે શખ્સને રૂા. ૧૨૫૦) વધામણીના આપ્યા. પૂજ્યશ્રી દોલતરામજી લીંબડી પધારતાં સંઘે તેમનો બહુ બહુ પ્રકારે સત્કાર કર્યો. લીંબડી સંઘની અનુપમ ગુરૂભક્તિ જોઇ દોલતરામજી મહારાજ પણ સાનંદાશ્ચર્ય પામ્યા પંડિતશ્રી અજરામરજી સ્વામી પૂજ્યશ્રી દોલતરામજી મહારાજ પાસેથી સુત્રસિદ્ધાંતનું રહસ્ય સમજવા લાગ્યા. સમકિતસારના કર્તા પં૦ મુનિશ્રી જેઠમલજી મહારાજ આ વખતે પાલણપુર બિરાજતા હતા. તેઓ પણ શાસ્ત્રાધ્યયન કરવા નિમિત્તે લીંબડી આવ્યા. જ્ઞાનગોષ્ટિનો અપૂર્વ આનંદ તેઓ અનુભવવા લાગ્યા. ભિન્ન ભિન્ન સમ્પ્રદાયના સાધુઓમાં આ વખતે પરસ્પર કેટલો બધો પ્રેમભાવ હતો, અને સાધુઓની જ્ઞાનપિપાસા કેટલી તીવ્ર હતી એ આ ઉપરથી જોઇ શકાશે. પં. શ્રી દોલતરામજી મહારાજની સાથે સાથેજ કેટલોક સમય વિચરી પં. શ્રી અજરામરજી મહારાજે સૂત્રજ્ઞાનમાં અપરિમિત અભિવૃદ્ધિ કરી હતી, અને પૂજ્યશ્રી દોલતરામજી મહારાજના આગ્રહથી પૂજ્યશ્રી અજરામરજી મહારાજે જયપુરમાં પણ એક ચાતુર્માસ તેમની સાથે કર્યું હતું.

**પૂજ્યશ્રી હુકમીચંદ્રજી સ્વામી**—પૂજ્ય દોલતરામજી મહારાજની પાટે શ્રી. લાલચંદજી સ્વામી થયા, અને તેમની પાટે પરમપ્રતાપી પૂજ્યશ્રી હુકમીચંદ્રજી સ્વામી થયા. ટોડા (રાયસિંહના) ગામના તેઓ સ્હીશ ઓશવાળ ગૃહસ્થ હતા. તેમનું ગોત્ર ચપલોત હતું. બુંદી શહેરમા સાં. ૧૮૭૯ના માગશર માસમાં પૂજ્યશ્રી લાલચંદજી મહારાજ પાસે તેમણે પ્રબળ વૈરાગ્ય પૂર્વક દીક્ષા

લીધી. ૨૧ વર્ષ સુધી તેમણે બેલે બેલે તપ કર્યો હતો. ગમે તેવી ઠંડીમાં પણ તેઓ એકજ ચાદર ઓઢતા હતા. શિષ્ય કરવાનો તેમને ત્યાગ હતો સર્વ પ્રકારની મીઠાઈનો ત્યાગ હતો. ફક્ત ૧૩ દ્રવ્ય રાખીને શેષ સર્વ દ્રવ્યનો જાવજીવને માટે તેમણે ત્યાગ કર્યો હતો. તેઓ અતિ અલ્પ નિદ્રા લેતા અને રાત્રિ દિવસ સ્વાધ્યાય અને ધ્યાનાદિ પ્રવૃત્તિમાં મચ્યા રહેતા. નિત્ય ૨૦૦ નમોથ્થુણં ગણુતા હતા. પોતે સમર્થ જ્ઞાની છતાં બહુ નિરભિમાની હતા. કોઇ ચર્ચા કરવા આવતું તો પોતાના આજ્ઞાવર્તિ સાધુ શ્રી શિવલાલજી મહારાજની પાસે મોકલી દેતા. પોતાના ગુરૂ પૂજ્યશ્રી લાલચંદ્રજી મહારાજને તેઓ સુત્રાનુસાર સખ્ત આચાર પાળવા પળાવવા વારંવાર અરજ કરતાં. પરંતુ પોતાની અરજનો સ્વીકાર નહિ થવાથી તેઓ અલગ વિચરવા લાગ્યા અને તપસંયમાદિમાં વૃદ્ધિ કરવા લાગ્યા. આથી ગુરૂએ તેમની બહુ હેલના કરવા માંડી. કોઇએ પણ તેમને આહાર પાણી ન વહોરાવવો, તેમનો ઉપદેશ ન સાંભળવો, તેમજ ઉતરવાની જગા પણ ન આપવી એમ ઉપદેશ દેવા માંડયો. ક્ષમાના સાગર શ્રી હુકમીચંદ્રજી મહારાજે તે તરફ લેશ પણ ધ્યાન ન આપ્યું. તેઓ તો ગુરૂના ગુણાનુવાદજ ગાતા હતા અને કહેતા હતા કે એ મારા પરમ ઉપકારી પુરૂષ છે; મહાભાગ્યાવાન્ છે; મારો આત્માજ ભારે કર્મી છે. આ પ્રકારે ગુરૂપ્રશંસા અને આત્મનિંદા કરતા હતા. છતાં ગુરૂ તરફથી તો વાક્બાણના પ્રહારો શરૂજ રહ્યા હતા. આમ કરતા ચાર વર્ષ વીત્યાં પણ કદાપિ ગુરૂના વિરૂદ્ધ એક શબ્દ પણ તેમણે ન ઉચ્ચાર્યો. ચાર વર્ષબાદ ગુરૂને આપોઆપ પસ્તાવો થવા લાગ્યો અને તેઓ પણ નિંદાને બદલે સ્તુતિ કરવા લાગ્યા. છેવટે વ્યાખ્યા-

નમાં જાહેર રીતે કહેવા લાગ્યા કે હુકમીચંદજી તો ચોથા આરાના નમુના છે, આ પવિત્રાત્મા છે અને ઉત્તમ સાધુ છે: તેમની ક્ષમા અદ્ભુત છે. છતાં ચાર વર્ષ સુધી મેં તેમના અવગુણ ગાવામાં ખામી રાખી નથી તેના બદલામાં તેમણે મારા ગુણ ગાવામાં પણ ખામી રાખી નથી. ધન્ય છે એ સત્પુરૂષને ! શ્રીમાન હુકમીચંદજી મહારાજના ગુણસમુહ રૂપ સૂર્ય, સ્વતઃ પ્રકાશી રહ્યો હતો તેથી લોકોનો તેમના પ્રત્યે પ્રથમથીજ પૂજ્યભાવ તો હતોજ, તેમાં આ આચાર્યશ્રીના ઉદ્ગારોનું અનુમોદન મળતાં તેઓશ્રીના યશોદુંદુભિ દશોદિશ ગાજવા લાગ્યા. તેઓએ પોતાના સંપ્રદાયમાં ક્રિયોદ્ધાર કર્યો ત્યારથી એ સંપ્રદાય તેઓના નામથી પ્રસિદ્ધ થયો અને ઓળખાવા લાગ્યો. તેઓશ્રીના અક્ષર મોતીના દાણાં જેવા હતા. તેઓશ્રીના સ્વહસ્તે લખેલી સુત્રોની ૧૯ પ્રતો તે સંપ્રદાયમાં હજી પણ મોજુદ છે

સં. ૧૯૧૭ના વૈશાક સુદ ૫ મંગળવારે જાવદ મુકામે દેહોત્સર્ગ કરી એ પવિત્ર આત્મા સ્વર્ગે સીધાવ્યા

શ્રીયુત ગ્વોઇટે સત્ય કહે છે કેઃ— "કાળથી પણ અવિચ્છિન્ન રહે એવું કોઇ પ્રતાપી અને પ્રૌઢ સ્મારક મૃત્યુબાદ મૂકી જવું, કે દેહ નશ્વરરૂપે નાશ પામી જાય, ત્યારપછી પણ સદાને માટે તે સ્મારકથી જીવવું એમાજ વાસ્તવિક કીર્તિ છે. આવા મહાપુરૂષો જવલ્લેજ જન્મે છે."

પૂજ્ય શિવલાલજી સ્વામી:—શ્રી હુકમીચંદજી મહારાજની પાટે શિવલાલજી મહારાજ આવ્યા. તમણે સં. ૧૮૯૧ માં દીક્ષા લીધી હતી. તેઓ પણ મહા પ્રતાપી હતા. તેમણે ૩૩

વર્ષ પર્યંત અખંડ એકાંતર ઉપવાસ કર્યા હતા. તેઓ જેમ તપસ્વી હતા તેમ વિદ્વાન્ પણ હતા. સ્વપરમતના જ્ઞાતા અને સમર્થ ઉપદેશક હતા. તેમણે પણ જૈનશાસનનો ઘણો ઉદ્યોત કર્યો અને શ્રી હુકમીચંદ્રજી મહારાજના સમ્પ્રદાયની કીર્તિ વધારી. સં. ૧૯૩૩ના પોષ શુદ ૬ ના રોજ તેમનો સ્વર્ગવાસ થયો.

પૂજ્યશ્રી ઉદયસાગરજી સ્વામી:—આ મહાપુરૂષનો જન્મ જોધપુરના ઓશવાળ ગૃહસ્થ શેઠ નથમલજીની પતિવ્રત પરાયણા ભાર્યા શ્રી જીવુબાઇની કુક્ષિથી સાં. ૧૮૭૬ના પોષ મહિનામાં થયો હતો. સાં. ૧૮૯૧ માં તેમનો વિવાહ પરમોત્સાહ પૂર્વક કરવામાં આવ્યો. તેઓશ્રીનાં લગ્ન થયા પછી થોડાજ સમયમાં તેમને સંસારની અસારતાનું ભાન થતાં વૈરાગ્ય સ્ફુર્યો. સર્વસંગ પરિત્યાગ કરવાની અભિલાષા ઉપજી; પરંતુ માત પિતાએ અને કુટુમ્બી જનોએ દીક્ષા લેવાની આજ્ઞા ન આપી તેથી તેઓ શ્રાવકનાં વ્રતો આદરી સાધુનો વેષ પહેરી ભિક્ષાચરી કરતા ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા. કેટલોક સમય એ રીતે દેશાટન કર્યા પછી માતા પિતાની આજ્ઞા મળતાં તેમણે સાં. ૧૯૦૮ના ચૈત્ર શુદ ૧૧ ના રોજ પૂજ્ય શ્રી શિવલાલજી મહારાજના સુશિષ્ય હર્ષચંદ્રજી મહારાજ પાસે દીક્ષા ધારણ કરીને ગુરૂગમથી જ્ઞાન ગ્રહણ કરવા માંડયું. તેમની સ્મરણશક્તિ અદ્ભુત અને બુદ્ધિબળ અગાધ હતું. થોડાજ સમયમાં જ્ઞાન, ચારિત્રની ઘણીજ ઉન્નતિ કરી. તેમની ઉપદેશ શૈલિ ઘણીજ ઉત્તમ હતી, તેથી તેઓશ્રી જ્યાં જ્યાં પધારતા ત્યાં ત્યાં તેમના મુખ કમળની વાણી શ્રવણ કરવા સ્વમતી,

અન્યમતી, હિન્દુ, મુસલમાન વીગેરે મોટી સંખ્યામાં આવતા હતા. તેમની શરીર સંપદા અતિ આકર્ષક હતી. ગૌરવર્ણ, તેજોમય કાંતિ, વિશાળ ભાળ, મોટાં પ્રકાશિત નેત્રો, ચંદ્ર સમાન મનોહર વદન અને તત્ત્વજ્ઞાનમયી અમૃત સમાન મીઠી મધુરી વાણી આ બધું શ્રોતૃ. સમુહપર જાદુઈ અસર ઉપજાવતું. તેઓ શ્રી પંજાબમાં અટક—રાવલપીંડી સુધી વિચર્યા હતા અને એ અજાણ્યા મુલકમાં પણ પોતાનો પ્રભાવ પાડયો હતો. ઘણા રાજાઓને પ્રતિબોધી શિકાર અને માંસ મદિરા છોડાવી અહિંસા ધર્મનો વિજયધ્વજ ફરકાવ્યો હતો.

તેઓશ્રીના આચારવિચાર—તેઓશ્રીના હૃદયનું પ્રતિબિંબ તેઓશ્રીના હાલના સાધુઓ છે ॥ છિદ્રેષ્વનર્થા બહુલી ભવન્તિ ॥ એજ પાપ પૂર્ણપણે તેઓશ્રી સમજતા. મોહ કે લોભમાં જો લેશ સ્વતંત્રતા અપાય તો સ્વતંત્રતા આખરે સ્વચ્છંદતાનું સ્વરૂપ ધારણ કરે છે અને પરિણામે ભયંકર, અસહ્ય અને અક્ષમ્ય દોષો થઇ જાય છે. આ કારણો આગળ ધરી કોઇ પણ શિષ્યને સ્વચ્છંદી થવા ન દેતાં તે સંપ્રદાયના સાધુઓના તેજનો વારસામાં મળેલો હક્ક તેઓશ્રી જાળવી રાખવા ઘણો પ્રયત્ન કરતા.

ભિન્ન ભિન્ન ભેજાંનાં સાધુ મંડળ ભેગાં થતાં એ સમુદાયને શુદ્ધ સંયમની વાડમા સાચવવો એ કાંઇ સહેલું કામ નથી. અનંતાનુબંધીની ચોકડીના ફાંસામાં ફસાતાં મુનિને મુક્ત કરવા સારૂ તેઓ સ્તુત્ય પ્રયાસ કરતા, સૂત્રોનાં રહસ્યો ન્યાયપૂર્વક સમજાવતા કે:—

* असंवुडेणं भंते अणगारे, सिज्झइ, बुज्झइ, मुचइ, परिनिव्वायइ, सव्व दुक्खाणमंतं करेइ ? गोयमा नोइणट्ठे समट्ठे. सेकेणट्ठेणं भंते जाव अनंत करेइ ? गोयमा असंवुडे अणगारे आउय वज्जाओ सत्त कम्म पयडिओ सिढिल बंधण बद्धाओ धणिय बंधण बद्धाओ पकरेइ, रहस्स कालठिईआओ, दीहकालठिईआओ पकरेइ, मंदाणुभावाओ, तिव्वाणुभावाओ पकरेइ अप्पपएसगाओ बहुपएसगाओ पकरेइ........ श्री भगवती श. १ उ. १

આના અનુસંધાનમાં શ્રી ઉત્તરાધ્યયનજી માંથી અ. ૧ ગાથા ૯ મી કહી ભાવાર્થ ગળે ઉતારતા કે ગુરૂની હિતશિક્ષા પ્રત્યેક શિષ્યે સંપૂર્ણ ધ્યાનથી સાંભળવી, વિચારવી, મનમાં ઠસાવી વર્તનમાં મૂકવી. શિષ્યના દુષ્ટ હૃદયની ગંભીર ભૂલોને ભુંસવા ખાતર કદાચ્ કઠિન પ્રહાર યુકત હિત શિક્ષા હોય તો પણ વિનીત શિષ્યે તેમાં પોતાનું શ્રેય સમજી તે શંતિથી શ્રવણ કરવી, પરંતુ લેશ ' માત્ર કોપ કે ખેદ ન કરવો પણ શુભ વિચારોથી મનને સમજાવી ક્ષમા રાખવી. વર્તનથી અને મનથી ક્ષુદ્ર મનુષ્યોનો જરાપણ સંસર્ગ ન કરવો અને હાસ્યક્રીડાના પ્રસંગથી દૂર રહેવું.

---

* ભાવાર્થ:—ઘરબારનો ત્યાગ કર્યો પણ અંદરનાં આશ્રવદ્વાર જેણે રોકયાં નથી એવા દંભસેવી સાધુ ભવ બીજ રૂપ કર્મ પ્રકૃતિ, સ્થિતિ, રસ ઘટાડવાને બદલે ઉલટા વધારે છે ચીકણાં કર્મ બાંધે છે. આટલા માટે આંતર્ રિપુઓ ઉપર જય મેળવવો એજ આપણા બાહ્ય ત્યાગનું મુખ્ય લક્ષ્ય હોવું જોઇએ,

પરંતુ સંપ્રદાયમાં થોડા શિથિલાચારીઓનો સળો પેઠેલો તેઓ બારીક નિરીક્ષણથી જોઇ શક્યા અને મનમાં વિચારવા લાગ્યા કે સાધુને નામે લોકોને છેતરવા કે છેતરાવા દેવા કે ફસાવા દેવા એ મહાપાપ, અધર્મ અને નબળાઇ છે. સંપ્રદાયની એ બેદરકારી આગળ ઉપર ગંભીર અને ભયંકર પરિણામ લાવે.

શાસ્રો સત્ય કહે છે કે, ઇન્દ્રિયો અને મનને નિયમમાં રાખવા એજ આત્માને ઓળખવાનો ઉત્તમ ઉપાય છે. માનસિક સયમથી પાપપુંજ વધતો નથી. મન વિકારી થઇ દૂષિત થયું એટલે માનસિક પાપ થઇ ચૂક્યું જ સમજવું. એટલા સારૂં સાધુ ધર્મનું સરક્ષણ કરવા સંયમના નિયમો યોજવામાં આવ્યા છે. એ અંકુશને દુઃખરૂપ માનનારાઓ દુઃખમય દશામાં હાલહવાલ થઇ જાય છે. અનેક આકર્ષણોમાં ફસાવાથી ભવ હારી જાય છે. નિરંકુશ સ્વતંત્રતાથી સાધુઓમાં સ્વચ્છંદતા કલહ અને દુઃખ સિવાય બીજું પરિણામ ભાગ્યેજ આવે.

આવાં સબળ કારણોનો દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરી તેઓશ્રીએ સંપ્રદાય બાહેના શિથિલાચારીઓ સાથે આહાર પાણીનો વ્યવહાર તોડયો હતો. જેનું પજરણ આજ દિવસ સુધી ચાલુ છે. ચારિત્ર શિથિલતાના ચેપને પ્રસરતો અટકાવવા એવા રોગીઓને શોધી ચિકિત્સા કરી, ખરે રસ્તે ચડાવવાનો તેઓશ્રીનો પ્રયાસ કડવા કરીયાતા રૂપ હોવા છતાં છુટછાટ ભોગવવા માંગતા મુનિ નામધારીઓ તેઓશ્રીની વૈયાવૃત્યથી અલગ થવા લાગ્યા. દ્રઢ મનોબળવાળા મહાત્માઓ લોકોની સ્તુતિ કે નિંદા તરફ ન જોતા કેવળ પરમાર્થને, આદરેલાં વ્રતને અને સત્યનેજ,

અવલંબી રહે છે. મનોબળ ન ટકવાથી તપસ્વી પણ લપસી જાય છે. એ વખતે શિથિલાચારીઓ તરફથી ધર્મ ઉદ્યોતના નામ તળે સાધારણ વર્ગને કથા કે કાવ્યોથી રીઝવી, શુષ્કતામાંજ સંતોષ રાખતાં શીખવવાનું શરૂ થયું. પરિણામે શાસ્ત્ર વચનોની રૂચિ ઘસાતી ગઇ. "રહે તો આપથી જાય તો સગા બાપથી" પછી તો "જેણે મૂકી લાજ તેને નાનું સરખું રાજ" નાચનારા છેતરાનારા પડ્યા છે ત્યાં સુધી નચાવનારા છેતરાવનારા પણ મળ્યાંજ કરશે "પાંચમા આરાના પ્રભાવ" આવા શિથિલ આચારવાળા મુનિઓને શુદ્ધ આત્મજીવનના નિર્મળ ઝરાને ચો તરફ પ્રસરાવી સંજીવની માત્રા આપવાનો તેઓશ્રીનો શુભ ઉદ્દેશ કયાંથી સમજાય?

સંવત્ ૧૯૫૩ ના આશો શુદી ૧૫ ના વ્યાખ્યાનમાં રતલામ મુકામે પૂજ્ય શ્રી ઉદયસાગરજી મહારાજે યુવરાજપદ શ્રી ચોથમલજી મહારાજને આપવાનું જાહેર કર્યું. શ્રી સંઘે તેનો સહર્ષ સ્વીકાર કર્યો. શ્રી ચોથમલજી મહારાજનું ચાતુર્માસ જાવદ માં હતું તેથી ચાતુર્માસ બાદ રતલામથી મહારાજ શ્રી ખૂબચંદજી અને મહારાજ શ્રી ઇંદ્રચંદ્રજી વગેરે પછેડી લઇ જાવદ પધાર્યા. સાં. ૧૯૫૪ ના મગશર શુદ ૧૩ને રોજ જાવદ મુકામે મહારાજશ્રી ચોથમલજીને પછેડી ધારણ કરાવી. જે વખતે મહારાજશ્રી શ્રીલાલજી વગેરે ૨૧ મુનિરાજો પણ જાવદ બિરાજતા હતા.

સંવત્ ૧૯૫૪ ના માહા શુદ ૧૦ ના રોજ રતલામ મુકામે પૂજ્ય શ્રી ઉદયસાગરજી મહારાજનો સ્વર્ગવાસ થયો તેઓ-

પરંતુ સંપ્રદાયમાં થોડા શિથિલાચારીઓનો સળો પેઠેલો તેઓ બારીક નિરીક્ષણથી જોઇ શક્યા અને મનમાં વિચારવા લાગ્યા કે સાધુને નામે લોકોને છેતરવા કે છેતરાવા દેવા કે ફસાવા દેવા એ મહાપાપ, અધર્મ અને નબળાઇ છે. સંપ્રદાયની એ બેદરકારી આગળ ઉપર ગંભીર અને ભયંકર પરિણામ લાવે.

શાસ્રો સત્ય કહે છે કે, ઇન્દ્રિયો અને મનને નિયમમાં રાખવા એજ આત્માને ઓળખવાનો ઉત્તમ ઉપાય છે. માનસિક સંયમથી પાપપુંજ વધતો નથી. મન વિકારી થઇ દૂષિત થયું એટલે માનસિક પાપ થઇ ચૂક્યું જ સમજવું. એટલા સારૂ સાધુ ધર્મનું સંરક્ષણ કરવા સંયમના નિયમો યોજવામાં આવ્યા છે. એ અંકુશને દુઃખરૂપ માનનારાઓ દુઃખમય દશામાં હાલહવાલ થઈ જાય છે. અનેક આકર્ષણોમાં ફસાવાથી ભવ હારી જાય છે નિરંકુશ સ્વતંત્રતાથી સાધુઓમાં સ્વચ્છંદતા કલહ અને દુઃખ સિવાય બીજું પરિણામ ભાગ્યેજ આવે.

આવાં સબળ કારણોનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી તેઓ શ્રીએ સંપ્રદાય બાહેના શિથિલાચારીઓ સાથે આહાર પાંણીનો વ્યવહાર તોડયો હતો. જેનું પજરણ આજ દિવસ સુધી ચાલુ છે. ચારિત્ર શિથિલતાના ચેપને પ્રસરતો અટકાવવા એવા રોગીઓને શોધી ચિકિત્સા કરી, ખરે રસ્તે ચડાવવાનો તેઓશ્રીનો પ્રયાસ કડવા કરીયાતા રૂપ હોવા છતા છુટછાટ ભોગવવા માંગતા મુનિ નામધારીઓ તેઓશ્રીની વૈયાવૃત્યથી અલગ થવા લાગ્યા. દ્રઢ મનોબળવાળા મહાત્માઓ લોકોની સ્તુતિ કે નિંદા તરફ ન જોતા કેવળ પરમાર્થને, આદરેલાં વ્રતને અને સત્યનેજ

કાયદા કે નિયમો કાગળપર નહિ, પરન્તુ વર્તનમાં મૂકવા જોઇએ. દરેક પળે પાપથી બચવાની જિજ્ઞાસા જાગૃત રહે તોજ અસંખ્ય આકર્ષણોમાંથી આત્માને બચાવી શકાય. મહાત્માઓ કહી ગયા છે કેઃ—

ઉપદેશકોના પોતાના ભક્તિભાવ, શ્રદ્ધા, સત્યસેવન અને ફકીરી વૃત્તિથીજ શિષ્યોની ધાર્મિક વૃત્તિ કેળવી શકાય છે. ધાર્મિક રિવાજ અને સંસ્કારનું જેટલું વિશેષ જ્ઞાન થાય તેટલું ઇચ્છવા યોગ્ય છે. ગમે તે આફત આવી પડે અથવા ગમે તેવી લાલચ આપણી પાસે હોય તો પણ આપણાથી ધર્મ તો નજ ત્યજાય. આ ખ્યાલ અને નિશ્ચય સંપૂર્ણ રીતે આવી જાય ત્યારેજ સફળતા માનવી. ધર્મ એ કાંઇ પંડિતાઇનો વિષય નથી. ધર્મ બુદ્ધિગમ્ય ભલે હોય પણ તે હૃદય ગ્રાહ્ય છે; કેમકે તે શ્રદ્ધાનો વિષય છે. ધર્મવિહીન નીતિ શિક્ષણ પણ શ્રદ્ધાને અભાવે પૂરતી અસર કરી શકતું નથી. ધર્મ વિષેનો અત્યંત ઉદાર, વ્યાપક અને શાસ્ત્ર શુદ્ધ ખ્યાલ એ સર્વ મનુષ્ય ધર્મ મારફતજ કેળવી શકે. લાગણી પોતાનામાજ પેદા થવી જોઇએ. બીજાના ડર કે અંકુશની અસર થોડોજ સમય ટકી શકે. આત્મવિશ્વાસ ઉત્પન્ન થાય તોજ પ્રતિજ્ઞા જળવાય. અનાયાસે થઇ જતી ભૂલોનાં પરિણામને પ્રાયશ્ચિતથી નરમ કરી શકાય છે. જો સ્વેચ્છાએ શુદ્ધ ભાવે પ્રાયશ્ચિત થાય તો અલ્પ શ્રમે અલ્પ ત્યાગે ચાલે. પરાણે તો શું શું કરવું પડશે તેની કલ્પનાથી પણ કંપારી છૂટે છે.

આપણો સમાજ, કાયરતા અને વ્હેમને લઇ એટલો બધો ભયગ્રસ્ત છે કે આંખ આડા કાન કરી કાંઈ હિંમત બતાવી શકતો નથી. આજ્ઞાઓનું ઉઘાડું ઉલ્લંઘન બરદાસ્ત કરી, આચાર શિથિલતાથી સંયમને લુંટાવા દઇએ છીએ એનું મૂળ તપાસીએ તો આપણી આત્મભોગ દેવાની અશક્તિ, ડરપોકપણું, સ્વાર્થ દ્રષ્ટિ અને અપ્રામાણિક પક્ષપાત છે. દંભ અને અજ્ઞાનરૂપી કીડા ક્રિયાકાંડને ફોલીને ખાઇ રહ્યા છે અને વ્હેમી વર્ગ ઉલટો તેને આશ્વાસન આપી રહ્યો છે. વૈદક શાસ્ત્રનો નિયમ છે કે જ્યાં સુધી લોહીમાં બિગાડ ન હોય ત્યાં સુધી બહારની ઝેરી હવા તેના ઉપર અસર કરી શકતી નથી અને તેથીજ કોલેરા પ્લેગ વગેરે પ્રસંગે બધાને રોગ લાગુ ન પડતાં જે તે ગ્રહણ કરવાને તૈયાર હોય તેજ તેમા સપડાય છે. આપણા સમાજની સ્વધર્મ જ્ઞાન પ્રત્યેની શિથિલતાજ, શિથિલાચારીઓને પોષે છે.

આપણાં શાસ્ત્રો હજારો વર્ષ પહેલા કહી ગયાં છે તે મુજબ મહાત્મા ગાધીજી હાલ પ્રેમ અને તપશ્ચર્યાથીજ બીજા ઉપર પ્રભાવ પાડી શકે છે.

એક બીજા ઉપર જુઠાં આળ ઓઢાડવાં, અનર્થા દંડ સેવવા એ જૈન નામને શરમાવે છે. મહાત્મા ગાધીજીની સલાહ તો એવી છે કે પ્રેમથી મનાવો, ભૂલો બતાવો, ખાડા આખોચીઆથી બચાવો, અને એ ખાડાઓમાં પડતું મૂકનારાઓનો હાથ પકડો, દલીલથી સમજાવો, મમત્વનો નિશો ઉતારી વાત ગળે ઉતરાવો, સત્યમતની પ્રબળતાથી એ વેગને રોકો, પણ બળાત્કાર ન કરો.

સમાજની સુવ્યવસ્થા એ સાધુઓની પ્હેરેગીરીનોજ પ્રતાપ -પરિણામ છે. સમાજના નેતાઓ, મુનિરાજો અને પત્રોએ નિષ્પક્ષપાતપણે ઉપર મુજબ સલાહો આપ્યા કરવાથીજ સાધુ વર્ગનો કીર્તિકોટ જળવાઇ રહેશે. નહિં તો એક આગેવાન પત્રકારની માન્યતા મુજબ "હાલના જમાનાની પ્રવૃત્તિ જોતાં કયા સમયે સ્વાર્થી જનો ધર્માચાર્યોને ભવ દરિએ છુટા મુકી દેશે તે સમજવું મુશ્કેલ છે."

ખુશામત એ છુપું ઝેર છે, મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. ભૂલ કરનારે એવી ભૂલો ફરી ન કરે એવું સમજાવનાર એવી ફરજ પાડનારને શુભેચ્છક ગણવો, પણ પક્ષાંધ થઇ, થયેલ ભૂલને છુપાવી, ગુન્હેગારોને મદદ કરવી, એ તો ગુન્હા વધારવા જેવું મહા પાપ છે. એ પ્રવૃત્તિ તો ગુન્હા કરનારાને ઉત્તેજન જેવી છે. આ પક્ષપાત-મોહ સારામાં સારા ને સમર્થમાં સમર્થ મનુષ્યોમાં પણ ગુપ્ત ઝેર ફેલાવી મુકીને કેવો બુદ્ધિ ભેદ કરાવે છે, તેનાં શોચનીય દૃષ્ટાતો આપણી આંખ આગળ મોજુદ છે.

દરદીને ખજવાળી પંપાળીને પણ ઘા રૂઝવવો ત્યાં સુધી શ્રાવકપણું નભી શકે છે; પરંતુ ઘા છુપાવી; દરદને અસાધ્ય અને ચેપી બનાવવું એ મહા પાતક છે. આ ઇન્દ્રજાળના શિકાર બનતાં બચવું એ શ્રાવકનો મુખ્ય ધર્મ છે. ધર્મની ઇજ્જતને તિરસ્કાર ભરી રીતે લાત મારનારાઓને આ છુપા ઝેરની ભયંકર અસરોથી ચેતાવવા જોઇએ. ચેતાવવાનો પોતાનો આ ધર્મ ચૂકનારા ધર્મ દ્રોહી છે. શુદ્ધ શ્રદ્ધાપૂર્વક આત્મ યજ્ઞ કરવાવાળા શૂરવીરોજ,

શુદ્ધ સંયમનું સંરક્ષણ કરવાનું માન મેળવશે. સમાજની જીવા દોરી આવા શૂરવીરોના કર કમળમાંજ શોભે કે જેઓ આ ઝેરી વાતાવરણમાંથી સમાજને બચાવે; તે બધારણની મર્યાદા નું ઉલ્લંઘન કરનારાઓને સત્ય પથ પર પગ મૂકાવે. પ્રગતિના પુણ્ય બળે અલૌકિકતા પ્રગટશે.

જે પ્રજાના શિક્ષકો ધર્મ પ્રચારકો પોતાનું ચારિત્રરૂપ પુરૂષત્વ ગુમાવી બેસે તેના શિષ્યો અનુયાયીઓ ઉદયનાં દર્શન પણ ન કરી શકે. અસત્ય પક્ષ અને મમત્વની આહુતિ આપવાની હિમ્મત ન આવે ત્યાં સુધી ધાર્મિક આદર્શની બાબતમાં અવ્યવસ્થાજ રહેવાની. હિંદુ સમાજની એવી રચના છે કે પ્રાચીન કાળથી ગુરૂ એજ સમાજ નેતા છે. ભોળી ભારત પ્રજા ધર્મને નામે ભોળવાય છે ધર્મઅજ્ઞાન વર્ગમાં ભય કે વ્હેમ ઉત્પન્ન કરે છે જ્યારે સમજુ વર્ગમાં શ્રદ્ધા જાગૃત કરે છે. પોતાનું પવિત્ર સ્થાન નીભાવવા તે સ્થાનને પાત્ર બનવુંજ પડે, સમાજ શ્રદ્ધા પૂર્વક તેમનું માન જાળવે એટલી લાયકાત હોવી જોઇએ. પોતે માથે લીધેલું કામ પાર પાડવા જેટલી શકિત તેઓએ ખીલવવીજ રહી. સાર્વજનિક સંકટ સમયે વ્યક્તિગત સ્વદુઃખ વીસરાઇ જવું જોઇએ, પરંતુ દીલગીરી એટલીજ છે કે મહાત્મા ગાંધીજી કહે છે તેમ આપણામાં પ્રમાણિકપણાનો શોખ ઓછો થતો જાય છે. અપ્રમાણિકપણાનો તિરસ્કાર પણ તીવ્ર થતો નથી.

"To err is bumen, to know that one has erred is superhuman, to admit and correct the error and repair wrong is Divine." "ભૂલ થઇ જાય એવો

મનુષ્યનો સ્વભાવ છે. પોતાથી ભૂલ થઇ ગઇ તેનું જ્ઞાન થવું એ ઉચ્ચ મનુષ્યપણું છે; પણ ભૂલ કબૂલ કરી તેને સુધારવી, ભૂંડાનું ભલું કરી નાખવું એ દૈવી મનુષ્યત્વ છે." દિલના એકરાર મગરૂબીને સ્થાને નમ્રતાનાં પગલાં થયાં કે ભૂલો સુધારવાની દૃશ્ય પ્રેરણાઓનો મારો શરૂ જ થવાનો.

મહાત્મા ગાંધીજીના નીચેના શબ્દોનું સ્મરણ કરી આ ગુર્વાવલિમાંના પૂજ્ય શ્રી શ્રીલાલજીના જીવન પ્રસંગો અવલોકીએ.

"આપણા દેશમાં સમાજ રાજબળ અને તપોબળ એવાં બેજ બળને ઓળખે છે, અને એની અંદર પણ તપોબળની પ્રતિષ્ઠા વધારે માને છે. આ આપણા સમાજની વિશેષતા છે. માણસ જેટલો વાસનાને ઓછો આધીન, જેટલું એનું જીવન સાદું અને સંયમી તેટલું તેનું તપ વધારે. સ્વાર્થ અને વિલાસની પામરતા જેની અંદર ઓછી તે તેટલા પ્રમાણમાં તપસ્વી. જ્ઞાન અને તપશ્ચર્યા એ બેનો સંયોગ એજ ઐશ્વર્ય."

"સત્યમાં સર્વ ધર્મની સીમા છે, સત્ય એ પરમેશ્વર છે, સત્ય કરતાં પર એવો કોઇ ધર્મ નથી, એ સત્યનું પાલન બહુ કઠિન છે એમાં શક નથી. મનથી અને વચનથી સત્ય જળવાય તો મનુષ્યને બીજું કાંઈ ન જોઇએ તેમાંથી તેને બધું મળી રહેશે. સત્યનો માર્ગ શૂરાનોજ છે. તેનો વ્યવહાર ન કરી શકાય તો માણસ ખાનદાની ખુવે; તેની શાખ જાય. જેમ દૂધમાં કચરો પડે તો દૂધ પણ મેલું કહેવાય, તેમ નિર્દોષ વચનો સાથે અસત્ય ભળે તો નિર્દોષ વચન અને વર્તનની કીંમત ઘટે છે."

"આવે સમયે સર્વથી વધારે શોભતા ગુણો દૃઢતા અને વીરતા હોય છે. નિશ્ચય કરેલો ન ફેરવવો એ દૃઢતા. શાંતિને સમયે વણિક વૃત્તિનો ખપ પડે છે અશાંતિને સમયે વીરતાનો. હાથી કીડીઓને કચરતો ચાલ્યો જાય એ કાંઇ વીરતા બતાવતો નથી પણ સિંહની સાથે ઝઝુમતો હાથી વીરતા બતાવે છે. ગધેડીના કાન ઉમેળતો કુંભાર વીરતા બતાવતો નથી પણ લુંટારાના ધાડા સામે ઝઝુમતો નર કેશરી વીરતા બતાવે છે."

કાનનાં કીડા ખરી પડે એવી નિંદા કરનારની નિંદા ન કરતાં, તેને બંધાતાં ચીકણા કર્મ માટે દયા ખાવી અને સદ્બુદ્ધિ ઉપજે એવી ભાવના ભાવવી અને આ ભાવના સફળ થાય એવા પ્રયાસ કરવા એજ ખરી વીરતા, એજ અમારા અરિહંતોનો અનુભવેલો સત્ય માર્ગ.

आसीद्यथा गुरु मनोहरणे समर्थो ।
त्वत्प्रेमन्नचि रनया न तथा परेषाम् ॥
रत्ने यथादरमति र्मणिलक्षकाणां ।
नैवं तु काच शकले किरणा कुलेपि ॥

શતાવધાની પંડિત શ્રી રત્નચંદ્રજી મહારાજ.

માણેક, મોતી, હીરા, પાના, પારખનાર ઝવેરીનું મન કિંમતી રત્નો તરફ જેવું આકર્ષાય છે, તેવું સૂર્યના પ્રકાશમાં ચળકાટ મારતા કાચના કટકાઓ (કે ઇમીટેશન જે ખરા કરતાં બાહ્ય દેખાવમાં વિશેષ સુંદર દેખાય છે) તરફ નથી આકર્ષાતું.



ॐ






## પ્રકરણ ૧ લું.

## બાલ્ય જીવન.

રાજપૂતાનામાં પૂર્વીય બનાસ નદીના દક્ષિણ તટ ઉપર **ટોંક** નામનું એક નગર ઘણા પુરાતન કાળથી વસેલું છે. જયપુરની દક્ષિણે ૬૦ માઇલ પર તે આવેલું છે. ઇ. સ. ૧૮૧૭માં જ્યારે પ્રખ્યાત પીંઢારા અમીરખાને રાજપૂતાનામાં એક નવીન રાજ્યની સ્થાપના કરી ત્યારે ટોંક તેની રાજ્યધાનીનુ શહેર બન્યું. રાજપૂતાનામાં સૌથી છેલ્લામા છેલ્લુ જો કોઈ રાજ્ય સ્થપાયું હોય તો તે આ રાજ્ય છે. બે હજાર ચોરસ માઇલનો તેનો વિસ્તાર છે. તેનો કેટલોક ભાગ રાજપૂતાનામા અને કેટલોક માળવામાં છે. ટોકના રાજકર્તા અફ્ગાન જાતના રોહિલા પઠાણ છે અને તેઓ નવાબની પદવિથી ઓળખાય છે. આખા રાજપૂતાનામા આ એકજ મુસલમાની રાજ્ય છે ચોતરફ ઉંચા ઉંચા ડુંગરોથી ઘેરાયેલું અને પુરાણી પદ્ધતિનું ટોંક શહેર પુરાણા ટોક અને નયા ટોક એમ બે વિભાગમા વહેંચાયેલું છે.

સાંકડી બજારો અને ઉચા નીચા રસ્તાઓવાળા અને બહુ પુરાતન કાળથી વસેલા પુરાણા ટોકમા આપણા ચરિત્ર નાયકનો જન્મ થતા અત્યારે એ શહેર જૈન પ્રજામાં અધિક પ્રસિદ્ધિ પામ્યું છે. અહિં પુરાણા ટોંકમાં ક્ષત્રિય વંશીય પરમાર

જાતિથી ઉતરી, આવેલ, ઓશવાલ જાતિ અને ળાંબ ગોત્રમા ઉત્પન્ન થયેલ ચુનીલાલજી નામે એક સદ્ગૃહસ્થ રહેતા હતા રાજ્યમા તેમજ જ્ઞાતિમા શેઠ ચુનીલાલજી બાબની પ્રતિષ્ઠા ઘણી સારી હતી સ્થાવર મિલકતમા બજારે ત્રણ ત્રણ માળની ત્રણ હવેલી

* જૈન રાજપૂત જાતિના સબંધમ કેટલીક જાણવા જોગ ઐતિહાસિક નોધ કર્નલ સર જેમ્સ ટોડ સાહેબ રચિત "રાજસ્થાન ઇતિહાસ'ના હીંદી અનુવાદને આધારે આ નીચે આપવામા આવે છે

१ चितौरके क़िलेमें मान सरोवरके अदर जो पंवार राजाओंके वक्तका शिलालेख लगा हुआ है उसकी नकल है —

मान सरोवर राजा मान परार (परमार) ने बनाया है उसके सातसो वर्ष के बाद उनके कुलके राजा भीमने शिलालेख लगाया है; और उसी भीमके पुत्रने मारवाडमें बहुतसे नगर बसाये और उसीके उत्तराधिकारी जैन क्षत्रिय ओशवाल कहलाये हैं।

नोट नं. ५.:—मालवेके महाराज अवति वा उज्जयनीके अधीश्वर राजा भीमकी बहुतसी प्रशसाका वर्णन जैन ग्रथोमें पाया जाता है। उनके ही एक पुत्रने मारवाड राज्यके अनेक स्थानोमें नगर स्थापन किये और लुनी नदीसे आरावली शिखर तक स्थलके अनेक स्थानोंमें उनके द्वारा अनेक नगर स्थापित हुए, किन्तु उन नगरवासियोंमेंसे सबही जैन धर्ममें दीक्षित हुए, उनके उत्तराधिकारी लोग इस समय सबमें अधिक धनशाली और वाणिज्य व्यवसायी महाजन नामसे विख्यात हैं. वह राजपूत रक्तधारी होनेसे सर्वत्र गर्व

આ ઉપરાંત પુરાણા અને નવા ટોંકમાં મળી નાની મોટી ૧૪ દુકાનો તેમને હતી. જેનું ભાડું ઉપજતું; ઉપરાંત સરકારમાં તથા સરકારી ફોજમાં ધીરધાર કરવાનો તેમનો ધંધો હતો. ચુનીલાલજી શેઠ પ્રમાણિક અને ધર્મ પરાયણ હતા; એક સદ્‌ગૃહસ્થને છાજે તેવા ઉત્તમ ગુણોથી તેઓ અલંકૃત હતા.

---

करते है और उनको किसी विश्वासी राजकीय पद पर नियुक्त करने पर वे लोग लेखिनी चलानेके समान स्वच्छंदतासे तलवार चलाने में भी समर्थ है। भाग पहला हिन्दी अनुवाद पृष्ट ११३७–३८

२ रामसिंह जैन धर्मावलम्बी और ओस जातके हैं. इस ओस जातिकी संख्या सब रजवाडेमें लगभग एक लाखके होगी और सबही अग्निकुल राजपूत वंशमें उत्पन्न हुए है. इन्होंने बहुत काल पहले हिन्दु धर्म छोडकर जैनधर्मावलम्बन और मारवाडके अंतर्गत ओसा नामक स्थानमें रहना आरंभ किया था, तथा उस स्थानके नामानुसारही ओसवाल नामसे विख्यात हुए। अग्निकुलके प्रमार व सोलंकी राजपूत शाखाके लोगही सबसे पहले जैनधर्ममें दीक्षित हुए थे। भाग पहिला द्वि. खंड अध्याय २६ पृ. ८३४–३५

*भारत वर्षके ८४ जातिके व्यवसायीओंमेंसे ओसवाल गिनतिमें* बहुत ज्यादे तथा विशेष द्रव्यवान हैं वो प्रायः १ लाख हैं। ये ओसवाल इस लिये कहे जाते हैं कि इनके रहनेका पूर्वस्थान ओसिया था। ये सर्व विशुद्ध राजपूत है इनमें एकही समुदायके नहि हैं परंतु पंवार, सोलंकी, भाटी इत्यादि सब सम समुदाय है.

'ચુનીલાલજી શેઠનાં ધર્મપત્નીનું' નામ ચાંદકુંવર બાઈ હતું. અમે ચરિત્રઘટનાના સંગ્રહાર્થે ટોંકમાં પાંચ દિવસ રહ્યા તે દરમ્યાન આ બાઈનાં યશોગાન તેમના પરિચયમાં આવેલ વ્યક્તિઓના મુખેથી જેટલાં સાંભળ્યાં છે તેટલાં વિસ્તારભયથી અત્ર આપી શકાય તેમ નથી. આ બાઈ પવિત્રતાની અને પતિવ્રતાની સાક્ષાત્ મૂર્તિ હતી તેમનું ધાર્મિક જ્ઞાન જેમ ઘણું વિશાળ હતું તેમ તેમનું ચારિત્ર પણ ઘણું વિશુદ્ધ હતું. એમનાં પિએર માધવપુર (જયપુર સ્ટેટ) માં હતાં. તેમના પિતા સૂરજમલજી અને કાકા દેવબક્ષજી એ દેશવિખ્યાત સુશ્રાવક હતા. * દેવબક્ષજીએ ૨૮ સૂત્રોનો અભ્યાસ કર્યો હતો અને સૂરજમલજી પણ શાસ્ત્રના સારા જાણકાર, વિવેકી અને કર્તવ્યનિષ્ઠ પુરૂષ હતા. પુત્રીમાં તેમના એ ગુણો વારસામાં ઉતરી આવ્યા હતા. દિવસમાં બે વખત સામાયિક પ્રતિક્રમણ કરવાં, ગરીબોને ગુપ્તદાન દેવું, તપશ્ચર્યા કરવી, જ્ઞાનાભ્યાસ વધારવો એ વગેરે સત્પ્રવૃત્તિઓથી તથા શાન્ત સ્વભાવ, ડહાપણ, વિવેક આદિ સદ્‌ગુણોથી ચાંદકુંવરબાઈના પ્રત્યે સર્વનો આદરભાવ હતો. ચુનીલાલજી શેઠના મોટા ભાઈ હીરાલાલજી બંબ ઘણીવાર કહેતા કે આમના પુણ્યેજ અમારા કુટુંબની દિનપ્રતિદિન ચડતી કળા થવા માંડી છે. અને એમનાં પગલાં અહિં થયા પછીજ ઋદ્ધિ સિદ્ધિ પણ વધી છે.

---

* દેવબક્ષજીના પૌત્ર લક્ષ્મીચંદજી કે જેઓ અત્યારે વિદ્યમાન છે તેમણે શ્રીલાલજીને દીક્ષાની આજ્ઞા આપવા પોતાની ફોઇબાને સમજાવ્યાં હતાં.

ચાંદકુંવરબાઇ સામાયિક પ્રતિક્રમણ તથા કેટલાંક થોકડા તો લગ્ન થયા પહેલાંજ શિખ્યાં હતાં. અને લગ્ન પછી પણ આર્યાજીઓના સહવાસથી તેમણે ધાર્મિક જ્ઞાનમાં ઘણો વધારો કર્યો હતો. તેમણે ઘણી જાતનાં વ્રત પચ્ચક્ખાણ કર્યાં હતાં. ચારે સ્કંધો તેમને પોતાની જીંદગીનાં છેલ્લાં ઘણાં વર્ષો સુધી અંગીકૃત હતાં. સાધુ સાધ્વી પ્રત્યે તેમનો અનુપમ ભક્તિભાવ હતો. તેમને આહાર પાણી વહોરાવવા જતાં કદાચ્ કંઇ અસૂઝતું થઇ જતું તો તે દિવસે તેઓ આહાર ન કરતાં ટુંકામા કહીએ તો આ સતી સાધ્વી સ્રીનું ચારિત્ર અતિશય સ્તુતિપાત્ર હતું, સ્તુતિપાત્રજ નહિ બલ્કે ભક્તિપાત્ર હતું.

આ નિર્મલહૃદયા રત્નપ્રસુતા સ્ત્રીના ઉદરથી માંગાબાઇ નામની એક પુત્રી અને નાથૂલાલજી નામના એક પુત્રના જન્મ પછી વિક્રમ સં. ૧૯૨૫ ના જ્યેષ્ઠ વદી ૧૨* ના રોજ એક પુત્રનો જન્મ થયો. જગત્માં પુત્ર જન્મનો અસીમ આનંદ તો અસંખ્ય માતાઓ અનુભવે છે, પરંતુ તેજ માતાનો આનંદ સફળ છે કે જે તેના દૂધને દીપાવે અને કુળને ઉજ્વાળે. શ્રીમતી ચાંદકુંવર બાઇએ

* મારવાડમા ચૈત્ર વદી ૧ ના રોજ સંવત્ બદલે છે, વળી દર પૂનમે મહિનો પૂરો થઇ વદ ૧ થી નવો માસ ગણવાનો ત્યાં રીવાજ છે. એટલે મારવાડી ગણત્રી પ્રમાણે સં. ૧૯૨૬ ના અષાડ વદ ૧૨ ના રોજ ચરિત્ર નાયકનો જન્મ થયો હતો.

*શુભ સ્વપ્નથી સૂચિત એક એવા પુત્રને જન્મ આપ્યો કે જે પવિત્રાત્મા, પુણ્યાત્મા, ધર્માત્મા, મહાત્મા અને વીરાત્મા તરીકે વિશ્વમાં વિખ્યાતિ પામ્યો. જ્યાં ત્યાંસુધી ચંદ્રની પેઠે પૃથ્વીપર અમૃત ઢોળતો રહ્યો, શીતળતા વરસાવતો રહ્યો; અને અનેક ભવ્યાત્માઓનાં હૃદયકમળોને વિકસાવતો ગયો. આ પુત્રનું નામ શ્રીલાલ રાખવામાં આવ્યું. પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય. સૂર્યનો ઉદય થતાંજ તેનાં સોનેરી કિરણો ઊંચામાં ઊંચા પર્વતના મસ્તકે જઈ બેસે છે; તેવીજ રીતે આ બાળકની પ્રતિભાએ આમ જનોનાં અંતઃકરણમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. તેની તેજસ્વિતા, મનોહર વદન, શરીરની ભવ્ય આકૃતિ, વિશાલ ભાલ, પ્રકાશિત નેત્ર ઇત્યાદિ લક્ષણો સ્વાભાવિક રીતે એવું સૂચન કરતાં કે, આ બાળક આગળ જતાં કોઇ મહાન્ પુરૂષ નિવડશે.

---

*શ્રી લાલજીને માતાના ગર્ભમાં ઉત્પન્ન થયાંને ત્રણ ચાર માસ વ્યતીત થયા એવામાં એકદા માંજી સાહેબ અગાશીમાં સૂતાં હતાં. સૂર્યાસ્ત થયાંને થોડોજ સમય વીત્યો હતો. આ પ્રસંગે તેમને સ્વપ્નાવસ્થામાં એક ઝળહળતો તેજનો ગોળો દૂરથી પોતાના તરફ આવતો જણાયો. થોડીજ વારમાં તે છેક નજીક આવી પહોંચ્યો. જેમ જેમ તે નજીક આવતો ગયો તેમ તેમ પ્રકાશ પણ વધતોજ ગયો. માજી આશ્ચર્ય ચકિત થઇ ગયાં. પ્રકાશની મધ્યમાં રહેલી કોઇ દિવ્યમૂર્તિ જાણે પોતાની સન્મુખ કાંઇ કહેતી હોય તેવો ભાસ થયો, પરંતુ અસાધારણ પ્રકાશથી તેમના હૃદયને એટલો બધો ક્ષોભ થયો કે તેમણે શું કહ્યું તેની કાંઈ સ્મૃતિ ન રહી. ધબકતી છાતીએ તેઓ જાગી ઊઠયાં અને પતિ પાસે જઇ સર્વ હકીકત નિવેદન કરી.

શ્રી લાલજી બાળક હતા ત્યારે તેમનાં માતાજી તેમને સાથે લઇ ઉપાશ્રયે શ્રી મેનાજી તથા ગેંદાજી નામની વિદુષી અને વિશુદ્ધ ચારિત્રવતી સતીઓ પાસે શાસ્ત્રાધ્યયન કરવા માટે નિરંતર જતાં. ત્યાંના પવિત્ર વાતાવરણની પવિત્ર અસર તેમના હૃદયપર બાલ્યાવસ્થાથીજ પડવા માંડી હતી. વળી આ વખતે ટોકમાં પૂજ્ય શ્રી હુકમીચંદજી મહારાજના સમ્પ્રદાયના સુસાધુ તપસ્વીજી શ્રી પન્નાલાલજી (પૂજ્યશ્રી ચોથમલજીના ગુરૂભાઇ) તથા ગંભીરમલજી મહારાજ બિરાજતા હતા તેમની પાસે પણ પોતાના પિતાજી સાથે જવાનો પ્રસંગ શ્રીલાલજીને અવાર નવાર મળતો હતો. પન્નાલાલજી મહારાજ ઘણાજ આત્માર્થી, સુપાત્ર, સમયના જાણ અને વિદ્વાન્ સાધુ હતા. એકથી માંડીને ૬૧ ઉપવાસ સુધી તેમણે દરેક થોક કર્યા હતા. આ બન્ને મહાપુરૂષોનો સત્સમાગમ શ્રી લાલજીના જીવનનું ઉત્કર્ષાભિમુખ પરિવર્તન થવામાં મહાન્ આલંબન રૂપ નીવડ્યો.

બાલ્યાવસ્થાથીજ સાધુ અને આર્યાજી પ્રત્યે તેમનો અપ્રતિમ પ્રેમભાવ અને અનુપમ ભક્તિભાવ હતો. જ્યારે તેઓ પાંચ વર્ષના હતા ત્યારે છોકરાઓ જેમ બીજી રમતો કરે છે તેમ શ્રીલાલજી આ પ્રમાણે રમત કરતાઃ-કપડાની ઝોળી બનાવતા, માટીની કુલડીઓના પાતરા કરતા, મુખે મુખવસ્રિકા ધારણ કરતા, હાથમા શાસ્રને બદલે કાગળ રાખતા, અને વ્યાખ્યાન વાચતા હોય તેવો દેખાવ કરતા. આ સ્થિતિમા તેમને જોઇ કોઇ પ્રશ્ન કરતું કે, શ્રીજી! લાડી પરણોગા કે દીક્ષા લોગા? તો જવાબમા તેઓ કહેતા કે "मैं तो दीक्षा लउंगा सा! પૂર્વજન્મના શુભ સંસ્કાર વિના લઘુવયથીજ

આવા સુવિચારોની સ્ફુરણા થવી અશક્ય છે. આ ખબર તેમના પિતાજીને પહોંચતાં તેમણે ફરીથી એવી રમતો નહિ રમવા ફરમાવ્યું. અને વિનીત પુત્રે ત્યારથી તેમ કરવું થોડાં વર્ષને માટે છોડી પણ દીધું.

છઠ્ઠા વર્ષની શરૂઆતમાં શ્રીલાલજીને વ્યાવહારિક શિક્ષણ આપવાની શરૂઆત થઈ; પરંતુ ધાર્મિક શિક્ષણની શરૂઆત તો તે પહેલાંજ તેમનાં સુશિક્ષિતા અને કર્તવ્યપરાયણા માતાજી તરફથી થઇ ચૂકી હતી. છ વર્ષ જેટલી નાની ઉમરમાંજ તેમણે સામાયિક પ્રતિક્રમણ માતુશ્રી પાસેથી સંપૂર્ણ શિખી લીધું હતું. માત્ર શ્રીલાલજીનેજ નહિ, કિન્તુ પોતાનાં ત્રણ * સંતાનોને આ રીતે ધાર્મિક અભ્યાસ કરાવવા ઉપરાંત નીતિ અર્થાત્ સામાન્ય ધર્મનું ઉચ્ચ પ્રતિનું શિક્ષણ ચાંદકુંવર બાઈએ આપ્યું હતું. "એક સારી માતા સો શિક્ષકની ગરજ સારે છે" એ કહેવતને તેમણે ચરિતાર્થ કરી હતી. આર્યાવર્ત આવી આવી માતાઓની પદરજથી સદા પવિત્ર બની રહે એવી અમારી ભાવના છે.

---

* શ્રીજીના જયેષ્ઠ ભ્રાતા શ્રીયુત નાથુલાલજી બંબ હજુ વિદ્યમાન છે. એમના કુટુંબમાં આજે પણ કેટલો ધર્માનુરાગ છે, તેનો કિંચિત્ પરિચય આપવો આવશ્યક છે. સં. ૧૯૭૭ ના દ્વિતીય શ્રાવણ વ. ૧૧ ના રોજ સ્વ. પૂજ્યશ્રીની જીવન ઘટનાના સંગ્રહાર્થે અમે ટોંક ગયા હતા, અને શ્રીયુત નાથુલાલજી બમ્બને ત્યાં પાંચ દિવસ રોકાણા હતા. તેઓએ રાત્રિ દિવસ અમારી પાસે બેસી સંભારી સંભારી અમને બધી વિગતો લખાવી હતી. પોતાની પાસે પણ ઘણી મુખ્ય મુખ્ય વાતો વિગતવાર લખેલી હતી.

ટોંકમાં સરકારી તેમજ ખાનગી બન્ને પ્રકારની શાળાઓ હતી, પરંતુ ખાનગી શાળાઓનું શિક્ષણ વિશેષ વ્યવહારોપયોગી જાણી શ્રીલાલજીને હિંદી શિખવવા માટે પંડિત મૂલજી નામના એક બ્રાહ્મણ અધ્યાપકની શાળામાં દાખલ કરવામાં આવ્યા અને ઉર્દૂ શિખવવા માટે હાજી અબ્દુલ રહીમના મદ્રેસામાં મોકલવા માંડયા. વિદ્યાભ્યાસ પ્રતિ તેમની સ્વાભાવિક અભિરૂચી બાલ્યવયથીજ હતી; તેથી પોતાના સહાધ્યાયીઓની સ્પર્ધામાં શ્રીલાલજીએ આગળ આવી પોતાના શિક્ષકોનો પ્રેમ સંપાદન કર્યો. તેમની સ્મરણશક્તિ એટલી તો તીવ્ર હતી કે તેમના શિક્ષકોને તે માટે અજાયબી ઉપજતી.

સ્કૂલમાં સાચાબોલા, સરલ સ્વભાવી અને પ્રામાણિક વિદ્યાર્થી તરીકે તેમણે સારી ખ્યાતિ મેળવી હતી. વિદ્યાગુરૂઓના તેઓ પ્રીતિપાત્ર અને વિશ્વાસુ હતા. શ્રીલાલજીના ઉચ્ચ ગુણોથી મુગ્ધ થયેલા

---

શ્રીયુત નાથૂલાલજી એક આદર્શ શ્રાવક છે. ચારે સ્કંધ તેમણે ઉઠાવ્યા છે. ઉપરાંત બીજાં પણ વ્રત પચ્ચકખાણો લીધેલ છે. રોજ ત્રણ સામાયિક કરવાનો તેમને નિયમ છે. તેઓ વિવેકી, ધર્મપ્રેમી અને મુલાયમ (મૃદુ) સ્વભાવના છે. ૫૭ વર્ષની તેમની ઉમર છે. છતાં એક યુવાનની માફક કામ કરી શકે છે. તેમને ચાર પુત્રો છે. મોટા પુત્ર માણેકલાલજી પણ તેવાજ સુયોગ્ય છે. શ્રીયુત નાથુલાલજીના પુત્રો અને પૌત્રો વગેરે આખા કુટુંબનો ધર્માનુરાગ પ્રશંસનીય છે. ત્યાં ટોંકમાં તેમની કાપડની દુકાન બહુ સારા પાયા ઉપર ચાલે છે, છતાં એ વ્યાપારના કરતાં ધર્મવ્યાપારમાં શેઠ નાથૂલાલજી વિશેષ લક્ષ આપે છે.

તેમના સહાધ્યાયીઓ તેમના પ્રત્યે પૂર્ણ પ્રેમ રાખતા અને માનની લાગણીથી જોતા હતા. એટલુંજ નહિ, પરંતુ તેમના બહુવિધ ગુણોની સર્વ કોઇ વિશુદ્ધ ભાવથી શ્લાઘા કરતા. પોતાના વિદ્યાગુરૂ પ્રત્યે શ્રીલાલજીનો પ્રેમ પણ પ્રશંસાપાત્ર હતો, અને શાળા છોડયા પછી પણ તેવોજ પ્રેમ કાયમ રહ્યો હતો. તેનું માત્ર એકજ ઉદાહરણ અત્ર આપીશું.

સં. ૧૯૪૪ માં પોતાની અઢાર વર્ષની વયે જ્યારે તેમણે પોતાના મિત્ર ગુજરમલજી પોરવાલની સાથે સ્વયમેવ દીક્ષા અંગીકાર કરી ત્યારે તેમણે આશરે સાત તોલાનો એક સોનાનો દોરો અધ્યાપકને એનાયત કર્યો હતો.

શ્રીલાલજી શાળામાં હિંદી અને ઉર્દૂ અભ્યાસ કરતા હતા ત્યારે પણ તેમનો ધાર્મિક અભ્યાસ તો શરૂજ હતો, છતાં આશ્ચર્ય જેવું તો એ હતું કે શાળામાં હમેશ તેમનો નંબર ઉંચો રહેતો અને અભ્યાસમાં પણ સૌથી આગળ નીકળતા. તપસ્વીજી શ્રી પન્નાલાલજી તથા ગંભીરમલજી મહારાજ પાસે નિવૃત્તિના સમયે તેઓ જતા અને પચીસ બોલ, નવતત્ત્વ, લઘુદંડક, ગતાગત ગુણસ્થાનદ્વાર આદિ અનેક પ્રકરણો તથા સાધુનું પ્રતિક્રમણ વગેરે તેઓએ કંઠસ્થ કરી લીધા હતાં. ધાર્મિક અભ્યાસ કરવામાં તેમના એક મિત્ર વચ્છરાજજી પોરવાલ કે જેઓ હજુ વિદ્યમાન છે, તેઓ તેમના સહાધ્યાયી હતા. બન્ને સાથે અભ્યાસ કરતા. શ્રીયુત વચ્છરાજજી કહે છે કે જ્યારે અમો સાધુનું પ્રતિક્રમણ શિખતા હતા ત્યારે મહારાજ મને જે પાંઠ આપતા તે સાંભળવા માત્રથીજ શ્રી લાલજી કંઠસ્થ કરી લેતા જ્યારે મારે તે પાઠ વારંવાર ગોખવા પડતા. આટલી બધી તેમની સ્મરણશક્તિ તીવ્ર હતી.

શ્રીલાલજીનું શરીર નિરોગી અને સુદ્રઢ હતું. જન્મથીજ તેમના બીજાં ભાઇઓ કરતા તેઓ મજબૂત બાંધાના હતા સહન શીલતા, નિર્ભયતા, સાહસિક વૃત્તિ, ધારેલું કામ પાર પાડવાની ખંત, ઉત્સાહ અને સત્યનો આગ્રહ ઇત્યાદિ ગુણો બાલવયથીજ તેમનામા પ્રકાશી રહ્યા હતા શુકલ પક્ષના ચદ્રની માફક વયની વૃદ્ધિની સાથેજ ઉપર્યુક્ત ગુણોનો પ્રકાશ પણ વૃદ્ધિ પામતો ગયો હતો. તેનાં અનેકાનેક ઉદાહરણો એ મહાપુરૂષના જીવન ચરિત્રમા સ્થાન સ્થાન પર દૃશ્યમાન્ થાય છે

શ્રીલાલજીનો સ્વભાવ ઘણોજ માયાળુ અને પ્રેમાળ હોવાથી તેમના બાલસ્નેહીઓની સંખ્યા મોટી હતી. તેમની સાથેનું તેમનું વર્તન ઘણુંજ ઉદાર હતુ. શ્રીલાલજીના ઉત્તમ ગુણોની મિત્ર વર્ગ પર જાદુઇ અસર થતી. વચ્છરાજજી પોરવાલ અને ગુજરમલજી પોરવાલ એ બે તેમના ખાસ મિત્રો હતા. શ્રીલાલજીના વૈરાગ્યની એ ઉભય મિત્રોના હૃદયપટ પર ઉંડી છાપ પડી હતી અને તેથી તેઓએ તેમની સાથે સસારનો પરિત્યાગ કરી આત્મોન્નતિ સાધવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો. પરતુ પાછળથી વચ્છરાજજીને આજ્ઞા નહિ મળવાથી તેમજ સયોગોની પ્રતિકૂળતા હોવાથી તેઓ દીક્ષા લઇ શકયા નહિ અને ગુજરમલજીએ શ્રીલાલજીની સાથેજ દીક્ષા લીધેલી. શ્રીલાલજી પ્રત્યે તેમને ઘણો પૂજ્યભાવ હતો

શાળામા શ્રીલાલજીના સહાધ્યાયીઓ તેમને એટલા બધા ચાહતા હતા કે જ્યારે તેમણે શાળા છોડી ત્યારે તેઓ આખમા આંસુ લાવી રડયા હતા. તેમના મિત્રો તેમનો વિયોગ સહન કરી

શકતા નહિ. તેમની સત્યનિષ્ઠા, કર્તવ્યપરાયણતા અને પ્રેમાળ સ્વભાવથી તેમના મિત્રોનાં હૃદય દ્રવીભૂત થતાં, પરંતુ તેમને વિશેષતઃ વશીભૂત કરવામાં કારણભૂત તેમનો ક્ષમાગુણ હતો. શ્રીલાલજીનું હૃદય એટલું બધું કોમળ હતું કે તેઓ કોઇનું પણ દિલ દુભાય તેવો એક શબ્દ પણ ઉચ્ચારતાં અચકાતા હતા, અને ક્વચિત્ તેમના કોઈ શબ્દ કે કોઇ પ્રવૃત્તિથી સામાનું દિલ દુભાયું છે એમ તેમને લાગતું તો તેજ ક્ષણે તેની પાસે જઇ ક્ષમા માગતા. આ શ્લાઘ્ય મહ્ગુણ તેમની વીરમાતા તરફથી તેમને વારસામાં મળ્યો હતો. શ્રીલાલજીની આવી ઉદારવૃત્તિથી તેમને કોઇની સાથે શત્રુતા થતી નહિ. શત્રુતા હોય તો તે માત્ર મનુષ્યના શરીરમાં મિત્રની માફક રહી શત્રુનું કામ કરનાર આલસ્ય નામના શત્રુની સાથેજ હતી. શ્રીલાલજીનો ક્ષમા ગુણ તેમની મહત્તા વધારતો એટલુંજ નહિ કિન્તુ ઉપર કહ્યું તેમ વશીકરણ મંત્રની પણ ગરજ સારતો. આ ઉત્તમ ગુણ વડે તેઓ પરિચિત વ્યક્તિઓના ઉપર વિજય મેળવી શકતા હતા. " क्षमा वशीकृतेलोके क्षमया किं न सिद्धति ! " અર્થાત્ આ લોકને વિષે ક્ષમા એ વશીકરણ છે, ક્ષમાવડે શું સિદ્ધ થતું નથી ? અર્થાત્ સર્વ મનઃકામના સિદ્ધ થાય છે.

સાં. ૧૯૩૧ ના ભાદરવા શુ ૫ ના રોજ જયપુર તાબાના દુની નામક ગામે બાલાબક્ષજી નામના સુશ્રાવકની પુત્રી માનકુંવર વેરે શ્રીલાલજીનું વેવીશાળ કરવામાં આવ્યું હતું તે વખતે શ્રીલાલજીની ઉમ્મર છ વર્ષની અને માનકુંવર બાઇની ઉમ્મર ચાર વર્ષની હતી.

### પ્રકરણ ૨ જું

## વિવાહ અને વિરક્તતા.



સં. ૧૯૩૫ માં શ્રીલાલજીએ શાળા છોડી અને ધાર્મિક જ્ઞાનની અભિવૃદ્ધિ અર્થે અધિક ઉદ્યોગ આદર્યો. એજ વર્ષમાં એટલે સાં. ૧૯૩૫ ના આષાઢ મહિનામાં તેમના પિતાજી શેઠ ચુનીલાલજી સ્વર્ગે સીધાવ્યા. પિતાના સ્વર્ગવાસ પછી પાંચ મહિને સં. ૧૯૩૬ ના કાર્તિક વ. ૨ ના રોજ શ્રી લાલજીનાં લગ્ન થયાં. આ વખતે તેમને ૧૦ વર્ષ પૂરાં થઈ ૧૧ મું વર્ષ ચાલતું હતું અને તેમનાં પત્નીને નવમું વર્ષ બેઠું હતું. રાજપૂતાનામાં બાળલગ્નનો અત્યંત હાનિકારક રીવાજ આજના કરતાં પણ તે સમયે વિશેષ પ્રચલિત હતો. આ પ્રથા નાબુદ કરવા માટે શ્રીલાલજીએ દીક્ષિત થયા પછી સતત ઉપદેશ આપેલો તેનું કંઇક શુભ પરિણામ આજે આપણા જૈનોમાં દૃષ્ટિગોચર થાય છે.

શ્રીલાલજીની જાન ટોંકથી દુણી આવી. એજ પ્રસંગે કુદરતના કોઇ અદૃશ્ય અકળ આકર્ષણના પ્રભાવે તેમના પરમોપકારી ધર્મગુરૂ તપસ્વીજી શ્રી પન્નાલાલજી તથા ગંભીરમલજી મહારાજ પણ આવા તરફથી વિહાર કરતાં કરતાં **દુની** પધાર્યા. આ શુભ વર્તમાન વરરાજાના જાણવામાં આવતાં તેમનાં રોમાંચ ઉલ્લસિત થયાં, અને અતિ આતુરતાપૂર્વક ગુરૂશ્રીનાં દર્શનાર્થે ઉપાશ્રયે ગયા.

મારવાડમાં વરરાજાને હાથે મીંઢાળની સાથે બીજી પણ ચીજો એક કપડામાં લપેટી બાંધવાનો રિવાજ છે. તેમાં રાઇના દાણા પણ હોય છે. રાઈ સચેત હોવાથી સાધુ મુનિરાજનો સચેત વસ્તુ સહિત સંઘટ્ટો કરી શકાય નહિ. છતાં ભક્તિના આવેશથી ઉભરાતું શ્રીલાલજીનું હૃદય ગુરૂના ચરણનો સ્પર્શ કરવાના વિવેકને વેગબે મૂકી શક્યું નહિ. વરરાજાએ સચેત વસ્તુ સહિત પોતાના ગુરૂના ચરણ કમળનો સ્પર્શ કર્યો એ ગુન્હા (!) બદલ સાથેના શ્રાવક ભાઇઓ એક પછી એક તેમને ઠપકો દેવા લાગ્યા. ત્યારે તપસ્વીજી મહારાજે કહ્યું કે તમે તેમના ભક્તિભાવ, ધર્મપ્રેમ અને ઉત્સાહ તરફ પણ જરા નજર કરો, અને વરરાજાને છેક જ ગભરાવી ન મૂકો. આ પ્રમાણે કહી લોકોને શાંત પાડયા. અને વરરાજાને સંબોધીને થોડાંએક બોધપ્રદ વચનો કહ્યાં. એ વચનોએ શ્રીજીના હૃદયપર જાદુઇ અસર ઉપજાવી

શ્રીલાલજીનાં લગ્ન સમયે ચુનીલાલજી શેઠના વડીલ બન્ધુ હીરાલાલજી તેમજ શ્રીલાલજીના જ્યેષ્ઠ ભ્રાતા નાથૂલાલજી પ્રમુખ કુટુમ્બી જનો આનંદોત્સવમાં મગ્ન હતાં. તેમનાં હૃદય આનંદથી ઉભરાતાં હતાં ત્યારે શ્રીલાલજીના હૃદયકમળમાં ઉદાસીનતા છાઈ રહી હતી. પૂર્વ જન્મના શુભ સંસ્કારોના પ્રભાવથી તેમનામાં લઘુવયથીજ વૈરાગ્યનાં બીજ અંકુરિત થયાં હતાં અને જિનવાણી રૂપ અમૃતજળનું તે પર વારંવાર સીંચન થતું રહેવાથી હમણાં તો એ વૈરાગ્યવૃક્ષ વિશેષ પલ્લવિત થઇ વૃદ્ધિંગત થયું હતું, અને તેનાં મૂળ પણ ઉંડાં ગયાં હતાં; છતાં વડીલોની આજ્ઞાને તેઓ અબોલ રહી અનિચ્છાએ શિરોધાર્ય કરતા હતા. તેમની આ પ્રવૃત્તિ કંઇક ભૂલભરેલી

વાચક વર્ગને લાગશે, અને તેમના મનમાં એજ પ્રશ્ન ઉદ્‌ભવશે કે પરણીને પરિહરવા કરતા નજ પરણવું એ શું ખોટું? પણ કર્મના અચળ કાયદા પાસે સર્વને શીર ઝુકાવવુંજ પડે છે. વળી કુદરતની દરેક કૃતિ સર્વદા હેતુયુક્ત હોય છે. શ્રીમતી માનકુંવર બાઈના શ્રેયસનો માર્ગ પણ આવી વિધિથી ખુલ્લો થવાનું વિધિએ નિર્મ્યું હશે. તેમને શ્રીમતી ચાદકુંવરબાઇ જેવી સુશિક્ષિતા સાસુ પાસેથી ઉત્તમ પ્રતિની શિક્ષા સંપાદન કરવાનો સુયોગ આથી પ્રાપ્ત થયો, અને પવિત્ર જીવન વ્યતીત કરી, દીક્ષિતા થઇ છ વર્ષ સંયમ આરાધી પતિની પહેલા સ્વર્ગમાં પહોચવાનું સાભાગ્ય પ્રાપ્ત થયુ એ પણ આ પ્રવૃત્તિનુંજ પરિણામ હોવાનું અનુમાન અનુચિત છે એમ કોણ કહી શકશે? વળી શ્રીલાલજીનું હ્રદય આ વખતે વૈરાગ્યના રંગથી રંગાયેલું હતું અને જ્ઞાનાભ્યાસની તેમને અપરિમિત પિપાસા હતી એ વાત નિર્વિવાદ છે, પરંતુ દીક્ષા લેવીજ છે એવો દઢ નિશ્ચય તે વખતે હતો કે કેમ એ નિશ્ચયાત્મકપણે કહી શકાય તેમ નથી.

લગ્ન સમયે માનકુવરબાઇની ઉમ્મર બહુ નાની—આઠ નવ વર્ષની હતી. જેથી તરતજ તેઓ પિયેર ગયા હતા અને ત્રણ વર્ષ સુધી તેઓ પિયેરમાજ રહ્યા હતા. મારવાડનો રિવાજ છે કે ઉમ્મર લાયક થાય એટલે આણુ વળાવે, પણ જો લગ્નાદિ કાઇ પ્રસંગ શ્વસૂરગૃહે હોય તો થોડા દિવસને માટે નવવધને તેડી લાવે પરંતુ શ્રીલાલજીના લગ્ન પછી એવો કોઈ ખાસ પ્રસંગ તેમને ત્યા આવ્યો ન હતો તેથી માનકુવરબાઇ ત્રણ વર્ષ સુધી પિતૃગૃહેજ રહ્યા હતા.

અહિં શ્રીલાલજીનો વૈરાગ્ય વધતો ચાલ્યો. સંસારપર અરૂચિ થઈ. વ્યાપારાદિમાં તેમનું ચિત્ત ચોંટતું નહિ. જ્ઞાનાધ્યયનમાં સત્સમાગમમાં અને ધર્મધ્યાન કરવામાંજ તેઓ નિરંતર દત્તચિત્ત રહેવા લાગ્યા. તપસ્વીજી પન્નાલાલજી તથા ગંભીરમલજીના સત્સંગ અને સદુપદેશનો તેમના હૃદયપર ભારે પ્રભાવ પડ્યો. તેમની પાસે શાસ્ત્રાધ્યયન કરવા વડે તેઓ સમયનો સદુપયોગ કરવા લાગ્યા.

શ્રીજી બાર વર્ષના હતા ત્યારે એક દિવસે તેઓ સામાયિક વ્રત કરી મુનિશ્રી ગંભીરમલજીનું વ્યાખ્યાન પ્રેમપૂર્વક શ્રવણ કરી રહ્યા હતા. એટલામાં બીકાનેર નિવાસી શ્રીયુત ચુનીલાલજી ડાગા કે જે રતલામવાળા શેઠ પૂનમચંદજી દીપચંદજીની ઢોંકની દુકાન ઉપર મુનીમ હતા તેઓ પણ વ્યાખ્યાનમાં આવ્યા. ચુનીલાલજી શાસ્ત્રના જાણકાર, ઉત્પાત બુદ્ધિવાળા, વિદ્વાન્ અને વયોવૃદ્ધ શ્રાવક હતા. સામુદ્રિક અને જ્યોતિષ - શાસ્ત્રનું પણ તેમનું જ્ઞાન પ્રશંસનીય હતું. તેઓ પણ શ્રીજીની જોડમાંજ સામાયિક કરીને બેઠા. અનાયાસે તેમની દ્રષ્ટિ શ્રી લાલજીના ઉપર પડી. શ્રીજીનાં શારીરિક લક્ષણો તેઓ પુનઃપુનઃ જોતા રહ્યા. વ્યાખ્યાન પૂરૂં થયું એટલે તેઓ પોતાની કોઠીમાં જઇ ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થઇ દુકાન ઉપર આવ્યા. થોડીવાર પછી શ્રીયુત હીરાલાલજી બંબ પણ કાર્યવશાત્ ચુનીલાલજીની દુકાન ઉપર આવ્યા. ત્યારે ચુનીલાલજી ડાગા હીરાલાલજી પ્રત્યે આ પ્રમાણે બોલ્યા "શ્રીલાલ આજ સવારે વ્યાખ્યાનમાં મારી પાસેજ બેઠો હતો. તેના શરીરનાં લક્ષણો મેં નિહાળીને જોયાં,



टोंकनी रसीया टेकरीपर संसारी थीलालजी.

परिचय–प्रकरण–२–१

મને આશ્ચર્ય થાય છે કે આ તમારા ઘરમાં ગોદડીમાં ગોરખ ક્યાંથી ? એ કોઇ સાધારણ મનુષ્ય નથી. પણ બહુ સંસ્કારી જીવ છે. સામુદ્રિક શાસ્ત્ર સત્ય હોય અને મારા ગુરૂ તરફથી મને મળેલી તે શાસ્ત્રીની પ્રસાદી સાચી હોય તો હું છાતી ઠોકીને કહું છું કે એ તમારો ભત્રીજો આગળ જતાં કોઇ મહાન્ પુરૂષ નીવડશે. જ્યાંસુધી મારી મતિ પહોંચી ત્યાં સુધી બહુ ઉંડા ઉતરીને મેં વિચાર કર્યો તો હું એજ અનુમાન ઉપર આવ્યો છું કે આ રકમ તમારા ઘરમાં રહેવી મુશ્કેલ છે.” શ્રીયુત હીરાલાલજી તો આ બધા શબ્દો સાંભળીને સ્તબ્ધજ બની ગયા.

ઘણીવાર શ્રીજી શહેર બહાર નીકળી નજીકના ડુંગરોમાં ચાલ્યા જતા અને ત્યાં કલાકોના કલાક રોકાતા. અહિંનાં નૈસર્ગિક દૃશ્યો અને કુદરતની અપાર લીલા નિહાળતાં તેમના મગજમાં નવા નવા વિચારતરંગો એક પછી એક ઉદ્ભવતા. અહિં કોઇ કોઈ વાર તેઓ તત્ત્વચિંતનમાં એટલા બધા તો નિમગ્ન થઇ જતા કે કેટલો સમય ગયો તેનું તેમને ભાન રહેતું નહિ. શ્રીજી કહેતા કે પર્વતપરનો એકાંતવાસ મને બહુ ઉપકારક નીવડતો. ઘેર હોય ત્યારે પણ તેઓ પોતાની ત્રણ માળની ઉંચી હવેલીની× અગાશીમાજ વિશેષે કરીને પોતાની બેઠક રાખતા. શહેરની છેક નજીકમાથીજ શરૂ થતી, નેત્રોને આનંદ આપનારી ડુંગરાઓની હારમાળા અહિંથી પણ દૃષ્ટિગોચર થતી. ટોંક પાસેની ઉંચી ઐતિહાસિક રસીયાની ટેકરી જાણે તત્ત્વવેત્તાઓનું સિંહાસન હોય

---

× જુઓ. તેઓશ્રીના મકાનનું ચિત્ર.

એવો આભાસ આપતી અને પોતાની પીઠપર આરામ લેવા શ્રીજીને વારવાર આમંત્રણ કરતી જતી શ્રીજી પણ એ આમત્રણનો પુન પુન સ્વીકાર કરતા અને ઉમગથી તેના ઉત્તગ શૃગ પર ચઢતા આસપાસનું અનુપમ દ્રષ્ટિસાદર્ય તેમના તસ મગજને શાંતિ આપતુ વિશાળ વૃક્ષોના પલ્લવો પખાનું કામ કરી આતિથ્યધર્મ બજાવતા કોયલોના મીઠા ટહૂકાર અને મયૂરોના મધુરા કેકાસ્વરૂપ સગીતનું મોઘેરા મેમાનનું મન રજન કરતા પરિમળ પ્રસરાવતો ઠંડો સ્વચ્છ સમીર, આસપાસ પથરાયલી અપૂર્વ શાન્તિ અને કુદરતની અદ્ભુત કળાઓનું પ્રદર્શન, શ્રમિત મગજને તર કરી દેવા પરસ્પર સ્પર્ધામા ઉતરેલા હતા આબુમાથી જન્મેલો અને અરવલીના તેમજ ઉદયપુરના * સરોવરના પાણી પીને પુષ્ટ થયેલો બનાસ નામનો વિશાળ સરિત્પ્રવાહ, અનેક આશ્રિતોને શાંતિ આપતો, પોતાના ઉભય તટ પર ઉભેલા આમ્રાદિ વૃક્ષોને પોષતો અને પરોપકાર પરાયણ જીવન ગાળવાનો અમૂલ્ય બોધપાઠ શિખવતો, ધીમી ગતિથી વહેતો હતો આમ્રવૃક્ષો ફળ આવતા વધારે નીચા નમી વિનયનો પાઠ શિખવતા અને પોતાના મિષ્ટફળો દ્વારા દુનિયામા પરમાર્થ બુદ્ધિની પ્રભાવના કરવાને જન્મ્યા હોય તેવો આભાસ આપતા બાજુમાજ ઉભેલા વડવૃક્ષ પર દ્રષ્ટિ પડતા ચેનવણી મળતી કે ગઈ જેવડા બીજમાથી આવી મોટી લપ વધી પડે છે સસારમા જરા સપડાયા તા—આગળી આપી તો પોંચો

---

* ઉદયપુરના સરોવરોમાથી નીકળેલી બેડચ નદી બનાસમા જઈ મળે છે

પકડાવાનો સંસારમાં સપડાતાં બચાવવાનો ઉપદેશ આપતા વડવૃક્ષનો આભાર માનતા શ્રીજીના તાત્વિક વિચારો ભાવી જીવનની ઇમારતનો પાયો દૃઢ કરતા હતા. કઠિન પાષાણો સાથે અફળાઇ અવાજ કરતી સરિતાના તટ પર રસેન્દ્રિયની લોલુપતાને લીધે ગલનો ભોગ થઇ પડતી તરફડતી માછલીઓ કવચિત્ તેમના જોવામાં આવતી ત્યારે ઇન્દ્રિયોને વશવર્તી નહિ બનવાના વિચારોને પુષ્ટિ મળતી. કમળમા પેસતા ભ્રમરને જોઇ એ વિચારોને અનુમોદન મળતું કેઃ—

કમળ મીચાશે, ભ્રમર મુંઝાશે, દોષ પ્રથમ ના દીઠો,
તું ત્હારૂં સંભાળી લેજે, નહિં તો પડશે હેઠો.

મૂર્ખ ભ્રમર મમ તું મુઝાશે, એ દુઃખ શીદને વેઠો ?
મોહ લુબ્ધ ના થા ! ઓ મનવા ! ભગવતથી કર લેહો,
કહે દીન શંકર કંક છુટાયા, રાય રંક શેઠો.

સૂર્યાસ્ત પહેલાં પહોચવાની ઉતાવળમાં નીચે ઉતરતાં સામેજ કુલઝાડો નજરે પડતા. પ્રસરેલો પરાગ મગજને તર કરતો પણ ફુટેલા ફણગા, ખીલેલી કળીઓ, વિકસેલાં પુષ્પો અને નીચે ખરી પડેલા માટીમા મળી જતા કરમાઇ ગયેલા પુષ્પો જીંદગીની બાળ, યુવા, પ્રૌઢા અને વૃદ્ધાવસ્થાનો અને જીવન મૃત્યુનો તાદૃશ્ય ચિતાર ખડો કરતા અને શ્રીજી કુદરતની અકળ કળાઓ અવલોકતા પાસેના પત્થરપર બેસી જતા. દરેકે દરેક પત્થર, દરેકે દરેક પાદડું અને આકાશમા ઉડતુ પ્રત્યેક પક્ષી જાણે સ્વાર્થમય અને પરિવર્તનશીલ સંસારનું નાટક ભજવતાં હોય

તેમ જણાતું. પાસે વહેતાં ઝરણાંઓ જાણે ઈશ આવી હોય તેમ પત્થર સાથે અફળાઇ. એ નાટકમાં સંગીતનું કાર્ય કરતાં હતાં. "જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ" એ નૈસર્ગિક નિયમાનુસાર આ સર્વ દ્રશ્યો અને સર્વ ઘટનાઓ શ્રીજીને વૈરાગ્યનુંજ શિક્ષણ આપનાર નીવડતાં.

કુદરતનાં કીર્તનોએ મગજનાં પરમાણુઓ પર એટલી પ્રબળ સત્તા બેસાડી હતી કે રસ્તામાં પણ તેનાજ વિચારો સ્ફુરતા હતા.

"સુશોભિત ને સુગંધી છે, છતાં કાંટા ગુલાબે છે;
પૂરા પ્રેમી પપૈયાને, તૃષાતુર કેમ રાખે છે?

મનોહર કંઠની કોયલ, કરી કાં તેહને કાળી?
હળાહળ ઝેર છે જેમાં, સફેદી સોમલે મૂકી;

રૂડા રજની તણો રાજા, કલંકિત ચંદ્ર કાં કીધો?
બનાવ્યો કેમ ક્ષય રોગી? અરે અપવાદ કાં દીધો?

મણિકાન્ત.

કુદરતના કિંમતી શિક્ષણથી શ્રીજીના હૃદયમાં વધતો જતો વૈરાગ્યભાવ તેમની આર્જવતા અને સત્યપ્રિયતાને લીધે વાણી અને વર્તનમાં પણ વ્યક્ત થવા લાગ્યો. કેવળ મિત્રો પ્રત્યેજ નહિ, પરંતુ હવે તો માતા અને ભ્રાતા સમક્ષ પણ, માનવ જીવનની દુર્લભતા, સંસારની અસારતા અને સાધુ જીવનની

શ્રેષ્ઠતા બતાવનારાં વાકયો શ્રીજીના મુખારવિંદમાંથી વારંવાર ઉચ્ચરાવા લાગ્યાં. ગૃહકાર્યમાં જરા પણ ધ્યાન નહિ આપતાં કેવળ સત્સમાગમ, જ્ઞાનાધ્યયન, અને એકાંત સેવનમાં તેઓ સમય ગાળવા લાગ્યા.

શ્રીલાલજીની આ સર્વ પ્રવૃત્તિ અને સંસાર પ્રત્યેની તેમની ઉદાસીન વૃત્તિ જોઈ તેમનાં માતુશ્રી વગેરે આપ્તજનોનાં ચિત્ત ચિંતાક્રાંત થયાં. જે માતા પોતાના પુત્રનો ધર્મપ્રતિનો અતિ અનુરાગ જોઇ પ્રથમ આહ્લાદ પામતાં હતાં તેજ માતાને પુત્રનાં વૈરાગ્યમય વચનામૃતો આજે સાંભળવાં પણ ગમતાં નથી. તેનું ધર્મમય વર્તન તેને અતિ અરૂચિકર—અસ્વસ્થકર થઈ પડયું છે. સાધુ સાધ્વીની સેવા શુશ્રૂષાને અને તેમની સત્સંગતિને જેણે પોતાનું પરમ કર્તવ્ય માન્યું છે, એજ સાધ્વી સ્ત્રી સંસારમોહને લઇ પોતાનો પુત્ર સાધુઓની સોબતમાં રહે તે હવે જોઇ શકતી નથી. તેને સત્સંગથી વંચિત રાખવા તેનું અંતઃકરણ ઈચ્છે છે. સાંસારિક પ્રેમગ્રંથી મનમાં ગુંચવાડો ઉત્પન્ન કર્યા કરે છે, પણ તે પોતાના અભિપ્રાયોને સ્પષ્ટ શબ્દોમાં પુત્ર સમક્ષ વ્યક્ત કરી શકતી નથી. અહા! આ સંસારમાં રાગનું કેટલું બધું પ્રાબલ્ય છે!!

અધ્યાપક **ગેટસે** કરેલા પ્રયોગોથી પુરવાર થયું છે કે:- સારી વૃત્તિઓ પુષ્ટિકારક રાસાયનિક તત્ત્વો ઉત્પન્ન કરે છે, કે જે શરીરનાં પરમાણુઓને શક્તિ ઉત્પન્ન કરવાને માટે ઉત્તેજિત કરે છે. ક્રોધ, તિરસ્કાર અને ઇતર દુર્વૃત્તિઓ શરીરમાં હાનિકારક મિશ્રણો—બનાવટો ઉત્પન્ન કરે છે, જેમાંના કેટલાંક અત્યંત

વિષમય હોય છે. પ્રત્યેક દુર્વૃત્તિ શરીરમાં રાસાયનિક ફેરફાર કરે છે. પ્રત્યેક સદ્વૃત્તિ જીવનવર્દ્ધક તત્ત્વો ઉત્પન્ન કરે છે. મનમાં ઉત્પન્ન થતો પ્રત્યેક વિચાર મગજનાં પરમાણુઓની રચનામાં ફેરફાર કરે છે; અને આ પરિવર્તન થોડે ઘણે અંશે કાયમનુંજ હોય છે.

માતા અને ભ્રાતા આદિ કુટુંબી જનોને આ સમયે માત્ર એકજ વિચાર આશ્વાસન આપનાર હતો. તેઓ એમ માનતાં હતાં કે તેમનાં પત્નીના અહીં આવ્યા પછી તેમના વિચારોમાં પરિવર્તન થઇ જશે. આવી આશામાં તેઓ દિવસ નિર્ગમવા લાગ્યાં. આશા એજ રાગના પાશમાં સપડાયલાં પ્રાણીઓને પ્રાણદાયિની ઔષધિ છે. તે મનુષ્યના માનસિક પ્રદેશમાં પ્રવિષ્ટ થઇને ભવિષ્યને માટે નવી નવી રમ્ય ઈમારતો ચણે છે, અને આશ્રિતોને આશ્વાસન આપતી રહે છે.

સં. ૧૯૩૯ માં શ્રીજીનાં પત્ની માનકુંવરબાઇને દુનીથી આણું વાળી ટાંક તેડી લાવ્યા. આ વખતે તેમનું વય બાર તેર વર્ષનું હતું. પુત્ર વધુના આગમનથી સાસુનું હૃદય આનંદથી ઉભરાયું. વળી તેમના વિનયાદિ ગુણો અને યોગ્યતા જોતાં પોતાની આશા સફળ થવાનાં ચિન્હો જણાયાં. શ્રીજીના સહાધ્યાયી મિત્રો પણ એ વાતની પરીક્ષા કરવા ચાહતા હતા કે તેમનો વૈરાગ્ય પતંગના રંગ જેવો ક્ષણિક છે કે મજીઠના રંગ જેવો છે. આ પરીક્ષાનું શું પરિણામ આવે છે; તેમજ શ્રીજીનાં કુટુંબી જનોની આશા કેટલે અંશે સફળ થાય છે તે હવે જોવાનું છે.

શ્રીજીએ ઘણાં વચનામૃતો, ગજવામાં રાખવાની નાની નોંધપોથીમાં ઉતારી લીધાં હતાં, તેમાંનાં નીચેનાં વચનામૃતનું સ્મરણ તો તેઓ વારંવાર કરતા હતા.

प्रियास्नेहो यस्मिन्निगडमदृशो यामिकभटो ।
यमःस्वीयो वर्गो धनमभिनवं बन्धनमिव ॥
सदाऽ मेध्या पूर्ण व्यसन बिल संसर्ग विषमं ।
भवः कारागेहं तदिह न रतिः क्वापि विदुषाम् ॥

ભાવાર્થ-સંસારમાં સ્ત્રીઓનો સ્નેહ સાંકળના બંધન જેવો છે તથા ભટકતા પોધા જેવો છે, પોતાનો કુટુંબી વર્ગ યમરાજ સમાન છે; લક્ષ્મી છે તે નવીન જાતની બેડી સમાન છે, વળી સંસાર અપવિત્ર વસ્તુઓથી ભરેલ હોઇને દુઃખરૂપ રાફડાઓના સંસર્ગ જેવો ભયંકર છે. આ પ્રમાણે સંસાર એ ખરેખર કારાગૃહજ છે અને તેટલાજ માટે વિદ્વાન માણસોની પ્રીતિ તેમાં કોઇ પણ સ્થળે નથી.



## પ્રકરણ ૩ જું.

## ભીષણ પ્રતિજ્ઞા.

શ્રીજી પોતાના પરોપકારી ગુરૂવર્યનું વ્યાખ્યાન નિત્યની પેઠે આજ પણ પ્રેમપૂર્વક શ્રવણ કરી રહ્યા છે. વીર પ્રભુની અમૃતમય વાણીનું પાન કરતા શ્રોતાજનોનાં હૃદય પણ આનંદથી છલકાય છે. વ્યાખ્યાનમાં આજે બ્રહ્મચર્યનો વિષય ચર્ચાય છે. બ્રહ્મચર્ય સર્વ સદ્ગુણોનો નાયક છે, બ્રહ્મચર્ય સ્વર્ગ મોક્ષનો દાયક છે, બ્રહ્મચારી ભગવાન સમાન છે, દેવ, દાનવ, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ, કિન્નર અને મોટા મોટા ચક્રવર્તી રાજા પણ બ્રહ્મચારીના ચરણ કમળમાં શીર ઝુકાવે છે, અને તેની પૂજા કરે છે, એ વગેરે મતલબની સૂત્રની ગાથાઓ એક પછી એક વંચાય છે અને રહસ્ય સમજાવાય છે, વચ્ચે વચ્ચે નેમનાથ, રાજેમતી, જંબુકુમાર, વિજય શેઠ-વિજયા રાણી વગેરે આદર્શ બ્રહ્મચારીનાં દૃષ્ટાંતો અપાય છે અને તેમનાં યશોગાન ગવાય છે.

વળી એક કવિ કહે છે કેઃ—

"અલમસ્ત મસ્ત 'જુવાનો' થી સૌ ભાઇ ચેની ચાલજો!<br>
એ સર્પિણી ડંખે નહિ માટે જરા સંભાળજો,<br>
દિવાની ને જુવાનીને દુશ્મન ગણી શંકર ડરે!<br>
ફટ! ફટ! જુગની આંધળી તું વિષયને વ્હાલો કરે!".

એક બ્રહ્મચારી પૂજ્ય પુરૂષના મુખારવિંદથી બ્રહ્મચર્ય ધર્મનો આ પ્રકારે અપાર મહિમા સાંભળતાં શ્રીજીના હૃદયસાગરમાં

લાગણીઓનાં મોજાં ઉછળવા લાગ્યાં. તરંગોથી ક્ષુભિત થયેલા મહાસાગરની પેઠે તેમનું અંતઃકરણ વિચાર તરંગોથી ખળભળી ઉઠયું અને વ્યાખ્યાન પૂર્ણ થતાંજ ખાનપાનની પરવા કર્યા વગર પોતાની પૂર્વપરિચિત પ્રિય ટેકરી પ્રતિ પ્રયાણ કર્યું. ત્યાં એકાંતમાં એક શીલાપટ પર બેસી તેઓ વિચાર કરવા લાગ્યા. "એક કુમળી વયની સુકુમાર કન્યકાનો કર પકડી હું તેને અહિં લાવ્યો છું. મને સમજાવવામાં આવે છે તેમ તેનો ભવ બાળવો એ મહા પાપ હોય તો જંબુકુમારનો મોક્ષજ ન સંભવે. તીર્થંકર પદ પામેલા શ્રી નેમનાથ પ્રભુએ પણ તેમ કયાં નહોતું કર્યું ? મારા હ્રદયમાં તેના પ્રત્યે દયા છે, લાગણી છે. મારા સંસાર ત્યાગથી તેને કેટલું મહાન્ કષ્ટ થશે એ બધું હું જાણું છું; પરંતુ એ એકજ વ્યકિતની દયાને ખાતર અનંત પુણ્યોદયે મળેલો અને અનંત ભવના ફેરાથી મુકત કરાવવાને શકિતવાન એવો આ મનુષ્ય જન્મ કે જે દેવોને પણ દુર્લભ છે તે મારે હારી જવો શું ? કામભોગના કીચડમાં તેને રગદોળી નષ્ટભ્રષ્ટ કરી નાખવો એ તો મેરૂ જેવડી ભૂલજ ગણાય. જીંદગીનો પળવારનો પણ ભરોસો નથી, વળી આ યૌવન તો ચાર દિવસનું ચાંદરડું છે, તે વીજળીના ચમકારાની પેઠે ક્ષણિક છે, ક્ષણવાર ચમકીને લુપ્ત થઇ જશે. એક પુલ પરથી વેગવતી ટ્રેઈનને પસાર થતાં વાર લાગતી નથી તેમ આ યુવાવસ્થાને વહી જતા વાર લાગવાની નથી. કાળની અનંતતાનો વિચાર કરતાં તો સો વર્ષનું આયુષ્ય પણ વિજળીના ચમકાર જેટલુંજ છે. એટલા અલ્પ સમયના મારા કે તેના ક્ષણિક સુખ દુઃખનો મારે શા માટે વિચાર કરવો ? હાડ, ચામ, માસ, અને રૂધિરના બનેલા આ ક્ષણભંગુર દેહ પરનો મોહ ભાવજ

બંધન અને દુ:ખનું કારણ છે. કમળપત્ર પર પડેલું તુષારબિંદુ જેમ થોડીવાર મોતીની માફક શોભા આપી અદૃશ્ય થઇ જાય છે તેવીજ રીતે આ શરીર, આ યૌવન, આ સ્ત્રી અને સંસારના સર્વ વૈભવો પણ અવશ્ય અદૃશ્ય થઇ જવાના છે. એ સર્વને ખાતર હું મારા અવિનાશી આત્માનું હિત નહિ બગડવા દઉં. આ આખો સંસાર કેવળ સ્વાર્થમય છે. ફળ હોય ત્યાં સુધીજ પક્ષીઓ વૃક્ષનો આશ્રય લે છે ફળ રહિત થતાં તેનો ત્યાગ કરી સૌ ચાલ્યાં જાય છે. વિષયોનો હું ત્યાગ નહિ કરૂં તો પણ યૌવન વયનો અંત આવતાં ઈંદ્રિયોનું બળ ક્ષીણ થશે અને તે વિષયોજ મને છોડીને ચાલ્યા જશે અને મારા આત્માને અધોગતિની ઉંડી ખાઇમાં હડસેલતા જશે. માટે એ વિષ સરખા વિષય સુખોનો હમણાથીજ મારે પરિત્યાગ શા માટે ન કરવો ?" આવા આવા વિચારોના પરિણામે શ્રીજી એજ નિશ્ચય પર આવ્યા કે બસ ! હું તો હવે વિષયોનો પરિત્યાગ કરી બ્રહ્મચર્યનુંજ શરણ ગ્રહણ કરીશ. બ્રહ્મચર્ય ! અહા ! કેવો મંગળમય શબ્દ ! કેવું અપૂર્વ વ્રત ! કેવી દિવ્ય ભાવના ! કેવું વિશુદ્ધ જીવન ! બસ, બસ, હું એજ પવિત્ર જીવન ગાળીશ. એજ કલ્યાણકારી માર્ગ ગ્રહણ કરીશ અને જન સમુહને પણ એ માર્ગે દોરીશ અને જેની ચિંતા મારા હૃદયને પ્રજાળે છે તેને માટે પણ એજ નિર્ભય અને કલ્યાણકારી માર્ગ ખુલ્લો કરીશ. અખંડ બ્રહ્મચર્ય એજ મારો જીવન અભિલાષ હો ! ઇન્દ્રયજનિત સુખોની હવે મને જરાય લાલસા નથી. ઇંદ્રિયવિલાસનો વિચાર પણ મને વિષ સમ દુ:ખકર જણાય છે. હું હવે ઈંદ્રિયોનું દમન કરીશ, તપ આચરીશ સંયમ અંગીકાર કરીશ, બ્રહ્મચારીઓના ગુણકીર્તન કરીશ,

પ્રભુનું ધ્યાન ધરીશ, અને પ્રભુના જ્ઞાનાદિ ગુણોને મારા આત્મામાં પ્રગટાવીશ. બ્રહ્મચર્યની ઝગમગતી જ્યોતિર્મય રત્નમાળા મારા કંઠે ધારણ કરી હું જગતમાં બ્રહ્મચર્યનો દિવ્ય પ્રકાશ પાથરીશ. વિષય વાસનાની પ્રચંડ અને ધગધગતી લોહ શૃંખલાથી હું મારા શરીરને મારી ઇંદ્રિયોને અને મારા મનને પરિબદ્ધ થવા નહિ દઉં. શીલ સંરક્ષણ કરતાં દેહનો વિનાશ થતો હોય તો ભલે થાય " नत्थि जीवस्स नासोत्ति " એ વીરવાક્યમાં મને પૂર્ણ શ્રદ્ધા છે. આથી હું કોઇ પણ સ્ત્રીનો સ્પર્શ સુદ્ધાં નહિ કરૂં." પોતાના મનની સાથે પ્રભુની સાક્ષીએ શ્રીજીએ આ પ્રમાણે વિશુદ્ધ બ્રહ્મચર્યધર્મ આચરવાની ભીષણ પ્રતિજ્ઞા કરી નવીન ઉત્સાહ અને નવોજ જુસ્સો પોતાના આત્મામાં પ્રકટાવી ઘર તરફ વળ્યા. યુવાનીમાં આવા વિચારો આવવા એ પણ પૂર્વ પુણ્યનુંજ પરિણામ છે.

"જરા જન જાળવી લેજે, અરે ઝેરી જુવાની છે;
કલંકિત કીર્તિને કરશે, ખરે ! વેરી જુવાની છે.
અભિમાને કરે અંધા, કરાવે નીચના ધંધા;
વિચારો ફેરવે સંધા, યુવાની તો ગુમાની છે.
બનાવ્યા કૈકને કેદી, નખાવ્યાં શીષ કૈક છેદી;
યુવાની શત્રુ છે ભેદી, ન માનો કે મજાની છે.
વિકારોને વળગનારી, બતાવે પાપની બારી,
સુઝાડે બુદ્ધિ ના સારી, પીડાકારક પીછાની છે
સમજ સંસારના પ્રાણી, યુવાની માન સસ્તાની;
અરે ! પણ ચાર દા'ડાની, યુવાની જાણ ફાની છે.
કથે શંકર જુઠી કાયા, જુઠી સંસારની માયા;
યુવાનીની જુઠી છાયા, જુઠી આ જીંદગાની છે."

માનકુંવરબાઇને ગૃહે આવ્યાને થોડાકજ દિવસ વીત્યા છે, તેમના વિનયાદિ ઉત્તમ ગુણોએ તથા કર્તવ્યપરાયણતાએ ઘરનાં બધાં માણસોનાં મન હરી લીધાં છે, સહુ કોઇ વહુના મુક્ત કંઠે વખાણ કરતું, પરંતુ આથી માનકુંવરબાઇને કશો આનંદ થતો નહિ. તેમના પતિની વૈરાગ્યવૃત્તિ તેમના હૃદયને કોતરી ખાતી હતી. જ્યારે જ્યારે તેઓ એકલાં પડતાં ત્યારે ત્યારે વિચારમાળામાં ગુંથાતાં અને પતિનું મન કેવી રીતે રંજન કરવું અને કેવી કેવી યુક્તિ પ્રયુક્તિઓ દ્વારા તેમના પ્રીતિપાત્ર બનવું એ ઉપાયો સોચવામાંજ લગભગ તેમનો સઘળો વખત વ્યતીત થતો. "વિનય એજ મોટું વશીકરણ છે" એ મહામંત્ર તેમનાં સાસુએ આવતા વેંતજ તેમને શીખવી દીધો હતો, તેથી તેઓ હરેક પ્રકારે વિનયશક્તિ દ્વારા પતિનું મન રીઝવવા પ્રયત્ન કરતાં હતાં, પરંતુ શ્રીજી તો બહુધા તેમનાથી દૂર રહેવાનુંજ પસંદ કરતા હતા. વિશેષે કરીને તેઓ અલગ હવેલીના અલગ ઓરડામાંજ સુતા, કવચિતજ વાર્તાલાપ કરતા અને બધો વખત વાંચવા, ભણવામાં કે ધર્માનુષ્ઠાનમાંજ વ્યતીત કરતા. આમ છતાં તેમનાં પત્નીની એવી માન્યતા હતી કે ધીમે ધીમે પતિની મતિને ઠેકાણે લાવી શકાશે. તેમનાં સાસુજી તરફથી પણ એજ પ્રકારનું આશ્વાસન મળતું રહેતું. પરંતુ આજનું વ્યાખ્યાન સાંભળ્યા પછી, પર્વત પર કરેલી પ્રતિજ્ઞાને પરિણામે શ્રીજીના વિચાર, વાણી અને વર્તનમાં એકાએક ઘણું પરિવર્તન થઇ ગયું. પત્ની સાથે એકાંતવાસ અને વાર્તાલાપ આજથી સદંતર બંધ થઇ ગયો. આથી માનકુંવરબાઇના હૃદયમા પ્રજળતા ચિંતાગ્નિમાં

ग्रोकमा श्रीलालजीनु मकान.



जे अगाशीमां श्रीलालजी वेसी वाचता ने ज्यांथी कूदी पड्या.



उपरनी अगाशीमांथी जे अगासीमां कूदी पड्या ते

ી હોમાયું છતાં તેઓ છેક હતાશ ન થયા—પોતાની પ્રાણદા-
ેની પ્રિય સખી આશાનો તેમણે સર્વથા પરિત્યાગ ન કર્યો.

પતિની સેવા કરવાની તેમજ પોતાના હૃદયના ઉભરા પતિ પાસે ખાલી કરી હૃદયનો ભાર હલકો કરવાની તીવ્ર અભિલાષા છતાં માનકુંવર બાઈને કેટલાક દિવસ તો એવી તકજ ન મળી શકી. માત્ર અશ્રુવર્ષણ દ્વારાજ હૃદયનો બોજ ઓછો કરવો એ એકજ રસ્તો એમને માટે ખુલ્લો હતો. રાત્રિના તો શ્રીજી ઉપાશ્રયમાં કે પોતાની બીજી હવેલીમાં સંવર કરીને સૂતા. દિવસના પણ બહુ થોડો સમય ઘેર રહેતા. કુટુમ્બ બહોળું હોવાથી દિવસે એકાંતમાં વાર્તાલાપ કરવાનો સમય મળવો દુર્લભ હતો, વળી શ્રીજી પણ દૂર દૂર નાસતા ફરતા, આથી માનકુંવરબાઇના મનની સર્વ આશા મનમાંજ સમાઇ જતી. શ્રીજીનાં માતાજી તથા તેમના મિત્રો વગેરે તેમને વારંવાર વિનવતા છતાં શ્રીજીના મન પર તેની કંઈ અસર થતી નહિ.

એક દિવસે શ્રીજી પોતાની ત્રણ માળની ઉંચી હવેલીની અગાશીમા બેઠા હતા અને જયપુર નિવાસી સ્વર્ગસ્થ કવિ ઝવેરી જેઠમલજી ચોરડીયા વિરચિત પદ્માત્મક જંબુચરિત્ર વાંચવામાં અને તેની કડીઓ કંઠસ્થ કરવામા લીન થયાં હતા. તે સમયે લાગ જોઇને ધીમે પગલે માનકુંવરબાઇ પતિની પાસે આવી ઉભાં રહ્યાં અને નમ્રભાવે દીનવાણીથી, હાથ પકડીને લાવેલી અબળા તરફ અમીદૃષ્ટિથી જોવા પ્રાર્થના કરી.

" એકાંત કવિ કવિતા કરતા, એકાંત મુનિ તપ આદરતા;
એકાંત મનોજ અતિ ધરતા, જનના હૃદયે કે વિહ્વળતા!
એકાંત મળે પ્રણયી જનના, એકાંત મળે કે શર્મ-તણાં;
એકાંત મળે પડદા ખુલતે, એકાંત મળે દિલડાં ખુલતે.

*　　*　　*　　*

તરંગમાળા હૃદયે ઝુલંતી, નમી નમીને નીરખે લળંતી!

*　　*　　*　　*

નીચાં કરી નેન કટાક્ષ ફેંકે! ક્ષણે ક્ષણે એ નૃપને નીહાળે!
મુગ્ધા બિચારી લજવાઈ જાતી, તિરછાં કરી નેન ફરીથી જોતી;"

શ્રીયુત ભટ્ટ.

પરંતુ કામ ભોગને કિંપાક ફલ સમાન સમજનાર અને પ્રાણની આહુતિ આપીને પણ શિયલ વ્રતનું સંરક્ષણ કરવાની પ્રતિજ્ઞા લેનાર દૃઢ વ્રતધારી મહાનુભાવ શ્રી લાલજીએ નીચી દૃષ્ટિ રાખી મૌન ધારણ કર્યું. યુવતીના, સૌજન્ય, સૌંદર્ય, વાક્પટુતા અને હાવભાવ એમાંનું કશું એકાંત છતાં તેમના હૃદયને કંઇ પણ અસર ઉપજાવી શક્યું નહિ. એકાંતમાં સ્ત્રીની સાથે રહેવું, વાર્તાલાપ કરવો, તેનાં કરૂણ વચન શ્રવણ કરવાં, તેના હાવભાવ કે અંગોપાંગ નિહાળવાં એ બધું બ્રહ્મચારીઓને માટે અનિષ્ઠકર અને અકલ્પનિક છે. એમ વિચારી શ્રીજીએ ત્યાંથી સત્વર નાશી છુટવાનો નિશ્ચય કર્યો અને તેઓ ઉભા થયા. પરંતુ નીચે ઉતરવાની પત્થરની સીડીનો રસ્તો રોકી માનકુંવરબાઇ ઉભાં હતાં એટલે શ્રીજીએ સીડીની બીજી બાજુના અગાશીના ખંડમાં ઉતાવળે પગલે જવા માંડયું.

હૃદયબોજ ઓછો કરવાની મળેલી તકનો લાભ લેવા, તેમને નાશી જવા નથી દેવા એવા નિશ્ચયવાળી યુવતી તેમની પાછળ પાછળ કુમકુમ પગલે ચાલી, અને શ્રીજીનો હાથ પકડવા, પોતાનો કોમળ કરપલ્લવ લંબાવ્યો. પોતાનો જે હાથ પિતાએ પતિના હાથમાં હથેવાળા વખતે આપેલો, તેજ હાથ પતિને ફરી પકડવાની અરજ કરતી અબળા તરફ અલક્ષજ રહ્યું. 'નજરથી નિરખો નાથ' એ મુંગી અરજનો દિવ્યનાદ શ્રીજીના શ્રવણ યુગલમાં પ્રવેશવાજ ન પામ્યો. કોઇપણ સ્ત્રીનો સ્પર્શ ન કરવો, એ પ્રતિજ્ઞાનો રખે ભંગ થઇ જશે એ ભયથી અને અન્ય કોઇ પણ રસ્તો ન મળવાથી તત્કાળ શ્રીજીએ એ ઉત્તરાદા બારની ત્રણ માળની હવેલીની જોડા જોડ આથમણા બારની પોતાની બીજી બે માળની હવેલી હતી તેની અગાશી ઉપર પડતું મૂક્યું* પોતાની આ પ્રવૃત્તિ માટે પશ્ચાત્તાપ કરતાં ભયથી કંપતા માનકુંવર બાઇ એકદમ સીડી ઉતરી નીચે ઉતરી ગયાં અને આ શેનો અવાજ થયો ? એવા સાસુજીના પ્રશ્નના અશ્રુપૂર્ણ નયને ખુલાસો કર્યો. તરતજ માજી નીચે ઉતરી બીજી હવેલીના દાદરાઓ ચડી પુત્રની પાસે દોડતાં આવી પહોંચ્યા. ખબર પડતાં નાથુલાલજી પણ આવ્યા. અગાશીનું ભોંય તલીયું છોબંધ હોવાથી શ્રીજીના એક પગમાં સખ્ત ઇજા થઇ હતી. નસ પર નસ ચડી ગઇ હતી. આ જોઇ માજીની આંખમાં દડદડ આંસૂ વહેવા લાગ્યાં. તેઓ બોલ્યાં કે બેટા! આમ ન કરીએ, હવે તું નાનો નથી. આટલી ઉંચાઇએથી કૂદી પડવામાં વખત જીવનું જોખમ થઇ જાય. ઉત્તરમાં શ્રીજી બોલ્યા,

---

* જુઓ પાસેનું ચિત્ર.

માજી! સંસારની જ્વાલામાં બળવા કરતાં મરવું હું વધારે પસંદ કરૂં છું. આ વખતે નાથુલાલજી, હકીમને બોલાવવા દોડી ગયા હતા. હકીમ તથા ડાક્ટરના ઇલાજ કરાવવાથી થોડા દિવસે પગ સારો થઇ ગયો. પરંતુ સર્વથા આરામ ન થયો. આ તકલીફ તેમને જીંદગીપર્યંત રહી હતી. આ ઘટના સં. ૧૯૪૦ માં બની હતી. તે વખતે શ્રીજીનું વય ૧૫ વર્ષનું હતું, પરંતુ શરીરનો બાંધો સારો હોવાથી તેઓ અઢાર વર્ષના હોય તેવા દેખાતા હતા.

વિષયભોગની લાલસાને હૃદય-દેશમાંથી હમેશને માટે દેશવટો દેવાની હિંમત ધરવી, સુકુળવતી, સુગુણવતી અને સુરૂપા સ્ત્રીનો ભરયૌવનમા પરિત્યાગ કરવો, એ કાંઇ નાનોસુની વાત નથી. શ્રી વીરપ્રભુનો ઉપદેશ જેમને રગે રગે વ્યાપી રહ્યો છે એવા આદર્શ બ્રહ્મચારી શ્રી લાલજીએ જે પરાક્રમ દાખવ્યું છે તે ખરે પ્રશંસનીય, વંદનીય, આશ્ચર્ય ઉપજાવે તેવું અને સામાન્ય મનુષ્યોથી ન બની શકે તેવું છે. જે કાર્ય સંસારનો ત્યાગ કરવા છતાં પણ કેટલીક વ્યક્તિઓથી નથી બની શક્યું તે કાર્ય શ્રીજીએ સંસારમાં રહી કરી બતાવ્યું છે. કાજળની કોટડીમાં રહેવા છતાં કપડે ડાઘ ન પડવા દેવો એ ઘણું કઠિન કામ છે. શ્રી વીરપ્રભુની આજ્ઞાને શ્રીજી પ્રાણથી પણ અધિક માનતા હતા અગાશી પરથી કુદી પડવામાં તેમણે એ પ્રભુની આજ્ઞાનું અનુકરણ કરી ખરેખરી વીરતા દાખવી છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે—

जहा विराला वसहस्स मूले। न मूसगाणं वसही पसत्था॥
एमेव इत्थी निलयस्स मज्झे। न बंभयारिस्स खमो निवासो॥

અર્થ—જેમ બિલાડી રહેતી હોય ત્યાં ઉંદરને રહેવું તે ઠીક નથી તેમજ જ્યાં સ્ત્રીનો નિવાસ હોય ત્યાં બ્રહ્મચારીને રહેવું તે ક્ષેમકારી નથી.

શ્રી દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે:—

हत्थ पाय पडिच्छिन्नं । कन्नं नास वि कप्पियं ॥
अवि वाससयं नारिं । बंभयारी विवज्जए ॥

અર્થ—જેના હાથ પગ છેદાયા છે, કાન અને નાક પણ કપાએલાં છે, વળી સો વર્ષની ડોસી થયેલી છે, એવી સ્ત્રીનો પણ બ્રહ્મચારીએ સંગ ન કરવો.

जहा कुकुड पोयस्स । निच्चं कुललओ भयं ॥
एवं खु बंभयारिस्स । इत्थी विग्गहो भयं ॥

અર્થ—જેમ કુકડાના બચ્ચાંને હમેશાં બિલાડીનો ભય રહે છે તેમ બ્રહ્મચારીને સ્ત્રીના શરીરથી ભય ઉપજે છે.

પવિત્ર જિનાગમમાં બ્રહ્મચર્યની શ્રી વીરપ્રભુએ બહુ બહુ પ્રશંસા કરી છે અને બ્રહ્મચર્યનો ભંગ કરવો તેના કરતાં મરવું સારૂં એમ સાધુઓને ઉદ્દેશીને કહ્યું છે. શ્રીજી પણ ગૃહસ્થના વેષમાં સાધુજ હતા.

કામાંધ અને વિષયલુબ્ધ મનુષ્યોએ આ વૃત્તાંત વાંચી વિચારવું જોઇએ, પશ્ચાતાપ કરવો જોઇએ અને પોતાનાજ આત્માના હિતાર્થે આ મહાત્માની સત્પ્રવૃત્તિનું અનુકરણ

કરી જીવન સાફલ્ય કરવું જોઇએ. વિષયોના ગુલામ નહિ બનતાં, મન ઇંદ્રિયો પર વિજય મેળવતાં શિખવું જોઇએ; અને તેમ કરવા નાના વિધ નિયમો-નિશ્ચયો આદરી જીવના જોખમે પણ તે પાળવા જોઇએ.

અનાદિ કાળના અભ્યાસને લીધે મન અને ઇંદ્રિયો સ્વભાવથીજ શબ્દ, સ્પર્શાદિ વિષયો ભણી ખેંચાઇને વૈષયિક સુખોમાંજ સર્વદા રચીપચી રહે છે, અને તેથીજ આત્માની અનંત શકિતનું ભાન થતું નથી. મન મર્કટના જેવું અતિશય ચંચળ છે. વાનર જેમ વૃક્ષો ઉપર કૂદકા મારે છે તેમ મનુષ્યનું મન પણ વિધ વિધ પ્રકારના વિષયોમાં વેગથી દોડતુંજ રહે છે. સર્વ કલેશોની ક્ષતિ અને પરમાનંદની પ્રાપ્તિ માટે મનના આવા ચંચળ અને ક્લેશપ્રદ સ્વભાવનો ધ્વંસ કરવાની પરમાવશ્યકતા છે. કોઇકજ મહાભાગ વિરલ પુરૂષોજ તેમ કરી શકે છે. શ્રીલાલજીએ લઘુવયથીજ વૈષયિક સુખોને પરિહરવામાં અદ્ભુત પરાક્રમ દાખવ્યું છે, તેથી તેમનું ચરિત્ર પ્રત્યેક મનુષ્યે મનન કરવા યોગ્ય, અનુકરણ કરવા યોગ્ય અને સ્મરણમાં રાખવા યોગ્ય છે.

" છે વશીકરણ વનિતામાં (૨)
મોટા નર પણ માન મુકીને પડ્યા પ્રેમ સરિતામાં ! છેટેક૦
પારાશર પ્રભુતાને ત્યાગી, મોહ્યા મચ્છગંધામાં;
ઇંદ્ર ચંદ્ર સરખા લલચાયા, ગૌતમની ભામામાં. છે૦
શિવજી પણ જપ તપ ભૂલીને, ભમ્યા ભીલરાણીમાં;
બ્રહ્મા જેવા નર પણ ભૂલ્યા, ગયું જ્ઞાન પાણીમાં. છે૦

બહ્મા બ્રહ્માનાં પણ મૂકાવ્યાં, નેત્ર તણાં મટકામાં;
મોટા મોટા મુનિવર મોહ્યા, લલનાના લટકામાં. છે૦
લોહચુમ્બકનો ગુણ રહ્યો છે, સત્ય કહું શ્યામામાં;
કહે 'શંકર' ધન્ય છે તે નરને, ભમે નહિ ભામામાં છે૦

દીક્ષા લીધા પછી પણ શ્રીજીના ઉપદેશમાં બ્રહ્મચર્ય માટે હમેશ બહુ ભાર મૂકવામાં આવતો. બ્રહ્મચર્યના નિર્વાહાર્થે શિષ્યોના આહાર વિહાર તરફ પણ તેઓ બહુજ ધ્યાન આપતા અને તેથીજ ઢીલાપોચા સાધુ તેમના સમુદાયમાં ટકી શકતો નહિ.



## પ્રકરણ ૪ થું.

## વૈરાગ્યનો વેગ.



ઉપર્યુક્ત ઘટના બન્યાને થોડા દિવસ વીત્યા પછી શ્રીજીએ પોતાની માતા પાસે વિનયપૂર્વક દીક્ષા માટે અનુમતિ માગી. માજીના કોમળ હૃદય પર આ શબ્દો વજ્ર જેવો પ્રહાર કરનાર નીવડયાં છતાં તેઓ ધૈર્ય ધરી શકયાં. કારણ કે કંઇક આવીજ મતલબના શબ્દો અત્યાર પૂર્વે પણ તેઓ ઘણીવાર પુત્રના મુખેથી શ્રવણ કરી ચૂકયાં હતાં. આ વખતે તેઓએ માત્ર એટલોજ ટુંકો ઉત્તર વાળ્યો, કે, "સંસારમાં રહીને પણ ધર્મધ્યાન કયાં નથી થઇ શકતું ? અમારી દયા ન આવે તો કાંઇ નહિ, પણ આ બિચારીના ઉપર તારે કંઇક રહેમ લાવવી જોઇએ. એનો ભવ બાળીને જવું એ મહા અન્યાય છે. તેમ છતાંય તારે દીક્ષાજ લેવી છે તો થોડાંકજ વરસ મારા વચનને ખાતર સંસારમાં રહે." આટલું બોલતાં તેમનું હૈયું ભરાઇ આવ્યું અને આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. શ્રીજીએ પોતાનો દૃઢ નિશ્ચય દર્શાવતાં કહ્યું કે માજી ! તમે ક્રોડ ઉપાય કરશો તો પણ હું હવે સંસારમાં રહેનાર નથી. માટે મને આજ્ઞા આપો તો સંયમ આરાધી મારા આત્માનું હિત સાધું. આયુષ્યને ક્ષણભરનો પણ ભરોસો નથી."

"અલૌકિક મિષ્ટ રસવાળી, પીવા દે જ્ઞાનની પ્યાલી!
અહા! અજ્ઞાનને ટાળી, પીવા દે જ્ઞાનની પ્યાલી!

જગતમાં બેઉ બાજુ છે, અરે! કાળી અને ધોળી;
ગ્રહી ધોળી, તજી કાળી, પીવા દે જ્ઞાનની પ્યાલી!

× × × ×

અબોધે પૂણ અથડાઈ, ભૂલી ભવસાગરે ભટકયો;
નકામી જીંદગી ગાળી, પીવા દે જ્ઞાનની પ્યાલી;
મળ્યો છે સદ્ગુરૂ સાચો, બનાવ્યો નેક આ રસ્તો,
ઝલાવી જ્ઞાનની ડાળી, પીવા દે જ્ઞાનની પ્યાલી.

(આવાજ ઉદ્‌ગારો નીકળ્યા હશે) **મણિકાન્ત.**

માજીના કહેવાથી આ વાતની નાથુલાલજીને અને પછી શેઠ હીરાલાલજીને ખબર પડી શેઠ હીરાલાલજીએ શ્રીલાલજીને બોલાવી કહ્યું કે "ખબરદાર! દીક્ષાનું કોઇ દિવસ નામ લીધું છે તો! આજથી તારે સાધુ પાસે પણ કોઇ દિવસ જવું નહિ. સાધુઓજ નવરા બેઠા બેઠા છોકરાઓને ચડાવી મારે છે." આ શબ્દોથી શ્રીલાલજીના હૃદયમા ઘણ દુઃખ થયું. તેઓએ બોલવાનો યત્ન તો કર્યો પણ કઇ બોલી શક્યા નહિ પોતાના પિતાના વડિલ બંધુ હીરાલાલજીની આજ્ઞાનું તેમણે કદી ઉત્થાપન કર્યું ન હતું; તેમજ તેમની સામે બોલવાનુંએ પણ તેમને માટે દુઃસાધ્ય હતું. શેઠ હીરાલાલજીએ નાથુલાલજીને પણ કહ્યું કે, આની

બહુ સંભાળ રાખજે; અને સાધુ પાસે તેને બીલકુલ જવા દઈશ નહિ.

હીરાલાલજી શેઠની સખ્ત મના હોવા છતાં પણ શ્રીલાલજી ગુપ્ત રીતે પોતાના ગુરૂજી પાસે જવા લાગ્યા. સદ્‌ગુરૂનો વિયોગ તેઓ સહી શકયા નહિ. સત્સંગમાં કોઇ અજબ તરેહની આકર્ષણ શકિત હોય છે. શ્રીજીની ઉત્તમ જ્ઞાનાભિલાષા અને સત્સંગના આકર્ષણ પાસે શેઠ હીરાલાલજી તરફનો ભય કાંઇ લેખામાં નહોતો.

એક દિવસે શ્રીજીએ પરમપ્રતાપી પૂજ્યશ્રી ઉદયસાગરજી * મહારાજના દર્શન કરવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો. અને વડીલોને વિનયપૂર્વક પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. પણ તેમણે જવાની આજ્ઞા ન આપી. આ વખતે પૂજ્યશ્રી રતલામ શહેરમાં બિરાજતા હતા. રેલ્વેમાં બેસવા માટે ટોંકથી ૬૦ માઇલ દૂર જયપુર સ્ટેશને એ વખતે જવું પડતું હતું. શ્રીજીએ એક દિવસ અવસર જોઇને ઘરનાં માણસોને કહ્યા વિના ટોંકથી જયપુર સુધીનું ૨૦ રૂપિયા ભાડું આપવું ઠરાવી બીજા કોઇને પણ નહિ બેસાડવાની શરતે એક ટાંગો ભાડે બાંધ્યો; અને જયપુરથી ટ્રેઇનમાં બેસી સીધા રતલામ પહોંચ્યા. પૂજ્યશ્રીનાં દર્શન કરી નેત્ર પવિત્ર કર્યાં અને તેમની અમૃત સરખી મિષ્ટ વાણી શ્રવણ કરી કર્ણ પવિત્ર કર્યા અહિં ટોંકમાં શેઠ નાથુલાલજી વગેરેને આ

---

* આ મહાપુરૂષનું ચરિત્ર ગુર્વાવલીમાં પાને ૪૯ મે આપવામાં આવ્યું છે.

હકીકત જાણવામાં આવતાં તેઓ ફિકરમાં પડ્યા. શેઠ હીરાલાલજી ઘેર આવી શ્રીજીનાં માતા ચાંદકુંવરબાઇને ઉપાલંભ દેવા લાગ્યા કે "तुमने छोटी वयसे अपने पुत्रको धर्मका रंग लगाया इसीका यह नतीजा तुम देख रहे हो।" મતલબ કે શ્રી લાલજીને નાનપણથી તમે ધર્મનો રંગ લગાડયો તેનુંજ આ પરિણામ છે, કે જે તમે નજરે જુઓ છો.

બીજે દિવસે નાથુલાલજી ટોંકથી રવાના થઇ જયપુર થઇ રતલામ પહોંચ્યા. ત્યાં પૂજ્યશ્રીને વંદના કરી બેઠા. ત્યારે પૂજ્યશ્રીએ પૂછયું, "કયાં રહો છો?" નાથુલાલજીએ કહ્યું, "ટોંક રહું છું મહારાજ!" ત્યારે પૂજ્યશ્રીએ કહ્યું "કાલેજ ટોંકથી એક ભાઇ શ્રીધર પણ અહિં આવેલ છે." વિશેષમા પૂજ્યશ્રીએ કહ્યું કે "તેમનું નામ તો શ્રીલાલ છે પણ તેમના ગુણો તરફ જોતાં શ્રીધર કહેવું મને વધારે ઠીક લાગે છે" પોતાના લઘુ બંધુની આવા મહાપુરૂષને મુખેથી પ્રશંસા થતી સાંભળીને નાથુલાલજીને કંઇક આનંદ થયો, પણ પૂજ્યશ્રીના મુખેથી આવા શબ્દો સાંભળતાં તેમને એવો પણ ભાસ થયો કે શ્રીજી હવે આપણા ઘરમાં રહે એ બનવું પણ અશકય છે.

થોડી વારમાં શ્રીજી આવી પોતાના ભાઇને મળ્યા અને મળતાંવેંતજ પ્રશ્ન કર્યો કે "ભાઇ! શું આજેજ મારે તમારી સાથેજ પાછું ઘેર આવવું પડશે? મને અહિં થોડા દિવસ પૂજ્યશ્રીની સેવાનો લાભ નહિ લેવા દો?" નાથુલાલજીએ કહ્યું "મોટા સ્થાનકમાં પૂજ્યશ્રી ધર્મદાસજી મહારાજની સંપ્રદાયના મોખમ-

સિંહજી મહારાજ બિરાજે છે તેમનાં દર્શન કરીને રવાના થવાનું છે. આ વખતે કંઇ પણ આનાકાની કર્યા વગર પોતાના વડીલ ભાઇ સાથે તેઓ ચાલી નીકળ્યા. આ તેમના હૃદયની મૃદુતા અને વિનય ગુણની પરાકાષ્ઠા સૂચવે છે. ચાલતી વખતે તેમણે મોટા ભાઇ પાસેથી એક વચન માગી લીધું કે, હું ઘેર તો આવું છું પણ જે હવેલીમાં તમે સૌ રહો છો તેમાં હું નહિ રહું, બ્હારની હવેલીમાં એકલોજ રહીશ. ભાઇએ તેમની એ શરત કબુલ રાખી.

રતલામથી રવાના થઇ તેઓ જાવરે આવ્યા. ત્યાં મુનિશ્રી રાજમલજી, કસ્તુરમલજી તથા મગનલાલજી મહારાજ બિરાજતા હતા, તેમનાં દર્શન કર્યાં. મુનિશ્રી મગનલાલજી મહારાજ કે જેઓ વિદ્યમાન આચાર્યશ્રી જવાહિરલાલજી મહારાજના ગુરૂ થાય તેમની સજ્ઝાય કરવાની અનુપમ અને અતિ આકર્ષક શૈલી* જોઈ શ્રીલાલજી સાનંદાશ્ચર્ય પામ્યા અને તેમની સેવામાં થોડા દિવસ રહીએ તો કેવું સારૂં ! એમ વિચારવા લાગ્યા, પરંતુ ભાઈની ઇચ્છાને તાબે થઇ તેઓ બીજે દિવસે જાવદ આવ્યા. ત્યાં શ્રી તેજસિંહજી મહારાજ વગેરે મુનિરાજો બિરાજતા હતા તેમનાં દર્શન કર્યા. અને પછી બને ભાઇ ટોંક આવ્યા. નાથુલાલજીનો પોતાના નાનાભાઇ (શ્રીજી) ઉપર બહુ પ્રેમ હતો. તેમને દરેક રીતે રાજી રાખવા એવી એમની ખાસ ઇચ્છા હતી. તેથીજ રસ્તામાં

---

* સજ્ઝાય કરવાની આવીજ શૈલી શ્રીજી મહારાજની પણ થવા પામી હતી અને તે મગનલાલજી મહારાજની પ્રસાદી છે એમ તેઓશ્રી કહેતા હતા.

શ્રીજીની મરજી સાચવવા તેઓ એને મહંત પુરૂષોનાં દર્શન તેમજ વાણી શ્રવણ કરવા કરાવવા ઉતરતા હતા આ વખતે ના. ચુલાલજીની ૨૦ અને શ્રીજીની ૧૫ વર્ષની ઉમ્મર હતી.

ટોંક આવ્યા પછી શ્રીજી બહારની હવેલીમાં એકલા રહેતા; અને પઠનપાઠન તથા ધર્માનુષ્ઠાનથી જીવનનું સાર્થક કરતા. તેમને સંસાર કારાગૃહ સમાન લાગતો હતો, દીક્ષા લઇ આત્મહિત સાધવાની તેમની પ્રબલ મહત્વાકાંક્ષા હતી. અને તેમના કુટુમ્બી જનોની ઇચ્છા કોઇ પણ પ્રકારે, કોઇ પણ યુક્તિ પ્રયુક્તિથી કે છેવટ બલાત્કારે પણ તેમને સંસારમા રાખવાની હતી. જૈન શાસ્ત્રનો એવો કાયદો છે કે જ્યાંસુધી વડીલોની આજ્ઞા ન મળે ત્યાંસુધી દીક્ષા આપી શકાય નહિ. શ્રીજીએ બહુ બહુ પ્રયાસો કર્યા પણ આજ્ઞા મળી નહિ. આથી શ્રીજીને બહુ કંટાળો ઉપજ્યો અને એવો નિશ્ચય કર્યો કે હવે તો કોઇ દૂર દેશાવરમાં જઇ સંત મહંતની સેવા કરી જૈન સૂત્રોનો અભ્યાસ કરી આત્મહિત સાધવું.

"જા ! માયા ! ઝખ મારતી દુર રહે, ત્હારૂં નથી કામરે !
ભક્તિનું ભલું ગાન તાન તજીને, ત્હારા થકી કો રમે ?
ઝાલીને કરમાં દીવો મૂરખ કો, જેને કુવામાં પડે !
મ્હોટા સાગરને મુકી નદી કુવે, મોતી કદી ના જડે."

શંકર.

આવા વિચાર કરી એકદા તેઓ ઘરથી ચુપચુપ નીકળ્યા. અને જયપુર આવી રેલમા બેસી ગુજરાત કાઠીયાવાડ તરફ આવ્યા

ગયા, અને ત્યાં ઘણા સાધુ મહાત્માઓના સમાગમમાં આવ્યા શ્રીજીનો વિનયગુણ જ્ઞાનવૃદ્ધિ માટે આલંબન રૂપ નીવડયો કાઠીયાવાડમાંથી કચ્છ ભુજ તરફ થઇ રણ રસ્તે થરાદ થઇ તેઓ પુનઃ ગુજરાતમાં આવ્યા અને ત્યાંથી મુનિશ્રી ચોથમલજી મહારાજ મેવાડમાં વિચરે છે એવા ખબર મળતાં જ્ઞાનાભ્યાસ કરવાની તીવ્ર જીજ્ઞાસાથી તેઓ મેવાડ તરફ ગયા અને નાથદ્વારામાં મુનિશ્રી ચોથમલજી મહારાજની સેવામાં રહી જ્ઞાનાભ્યાસ કરવા લાગ્યા. ત્યાંથી આ ખબર કોઈએ ટોંક પહોંચાડયા.

શ્રીજીએ ટોંક છોડયું ત્યારથી આજપર્યંત તેમણે ટોંક પત્ર લખ્યો ન હતો; તેમજ બીજા કોઇ સાધનદ્વારા પણ તેમના કુટુંબીઓને તેમનો પત્તો મળવા પામ્યો ન હતો તેથી તેમના પ્રવાસ દરમ્યાન કુટુંબી જનોએ કેવી ચિંતાગ્રસ્ત સ્થિતિમાં દિવસો નિર્ગમન કર્યા હશે તે હવે આપણે જોઇએ.

શ્રીજી ટોંકથી રવાના થયા હતા તેને બીજેજ દિવસે તેમના ભાઇ નાથુલાલજી તેમની તલાશ માટે નીકળ્યા. અને જયપુર સ્ટેશને આવ્યા. પણ હવે કઇ તરફ જવું તેનો કાંઈ રસ્તો સુઝયો નહિ. બહુ વિચાર કરી છેવટ એવા નિશ્ચય ઉપર આવ્યા કે વિદ્વાન્ મુનિરાજો જ્યાં જ્યાં બિરાજતા હોય ત્યાં બધે જઇ તપાસ કરવો. આમ વિચાર કરી તેઓ અજમેર, નવાશહેર, રતલામ, બીકાનેર, નાગોર, જોધપુર, દિલ્લી, આગ્રા આદિ આદિ ઘણાં શહેરોમાં ફર્યા પણ કોઇ સ્થળે ભાઇનો પત્તો લાગ્યો નહિ. એટલે નિરાશ થઈ ઘેર પાછા આવ્યા. માજી વગેરેને પણ શ્રીલાલજીનો પત્તો નહિ મળવાના

ખબરથી ઘણુંજ વસમું લાગ્યું. નાથુલાલજીએ રોજ ચારે તરફ ટપાલ લખવી શરૂ કરી. આમ કરતાં બે એક મહિના વીત્યા ત્યારે એક દિવસે માજીએ સજળ નયને નથુલાલજીને કહ્યું.

'શ્રીલાલનો ક્યાંય પત્તો મળ્યો નહિ એમ કહી તું ઘરમાં ચૂપચાપ બેસી રહે છે, તે ઠીક નથી' આ સાંભળતાં નાથુલાલજીનું હૈયું ભરાઈ આવ્યું. માતુશ્રી પ્રત્યે તેમનો અતુલિત પૂજ્યભાવ હતો. તેમનું દિલ કોઈપણ રીતે ન દુભાવવું એ તેમનો દૃઢ નિશ્ચય હતો. તેથી માતુશ્રીનાં આ વચનો કર્ણપર પડતાંજ તેમણે પુનઃ શોધમાં નીકળવા નિશ્ચય કર્યો. બીજેજ દિવસે રવાના થઈને કેટલાંક શહેરો અને ગામો ફરીને નાગોર આવ્યા. નાગોરમાં તેમને એક ચીઠ્ઠી મળી; કે જે ટોંકથી શેઠ હીરાલાલજીના પુત્ર લક્ષ્મીચંદજીની લખેલી હતી. તેમાં લખ્યું હતું કે, નાથદ્વારામા મુનિશ્રી ચોથમલજી મહારાજ બિરાજે છે ત્યાં શ્રીજી છે માટે તમે ત્યાંથી નાથદ્વારા જાઓ. આ પત્ર મળતાંજ શ્રીયુત નાથુલાલજી નાથદ્વારા તરફ રવાના થયા, રસ્તામાં કપાસણ મુકામે પંડિત મુનિશ્રી ચોથમલજી મહારાજનાં દર્શન થયાં અને કપાસણમા તપાસ કરતાં માલુમ પડયું કે ટોંકથી લક્ષ્મીચંદજી નાથદ્વારે આવ્યા હતા અને શ્રીલાલજીને તેડી ગયા છે. આ ખબર સાંભળી નાથુલાલજી પણ ત્યાંથી સીધા ટોંક આવ્યા.

આ વખતે પણ શ્રીજી બહારની હવેલીમા એકલા રહેતા અને તેઓ પુનઃ કયાય નાસી ન જાય એટલા માટે ખાસ માણસો રાખવામાં આવ્યાં હતા. તેમને માટે જમવાનુ પણ ત્યાંજ પહોંચા-

કવામાં આવતું. જ્ઞાતિનાં જમણવારોમાં જમવા જવાનું તેમણે સદંતર બંધ કર્યું હતું. એક આસાન કેદીના જેવી તેમની સ્થિતિ હતી.તેઓશ્રી આજ ભાવાર્થની અરજ કરતા,

"દિવાનાને તમે છેડો!
નકામા શીર ફોડો છો!
અમારા ઝખ્મના ટાંકા,
તમે શા માટ તોડો છો.?"

જ્યારે જ્યારે પ્રસંગ મળતો ત્યારે ત્યારે તેઓ પોતાનાં માતુશ્રી તથા ભાઇને દીક્ષાની આજ્ઞા માટે વિનવતા. તેમના વચ્ચે ઘણીવાર બહુ રસમય સંવાદ ચાલતો. શ્રીજીની માન્યતા ફેરવવા માટે ગમે તેટલી સચોટ દલીલો કરવામાં આવતી તો પણ તેનો પ્રત્યુત્તર શ્રીજી બહુ ઉત્તમ પ્રકારે આપતા મોહની ઉપશાંતતા અને ઉત્કૃષ્ટ વરાગ્ય આત્મામાં સ્થિતપ્રજ્ઞપણું પ્રકટાવે છે. નિર્મોહી પુરૂષોની સમક્ષ કુદરત હમશાં નગ્નાવસ્થામાંજ ઉભી રહે છે. સત્ય તેમને ક્યાંય શોધવા જવું પડતું નથી. તેઓ પોતેજ સત્યની સાક્ષાત્ મૂર્તિ બની રહે છે. શ્રીજી મહારાજે મોહ મહારીપુને ઘણે અંશે પરાજીત કર્યો હોવાથી તેઓની મતિ અતિ નિર્મળ બની હતી અને તેથી શ્રીજીના ઉપદેશાત્મક અને માર્મિક શબ્દપ્રહારોથી માજીના મન ઉપર ઉંડી અસર થતી. તેઓ અશ્રૂપૂર્ણ નેત્રોથી આશ્વાસન આપતાં; પણ શેઠ હીરાલાલજીની ઇચ્છા વિરૂદ્ધ તેઓ નિશ્ચયાત્મક પણે કંઇ કહેવા હિંમત ધરી શકતાં નહિ.

## પ્રકરણ ૫ મું.

# વિઘ્ન—પરંપરા.



આવી વિટંબનામાં બેએક વર્ષ વીત્યા શ્રીલાલજીનું વય ૧૭ વર્ષનું થયું. આજ્ઞા માટેના તેમના સકળ પ્રયાસો નિષ્ફળ ગયા અને દિવસે દિવસે વધારે ને વધારે સખ્તાઇ થતી ગઇ સાધુ મુનિરાજના દર્શન, શાસ્ત્રશ્રવણ અને પઠનપાઠનમાં તેમના કુટુંબી, જનો તરફથી નાખવામાં આવતા વિઘ્નો તેમને હવે અતિશય અસહ્ય થઇ પડયા વગર અપરાધે કેદમાં પૂરી રાખનાર પોતાના વડિલોનો અન્યાય હવે તેઓ કોઇ પણ રીતે સાખી શકયા નહિ નિરૂપાયે તેમણે કોર્ટનું શરણ લીધું. અદાલતમાં એવી મતલબની દરખાસ્ત રજુ કરી કે "હું હવે નાબાલિક ( સગીર વયનો ) નથી ઉમરલાયક હોવાથી મારી જાત ઉપર મારો સંપૂર્ણ અધિકાર છે, છતાં મને વગર ગુન્હે મારા કુટુંબીઓ ઘરમાં પૂરી રાખે છે, તો આવી પરાધીનતામાંથી મને મુકત કરાવવા કૃપા કરશોજી" વગેરે વગેરે આ અરજ ઉપરથી યોગ્ય તપાસ થઇ પણ શેઠ હીરાલાલજીની સરકારમાં લાગવગ ઘણી સારી હોવાથી કેશ કાઢી વાળવામાં આવ્યો, અને પૂર્વવત્ સખ્તાઇ ચાલુ રહી આ પ્રકારે પોતાની સ્વતંત્રતા લૂંટાતી જોઇ શ્રીજીને ઘણું જ લાગી આવ્યું સત્ય કહેવામાં આવ્યું છે કે "મનુષ્યે ઉન્નતિને માટે બહાર મથવા પહેલાં પોતાની અંતરદશાને ઉન્નત કરવી જોઇએ"

સર્વ સ્થળે પોતપોતાનાં પૂર્વકર્મજ રક્ષણ કરે છે. જ્યાં સુધી કસોટીનો પ્રસંગ ન આવે ત્યાં સુધી અમુક વ્યક્તિની સહન કરવાની શક્તિનું માપ થઇ શકતું નથી. આવશ્યકતા ઉપસ્થિત થાય ત્યારેજ કુદરતની અકળકળાનું પ્રદર્શન નિરખવાની તક મળે છે. શિવદાસજી રૂણવાલ શ્રીલાલજી તથા તેમના કુટુંબી જનોથી પૂરેપૂરા પરિચિત હોવાથી સર્વ હકીકત જાણતા હતા. તેથી તેમણે શ્રીજીને સમજાવી બીજે દિવસે એક ઉંટ ભાડે બાંધી શ્રીજીને ટોંક તરફ રવાના કર્યા. અને હાલ તબીયત નાદુરસ્ત છે ત્યાં સુધી ટોંકમાંજ રહેવા ભલામણ કરી. અને ઉંટવાળાને પણ ખાનગી રીતે કહ્યું કે, તમો તેમને ટોંક પહોંચાડી ત્યાંથી ચીઠ્ઠી લાવશો તોજ ભાડું મળશે. તેજ દિવસે સાંજે શ્રીજી ટોંક પહોંચ્યા.

શ્રીજી એક કપડાલેર નાસી ગયાના ખબર નાથુલાલજીને પડતાં તેઓ પણ તરતજ તેમની તલાશ માટે નીકળ્યા હતા. તેઓ કપાસન તથા નીમ્બાહેડા થઇ ખબર મળતાં ટોંક પાછા આવ્યા. આ વખતે શ્રીજી પણ ટોંક આવી પહોંચ્યા હતા. નાથુલાલજીએ શ્રીજી પ્રત્યે ગદગદ કંઠે કહ્યું—"ભાઇ આ પ્રમાણે તમે ઘડીએ ઘડીએ ચાલ્યા જાઓ છો, તેથી અમોને બહુ હેરાનગતિ વેઠવી પડે છે અને તમે પણ તકલીફ પામો છો."

શ્રીજી—એ તકલીફ દૂર કરવી તે તમારાજ હાથમા છે. દીક્ષાની આજ્ઞા આપો તો બધી તકલીફ મટી જાય. માજી (ત્યાં હાજર હતાં તેઓ) બોલી ઉઠયાં "દીક્ષા લેવી હતી તો પરણ્યોજ શું કરવા? તારા ગયા પછી આ બિચારીનું કોણ બેલી?"

શ્રીજી—માફ કરજો માજી! આઠ દશ વર્ષનાં છોકરાંને તેનો અભિપ્રાય જાણ્યા વગર જે માબાપ પરણાવી દે તેને પરણ્યોજ શું કરવા? એમ કહેવાનો અધિકાર તો હોયજ નહિ. મારાં લગ્નનો લ્હાવો (!) લેવાની તમે આટલી બધી ઉતાવળ ન કરી હોત તો આ પરિણામ ભાગ્યેજ આવત; છતાં હું તમારો દોષ માનતો નથી. સૌ સૌનાં કર્માનુસારેજ બધું બન્યા કરે છે; વળી હું કોઈનો બેલી (રક્ષક) હોવાનો પણ દાવો કરી શકુંજ નહિ. રક્ષણ કરે ન કરે તો તેનાં શુભ કર્મો (પુણ્ય)જ કરી શકે. ખાદેડામાં પણ મારૂં રક્ષણ તેણેજ કર્યું હતું.

માજી—હું બેઠી છું ત્યાં સુધી તું સંસારમાં રહે અને પછી સુખેથી સંયમ લેજે. મહાવીરે પણ માતાજીને દુઃખી નહિ કરવા ખાતર તેઓ જીવ્યા ત્યાં સુધી સંયમ નહોતો લીધો. ભગવાન જેવાએ પણ માતાની મરજી સાચવી હતી.

નાથુલાલજી (વચ્ચે બોલી ઉઠયા)—અને ભગવાને મોટા ભાઇની મરજી પણ ક્યાં નહોતી સાચવી? માતાને ખાતર ૨૮ વર્ષ રહ્યા તો મોટાભાઇ (નંદીવર્દ્ધન)ને ખાતર બેજ વર્ષ પણ રહ્યા તો ખરાજ.

શ્રીજી—મહાવીર પ્રભુ તો ત્રણ જ્ઞાનના ધણી હતા. અને મને તો એક પળ પછી શું બનવાનું છે તેની પણ ખબર નથી. મહાવીરજ કહી ગયા છે કે સમય માત્રનો પ્રમાદ ન કરવો.

માજી—પણ ભાઇ! હું એક દિવસ પણ તને દેખતી નથી તો મારૂં અર્ધું લોહી અવટાઇ જાય છે. મને તારી બહુ ફિકર

રહ્યાં કરે છે. તને તારા શરીરની તો જરાય દરકાર નથી. આવી કડકડતી ઠંડી પડે છે તેમાં એકજ કપડાભર ભૂખ્યો તરસ્યો બાવીશ ગાઉ સુધી ચાલ્યો ગયો અને આટલો આટલો દુઃખી થયો. ( માજીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. )

શ્રીજી—એકનો એક દીકરો હોય, માને પ્રાણથી પણ વધુ વ્હાલો હોય, એના વિના એને બીજો કોઇ આધાર ન હોય છતાં નિર્દય કાળ એને પણ ઉપાડીને ચાલ્યો જાય છે. આવા ઘણા દાખલા આપણે નજરોનજર જોઈએ છીએ. આ શરીર છોડીને પુત્ર ચાલ્યો જાય છે, એ દુઃખ પણ માતાને સહન કરવું પડે છે. ત્યારે હું તો ઘર છોડીને જાઉં છું. અહિં તમે મારી સંભાળ લેશો, તો ત્યાં મારા ગુરૂજી મારી સંભાળ લેશે. તમે મારા શરીરનીજ ચિંતા કરો છો, પણ તેઓ તો મારા શરીરની, મનની અને મારા અવિનાશી આત્માની પણ સંભાળ લેશે. માટે તમારે દુઃખી થવાનું કંઇ કારણ નથી. રાજી થઇને મને રજા આપો તો તમારી આશિષથી હું સુખીજ થઇશ.

માજી—હું રાજી થઇને કોઇને મારી આંખો કાઢી લેવાની રજા આપી શકું તોજ તને રાજી ખુશીથી દીક્ષાની આજ્ઞા આપી શકું. તું શાણો છે આટલેથીજ સમજી જા; અને મારી દયા આવતી હોય તો મારી આંખો સામે રહીને ગમે તેટલું ધર્મ ધ્યાન કર. તને હું કમાવાનું કહેતી નથી; પ્રભુની મહેર છે, અને ભાઇ જેવો ભાઈ છે, કોઇ તને દુભવે તેમ નથી.

શ્રીજી—માજી! વહેલું કે મોડું આ ઘર મારે છોડવું તો પડશેજ. અને લાંબા પગ પસારી, પરવશે, પારકાને ખાધે

ચઢી આ હવેલીમાંથી મારે નીકળવું તો પડશેજ. તો હમણાંથીજ ખડે પગે સ્વયમેવ મને આ બંદીખાનામાંથી છૂટવા દો, અને સિંહની પેઠે છૂટો વિચરવા દો તો શું ખોટું છે?

શ્રીમૃગાપુત્રે પોતાનાં માતુશ્રીને કહેલું કે;

जहा किंपागफलाणं परिणामो न सुंदरो ।
एवं भुत्ताण भोगाणं परिणामो न सुंदरो ॥

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ૧૯.

કિંપાક વૃક્ષનાં ફળ દેખાવમાં ઘણાં સુંદર છે, પણ પરિણામ ભયંકર છે, તેમ સંસારનાં સુખ ભોગ ભોગવતા મીઠાં લાગે છે, પણ પરિણામે ભયંકર દુર્ગતિમા લઇ જવાનાં કારણભુત છે. શ્રી કીર્તિધર મુનિએ પણ પોતાના સંસાર પક્ષના પુત્ર સુકોશળ કુમારને કુટુંબ અને સંસારનો સાર સમજાવી જન્મ સાર્થક કરાવ્યું હતું. તો પુત્રનું શ્રેય થાય તેમા માતાજીએ અંતરાયરૂપ ન થવું જોઇએ.

માતાજી કાંઇ બોલી શકયા નહિ. તેમનું હૈયુ ભરાઇ આવ્યું. આંખોમાંથી અશ્રુપ્રવાહ શરૂ થયો. નાથુલાલજીની ચકોર ચક્ષુઓએ પણ માતાજીનું અનુકરણ કર્યું. આ કરૂણારસિક નાટક પ્રસંગે શ્રીજીના હૃદયસાગરમા તો આવાજ તરંગો ઉછાળા મારી રહ્યા હતા.

अनित्यानि शरीराणि, वैभवो नैव शाश्वतः ।
नित्यं सन्ति हितो मृत्युस्तस्माद् धर्मं च साधयेत् ॥

"સુખમાં સહાય કરે બધા, પણ દુઃખમાં દૂરે જાય છે;
પાશેરના પણ પેટ માટે, કપટ કુડાં થાય છે.
આવ્યો ન મેલે કાળ પણ, દુઃખીયાં અને દરબારને;
તે કારણે ધિક્કાર છે, નિઃસાર આ સંસારને."

શ્રીજી બહારની હવેલીમાં જવા ઉભા થયા અને માતુશ્રીને આશ્વાસન આપતાં બોલ્યા-"માતુશ્રી! તમારાં સંસારમોહનાં અશ્રુઓ તમારી મગજની ગરમી શાંત કરે છે, છતાં તે જોઇ મને દુઃખ થાય છે, પણ માતુશ્રી! આપ ક્યાં નથી જાણતાં કે પુનઃ પુનઃ થતાં જન્મ, જરા અને મરણનાં અનંત દુઃખો આગળ આ દુઃખ કશા હિસાબમાં નથી. આપને દુઃખ થયું તે માટે ખમાવું છું. માજી! આ તો તમારૂં અનુભવેલું તરીોજ ભૂલી જાઓ છો કે :—

" नो मे मित्रकलत्रपुत्रनिकरा ना मे शरीरं स्थिरम् "
મિત્ર, કલત્ર, પુત્ર, શરીર વિગેરે કાઇ આપણું નથી
"સંબંધી જન સ્વાર્થી અર્થી સઘળા અને રહે વેગળા"

"व्याघ्रीव तिष्ठति जरा परितर्जयन्ती
रोगाश्च शत्रव इव प्रहरन्ति देहम् ।
आयुः परिस्रवति भिन्नघटादिवाम्भो ।
लोकस्तथाप्यहितमाचरतीति चित्रम् " ॥

જરા વાઘણ અને રોગ શત્રુઓના સદા પ્રહાર છતાં સ્વાર્થાંધ મનુષ્યો ગાફલ રહે છે; પરિણામે છિદ્રવાળા ઘડાના જળની પેઠે આ પુણ્ય ઓછું થતું જાય છે અને મનની મનમાજ રહી જાય છે,

માજી! ખાત્રીથી માનજો કે મારો વૈરાગ્ય મીણ, લાખ કે કાષ્ઠના ગોળા જેવો નથી; પણ માટીના ગોળા જેવો છે. ઉપસર્ગની અગ્નિથી તે વધારે ને વધારે પરિપકવ થશે. માટે હજી પણ જે પરિસહ મળશે તે હસ્તે મુખે સહન કરીશ, તેની ખાત્રી રાખજો. આટલું કહી શ્રીજી ચાલ્યા ગયા.

આ શબ્દોએ માજી અને ભાઇના મન ઉપર વીજળી જેવી અસર કરી. તેના પરિણામે તેમને ઉપાશ્રયે જવાની પરવાનગી મળી અને કોઇ પ્રકારનો પરિસહ ન આપવાનો નિશ્ચય થયો.

એક વખત વાતચીતમાં શ્રીજીએ જણાવ્યું હતું કે—

"લક્ષ્મી તણો આ વાસ, એવી રાજ્ય ગાદીને તજી;
ભાવે થકી ભિક્ષુક થઇ, ભાગી ગયા કાં ભરતજી?"

તો આપણે તો શું વીસાતમાં છીએ. આપણા પ્રભુજીનો ઉપદેશ એજ છે કે ક્ષણુ માત્રનો પ્રમાદ કરવો નહિ કારણકે—

ઇંદ્રિય સર્વ અખંડિત છે, તન સાવ નિરોગી અને બળ પૂરૂં,
બુદ્ધિ વિચાર વિવેક સહાયક સાધન અન્ય ન કોઇ અધૂરૂં.
ઉઠ અરે! અભિમાન તજી કર ઉદ્યમ કેમ રહ્યો કર જોડી,
વેશ ઘણા ધરવા તુજને પણ પાછળ રાત રહી બહુ થોડી.
સુંદર આ તન તે ક્ષણભંગુર ભાઇ! અચાનક છે પડવાનું,
કેશવ આળસ આજ કરો પણ પાછળથી નહિ કાંઇ થવાનુ.

તેઓશ્રીના શ્વશુર પક્ષના તથા માતા પિતા પક્ષના કેટલાક સંબંધીઓ તેમને સંસારમાં રહેવા શરમાવતા અને વખતે દબાવતા; પણ તેઓશ્રી આવા ભયથી ડરી જાય એવા નહોતા.

શાન્તિથી બધાને રાજી રાખનાર જવાબ આપતા. તેઓશ્રીના કેટલાક મિત્રો તેમને માબાપની આજ્ઞા પાળવા આગ્રહ કરતા, ત્યારે તેઓ પ્રત્યે બહુમાનતા પ્રદર્શિત કરી પોતાના નિશ્ચયનો ખ્યાલ આપતા. તેઓશ્રીના જવાબ એક સાક્ષરના શબ્દોમાં કહીએ તો–"હું જાણું છું કે માતા પિતાની આજ્ઞાનું પાલન કરવું એ મારો ધર્મ છે, કારણ કે તેમણેજ મને જન્મ આપ્યો છે, મને પાળ્યો છે. બાપની ગોદમાં રમ્યો છું, માના દુધથી ઉછર્યો છું, તેમના ઇસારા પર વિષનું પ્યાલું પી શકું છું, તલવારની ધાર પર ચાલી શકું છું અને આગમાં કૂદકો મારી શકું છું; પણ તેઓશ્રીના મારા શ્રેયના દુરાગ્રહ માટે તો લાચાર છું."

લોકમાન્ય તિલક સંબંધે વદાયેલા નીચેના શબ્દો અત્ર સ્મરણમાં આવી જાય છે. "નર રત્નના પુત્ર રત્નોએ નિરાશ થવાનું નથી. જ્વલંત ધર્માભિમાન, અચૂક સાવધાનતા, અચળ શ્રદ્ધા, અડગ ધૈર્ય, અખંડ શાપ અને અનન્ય ભકિત હોય તો બાકી બધું સરળ છે.........પડખે ઉભા રહેનાર ઓછા હતા, સાહાય્ય કરનાર ઓછા હતા. આવા સંજોગોમા પણ આ ભારત તિલક નિરાશ થયો નહિ, થાક્યો નહિ, વિસામો ખાવા બેઠો નહિ, અનેક ઝખમો ઝીલતા, અનેક યાતનાઓ સહન કરી પણ પોતાનો મંત્ર જાપ તોય શરૂજ રાખ્યો. કાળ તેમના ઝખમો રૂઝાવી દેશે. દુઃખનું ઓસડ દહાડા"

આ વખતે (સં. ૧૯૪૩ માં) પૂજ્યશ્રી છગનલાલજી મહારાજ ટોંકમાં બિરાજતા હતા તેમની પાસે શ્રીજી શાસ્ત્રાધ્યયન

કરવા લાગ્યા, પરંતુ દીક્ષાની આજ્ઞા મળી નહિ અને આજ્ઞા ન મળે ત્યાં સુધી શ્રીજીથી કંઇ બની શકે તેમ ન હતું.

એક દિવસ શ્રીજી હવેલીમાં આવીને પોતાનાં પૂજ્ય માતુશ્રીને પગે લાગ્યા. માજી આ વખતે માણેકલાલને તેડીને ઉભાં હતાં. શ્રીજીએ એ છ મહિનાના બાળકને (માણેકલાલને) પ્રેમપૂર્વક માતા પાસેથી લઇ લીધો અને પોતાની ગોદમાં બેસાર્યો, થોડી વાર સુધી તેને રમાડયો અને પછી માજીના હાથમાં આપતાં શ્રીજી બોલ્યા કે "આને મારી રીતે રાખજો" માજી બોલ્યાં "બેટા! એની અને અમારી સંભાળ લેવાનું કામ તો તારૂં છે" શ્રીજી મૌન રહ્યા. વૈરાગ્યના વિચારો ઉભરાવા લાગ્યા.

પ્રિય વાચક! આપણે પણ એક તત્ત્વવેત્તાના વિચારોનું મનન કરીએ "લાગણીવાળાં હૃદય બોલી શકતાં નથી; બોલે તો તેને કોઇ સાંભળે નહિ, કોઇને પરવા પણ નથી. શોકપૂર્ણ નયન દર્દ રડી શકતાં નથી. રડી શકે તો લોકો મશ્કરી માત્ર કરે......... "અવાજ અને ગીત"ની આ દુનિયા તથા "શાન્તિ અને એકાન્ત"નું એ જગત્ નિરાળાં છતાં બહુ પાસે પાસે છે......ગુપ્ત જીંદગીની કેટલી ઉપેક્ષા લાગણીઓ, હૃદયના કેટલા ઉભરાતાં આંસુ, બુદ્ધિના કેટલા મનોરથ તરંગો આપણને નિષ્ફળ થતા જણાય છે? જે લાગણીઓના પરિપાક માટે સમારમાં સ્થાન નથી. આંસુના આવેગ અટકાવવાને જગતની મદદ નથી. તરંગોને મૂર્તિમાન કરવાને દુનિયામાં અનુકૂળતા નથી.



## પ્રકરણ ૬ ઠું.

# સાધુવેષ અને સત્યાગ્રહ.



"કેટલી ઉન્નતિ કરવાને આપણે ઉત્પન્ન થયા છીએ, કેટલી ઉન્નતિની આપણા તરફથી આશા રાખવામાં આવી છે અને આપણે વસ્તુત: કેટલે અંશે આપણી જાતના સ્વામી બની શકીએ તેમ છીએ તે આપણે જાણતાજ નથી. આપણે ઇચ્છીએ તો આપણા પોતાના ભાગ્યપર સંપૂર્ણ કાબુ મેળવી શકીએ તેમ છીએ, જે જે કાર્ય શક્ય હોય તે તે આપણી જાત પાસે કરાવી શકીએ તેમ છીએ અને આપણે જેવા થવા ઈચ્છતા હોઇએ તેવા થઇ શકીએ તેમ છીએ."

ઓ. સ્વે. માર્ડન.

શ્રીજીના વૈરાગ્યનો વેગ વધતો જતો હતો અને શાસ્ત્રાભ્યાસથી તેને અનુમોદન મળતું ગયું. પ્રથમ તો એક વીર યોદ્ધા જેવોજ તેઓશ્રીનો વિચાર હતો કે न दैन्यम् न पलायनम् પણ જ્યારે નિરાશાના પૂરમા બધા પ્રયાસો અદૃશ્ય થવા લાગ્યા. ત્યારે એ મહાસાગરમા ડૂબકીઓ કરતા એકજ ખડકનો આધાર પૂર ઉતરી જતા સુધી લેવાનો નિશ્ચય કર્યો. અનેક આઘાતો અને ઘા સહન કરીને પોતાના નિશ્ચયને દૃઢ બનાવતા ગયા. દૃઢ નિશ્ચય, આત્મવિશ્વાસ એ એક અલૌકિક રસાયન છે. આ રસાયનેજ આગળ જતા ખરા વીર-ખરા નાયક તરીકે નામ કઢાવ્યું. ચક્રવર્તી તરીકે દેશોદેશ સધાવ્યા અને શ્રી ચતુર્વિધ સંઘે પ્રીતિકળશ ઢોળી પૂજ્યતાજ પહેરાવ્યો.

છેવટનો નિર્ણય કરી, પોતાના મિત્ર ગુજરમલજી પોરવાલ સાથે શ્રીજી એક દિવસ ટોંકથી ગુપચુપ નીકળી પડ્યા. અને પોતાની પરિચિત પ્રિય રસીયા ટેકરીને નિહાળી તેણે સમજાવેલાં અમૂલ્ય તત્ત્વોને યાદ કરી દીક્ષા લીધા વિના ટોંકમાં પગ મૂકવોજ નથી. એ મુંગો નિશ્ચય, ઉપકારી વૃક્ષોને સમજાવી એ સંદેશો કુદરતી આંદોલનો દ્વારા પોતાના કુટુંબીઓને પહોંચાડવાનું ભળાવી તેઓ રાણીપુરા (બુંદી સ્ટેટ) તરફ ચાલ્યા ગયા. બાતમી મળતાં તેમની પાછળ ટોંકથી નાથુલાલજી બંબ, તેમનાં માતુશ્રી ગુજરમલજીની મા તથા ગુજરમલજીનાં પત્ની એ બધાં રાણી-પુરા ગયાં. ત્યાં પૂજ્ય છગનમલજી મહારાજ બિરાજતા હતા. પૂછપરછ કરતાં માલૂમ પડ્યું કે તેઓ બંને અહિં આવ્યા હતા પણ એક રાત રહીને ચાલ્યા ગયા છે. આ ખબર સાંભળી સૌ ત્યાંથી રવાના થયા. રસ્તામાં ખબર મળ્યા કે એક નાલાની નીચે બંને જણાએ સ્વયમેવ સાધુનો વેષ પહેર્યો છે. અને સાધુનાં ભંડોપકરણ લઈ કોટા તરફ ગયા છે. આ ઘટના સાં. ૧૯૪૪ના માગશર વદમાં બની હતી.

પછી શ્રીજીનાં માતુશ્રી વગેરે સૌ કોટે આવ્યાં. ત્યાં પણ પત્તો ન મળ્યો. એટલે બધાં નિરાશ થઈ ટોંક આવ્યાં અને ચોતરફ પત્રવ્યવહાર શરૂ કર્યો. ત્યારે ખબર મળ્યા કે રામપુરા (ખરદભાણુકા)માં મુનિશ્રી કિસનલાલજી, ગિરાનલાલજી અને બલદેવજી મહારાજ બિરાજે છે, તેમની પાસે તેઓ અભ્યાસ કરે છે.

આ ખબર વાંચી નાથુલાલજી તથા ગુજરમલજીના ભાઇ હરદેવજીએ બંને જણ તેમને લેવા માટે રામપુરા ગયા પણ ત્યાં તેઓ ન હતા. બાતમી મળવાથી તેઓ સુન્હેલ (ઇંદોર સ્ટેટ) ગયા ત્યાં એક કણબીના મકાનમાં તેઓ બંને સાધુના વેષમાં જોવામાં આવ્યા. આ વખતે શ્રીજી સદુપદેશ સંભળાવતા હતા. શ્રોતાઓની સંખ્યા શુમારે ૧૦૦ થી ૧૫૦ માણસોની હતી. સદુપદેશ પૂર્ણ થતાં સુધી આ બંને જણ મૌનપણે બેસી રહ્યા. વ્યાખ્યાન સમાપ્ત થયા પછી તેમને કહ્યું. "અમારી રજા સિવાય તમે વેષ પહેર્યો તે ઠીક નહિ. હવે અમારી સાથે ટોંક ચાલો" જવાબમાં તેમણે કહ્યું, "હવે પાછા આવવાનું નહિ બને. કૃપા કરીને આજ્ઞા આપો તો અમે સંતોની સેવામાં રહી શકીએ. અને અમારા જ્ઞાનાભ્યાસમા પણ વૃદ્ધિ થઈ શકે. પાણીને ગમે તેટલું વલોવશો તોપણ માખણ નીકળવાનું નથી, નાહક મોહને વશ પડી અંતરાય કર્મ શામાટે બધો છો?"

નાથુલાલજીએ કહ્યું "આપ એક વખત ટોંક આવો; તમો કહેશો તેમ કરીશું." અહિં ઘણી રકઝક થઇ. શ્રીજી તથા ગુજરમલજીએ આજ્ઞા આપવા માટે આગ્રહ કર્યો અને તેમના ભાઇઓએ ઇનકાર કર્યો. અને તેઓ બંનેને ટોંક લઇ જવા નિશ્ચય કર્યો.

નાથુલાલજી તથા હરદેવજી ટોંકથી રવાના થયા હતા ત્યારે ટોંક રિયાસત તરફથી એ બંનેને પકડી લાવવા માટે વારંટ કઢાવ્યું હતું. તે વારંટ સહિત તેઓ સુન્હેલના સુબા સાહેબને મળ્યા. સુબા સાહેબે કહ્યું તમો એકવાર ફરીથી તેમને

સમજાવી કહો કે, સુબા સાહેબનો હુકમ છે માટે ચાલી નીકળો છતાં ન માને તો અને કહેજો.

તેમણે આવી તે પ્રમાણે કહ્યું. પણ શ્રીજીએ ન માન્યું. એટલે પુનઃ સુબા સાહેબને મળ્યા તેમણે શ્રીલાલજી તથા શુજરમલજીને કચેરીમાં બોલાવ્યા. સુન્હેલના ઘણા શ્રાવકો પણ તેમની સાથે હતા. સ્વાભાવિક રીતે શ્રીજી પ્રત્યે તે શ્રાવકોના પૂજ્ય ભાવ પ્રકટયો હતો. અલ્પ પરિચયથી અને અલ્પ વયે આવી અસરકારક સદુપદેશશૈલીથી શ્રીજીએ તેમનાં મન જીતી લીધા હતાં. વિષયની મલીનતામાંથી નિર્મળ થઇને નીકળેલ શાન્તિના પ્રભાવશાળી પુતળા તરફ સહવાસમાં આવનારાઓના અંતરના ઉંડણમા ભક્તિની ભરતી આવતી હતી.

કુદરતી કાનુન છે કે માનવજાતિના સહાયકો, શુભેચ્છકો અને ઉપદેશકો થવા ઇચ્છતા હોય તેમને પોતાનો અનુભવ આગળના મહાત્માઓની પેઠે-ક્રાઇસ્ટના ક્રોસની માફક-સંકટોની શૂળી ઉપરજ મેળવવાનો છે. જીંદગીનું ખરૂં લોહી, હૃદયનું સાચું તત્ત્વ, આત્મત્યાગની વેદી ઉપર રેડવાથીજ સાર્થકતા સિદ્ધ થાય. મહાત્મા ગાંધીજી એજ અભિપ્રાયને અનુમોદન આપે છે કે-ફતેહ જ્યારે સાવ નજીક આવીને ઉભી રહે છે ત્યારે એ પગથીએ જોખમ પણ સૌથી વધુમાં વધુ સામાં આવે છે. આ દુનિયામાં આજ સુધીમાં કોઇએ મહાન્ ફતેહ, અગાઉની બધી કોશીશો અને જહેમતોને પાછળ નાખીયે એવી એક છેલ્લી અસાધારણ કોશીશ કર્યા વગર મેળવી નથી. કુદરતની

છેલ્લામાં છેલ્લી કસોટી આકરામાં આકરી હોય છે. સેતાનની છેલ્લામાં છેલ્લી લાલચ સૌથી વધારે લોભાવનારી હોય છે. જો સ્વતંત્રતા આપણને પ્યારી હોય તો, એ કુદરતી કસોટીમાંથી આપણે અગ્નીશુદ્ધ પાર ઉતરવું જોઇએ. સેતાનની એ છેલ્લી લાલચના લોભમાંથી હરભોગે ઉગરવું જોઇએ.

શ્રાવક સમુદાય સહિત શ્રીજી તથા ગુજરમલજી સુબા સાહેબની કચેરીના ચોકમાં ઉભા રહ્યા તેમને જોઇ સુબા સાહેબે આજ્ઞા કરી કે "તમો બંને જણ આ લોકોની સાથે ટોંક જાઓ તેમની પાસે ટોંક સ્ટેટનું વારંટ છે તમે નહિ જશો તો કાયદા મુજબ પરાણે તમને ટોંક પહોચાડવામાં આવશે."

આ સાંભળી કોઇથી પણ નહિ ડરનારા, દ્રઢ સત્યાગ્રહી શ્રીલાલજી પગ ઉપર પગ ચડાવી એક પગે ઉભા રહ્યા, અને સુબા સાહેબને કહ્યું કેઃ—

"હું અહિંજ ઉભો છું, ટોંક મોકલવાનું તો દૂર રહ્યું પણ મને આ સ્થળેથી દૂર ખસેડવોજ દુષ્કર છે અમે સાધુ છીએ. બોલાવ્યા આવીએ નહિ. મોકલ્યા જઇએ નહિ બેસીએ તો લોહાની ખુંટી અને જઇએ તો પવનની ગુડી. તમો રાજાના અમલદાર છો, પણ સાધુઓને સતાવવાનો અખત્યાર તમોને હોઇ શકે નહિ."

એક વિદ્વાનના વિચારો સત્ય છે કેઃ—"કોઇ આપત્તિથી કદિ પણ તમારી આત્મશ્રદ્ધા ડગમગવા દેશો નહિ. જ્યાં સુધી તમારામાં તમારી જાતપર દ્રઢ આત્મશ્રદ્ધા હશે ત્યાં સુધી હમેશાં તમારે માટે આશા છે. જો તમે આત્મશ્રદ્ધા નહિ

ગુમાવો અને આગળ વધતાંજ રહેશો તો જગત્ મોડે વ્હેલે પણ તમારે માટે માર્ગ કરશેજ. શ્રદ્ધા શ્રદ્ધાને જન્મ આપે છે. મનુષ્ય ચારિત્રબળથી અને પોતાના મગજની શક્તિથી અત્યંત પ્રતિકૂળ સંયોગોમાં પણ સફળતા સિદ્ધ કરે છે. શ્રદ્ધા એ માનસિક સેનાનો નેપોલિયન છે. તે બીજી બધી શક્તિઓને બમણું ત્રમણું બળ અર્પણ કરે છે. જ્યાં સુધી શ્રદ્ધા નેતા બને ત્યાં સુધી સમગ્ર માનસિક સેના ચાલે છે. પ્રત્યેક વ્યક્તિમાં ગુપ્ત બળ–અવિનાશી શક્તિ રહેલી છે."

ભાગ્યદેવીના લાડકવાયા પુત્રના દૃઢતા અને હિમ્મતથી ઉચ્ચરાયેલાં વચનો સાંભળી સૂબા સાહેબ દિગમૂઢ થઇ ગયા અને **'રાજનો હુકમ તમારે માથે ચડાવવોજ પડશે.'** એટલા શબ્દો બોલી ભયથી કાંપતા તેઓ ઉપરના કાનમાં ચાલ્યા ગયા. લગભગ એક પહોર સુધી શ્રીજી એક પગે ઉભા રહ્યા. છેવટ નાથુલાલજીને ઉપર બોલાવી સુબા સાહેબે કહ્યું, 'ભાઇ! આ શખ્સને અમે ટેંક પહોંચાડી શકીએ તેમ નથી. એમણે ચોરી કે એવો કોઇ જાતનો ગુન્હો કર્યો હોત તો અમે ગમે તે કરી શકત. પણ સાધુનો વેષ પહેરવો એ કંઇ ગુન્હો કહેવાય નહિ. માટે તમોને યોગ્ય લાગે તેમ કરીને લઇ જાઓ, અને અમને આ ફંદમાંથી ફારગત કરો."

નાથુલાલજી નિરાશ થઇ શ્રીજી પાસે આવ્યા અને ઘેર આવવા નમ્રતાથી વિનવવા લાગ્યા. ત્યારે શ્રીજીએ કહ્યું 'તમે મોહનીય કર્મને દૂર કરો અને મને આજ્ઞા આપો કે જેથી આ સૌ સંતાપ મટે.'

પોતાના ભાઇને લાંબા વખત સુધી એકજ પગે ઉભેલા જોઇ નાથુલાલજી ગળગળા થઇ ગયા અને કહ્યું કે આપ આપને સ્થાનકે પધારો અને આહાર પાણી કરો; પછી આપણે વાર્તાલાપ કરીશું. તત્પશ્ચાત્ શ્રીજી વગેરે ત્યાંથી રવાના થઇ પેલા કણબીને ઘેર કે જ્યાં તેઓ ઉતર્યા હતા ત્યાં આવ્યા. ધોવણપાણી તથા ગોચરી લાવી આહારપાણી કર્યા બાદ નાથુલાલજીએ શ્રીજીને કહ્યું "હમણાજ ટોંકથી ચીઠ્ઠી આવી છે. તેમાં લખે છે કે, ચી. કુંવરીલાલજીનો વિવાહ અટકી ગયો છે, માટે આપ શ્રીજીને તેડી જલ્દી આવો."

- શ્રીજીએ કહ્યું "હાલ ટોંક આવવા ઇચ્છા નથી. તમો આજ્ઞા આપશો તો ઠીક છે, નહિ તો આવી સ્થિતિમાંજ અમો વિચરીશું પણ હવે સંયમ લીધા વિના ટોકમાં પગ ધરવો નથી."

છેવટ હતાશ થઇને નાથુલાલજી તથા હરદેવજી ટોંક તરફ રવાના થયા, પરંતુ જતી વખતે ટોક નિવાસી વાલજી નામના એક બ્રાહ્મણને ત્યા રોકતા ગયા અને તેને ભલામણ કરી કે જ્યાં જ્યાં શ્રીજી વિચરે ત્યા ત્યા તારે એમની સાથે જવું, એમની ખાર સંભાળી લેવી અને તેમના કુશળ વર્તમાન અમને રોજે રોજ ઠામ ઠેકાણા સહિત ટોક લખતા રહેવુ."

નાથુલાલજીએ ટોક આવી માજી વગેરેને સર્વ હકીકત નિવેદન કરી અને કહ્યું કે, સંસારમા રહેવાની તેમની બીલકુલ ઇચ્છા નથી માજીએ કહ્યું મારે મન એ વાત નવી નથી. હવે તેને વધારે સતાવવો તે મને પણ ઠીક લાગતું નથી.

શ્રીજી તથા ગુજરમલજી સાધુના વેષમાં વિચરવા લાગ્યા. ચુંન્ડેલ મુકામે કિસનલાલજી તથા બિસનલાલજી મહારાજ (પૂજ્યશ્રી અનુપચંદજી મહારાજની સંપ્રદાયના) નો તેમને મેળાપ થયો એમની પાસે શાસ્ત્રાધ્યયન કરવા માંડયું. ત્યાંથી પાંચે ચાણુંએ સાથે સાથે વિહાર કરીને રામપુરા (હોલકર સ્ટેટ) માં ચાતુર્માસ કર્યું. સાં. ૧૯૪૪ (મારવાડી સાં. ૧૯૪૫.)

રામપુરામાં કેશરીમલજી નામના શ્રાવક સૂત્રના જાણુ અને વિદ્વાન્ હતા. તેમના પરિચયથી શ્રીજીના સૂત્રજ્ઞાનમાં ઘણી અભિવૃદ્ધિ થઇ. તેમની સાથે જ્ઞાનગોષ્ટિમાં શ્રીજીને ઘણો આનંદ આવતો અને ઘણું જાણવાનું મળતું.

રામપુરાનુ ચાતુર્માસ પૂર્ણ થયા પછી ઝાલાવાડ કોટા વગેરે તરફ થઇ પાછા મહાત્મા પુરુષો માધુપુર પધાર્યા. વાંચનારને યાદ હશે કે માધુપુરમા શ્રીજીનું મોસાળ હતું અને તેમના મોસાળપક્ષનો ધર્માનુરાગ ઘણો પ્રશંસનીય હતો. શ્રીજીને કેવા કેવા પરિસહ સહન કરવા પડયા. એ સર્વ વાતથી તેઓ ગુજ્ઞાત હતા શ્રીજીના મામાના પુત્ર લક્ષ્મીચંદજી (દેવબક્ષજીના પૌત્ર) તથા માધુપુરનિવાસી શ્રીયુત મયાચંદજી પોરવાલ વગેરેએ શ્રીજીની તથા ગુજરમલજીની આજ્ઞા માટે કોશીશ કરી. ટોંક આવી તેમનાં કુટુંબીજનોને બહુ બહુ પ્રકારે સમજાવી દીક્ષાની આજ્ઞા આપવા કહ્યું.

પ્રથમ શ્રીજીનાં માતુશ્રી ચાંદકુંવરબાઇને અરજ કરતાં તેમણે કહ્યું, વહુને (શ્રીજીના પત્નીને) પૂછવા દો. તેમના તરફથી શો ઉતર મળે છે. માજીએ પછી પુત્રવધુને બોલાવી પૂછયું

કે દીક્ષાની આજ્ઞા આપવા બાબત તમારો શો મત છે? માનકુંવર બાઇએ વિનય તથા ધૈર્યપૂર્વક પ્રત્યુત્તર આપ્યો "આપે એમને સંસારમાં રાખવા માટે બની શકયા તેટલા સર્વ પ્રયત્નો કર્યા પણ તે બધા ફોકટ ગયા. હવે તો તેમને તથા તમોને બધાંને તકલીફ થાય છે માટે આપ જે હુકમ ફરમાવશો તે હું માથે ચડાવીશ" પોતાના પતિને પાસેથી ખસવાની રજા નહિ આપનાર મોહપાસમાં પતિને બાંધી રાખનાર હાલની અર્ધદગ્ધ અર્ધાંગના-ઓએ આ પ્રસંગ વિચારવો જોઇએ.

આ ઉત્તર સાંભળી માજીનું હૈયું ભરાઇ આવ્યું. આંખોમાં દડ દડ આંસુ વહેવા લાગ્યાં. થોડીવાર વિચારનિમગ્ન રહ્યાં. અને પછી લક્ષ્મીચંદજી તથા નાથુલાલજીને આ પ્રમાણે કહ્યું. "ચી. માણેકલાલ (નાથુલાલજીના પુત્ર) ને શ્રીલાલના નામ ઉપર રાખો." નાથુલાલજીએ માજીની આ આજ્ઞા આનંદપૂર્વક શિરોધાર્ય કરી. પછી માજીએ કહ્યું "સુખેથી તમે આજ્ઞા દેવા માટે જાઓ. મારી આશિષ છે કે શ્રીજી રૂડી રીતે સંયમ પાળે, આત્માનું કલ્યાણ કરે અને જૈનમાર્ગને દીપાવે" ધન્ય છે આવો લ્હાવો લેનાર માતાઓને? * આવીજ રીતે ગુજરમલજી પોરવાલની માતા તથા તેની સ્ત્રી તથા તેમના ભાઈ માગીલાલજીને

---

* માતાઓના સંબંધમા એક બનાવ પૂજ્યશ્રી કહેતા કે પાંચ પુત્રવાળી એક માતાના એક પુત્રની ઇચ્છા દીક્ષા લેવાની થતાં, ગુરૂશ્રીએ માતાને સદ્બોધ આપી પોતાના પુત્રની ભિક્ષા આપવા જણાવ્યું. તે માતુશ્રીએ પોતાના અહોભાગ્ય માની એકને બદલે બે પુત્રોને ગુરૂજીના શિષ્ય બનાવ્યા.

સમજાવી તેમની દીક્ષાની આજ્ઞા પણ મેળવી. અગાઉથીજ સાધુનો વેષ પહેરી લીધેલ હોવાથી કોઇ પ્રકારની ધામધુમની આવશ્યકતા ન હોતી. ટોંકથી પૂર્વમાં ૭ કોશ દૂર બણેઠા ગામ છે ત્યાં દીક્ષાનો પાઠ ભણાવાનો હતો. માધુપુરવાળા શ્રીયુત લક્ષ્મીચંદજી તથા મુનિરાજો વગેરે અગાઉથી ત્યાં પહોંચી ગયા હતા. અને ટોંકથી શ્રીજીની માતા વગેરેની આજ્ઞા લઇને તેમના ભાઇ નાથુલાલજી તથા શેઠ હીરાલાલજી બંઓના પુત્ર રામગોપાલજી, લક્ષ્મીચંદજી વગેરે તથા ગુજરમલજીની માતાની આજ્ઞા લઇને તેમના ભાઇ માંગીલાલજી પોરવાલ વગેરે સૌ ચદર કપડાં આદિ લઇને બણેઠે આવ્યા.

સં. ૧૯૪૫ ના પોષ વદી ૭ ને ગુરૂવારને દિવસે સવારના આઠ વાગ્યે પૂજ્યશ્રી અનુપચંદજી મહારાજની સંપ્રદાયના પૂજ્યશ્રી કિસનલાલજી મહારાજે શ્રીલાલજી તથા ગુજરમલજી બંનેને વિધિપૂર્વક દીક્ષા આપી. અહિં એક સત્ય સિદ્ધ થયું કે "આપણે પરિસ્થિતિના દાસ નથી. પણ આપણે આગ્રહપૂર્વક જેનો વિચાર કરીએ છીએ અને જેન માટે અખંડ ઉદ્યોગ કરીએ છીએ તે પ્રત્યક્ષ પ્રાપ્ત થાય છે જ" દીક્ષા લેતાં પહેલાં ગુજરમલજીએ શ્રીલાલજીને અરજ કરી કે, હું આપની નેશ્રાયે વિચરીશ અર્થાત્ આપનો શિષ્ય થઇશ. ત્યારે શ્રીજીએ કહ્યું મને શિષ્ય કરવાનો ત્યાગ છે. પરસ્પર થોડી પ્રશ્નોત્તરી થયા બાદ જ્યારે ગુજરમલજીએ શ્રીજીને શિષ્ય તરીકે પોતાનો સ્વીકાર કરવા બહુ આજીજીપૂર્વક અરજ કરી ત્યારે શ્રીજીએ કહ્યું— તમો મારી આજ્ઞામાં ચાલશો ?

ગુજરમલજી (સર્વની સમક્ષ બોલ્યા) હું સર્વદા આપની આજ્ઞામાંજ વર્તીશ.

શ્રીજી:—બસ, તો હમણાંજ મારી એવી આજ્ઞા છે કે આપણ બંનેએ બળદેવજી મહારાજની નેશ્રાયમાં રહેવું

ગુજરમલજીએ એ આજ્ઞા માથે ચડાવી અને બંનેને બળદેવજી મુનિ (કિસનદાસજી મહારાજના શિષ્ય) ના શિષ્ય બનાવવામાં આવ્યા. શ્રીજીની મરજી ન હોવા છતાં કિસનલાલજી મહારાજ બોલ્યા કે અમે તો ગુજરમલજીને તમારી નેશ્રાયમાં સમજીએ છીએ. આ સાંભળી ગુજરમલજીને બહુ આનંદ થયો અને તેઓ બોલ્યા કે મને સમકિતરત્નની પ્રાપ્તિ કરાવનાર, ધર્મને માર્ગે ચડાવનાર મારા સાચા ઉપકારી ગુરૂ તો શ્રીજી મહારાજજ છે.

યદ્યપિ શ્રીજીની ઇચ્છા પૂજ્યશ્રી હુકમીચંદજી મહારાજની સંપ્રદાયના સુપ્રસિદ્ધ વિદ્વાન્ મુનિશ્રી ચોથમલજી મહારાજ પાસે દીક્ષા લેવાની હતી, તથાપિ તેમનાં માતા તથા ભ્રાતાનો આગ્રહ પોતાના ગુરૂ આમ્નાયની સંપ્રદાયમાં અર્થાત્ કોટા સંપ્રદાયમાં દીક્ષા લેવા સંબંધી હતો અને એ શરતેજ તેમને આજ્ઞા મળી હતી. તેથી કોટા સંપ્રદાયમાં તેમણે દીક્ષા લીધી. દીક્ષા લેવા પહેલાંજ આચારવિશુદ્ધિ સંબંધી કેટલીક કઠીન શરતો તેમના ગુરૂ પાસે શ્રીજીએ મંજુર કરાવી હતી.

શ્રીજીને દીક્ષા આપ્યા પછી શ્રી કિસનલાલજી મહારાજને નાથુલાલજીએ અરજ કરી કે, આપ શ્રીજી મહારાજનીસાથે ટોંક પધારી અમારાં માતુશ્રીની દર્શનની અભિલાષા પૂર્ણ કરો. મહારાજે કહ્યું જેવો અવસર.

તત્પશ્ચાત્ મહારાજ સાહેબ ટોંક પધાર્યા અને ત્યાં એકજ રાત્રિ રહી દર્શન આપી હાડોતી તરફ વિહાર કર્યો અને ત્યાંથી ઝાલરાપટ્ટન પધાર્યા.

સાં. ૧૯૪૫ નું ચાતુર્માસ ઝાલરાપટ્ટન કર્યું. ત્યાં ધર્મનો ઘણો ઉદ્યોત થયો, પરંતુ શ્રીજી મહારાજના ગુરૂના પણ ગુરૂ શ્રી કિસનલાલજી મહારાજ કે જેઓ તેમના જ્ઞાનાદિ ગુણોની અભિવૃદ્ધિ માટે આલંબનરૂપ હતા, તેમનો સ્વર્ગવાસ એ ચોમાસા દરમ્યાન થયો. આ બનાવથી શ્રીજીને ઘણું દુઃખ થયું, પરંતુ જીંદગીની અસ્થિરતા અને સંસારનું અસારપણું સમજનાર તુરત તે સહન કરવા શક્તિવાન થઇ ગયા અને વીરવાકયોના મલમ પટાથી એ ઘા રૂઝવવા લાગ્યા.

"પંખી ટોળું વૃક્ષ પર, હળ્યું મળ્યું છે હાલ;
પ્રભાતમા ઉડી જશે, કોણે દીઠી કાલ.
પુષ્પ સુગંધ થકી બની, અનુપમ ફુલની માળ,
તે પણ કરમાઇ જશે, કોણે દીઠી કાલ.
દૃષ્ટિ વિપર્યાસે તુને, ભાસે સુખરૂપ જાળ;
પસ્તાવો પાછળ થશે, કોણે દીઠી કાલ.
તે માટે સજ થઇ રહો, સાવચેત હુશિયાર;
પુણ્ય વારીને પામવા, સુકૃત્યરૂપી માળ"



## પ્રકરણ ૭ મું.

# સરિતાનું સાગરમાં ભળવું.



ગત પ્રકરણમાં આપણે જોઇ ગયા કે શ્રીજીની આંતરિક અભિલાષા જ્ઞાનવૃદ્ધિ અને ચારિત્રવિશુદ્ધિ વિષયક પોતાના ઈપ્સિતાર્થની સિદ્ધિ અર્થે શ્રીમાન્ હુકમીચંદજી મહારાજના સંપ્રદાયમાં સમ્મિલિત થવાની હતી. ચાતુર્માસ પૂર્ણ થયે પોતાનો મનોરથ ખુલ્લા દિલથી ગુરૂની સેવામાં નિવેદન કર્યો. મુનિશ્રી બિસનલાલજી તથા બળદેવજી મહારાજે કહ્યું, "એક તો ગુરૂના વિયોગથી અમારાં હૃદય બળીજળી રહ્યાં છે અને તમો પણ જો અમારાથી વિખુટા પડશો તો દાઝયા પર ડામ દેવા જેવું થશે."

ઉત્તરમાં શ્રીજી મહારાજે વિનયપૂર્વક કહ્યું કે "જે હેતુથી મેં ઘરબાર અને કુટુંબ પરિવાર છોડયા છે તે હેતુને પૂર્ણાંશે સિદ્ધ કરવો એજ મારૂં પરમધ્યેય છે વ્યકિતવિશેષ પરત્વેનો રાગ, લોકાપવાદનો ભય અથવા સાંપ્રદાયિક મોહ આદિ આવરણો મારી મહત્વાકાંક્ષાની આડે આવી શકશે નહિ"

ગુરૂએ પોતાની સાથેજ વિચરવા બહુ બહુ પ્રકારે સમજાવ્યા પરંતુ શ્રીજી મહારાજ પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ અને ઉચ્ચ આશય સિદ્ધ કરવા એકાકીપણે અલગ વિચરી. રામપુરે પધાર્યા. ત્યાંના સુશ્રાવક કેસરીમલજી સુરાણાનો સુયોગ શાસ્ત્રાધ્યયનમાં

ઉપયોગી નીવડયો. શ્રીજી અવિરતપણે શાસ્ત્રોનું અધ્યયન કરવા લાગ્યા. જ્ઞાનમાં ઘણી ઉન્નતિ કરી, તેમની વ્યાખ્યાન શૈલી પણ ઉત્તમ અને આકર્ષક હોવાથી શ્રાવકોમાં પણ જ્ઞાનરૂચિ અને ધર્મભાવના વધવા પામી.

ચાતુર્માસ પૂર્ણ થયે રામપુરાથી વિહાર કરી શ્રી કાનોડ મુકામે પંડિત મુનિશ્રી ચોથમલજી મહારાજ બિરાજતા હતા ત્યાં પધાર્યા અને પોતાનો અભિપ્રાય જણાવ્યો. ટોંક શ્રીયુત નાથુલાલજી બંને પણ આ હકીકત જાણવામાં આવતાં તેઓ પણ કાનોડ આવ્યા અને શ્રીજી મહારાજની ઇચ્છાનુસાર તેમને પોતાની નેશ્રાયમાં લેવા માટે શ્રીમાન્ ચોથમલજી મહારાજને આજ્ઞાપત્ર લખી આપ્યું; ત્યારે તેમણે પોતાના મોટા શિષ્ય વૃદ્ધિચંદજી મહારાજના શિષ્ય તરીકે શ્રીજી મહારાજને પોતાના સંપ્રદાયમાં લીધા. આ ઘટના ડુંગરા (મેવાડ) મુકામે સં. ૧૯૪૭ના માગશર શુદ ૧ ને શનિવારે બની. તત્પશ્ચાત તેઓ શ્રીમાન્ ચોથમલજી મહારાજની આજ્ઞામાં વિચરવા લાગ્યા. અહિં તેમની આત્મિક શક્તિઓનો ઘણો વિકાશ થયો. જ્ઞાની ગુરૂના સમાગમથી સૂત્ર જ્ઞાનમાં આશાતીત ઉન્નતિ થઈ. નિરતિચાર ચારિત્રપાલનથી તેઓ ગુરૂના પ્રીતિપાત્ર, લોકોના પૂજનિક અને કીર્તિના કેલિગૃહ સમાન થઇ રહ્યા. 'सत्संगतिः कथय किं न करोति पुंसाम् ?'

સં. ૧૯૪૮નું ચાતુર્માસ સદ્‌ગુરૂવર્ય શ્રીચોથમલજી મહારાજની સાથે કાનોડમાં કર્યું. અહિં વ્યાખ્યાન શ્રીજી કરી શ્રીજીમહારાજ ફરમાવતા. પત્થર જેવાં હૃદયને પીગળાવી નાખે તેવો

ઉપદેશ અને તેની અદ્દભુત અસર જોઇ સર્વને સાનંદાશ્ચર્ય થતું અને શ્રોતૃગણુ પર અવર્ણનીય ઉપકાર થતો.

આ ચાતુર્માસ દરમ્યાન તેઓ જે મકાનમાં ઉતર્યા હતા ત્યાં એક મોટો વિકરાળ સર્પ રહેતો હતો. એક દિવસ પણુ એવો ભાગ્યેજ જતો કે જે દિવસે સર્પ દેખવામાં ન આવ્યો હોય. આહાર પાણીની પાટ પર તે ઘણીવાર ગરલ નાંખતો. રાત્રિના સમયે પથારીમાં પગ મૂકતાં કે માત્રુ પરઠવવા જતાં રજોહરણુ સાથે અફળાતો ત્યારે ખીજવાટમાં આવી ફુંફાટા મારી સામે થતો, કવચિત્ ફેણુથી લાતનો પ્રહાર કરતો દિવસના પણુ નીડર પણે તે મકાનમાં હરફર કરતો. સાપ સાધુથી નિર્ભય બન્યો હતો. તેવીજ રીતે સાધુઓ પણુ સાપથી નિર્ભય બન્યા હતા. શ્રાવકોએ મકાન બદલવા માટે મહારાજને પુનઃ પુનઃ ઘણી અરજ કરી, પણુ તે નિષ્ફળ ગઇ. મહારાજ કહેતા કે અગાઉના મુનિઓ સિંહની ગુફા, સર્પનાં બીલ અને ઘોર સ્મશાન ભૂમિકામા સ્વેચ્છાપૂર્વક જઇ ઉપસર્ગોને આમંત્રણુ કરતા. આ સર્પ અમારી કસોટી કરવા વગર આમંત્રણે અહિં આવ્યો છે. તો ભલે અમારા સત્સંગનો લાભ ઉઠાવી પવિત્ર જિનવાણીનું શ્રવણુ કરે! આખુ ચોમાસું એજ મકાનમા સાપની સાથે વગી વ્યતીત કર્યું !! પણુ પુણ્યપસાયથી તેમજ તપ ચારિત્રના પ્રભાવથી સાપ કંઇ ઉપસર્ગ કરી શકયો નહિ. અને એ રીતે સાધુઓના ધૈર્ય અને નિર્ભયતાની કસોટીનો આ સમય નિર્વિઘ્ને પસાર થયો. આ જમાનામા પણુ ચારિત્રબળ પોતાનો પ્રભાવ તિર્યંચોપર પાડી શકે છે તેના ઘણા પુરાવા પૂજ્યશ્રીના જીવનમાંથી મળી શકશે.

સાં. ૧૯૪૯ નું ચાતુર્માસ શ્રીમાન્ ગોથમલજી મહારાજના ચરણકમળ સમીપે રહી જાવદમાં કર્યું. શ્રીજીના સમાગમ તથા સદ્બોધથી જૈન અજૈન લોકો હર્ષિત થતા. જ્ઞાનવૃદ્ધિ કરતા અને કર્તવ્યપરાયણ બનતા.

સાં. ૧૯૫૦ નું ચાતુર્માસ નિમ્બાહેડા (માલવા) સં ૧૯૫૧ નું છોટી સાદડી ( મેવાડ ) અને સં. ૧૯૫૨ નું ચાતુર્માસ જાવદમાં કર્યું. શ્રીજી મહારાજ ચાતુર્માસ કે શેષકાલ જ્યાં જ્યાં બિરાજતા ત્યા ત્યાના લોકો તેમના અપરિમિત જ્ઞાન, નિર્મળ ચારિત્ર, વાક્પટુતા ઇત્યાદિ અસાધારણ ગુણોથી મુગ્ધ બની તેઓશ્રીની મુક્તકંઠે પ્રશંસા કરતા. દિવસે દિવસે તેમનો વિમલ યશ દેશાંતરમાં વિસ્તરવા લાગ્યો.

## સાગર વર ગંભીરા.

સં. ૧૯૫૨ માં તપસ્વીજી શ્રીહજારીમલજી મહારાજની સાથે શ્રીજી મહારાજ થાણાં ૩ રામપુરે પધાર્યા, ત્યાં એવા સમાચાર મળ્યા કે આચાર્ય મહોદય શ્રી ઉદયસાગરજી મહારાજનું સ્વાસ્થ્ય ઠીક નથી. આચાર્યશ્રી પ્રત્યે શ્રીજીનો અનુપમ ભક્તિભાવ પોતે ગૃહસ્થાશ્રમમા હતા ત્યારથીજ હતો. ઉપર્યુક્ત સમાચાર મળતાંજ તેમના ચિંતાતુર હૃદયે અને દર્શનાતુર નેત્રોએ શીઘ્ર વિહાર કરવા પ્રેરણા કરી અને થોડાજ દિવસમા પરમપ્રતાપી મહાન્ આચાય શ્રી ઉદયસાગરજી મહારાજની સેવામાં રતલામ પધાર્યા.

શ્રીલાલજી મહારાજનું જ્ઞાનાભ્યાસ તરફ અધિક લક્ષ તથા તદનુસાર ઉત્તમ આચાર વિચાર જોઇ આચાર્યજી મહારાજ ઘણાજ પ્રસન્ન થયા, અને શ્રીજીને પૂછ્યું કે હમણા ક્યા સૂત્રનો

અભ્યાસ ચાલે છે? શ્રીજીએ વિનયપૂર્વક પ્રત્યુત્તર આપ્યોઃ— "કૃપાનાથ! હાલમાં હું શ્રીઠાણાંગસૂત્રનો અભ્યાસ કરું છું." આ સાંભળતાં શ્રીમાન્ આચાર્યજીના મુખકમળમાંથી સહેજે એવા શબ્દો નીકળી પડયા કે ઠાણાંગ સમવાયાંગ સૂત્રનો અભ્યાસ કરવાથી 'सागर वर गंभीरा' થશો. આ આશિર્વચનને મહારાજ શ્રીએ પરમ સમાદરપૂર્વક શિરસાવંદ્ય કરતાં કહ્યું કેઃ—કલ્પવૃક્ષની સેવના કરતાં ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય તેમાં આશ્ચર્ય શું?

આગલા પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ તેમ શ્રીજી ગૃહવાસમાં હતા ત્યારે તેમને શ્રીધરનું અભિધાન આપનાર પણ આજ મહાપુરૂષ હતા. જ્ઞાન અને સંયમ રૂપી શ્રી (લક્ષ્મી) ને ધારણ કરી ખરેખરા શ્રીધર બની પુનઃ જ્યારે એજ મહાપુરૂષની સેવામાં ઉપસ્થિત થયા ત્યારે તેમણે 'સાગર સમાન ગંભીર થશો' એવી શુભાશિષ આપી અને તે પણ બહુ થોડા સમયમાં સફળ થઇ. સતત સત્યનુંજ સેવન કરનાર મહાન પુરૂષનાં વચન કદાપિ નિષ્ફળ જતાં નથી. યોગદર્શનના પ્રણેતા પતંજલિ મુનિ (જેમને હરિભદ્રસૂરિએ માર્ગાનુસારી કહ્યા છે) કહે છે કેઃ—

"सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम्"

સૂત્રાર્થ—(સાધક યોગીના ચિત્તમા) સત્યની સ્થિરતા થયે ક્રિયાનું તથા ફળનું સ્વાધીનપણું (થાય છે.)

એટલે કે પોતાની ઇચ્છાનુસાર અન્યને ધર્માધર્મ તથા સ્વર્ગનરકાદિ આપી શકવાનું તે યોગીની વાણીમાં સામર્થ્ય આવે છે. સત્ય જેને સિદ્ધ થયું છે એવા યોગીની વાણી અમોઘ અપ્રતિહત થાય છે તેથી તેવો યોગી કોઇને કહે કે 'તું ધાર્મિક

થા' તો તેના વચનામાત્રથીજ' તે પાપી હોય તો પણ ધાર્મિક થઇ જાય છે. કોઇને કહે કે તું સ્વર્ગને પામ' તો તેના કથન માત્રથીજ તે અધાર્મિક હોય તો પણ તેના સ્વર્ગને નહિ પામવા દેનારા સંસ્કારો દૂર થઇ તે સ્વર્ગને પામે છે (પાતંજલ યોગદર્શન).

આચાર્યશ્રીના શરીરમાં વ્યાધિ વધતો જતો હોવાથી શરીરનો ક્ષણભંગુર સ્વભાવ જાણી તેઓએ સંપ્રદાયની રક્ષા અને ઉન્નતિ અર્થે શ્રીમાન્ ચોથમલજી મહારાજને યુવાચાર્ય પદ પર નિયુક્ત કર્યા (સાં. ૧૯૫૨) તત્પશ્ચાત્ વેદનીય કર્મના ક્ષયોપક્ષમથી પૂજ્યશ્રીને કંઇક આરામ થતાં તેમની આજ્ઞા લઇ શ્રીજીએ રતલામથી વિહાર કર્યો અને સાં. ૧૯૫૨નું ચાતુર્માસ યુવાચાર્યજી મહારાજની સાથે જાવદમાં કર્યું.



## પ્રકરણ ૮ મું.

# મેવાડના મુખ્ય પ્રધાનને પ્રતિબોધ.

શ્રીજીની અપૂર્વ ખ્યાતિ સાંભળી મેવાડના * પાયતખ્ત ઉદયપુરના શ્રીસંઘે તેમના ઉદયપુરના ચાતુર્માસ્ય માટે આગ્રહ-પૂર્વક અરજ કરી તેના પરિણામે સાં. ૧૯૫૩ નું ચાતુર્માસ ઉદયપુરમાં થયું. અહિં વ્યાખ્યાનમાં હિંદુ મુસલમાન હજારો લોકો આવવા લાગ્યા. ઘણા મંદિરમાર્ગી ભાઇઓ પણ નિત્યપ્રતિ વ્યાખ્યાન શ્રવણનો લાભ લેવા લાગ્યા. અને તે પૈકી કેટલાકે શ્રીજી પાસેથી સમ્યકત્વ પણ ગ્રહણ કર્યું. શ્રીજી મહારાજના

* મેવાડની જાહોજલાલીના મોટા ગ્રન્થો લખાયા છે. નેકટેક જાળવવા પ્રતાપરાણાએ અસહ્ય સંકટો સહન કર્યાં છે. સમસ્ત હિંદમાં ઉદયપુરના રાજપુતો અગ્રસ્થાને છે. મુસલમાનોએ ચિતોડને પાયમાલ કર્યા બાદ 'ઉદયપુર' ને રાજ્યધાની તરીકે વસાવવામાં આવ્યું છે. પુરૂષોએ પોતાની ટેક જાળવવા અને સ્ત્રીઓએ પોતાનું સતીત્વ જાળવવા પ્રાણની પણ પરવા કરી નથી તેનાં સ્મારક હજી પણ ચિતોડગઢ પર કાયમ છે. ભારતના ઇતિહાસમાં મેવાડની કીર્તિ સુવર્ણ અક્ષરે અંકિત છે એટલુંજ નહિ આજે પણ પોતાના એ માન માટે તેઓ મગરૂર છે. સમ્રાટ જ્યોર્જના દીલ્લી દરબાર પ્રસંગે પણ હિંદનાં બીજાં મહાન્ રાજ્યો કરતાં પણ તેમને માટે ખાસ વ્યવસ્થા થઇ હતી અને અત્યારે પણ ઉદયપુર રાજ્ય પોતાના સીક્કામાં 'દોસ્તે લંડન' લખે છે. ચોતરફ ઉંચા ડુંગરો

કુદરતી કોટ સમાન રક્ષણ કરે છે. તેની જમીન ઉંચાણમાં હોવાથી ઘણે સ્થળે તેનું પાણી જાય છે. પણ કયાંયનું પાણી ઉદયપુરમાં પેસી શકતું નથી. મેવાડની ભૂમિ પણ પવિત્ર મનાય છે. જૈનોનાં શ્રીઋષભદેવજી-કેશરીનાથજી, વૈષ્ણવોના શ્રીનાથજી અને શૈવોના શ્રીએકલીંગજી એ ત્રણે મોટાં ધામનો રાજ્ય તરફથી પૂરતો માનમરતબો જાળવવામાં આવે છે. શ્રીપૂજ્ય મહારાજ પ્રસંગે કહેતા કે પ્રથમ તીર્થંકર શ્રીરૂષભદેવ સ્વામીના પાટવી ખાનદાનમાં તેઓ હોવાથી હજી સુધી પણ 'ધર્મ રક્ષક' તરીકેનો પોતાનો ધર્મ બજાવે છે. ચક્રવર્તી રાજાઓની સેવામાં સોળ હજાર અને બત્રીશ હજાર રાજાઓ રહેતા તેવોજ દબદબો શ્રી ઉદયપુરના મહારાણા સાહેબનો છે. તેઓશ્રી પોતાના સોળ અને બત્રીશ ઉમરાવોની વચ્ચે સૂર્ય સમાન શોભી નીકળે છે. કચેરી, સ્વારી, તથા રાજ્યના બીજા રીતરીવાજો હજી પણ શાસ્ત્રાનુસાર અહિં જળવાય છે. જગતમાતા ગાય મેવાડની હદ બહાર કોઇ લઈ જઇ શકતું નથી. બળદ, ભેંસ, પાડા વગેરે જાનવરો પણ અજાણ્યા આદમી કે કસાઈને વેચવાની મનાઇ છે. મોર, કબુતર, મચ્છી વગેરે મારવાની સખ્ત મના છે. બુઢા જાનવરોનું લીલામ ન કરવા દેતાં કે કસાઇને હાથ ન જવા દેતાં, રાજ્ય તરફથી સરકારી ગોલેરામાં પાળવામાં આવે છે. વર્ષના ઘણા દિવસો કસાઇ, કંદોઇ, તેલી, કુંભાર વગેરેના અગતાઓ પળાવાય છે.

આ ચોમાસામાં ઉદયપુરમાં સંવત્સરી અને તપશ્ચર્યા એટલી બધી થઇ કે જે પૂર્વે કદાપિ થઇ ન હતી. સ્કંધ, ત્યાગ પ્રત્યાખ્યાન વગેરે એટલાં બધાં થયાં હતાં કે જેની કદાચ નામવાર તપસીલ આપવામાં આવે તો એક પુસ્તક ભરાય. ઘણાં શ્રાવક શ્રાવિકાઓએ ૧૨ વ્રત અંગીકાર કર્યાં. શારીરિક રચના, વૈદ્યક, નીતિ, કરકસર વગેરેના સિદ્ધાંતોથી માંસ ખાવું નુકશાનકારક સમજી ઘણાં માંસાહારી લોકોએ માંસભક્ષણનો ત્યાગ કર્યો. ઘણાએ મદિરાપાન તજ્યું, અને ઘણા જણે શિકાર છોડયો. ખાટકીઓને મનમાનતા પૈસા આપી જીવોને બચાવવા. તે કરતાં પણ માંસાહારીઓને સમજાવવામા સરવાળે વિશેષ લાભ સમાયેલો છે. શહેરમાં બડે સાજન (વીશા ઓશવાળ) ની માલેકીની પંચાયતી નોહરાને નામે ઓળખાતી એક અતિ વિશાળ જગા છે. જેમાં સાધુમુનિરાજો ચાતુર્માસ કરે છે. ત્યાં આગળ નિત્યપ્રતિ ૨૫૦૦ થી ૩૦૦૦ માણસો શ્રીજીના વ્યાખ્યાનમાં એકત્ર થતાં હતાં. મોટી મોટી બંને પરશાળો ચીકાર ભરાઇ જવા ઉપરાંત ત્રીજી એક રઘવાળી પરશાળ છે ત્યા બેસવું પડતું. શ્રીજીનો અવાજ એટલો તો બુલંદ હતો કે સર્વ શ્રોતાજનો બરાબર શ્રવણ કરી શકતા હતા.

ચાતુર્માસમાં આમેટના રાવતજી શ્રીમાન્ જવાનસિંહજી સાહેબ પંચાયતી નોહરામાં પધાર્યા હતા. શ્રીજી મહારાજના સદુપદેશથી તેમને ઘણોજ આનંદ ઉપજ્યો. અહિંસા ધર્મની રૂચી થઇ, વ્યાખ્યાનાનંતર ઉભા થઇ શ્રીજી મહારાજ પાસે તેઓએ એવી પ્રતિજ્ઞા લીધી કે નવરાત્રિમાં બલિદાન થાય છે તેમાં બે પાડા

અને ચાર બકરા હમેશને માટે કમી કરવા. આજ પ્રમાણે કોઠારીયાના રાવતજી સાહેબે પણ બે પાડા અને ચાર બકરા નવરાત્રિના બલિદાનમાંથી હમેશને માટે કમી કરવાની મહારાજશ્રી પાસેથી પ્રતિજ્ઞા લીધી. આ સિવાય બીજા પણ ઘણા જાગીરદારોએ તથા રાજ્યકર્મચારિગણે શ્રીજીના અનુપમ સદુપદેશથી નાનાવિધ પ્રતિજ્ઞાઓ લીધી હતી.

ચાતુર્માસ પૂર્ણ થયે કાર્તિક વદ ૧ ના રોજ વિહાર કરી આહેડ ગામ કે જે ઉદયપુરથી ૧॥ માઇલ દૂર અતિ પ્રાચીન સ્થાન છે ત્યા શ્રીજી મહારાજ પધાર્યા. અહિં શ્રીમાન્ બલવંતસિંહજી સાહેબ કોઠારી *તેમની અદ્ભુત પ્રશંસા સાંભળી દર્શનાર્થે પધાર્યા. દર્શન કરી વાર્તાલાપ કર્યો, કેટલીએક શંકાઓ હતી તેના નિરાકરણ અર્થે વિવિધ પ્રશ્નો કર્યા. તેના મહારાજશ્રી તરફથી એવા તો સંતોષકારક ઉત્તર મળ્યા કે તેમનું મન ઘણુંજ પ્રફુલ્લિત થયું.

* શ્રીમાન્ કોઠારીજી સાહેબ આ વખતે ઉદયપુરના મુખ્ય દીવાન હતા. સાથેના પૃષ્ટ પર તેમનો ફોટો આપવામાં આવ્યો છે. તેઓ વિદ્વાન્, બુદ્ધિમાન, સત્યવક્તા, વિચક્ષણ અને સર્વ ધર્મ પર સમાન ભાવ રાખનાર છે. શ્રીમાન્ મેવાડાધીશ હિંદવા સૂર્ય મહારાણા સાહેબની તેઓ અંતઃકરણપૂર્વક પ્રશંસનીય સેવા બજાવે છે. તેમની અનુકરણીય રાજ્યભક્તિના પરિણામે મહારાણાશ્રીના તેઓ પ્રીતિપાત્ર અને વિશ્વાસુ નીવડયા છે. અત્યારે પણ રાજ્યમાં તેમનું માનપાન ઘણું છે. પગમાં સોનું બક્ષવામાં આવ્યું છે અને વંશપરંપરાની જાગીર મળી છે.



मेवाडनो मुख्य प्रधान श्रीमान् कोठारीजी
श्री बलवंतसिंहजी साहेब–उदयपुर.

परिचय–प्रकरण ८–४२–४४–४८.

પુનઃ બીજે દિવસે પણ દીવાન સાહેબ આહેડ પધાર્યા, તેમની સાથે શ્રીમાન્ મહેતાજી ગોવિંદસિંહજી સાહેબ પણ પધાર્યા. દર્શન કરી એકાંત સ્થાનમાં પૂજ્યશ્રી પાસે બેસી ઘણા વખત સુધી વાર્તાલાપ કર્યો; અને તેજ દિવસથી શ્રીમાન્ કોઠારીજી સાહેબના હૃદય પર મહારાજશ્રીના વચનામૃતોનો એટલો બધો પ્રભાવ પડયો કે જૈનધર્મ પર તેમની દૃઢ શ્રદ્ધા જામી અને શ્રીજી મહારાજના તેઓ અનન્ય ભક્ત બની ગયા. તત્પશ્ચાત્ ત્યાંથી વિહાર કરી મેવાડનાં ગામોમાં વિચરતા હતા તે દરમ્યાન ત્યાંના લોકોએ હજારો સ્કંધ તપશ્ચર્યા તથા વ્રત પ્રત્યાખ્યાન કર્યાં.



## પ્રકરણ ૯ મું.

# પતિને પગલે પત્ની.



અનુક્રમે મેવાડ માળવાની ભૂમિ પાવન કરતા શ્રીજી મહારાજ રતલામ પધાર્યા શ્રીમાન્ યુવાચાર્યજી મહારાજ પણ જાવદથી વિહાર કરી રતલામ પધાર્યા. રતલામ સંઘે ઘણાજ ઉત્સાહ, ભક્તિ અને હર્ષપૂર્વક તેમનો સત્કાર કર્યો. આશરે બે હજાર મનુષ્યો તેમની સામે ગયા હતા. આ વેળા આચાર્યશ્રી ઉદયસાગરજી મહારાજના શરીરમા વ્યાધિનું જોર વધવાથી તેઓશ્રીએ અનશન (સંથારો) કરી દીધું. સંથારો કર્યાના સમાચાર દેશાવરમા ફેલાતા સેંકડો હજારો લોકો પૂજ્યશ્રીનાં દર્શનાર્થે આવવા લાગ્યા. ટોંકથી શ્રીયુત નાથુલાલજી બંબ, તેમના પુત્ર માણેકલાલ, અને શ્રીમતી માનકુંવરબાઈ (શ્રીજીનાં સંસારાવસ્થાનાં ધર્મપત્ની) પણ આવ્યા. આ વખતે હજારો મનુષ્યો વચ્ચે સિંહગર્જનાથી ધર્મઘોષણા કરતા શ્રીલાલજી મહારાજની અપૂર્વ વાણી શ્રવણ કરતા માનકુંવરબાઈને વૈરાગ્ય ઉદ્ભવ્યો; પતિને પગલે ચાલી આત્મોન્નતિ સાધવા ઉત્કંઠા થઈ. અર્ધાંગનાનો દાવો રાખનાર પત્નીને એવીજ સદ્બુદ્ધિ ઉપજે એમા આશ્ચર્ય નથી. શ્રીમાન્ આચાર્યજી મહારાજ પાસે એવી પ્રતિજ્ઞા લીધી કે મારે એક માસથી વધારે મુદત સંસારમાં રહેવું નહિ. આ પ્રમાણે પ્રતિજ્ઞા લઇ માનકુંવરબાઇ બધાની આજ્ઞા લેવા ટોંક ગયાં.

સાં. ૧૯૫૪ના મહા શુદ ૧૦ના રોજ આચાર્યશ્રી ઉદયસાગરજી મહારાજનો સ્વર્ગવાસ થયો. તેમની ઉર્ધ્વદહિક ક્રિયા રતલામના શ્રીસંઘે ઘણીજ ઉદારતાપૂર્વક ઠાઠમાઠથી કરી.

તત્પશ્ચાત્ સાં. ૧૯૫૪ના ફાગણ શુદ ૫ના રોજ શ્રીમતી માનકુંવરબાઇએ રતલામ મુકામે શ્રીમતી રંગુજી મહાસતીજીની સંપ્રદાયનાં સતીજી શ્રી રાજાજીની પાસે દીક્ષા અંગીકાર કરી. આ વખતે શ્રીજી મહારાજ પણ રતલામમાંજ બિરાજતા હતા. એકજ મિતિએ ત્રણ દીક્ષાઓ થઇ હતી; અને દીક્ષા ઉત્સવ પણ ઘણીજ ધામધુમથી કરવામાં આવ્યો હતો. રતલામ સંઘે સંત મહંતની સેવા અને ધર્મોન્નતિના કાર્યમાં સમય સમય પર અતુલિત દ્રવ્યવ્યય કરી જિનમતને દીપાવ્યો છે, તથા કર્તવ્યનું પાલન કર્યું છે, તે ઘણુંજ પ્રશંસાપાત્ર છે.

શ્રીમાન્ ચોથમલજી મહારાજ આચાર્ય પદારૂઢ થયા અને તેમણે સમ્પ્રદાયની સુષ્ઠુ પ્રકારે સારસંભાળ કરવા માડી, પરંતુ પોતે વયોવૃદ્ધ હોવાથી તથા નેત્રશકિત પણ ક્ષીણ થઈ જવાથી તેમનાથી વિહાર કરવાનું બની શકે તેમ ન હતું; તેથી તેઓશ્રી રતલામમાંજ સ્થિરવાસ રહ્યા અને શ્રીજી મહારાજને આજ્ઞા કરી કે, તમારે શેષકાળ નિકટવર્તી ગ્રામોમા વિચરી ચાતુર્માસ્ય રતલામનુંજ કરવાનું છે. પોતાની પાછળ સંપ્રદાયનો ભાર ઉપાડે એવી યોગ્યતા તેઓ શ્રીલાલજી મહારાજમાં જોઇ શક્યા હતા. અને તેથી તેમને પોતાની પાસે રાખી કેળવવાની તેમની ઇચ્છા હતી. આથી સાં. ૧૯૫૪-૫૫-૫૬ એમ ત્રણ ચાતુર્માસ્ય પૂજ્યશ્રીની સેવામાં રહી રતલામ મુકામે કર્યાં. પવિત્ર પુરૂષો

પોતાની પદરજથી જે ભૂમિને પાવન કરી રહ્યા હોય તેજ તીર્થભૂમિ કહેવાય. આ જમાનામાં રતલામ શહેર ખરેખર તીર્થક્ષેત્ર હતું. શ્રીજી મહારાજના સદ્બોધામૃતનો વિપુલ પ્રવાહ રતલામવાસીઓના અંતઃકરણનો મેલ ધોઈ તેને પાવન કરતો હતો. ત્રણ વર્ષ દરમ્યાન જે જે મહાન્ ઉપકારો, થયા તે અવર્ણનીય છે. દેશાન્તરથી પણ મોટી સંખ્યામાં લોકો દર્શનાર્થે રતલામ આવતા. અને શ્રીજી મહારાજના વ્યાખ્યાનથી બહુ બહુ સંતુષ્ટ થતા. આથી શ્રીલાલજી મહારાજની કીર્તિનાં દુંદુભી દશે દિશાએ વાગવા લાગ્યા



## પ્રકરણ ૧૦ મું.

# આચાર્ય પદારોહણ.

શ્રીમાન્ આચાર્યમહોદય શ્રીચોથમલજી મહારાજની સેવામાં શ્રીજી વિચરતા હતા. અને પોતાનાં અમૂલ્ય વચનામૃતો દ્વારા જનસમૂહ ઉપર અપાર ઉપકાર કરી રહ્યા હતા. એવામાં સાં. ૧૯૫૭ના કાર્તિક મહિનામાં આચાર્યશ્રી ચોથમલજી મહારાજના શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થયો. ક્ષમાસાગર સમભાવે તે સહન કરતા હતા. કાર્તિક શુદ ૧ ના રોજ રાત્રિના ૧૦-૧૧ વાગતે વ્યાધિ વધવા માંડયો. શ્રીજી મહારાજે પૂજ્યશ્રીની સેવામાં તન, મન અર્પણ કર્યું હતું. તેઓના હાથમાં નાડી ન આવવાથી તેઓ બહાર પધાર્યા. અને શ્રી ઋષભદાસજી શ્રીમાલ કે જેઓ સંવર કરીને ત્યાંજ સૂતા હતા. તેમને તે હકીકત નિવેદન કરી. તરતજ તેઓએ શ્રીસંઘના આગેવાન શેઠ અમરચંદજી સાહેબ પીતલીયા તથા શ્રીયુત તેજપાલજી સચેતી વગેરેને આ ખબર પહોંચાડયા. આ ઉપરથી તેઓ તથા બીજા કેટલાક શ્રાવકો આચાર્યશ્રીની સેવામાં ઉપસ્થિત થયા. શેઠ અમરચંદજી સાહેબે નાડી તપાસી અને પૂજ્યશ્રીને અવાજ દઈ સચેતન કર્યા. તત્કાલ સચેતન થઈ તેઓશ્રીએ ઉપસ્થિત સાધુ શ્રાવકો સમક્ષ પ્રગટપણે આલોવણા નંદવણા કરી, પુનઃ મહાવ્રત આરોપણ કરી શુદ્ધ થયા. આ વખતે શેઠશ્રી અમરચંદજી પીતળીઆ શ્રીયુત તેજપાલજી વગેરે શ્રાવકોએ અરજ કરી કે

"શ્રીમાન્ આપે તો આલોચનાદિ કરીને શુદ્ધિ પ્રાપ્ત કરી, પરંતુ અમોને અને ચતુર્વિધ સંઘને હવે કોનો આધાર?" જવાબમાં પૂજ્ય મહારાજે ફરમાવ્યું કે, "મારી પાછળ સંપ્રદાયની સાર સંભાળ શ્રીલાલજી કરે" શ્રીજી મહારાજના અનુપમ ગુણોથી શ્રાવક લોક પરિચિત હતા અને તેથી આચાર્યપદને શ્રીજી મહારાજ દીપાવે એમ તેઓ પહેલેથીજ ચાહતા હતા એટલે સૌએ પૂજ્યશ્રીની ઉપર્યુક્ત આજ્ઞાને અત્યાનંદપૂર્વક શિરોધાર્ય કરી.

બીજે દિવસે કાર્તિક શુદ ૨ના રોજ બપોરના ચતુર્વિધ સંઘ એકત્રિત થયો અને શ્રીમાન્ શેઠ અમરચંદજી સાહેબ પીતલીયાએ આચાર્યજીની સેવામાં પુનઃ ચતુર્વિધ સંઘ સમક્ષ અરજ કરી કે "જૈન શાસનરૂપ આકાશમાં આપ સૂર્યવત્ પ્રકાશ કરી રહ્યા છો. એ સૂર્ય ચિરકાલ પર્યંત પ્રકાશતો રહી અમારા હૃદયમાં વ્યાપ્ત અજ્ઞાનાધકારને દૂર કરતો રહે એ અમારી હાર્દિક ભાવના છે, પરંતુ આપના શરીરમાં વ્યાધિ રહે છે; એટલા માટે સંપ્રદાયમા જે મુનિરાજને આપ યોગ્ય સમજો તેમને યુવાચાર્ય પદ પ્રદાન કરવા કૃપાવંત થાઓ. એવી શ્રી સંઘ તરફથી હું નમ્ર પ્રાર્થના કરૂં છું" આ ઉપરથી આચાર્યશ્રીએ પુણ્યપુંજ, સર્વથા સુયોગ્ય મુનિશ્રી શ્રીલાલજી મહારાજને યુવાચાર્ય પદ પર નિયુક્ત કરવા સંબંધી હુકમ ફરમાવ્યો. ત્યારે શ્રીલાલજી મહારાજે અતિ નમ્રભાવે આચાર્યશ્રીની સેવામાં સૌના સાંભળતાં અરજ કરી કે 'સંપ્રદાયમાં ઘણા મુનિરાજો મારા કરતાં દીક્ષામાં, વયમાં, જ્ઞાનમાં અને ગુણોમાં અધિક છે. માટે મારા ઉપર આ બોજો ન રાખવામાં આવે એવી મારી અંતઃકરણ પૂર્વક પ્રાર્થના છે'

આ સાંભળી શ્રીજી મહારાજના ગુરૂ અને આચાર્યશ્રીના મુખ્ય શિષ્ય શ્રી વૃદ્ધિચંદજી મહારાજ કે જેઓ ત્યાં બિરાજમાન હતા તેઓ શ્રીજી પ્રત્યે આ પ્રમાણે બોલ્યા "શ્રીલાલજી ! તમારે આનાકાની ન કરવી જોઇએ. શ્રીમાન્ આચાર્યજી મહારાજ ઘણાજ દીર્ઘદર્શી, પવિત્રાત્મા, સમયના જાણુ અને ચતુર્વિધ સંઘના પરમ હિતસ્વી છે. તેમની આજ્ઞાને શિરસાવંદ્ય કરી શ્રી સંઘની સેવા બજાવો અને જૈનશાસનને દીપાવો" આ વચનને ચતુર્વિધ સંઘે વિધવિધ પ્રકારે અનુમોદન આપ્યું. ત્યારે શ્રીલાલજી મહારાજ દ્વિકર જોડી શિર નમાવી મૌન રહ્યા. તત્પશ્ચાત્ આચાર્યજી મહારાજે શ્રી ચતુર્વિધ સંઘની સમ્મતિપૂર્વક યુવાચાર્ય પદ પ્રદાન કર્યું. અને મહારાજે ચતુર્વિધ સંઘને તેમની આજ્ઞાનું પાલન કરવા આજ્ઞા ફરમાવી. એટલે ચતુર્વિધ સંઘે હર્ષગર્જનાની સાથે ઉભા થઇ અત્યંત ભક્તિભાવ સહિત નવયુવાચાર્યજી મહારાજની સેવામાં વંદના કરી.

શ્રીમાન્ આચાર્યશ્રી ચોથમલજી મહારાજે પોતાનો અવસાન કાળ નજદીક જાણી સંથારો કર્યો. સંથારાના ખબર વિજળીક વેગે ચોતરફ પસર્યા. સંખ્યાબંધ શ્રાવકશ્રાવિકા બહાર ગામથી પૂજ્યશ્રીના દર્શનાર્થે આવવા લાગ્યાં. નિત્ય ચડતા પરિણામે કાર્તિક શુદ. ૮ ની રાત્રિના સમયે પૂજ્યશ્રી ચોથમલજી મહારાજ શાંતિપૂર્વક આહારિક શરીરનો ત્યાગ કરી સ્વર્ગમાં સીધાવ્યા.

બીજે દિવસે એટલે સં ૧૯૫૭ ના કારતક શુ. ૯ ને દિવસે પ્રાતઃકાળમાં રતલામ સંઘ આચાર્યશ્રીનો નિર્વાણ મહોત્સવ કરવા

એકત્રિત થયો. દર્શનાર્થે આવેલ બહાર ગામના શ્રાવકો પણ મોટી સંખ્યામાં ત્યાં ઉપસ્થિત હતા આ વખતે ચતુર્વિધ સંઘે શ્રીમાન્ યુવાચાર્યજી મહારાજને આચાર્ય પદારૂઢ કરવા તેમના ગુરૂશ્રી વૃદ્ધિચંદજી મહારાજને વિજ્ઞપ્તિ કરી.

આચાર્યશ્રીના મૃતદેહને વિમાનમાં પધરાવ્યા. તદનંતર ચતુર્વિધ સંઘની અરજ પરથી તેમની પાટ ઉપર શ્રીમાન્ શ્રીલાલજી મહારાજ બિરાજ્યા અને તેમના ગુરૂશ્રી વૃદ્ધિચંદજી મહારાજે આચાર્યશ્રીની પછેડી ધારણ કરાવી અને ચતુર્વિધ સંઘે અત્યંત આનંદ અને ભક્તિભાવ સહિત આચાર્ય-શ્રીને વંદના કરી જય વિજય શબ્દોથી વધાવી લીધા. શાસ્રના અને સંપ્રદાયની રીતિના જાણ શ્રીમાન્ શેઠ અમરચંદજી સાહેબે ઉભા થઇ બુલંદ અવાજે કહ્યુ કેઃ—"આજથી શ્રીમાન્ શ્રીલાલજી મહારાજ આચાર્ય પદારૂઢ થયા છે. માટે હવેથી નાના મોટા સર્વ સંતોએ, સાધ્વીઓએ તેમજ સમસ્ત શ્રાવક શ્રાવિકાઓએ તેમની આજ્ઞાનું પાલન કરવું જોઇએ. અને સંપ્રદાય ની રીતિ અનુસાર દીક્ષામા મોટા મુનિરાજોને તેઓશ્રી વંદન કરશે અને નાના મુનિરાજો તેમને વંદન કરશે, પણ સર્વેએ તેમની આજ્ઞામાં વર્તવું જોઇએ" આ શબ્દો સાંભળતાં સર્વેએ એકી અવાજે પૂજ્યશ્રીને ખાત્રી આપી કે આજથી આપની આજ્ઞાને પ્રભુની આજ્ઞા સમાન માની અમો આપની આજ્ઞામાં વર્તીશું.

તદનંતર સદ્‌ગત આચાર્યશ્રીના મૃતદેહને હજારો મનુષ્યોની મેદની વચ્ચે મનોહર વિમાન (માંડવી)માં પધરાવી મોટી ધામધુમથી જય જય નંદા, જય જય ભદ્રાના શબ્દોથી આકાશને

ગાજવતા શહેરની મધ્યોમધ્ય થઇને સ્મશાનભૂમિમાં લઇ જવામાં આવ્યું. અને ત્યાં ચંદન, કાષ્ટ, ઘૃતાદિથી અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

આચાર્યશ્રી ચોથમલજી મહારાજ છેલ્લાં ત્રણ વર્ષથી રતલામમાં સ્થિરવાસ હતા. કારણ કે તેઓશ્રીની નેત્રશક્તિ ક્ષીણ થઇ ગઇ હતી; એ કારણથી તેમજ વૃદ્ધાવસ્થાને લીધે સાધુઓની મોટી સંખ્યા ધરાવતા એક મોટા સંપ્રદાયની સુષ્ઠુ પ્રકારે સાર સંભાળ કરવાનું કાર્ય આચાર્યશ્રી ચોથમલજી મહારાજને મુશ્કેલ માલુમ પડવાથી, સંપ્રદાયની સમ્યક્ પ્રકારે સાર સંભાળ અને ઉન્નતિ થવા અર્થે તેઓશ્રીએ પોતાના આજ્ઞાવર્તી સાધુઓમાંથી ચાર સાધુઓને પ્રવર્તક તરીકે નિયત કરી તેમને સઘળો અધિકાર સોંપ્યો હતો. એ ચાર પ્રવર્તકોનાં નામ નીચે પ્રમાણે:—

૧ શ્રીમાન્ કર્મચંદજી મહારાજ.

૨ ,, મન્નાલાલજી મહારાજ.

૩ ,, શ્રીલાલજી મહારાજ.

૪ ,, જવાહિરલાલજી મહારાજ (વર્તમાન આચાર્ય)

ઉકત ચારે મુનિવરો પોતપોતાના કર્તવ્યનું યથોચિત પાલન કરતા હતા. પૂજ્યશ્રીના સ્વર્ગગમનથી તેમની આજ્ઞાનુસાર જ્યારે આચાર્યપદ શ્રીમાન્ શ્રીલાલજી મહારાજને અર્પણ કરવામાં આવ્યું ત્યારે ત્રણે પ્રવર્તકોએ શ્રીલાલજી મહારાજને સુયોગ્ય જાણી તેમજ તેમનો પ્રતાપ, તેમની કીર્તિ અધિક ફેલાયલી જાણી સર્વેએ એકત્રિત થઇ એવો વિચાર કર્યો કે, આપણે પણ હવે પ્રવર્તક

તરીકેનો અધિકાર છોડી કુલ અધિકાર આચાર્યજી મહારાજને સુપ્રત કરવો જોઈએ. આમ વિચારી સર્વેએ એકમત થઇ પોતાનો સર્વ અધિકાર આચાર્યશ્રીને સોંપી તેઓ કૃતકૃત્ય થયા; અને સર્વ કોઈ આચાર્યશ્રીની આજ્ઞાનું પાલન કરવા લાગ્યા.

આચાર્યશ્રી શ્રીલાલજી મહારાજ દીક્ષામાં તે વખતના ઘણા મુનિવરોથી ન્હાના હતા. તેમનું વય પણ માત્ર ૩૧ વર્ષનું હતું; પરંતુ તેમણે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની અપરિમિત અભિવૃદ્ધિ કરી હતી. તેમના ઉદાત્ત વિચારો, ધૈર્ય, શાંતતા, ક્ષમા, મનોનિગ્રહ, જીતેંદ્રિયતા. ન્યાયપ્રિયતા, વાક્પટુતા, વિનય, વૈરાગ્ય આદિ આદિ ઉત્તમ ગુણો શુકલપક્ષના ચંદ્રની પેઠે દિનપ્રતિદિન વૃદ્ધિ પામતા ગયા. અને શ્રીમાન્ હુકમીચંદ્રજી મહારાજના સમ્પ્રદાયની ઉન્નતિ થઇ, તેની ગૌરવતામાં વિશેષ વૃદ્ધિ થવાની ચતુર્વિધ સંઘને પૂર્ણપણે ઉમેદ થવા લાગી અને સર્વનાં મન સંતુષ્ટ થયાં.

શ્રીજી મહારાજને પોતાના દરજ્જાની મહત્તા અને જોખમદારીનું સમ્પૂર્ણ ભાન હતું. સમ્પ્રદાયની ઉન્નતિ કરવાની તીવ્ર અભિલાષા હતી. તેથી આચાર્યપદની પ્રાપ્તિ થતાં અતિ સાવધપણે પ્રમાદને પરિહરી પૂર્વના કરતાં પણ વિશેષ પુરૂષાર્થ ફોરવવા લાગ્યા. જ્ઞાન, દર્શન, ચારિત્રના પર્યાયોમાં વિશેષ વિશેષ વૃદ્ધિ કરવા લાગ્યા, અને તપ પણ વિશેષ રૂપથી કરવા લાગ્યા. તેના પરિણામે તેમના મતિશ્રુતજ્ઞાનની એટલી બધી નિર્મલતા થઇ કે ગમે તે મનુષ્યના ગમે તેવા વિકટ પ્રશ્નોના ઉત્તર તેઓ એવા તો ખુબીભરેલા અને સંતોષકારક આપતા કે તેમાં પુનઃ શંકા ઉઠા-

વવાની પ્રશ્નકર્ત્તાને પ્રાય: આવશ્યક્તા ન રહેતી. આ પ્રમાણે જૈન શાસ્ત્રનો ઉદ્યોત કરતો, ભવ્યજનોનાં હૃદયરૂપ કમળવનને વિકસાવતો પૂજ્યશ્રીરૂપ પાદવિહારી સૂર્ય ભૂમંડળમાં વિચરવા લાગ્યો.

રતલામનું ચાતુર્માસ પૂર્ણ થયે પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ ત્યાંથી વિહાર કરી માળવા અને મેવાડની ભૂમિને પાવન કરતા કરતા, પોતાના પૂર્વ પુણ્યનો પ્રકાશ પ્રસારતા તથા શ્રી હુકમીચંદ્રજી મહારાજની સંપ્રદાયનો ગૌરવ વધારતા અનુક્રમે ઉદયપુર શેષકાળ પધાર્યા. આ વખતે ઉદયપુરના મુખ્ય દીવાન શ્રીમાન્ કોઠારીજી સાહેબ વ્યાખ્યાનનો લાભ લેતા હતા. તેઓશ્રીએ વ્યાખ્યાન વચ્ચે ઉભા થઇ પૂજ્યશ્રીને સંવત્ ૧૯૫૭નું ચાતુર્માસ ઉદેપુરમાં કરવા માટે અરજ કરી. તેના જવાબમાં પૂજ્યશ્રીએ ફરમાવ્યું કે, આ વર્ષ તો અહિં ચોમાસું કરવાની અનુકૂળતા નથી, પણ તમારે માટે જવાહિર (ઝવેરાત)ની પેટી સમાન શ્રીજવાહિરલાલજી મહારાજને મોકલીશ. અને તેમના ચાતુર્માસથી હરેક પ્રકારે આનંદમંગળ વર્તી રહેશે. તદનુસાર સં. ૧૯૫૭માં શ્રીમાન્ જવાહિરલાલજી મહારાજને ઉદેપુરમાં ચોમાસું કરવા મોકલ્યા તેમના ઉપદેશથી ઘણો ઘણો ઉપકાર થયો. ઘણા ખાટકી લોકોએ જીવહિંસા કરવાનો તથા માંસભક્ષણ કરવાનો ત્યાગ કર્યો. આ વર્ષે તપસ્વીજી શ્રીમોતીલાલજી મહારાજે ૪૫ ઉપવાસ કર્યા હતા. આ પ્રસંગે શ્રાવણ વદ ૭થી તે ભાદરવા વદ ૦)) સુધી કસાઇવાડા બંધ રહ્યા. હજારો જીવોને અભયદાન મળ્યું. ઘણા જીવો સુલભબોધી થયા. મહારાજશ્રીના વ્યાખ્યાનની અદ્દભુત છટાથી જૈન અજૈન શ્રોતૃગણ પર અપૂર્વ

પ્રભાવ પડતો હતો. ઉદયપુરનો શ્રાવક સમુદાય ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રીનાં વચનોને પુનઃ પુનઃ યાદ કરી તેમનો ઉપકાર માનતો અને કહેતો કે ખરેખર! જવાહિરની પેટીજ અમારા માટે પૂજ્યશ્રીએ મોકલી છે. આ શ્રી જવાહિરલાલજી મહારાજ તેજ છે કે જેઓ હમણાં આચાર્યપદ શોભાવી રહ્યા છે. તેઓશ્રીએ દક્ષિણના પ્રવાસ દરમ્યાન સંસ્કૃતનો ઘણો સારો અભ્યાસ કર્યો છે અને સ્વર્ગવાસી લોકમાન્ય તિલકના સંસર્ગમાં આવી બહોળો અનુભવ લીધો છે. તેઓશ્રી સંબંધી વિશેષ પરિચય આગળ ઉપર થશે.



## પ્રકરણ ૧૧ મું.

# સદુપદેશ પ્રભાવ

**ભીલવાડા**—પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ ઉદયપુરથી ભીલવાડા પધાર્યા. શેષકાળ કલ્પતા દિન બિરાજ્યા. ભીલવાડાના હાકેમ મહેતાજી શ્રીગોવિંદસિંહજી સાહેબે શ્રીમાનના સદુપ. દેશથી સમ્યકત્વરત્ન પ્રાપ્ત કર્યું. તેઓ વ્યાખ્યાનમાં પધારતા હતા. જૈનધર્મનો રંગ તેમને હાડહાડની મીંજાએ લાગી ગયો. પૂજ્યશ્રીના અનન્ય ભકત બની ગયા. મજકુર હાકેમ સાહેબે જીવદયાના ભારે કામો કર્યાં છે, અને જૈન ધર્મનો પણ ઘણો ઉદ્યોત કર્યો છે.

શ્રીયુત કરોડીમલજી સુરાણા કે જેઓ ભીલવાડાના એક શ્રીમંત સદ્ગૃહસ્થ હતા. તેમને પૂજ્યશ્રીના સદુપદેશથી વૈરાગ્ય ઉદ્ભવ્યો. તેમણે ધન, માલ અને જમીન વગેરે છોડીને સંવત્ ૧૯૫૭ના ચૈત્ર વદી ૧ના રોજ મોટા ઠાઠમાઠથી દીક્ષા લીધી.

શ્રીજીના વ્યાખ્યાનમાં સ્વમતી, અન્યમતી, હિંદુ મુસલમાન સર્વ આવતા હતા, ડોકટર હસમતઅલીજી શ્રીજી પાસે આવતા હતા, અને તેમનો જીવદયા તરફ પૂર્ણ પ્રેમ થઇ ગયો હતો.

**દેહ.**—ભીલવાડેથી અનુક્રમે વિહાર કરતા કરતા નાગોરથી પૂજ્યશ્રી દેહ પધાર્યા. ત્યાંના ઠાકોર સાહેબશ્રી કાળુસિંહજી રાઠોડ પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં આવતા. પૂજ્યશ્રીની પ્રભાવશાળી

વાણી સાંભળતાં તેમને અપરિમિત આનંદ થયો. તેઓએ દા
માંસ હમેશને માટે છોડી દીધાં. રાત્રિભોજનનો ત્યાગ કર્યો. તેમ
જૈન ધર્મ પર ઘણો પ્રેમ થઇ ગયો. નવકારમંત્રપર દઢ આસ્ત
બેઠી. મજકુર ઠાકોર સાહેબ નિત્યપ્રતિ છ સામાયિક કરતા અ
મહિનામાં છ પૌષા કરતા. આ સર્વ પ્રતાપ પાર્શ્વમણિ સમા
પ્રતાપી પૂજ્યશ્રીના સત્સંગ અને સદ્બોધનો હતો.

**જોધપુર**—(ચાતુર્માસ)—સંવત્ ૧૯૫૭નુ ચાતુર્માસ જોધ
પુરમાં કર્યું. આ ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રીની અમૃતધારા
વાણીથી અનહદ ઉપકાર થયો. વૈષ્ણવ ધર્માનુયાયી શુમારે ૪૦-
૫૦ ઘર પૂજ્યશ્રીનો અપૂર્વ ઉપદેશ સાંભળી જૈનધર્માનુયાયી
થઇ ગયા. જેઓમા મુખ્યત્વે કરીને શ્રીયુત ગુલાબદાસજી અગ્ર
વાલ તો વ્રતધારી શ્રાવક બન્યા.

**જાવદ**—જોધપુરથી વિહાર કરી સંવત્ ૧૯૫૮ના માગ
સર મહિનામા શ્રીમાન્ ઋદ્ધિચંદજી મહારાજ સાથે પૂજ્યશ્રી જાવદ
પધાર્યા ત્યા પૂજ્યશ્રીના ઉપદેશામૃતનું પાન કરતા કરતા વૈરાગ્ય
દશાને પ્રાપ્ત થયેલ ભાઇ મોતીલાલજી તથા ભાઇ ગબ્બુલાલજીનો
દીક્ષામહોત્સવ માગશર વદ ૧૦ના રોજ થયો.

**બીકાનેર** (ચાતુર્માસ)—સંવત્ ૧૯૫૮નું ચાતુર્માસ પૂજ્ય
શ્રીએ બીકાનેરનું કર્યું અહિં ધર્મનો અપૂર્વ ઉદ્યોત થયો.
અહિંના આપણા શ્રીમંત સ્વધર્મીઓએ અભયદાન, જ્ઞાનદાન,
આતિથ્યસત્કાર ઇત્યાદિ પારમાર્થિક કાર્યોમાં પુષ્કળ દ્રવ્યનો
વ્યય કર્યો. પૂજ્યશ્રીની કીર્તિ દશે દિશે ફેલાયલી હોવાથી દૂર

દૂર દેશાવરના લોકો તેઓશ્રીનાં દર્શનાર્થે મોટી સંખ્યામાં આવતા. તેમનું સ્વાગત બીકાનેરના સંઘે બહુ ઉલટભેર અને ઉદારતાપૂર્વક કર્યું. સાધુ સાધ્વીઓમાં તપશ્ચર્યાની તથા જ્ઞાનધ્યાનની ધૂન મચી રહી. અને શ્રાવક શ્રાવિકાઓ પણ વ્રતપચ્ચકખાણ, દયા, પોષા, પચરંગી વગેરેથી આત્મકલ્યાણ કરવા લાગ્યા. વ્યાખ્યાનમાં સ્વમતી, અન્યમતીની ભારે ભીડ થવા લાગી. આ ચોમાસામાં હજારો પશુઓને અભયદાન મળવા પામ્યું.

કેટલાક અન્ય મતાવલંબીઓએ જૈનધર્મ અંગીકાર કર્યો. સુપ્રસિદ્ધ સુશ્રાવક **અણેશીલાલજી માલૂ** કે જેઓ સાધુમાર્ગી જૈનધર્મના પ્રબળ વિરોધી હતા તેઓ પૂજ્યશ્રીના પરિચય અને સદુપદેશના પરિણામે દૃઢ શ્રાવક બની ગયા. અને ચાતુર્માસ દરમ્યાન શ્રીજી મહારાજનાં દર્શનાર્થે આવેલાં સેંકડો શ્રાવક શ્રાવિકાઓની આગતા સ્વાગતા તથા ભોજન વગેરેનો તમામ પ્રબંધ તેમણે પોતાના ખર્ચે કર્યો. એટલુંજ નહિ પણ જૈન ધર્મના ઉદ્યોત માટે તથા જનસમુહના ભલા માટે પરમાર્થ કાર્યમાં તેમણે લાખો રૂપીઆનો સદ્વ્યય કર્યો છે. અને હાલના તેમના દત્તક પુત્રને પણ દ્રવ્યના વારસાની સાથે એ સદ્ગુણનો વારસો મળેલો છે.

આ ચોમાસા દરમ્યાન એક બખ્તાવર નામની વેશ્યાએ પૂજ્યશ્રીના સદુપદેશથી વેશ્યાવૃત્તિનો સદંતર ત્યાગ કરી શ્રાવિકા વૃત્તિ ધારણ કરી પવિત્ર અને ધર્મમય જીવન વ્યતીત કરવા લાગી, જે અદ્યાપિ વિદ્યમાન છે.

બીકાનેરનું ચાતુર્માસ પૂર્ણ થયે પૂજ્યશ્રીએ જોધપુર તરફ વિહાર કર્યો; ત્યાં શ્રી મન્નાલાલજી મહારાજનો સમાગમ થયો, પરંતુ કોઇ પ્રકારે પરસ્પર મનદુ:ખનું કારણ થવાથી આચાર્યશ્રીની મરજી વિરૂદ્ધ તેઓ અલગ વિચરવા લાગ્યા. આ નિમિત્તથી શ્રીમાનના હૃદયમાં જાવરાવાળા સંતોને પોતાની સાથે સામેલ કરવાની પ્રેરણા થઇ. પછી ત્યથી અનુક્રમે વિહાર કરી મેવાડમાં પધાર્યા. ઉદયપુર સંઘની ઘણાં વર્ષથી ચાતુર્માસ માટે વિનતિ હતી, તેથી સાં. ૧૯૫૯ નું ચાતુર્માસ ઉદયપુર કર્યું.



## પ્રકરણ ૧૨ મું.

# અપૂર્વ ઉદ્યોત.



પૂજ્યશ્રીનું ચાતુર્માસ થવાથી ઉદયપુર સંઘમાં આનંદોત્સવ છાઈ રહ્યો. પૂર્વે કદાપિ પચીસરંગી સામાયિક ક્યાંય પણ થયાના ખબર સાંભળ્યા નથી. એ પચીસરંગી અહિં થઇ આ સંવર-કરણીમાં ૬૨૫ સ્ત્રી પુરૂષોની હાજરીની જરૂર પડે છે. લોકોનો ઉત્સાહ એટલો બધો વધ્યો હતો કે ચિતોડનિવાસી મોડસિંહજી સુગણાએ એક સાથે ૧૫૧ સામાયિક એક આસને કર્યાં, અને રાત્રિ દિવસ ઉભા રહીને સામાયિકનો કાળ વ્યતીત કર્યો. એજ પ્રમાણે ચેરીલાલજી મહેતાએ ૧૩૧ તથા કનૈયાલાલજી ભંડારીએ ૧૩૧ સામાયિક ઉભા રહીને કર્યાં. અને અતિ ઉત્સાહપૂર્વક ૨૫ રંગી ઉપર સામાયિકની પચરંગી તથા નવરંગી કરી. આ ચોમાસામાં ૧૦૮ અઠાઇઓ થઇ હતી. અને સેંકડો સ્કંધ તથા બીજી પણ પુષ્કળ તપશ્ચર્યા થઇ હતી.

કેટલાક ખાટકીઓએ હમેશને માટે જીવહિંસા કરવાનો ત્યાગ કર્યો. આ પ્રમાણે ત્યાગ કરનાર ખાટકીઓ પૈકી કિશોર, ગોકલ, વરધા અને નદા એ ચારે ભાઈઓ તથા બીજા પણ કેટલાક ખાટકીઓ તથા તેમની સ્ત્રીઓ સાધુ મુનિરાજોના વ્યાખ્યાન શ્રવણ કરવા આવે છે. પૂજ્યશ્રીના ઉપદેશથી ખાટકીનો ધધો છોડયા પછી કિશોર વગેરે પૈસે ટકે પણ ઘણા સુખી થયા છે. હમણાં તેઓ વ્યાજ વટાવ તથા હુંડી પત્રીનો

ધંધો કરે છે. અને બજારમાં તેમની શાખ એટલી વધી છે કે હજારો રૂપિયાની હુંડીઓ તેમની ખપી જાય છે. આ સિવાય અન્ય પણ ઘણાએક શૂદ્ર લોકોએ માંસ મદિરાનો જીવિતપર્યંત ત્યાગ કર્યો અને કેટલાક અન્યદર્શની જૈનધર્મી થયા.

ગોચરી કરવા માટે પૂજ્યશ્રી જાતે જતા અને સામુદાણી ગોચરી કરતા હતા. અન્યમતી તથા ગરીબસ્થિતિનાં માણસોને ત્યાં જઈ મકાઈ તથા જવની રોટી વ્હોરી લાવતા. શાસ્ત્રમાં જે જે કોમનો આહાર લેવાની આજ્ઞા છે. તેમના ઘરનો આહાર લાવવામાં તેઓશ્રી જરા પણ સંકોચ નહોતા ધરતા.

આ વરસે પણ બહારથી સેંકડો લોકો પૂજ્યશ્રીનાં દર્શનાર્થે આવતા હતા. તેનો ભોજન આદિનો પ્રબંધ સંઘ તરફથી ઉત્તમ પ્રકારે થતો

વ્યાખ્યાનનો લાભ અમીર, ઉમરાવ તથા ઓફિસરો અને રાજ્યકર્મચારીગણ વગેરે બહુસંખ્યક લોકો લેતા હતા. અને તેમાંના કેટલાક જૈનધર્મના અનુરાગી પણ થયા હતા; જેઓમાં શ્રીમાન્ મહારાણા સાહેબના જ્યુડીશીયલ સેક્રેટરી લાલા કેશરીલાલજી સાહેબનું નામ અગ્રસ્થાને છે. પૂજ્યશ્રીના સદુપદેશથી તેમણે જૈનધર્મ સ્વીકાર્યો, એટલુંજ નહિ પરંતુ તેઓએ જૈન શાસ્ત્રનું ઉચ્ચપ્રતિનું જ્ઞાન સંપાદન કરીને એક ઉત્તમ શ્રાવકને શોભાવે તેવું અનુકરણીય પારમાર્થિક જીવન ગાળ્યું છે, અને હજારો પશુઓને અભયદાન આપ્યાં છે. લાલા સાહેબ હજુ વિદ્યમાન છે. થોડા માસ પૂર્વે (સંવત્ ૧૯૭૯ના અધિક શ્રાવણ વદ ૩ના રોજ) બીકાનેર મુકામે મળેલી કમીટિમાં અમારૂં જવું

થતાં તેમની મુલાકાતનો લાભ મળ્યો હતો. વર્તમાન આચાર્ય મહોદય શ્રીમાન્ જવાહિરલાલજી મહારાજના બીકાનેરના ચાતુર્માસ દરમ્યાન તેમના સત્સંગનો લાભ ઉઠાવવા માટેજ તેઓ બીકાનેર આવી રહ્યા હતા. એ મહાનુભાવનું ટુંક જીવનચરિત્ર તેમનાજ મુખેથી શ્રવણ કરવાની અમોને જીજ્ઞાસા થતાં તેઓએ નીચે પ્રમાણે જીવનપરિચય આપ્યો હતો.

"મારૂં નામ કેશરીલાલ છે. મારી જ્ઞાતિ કાયસ્થ–માથુર છે. ઉદયપુર મારૂં વતન છે. મેં ૫૦ વરસ સુધી મેવાડ દરબારની નોકરી કરી છે. તે પૈકી ૨૪ વર્ષ સુધી ખાસ કરીને ખાસ મહારાણા સાહેબ શ્રી ફતેહસિંહજી બહાદુરની રૂબરૂના મુકર્દમાઓની સુનાવણી જ્યુડીશીઅલ સેક્રેટરી તરીકે કરી છે અને હવે ત્રણ વર્ષથી શ્રીપૂજ્ય ૧૦૦૮ પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજના ૧૬ વર્ષના સત્સંગ અને સદુપદેશથી નિવૃત્તિપરાયણ જીવન ગાળું છું.

"કિસનગઢ મહારાજના ભાયાત સરદારસિંહજી નામે એક રાઠોડ રાજપૂત કે જેઓ વૈષ્ણવ મતાનુયાયી હતા અને વિરક્ત દશામાં રહેતા. યોગવિદ્યાના તેઓ પૂર્ણ અભ્યાસી હતા. તેમની પાસે યોગાભ્યાસ કરવા નિમિત્તે સંવત્ ૧૯૫૩મા હું ઉદયપુર મુકામે જતો હતો. એક દિવસે તેમની સામેના બગીચામાંથી મેંદીના છોડનાં ફુલ તોડીને લઇ જતા તેમણે મને જોયો. તરતજ મને હાક મારીને બોલાવ્યો અને કહ્યું કે તમે ડાળી ઉપરથી આ પુષ્પ શા માટે તોડયું? કદાચ તમારી આંગળી તોડીને કોઇ લઇ જાય તો તમને કેટલું દર્દ થાય? શું તમે નથી

જાણુતા કે જે પ્રમાણે તમારા શરીરમાં દર્દ થાય છે તેજ પ્રમાણે વૃક્ષમાં પણ જીવ હોવાથી તેને દર્દ થાય છે? વળી તેમણે ફુલમાં ત્રસ જીવ પણ મને પ્રત્યક્ષરીતે બતલાવ્યા અને કહ્યું કે, મને લાગે છે કે તમોએ જૈન સાધુ મહાત્માઓની સંગત કરી નહિં હોય અને તેથીજ તમે મૂર્ખની પેઠે આ જીવોને કિલામના ઉપજાવો છો. આ સાંભળી મેં આશ્ચર્યચકિત થઈ મારા યોગી ગુરૂને અરજ કરી કે, અમે વૈષ્ણવધર્મી છીએ. અમારે જૈન સાધુ મહાત્માઓનો સત્સંગ કરવાનું શું પ્રયોજન? વળી મેં એમ પણ સાંભળ્યું છે કે 'हस्तिना ताडयमानोपि न गच्छेज्जैनमंदिरम्.

"આ સાભળી યોગી બોલ્યા કે એ વચન તો કોઇ મૂર્ખનું છે. હવે તમે જરૂર કોઇ જૈન સાધુ મહાત્માની સોબત કરો. મને તેમની કૃપાથી યોગાભ્યાસમા ઘણો લાભ થયો હતો અને તેમના વચન પર મને પૂર્ણ શ્રદ્ધા બેઠી હતી. તેમનાં દરેકે દરેક વચનને હું અંતઃકરણપૂર્વક સત્ય માનતો હતો. તેથી તેજ દિવસથી જૈન સાધુ મહાત્માઓના દર્શન અને સત્સંગની તીવ્ર અભિલાષા થઇ.

"એજ અરસામાં એક દિવસ ગોબીનું ફુલ લઇને એક શખ્સ જતો હતો તેમની પાસેથી મારા યોગી ગુરૂએ ગોબી મંગાવી એક થાળીમાં ખંખેરી તો તેમાંથી ઘણા ત્રસ જીવો નીકળ્યા તે પ્રત્યક્ષ બતાવ્યા અને તે ખાવાના મને સોગંદ પણ લેવરાવ્યા.

"ઉપર કહ્યા પ્રમાણે જૈન સાધુઓનાં દર્શનની મારી અભિલાષા દિવસે દિવસે વિશેષ પ્રબળ થતી ગઈ, અને સૌભાગ્યવશાત્ સંવત્ ૧૯૫૮માં શ્રીમાન્ પૂજ્યશ્રી ૧૦૦૮શ્રી શ્રીલાલજી મહારાજનું ચાતુર્માસ્ય ઉદયપુર થવાથી તેઓશ્રીનું પધારવું થયું. આ ખબર મળતાંજ મેં તેમના ચરણકમળમાં જઈ વંદન કર્યું, અને વ્યાખ્યાન પણ સાંભળ્યું. તેઓશ્રી પૂર્ણ કૃપાદ્રષ્ટિથી મારા જેવા અન્યમતી અણુજને હરેક વાત વ્યાખ્યાનદ્વારા પૂરા પ્રેમથી ભિન્નભિન્ન ભેદ કરીને સમજાવવા લાગ્યા. પૂજ્યશ્રીએ મારૂં દિલ જીતી લીધું અને તેજ દિવસે મેં પેલા યોગી મહાત્માને આ સર્વ હકીકત નિવેદન કરી; તો તેમણે ઘણીજ ખુશીથી ફરમાવ્યું કે, તમે નિત્ય વ્યાખ્યાન શ્રવણ કરતા રહો. અને જે સાંભળો તે અહિં મને પણ કહેતા રહો. ચોમાસાના ચાર માસ પ્રાયઃ હમેશ મેં વ્યાખ્યાન સાંભળ્યું. ત્યારથી આજ સુધી આશરે ૧૭ વર્ષ પર્યંત પૂજ્યમહારાજ તથા અન્ય મુનિરાજોનું ઉદયપુર પધારવું થતાં હું બરાબર તેઓની સેવા કરતો રહ્યો છું તથા વ્યાખ્યાન શ્રવણ કરતો રહ્યો છું. અને ખાસ કરીને પૂજ્ય મહારાજ જ્યાં બિરાજતા હોય ત્યા દેશપરદેશમા રહી તેમની વાણી શ્રવણ કરવાનો લાભ ઉઠાવતો રહ્યો છું- તેમની કૃપાથી મને અલભ્ય લાભ થવા પામ્યો છે."

પ્રિય વાંચક! ઉપરના શબ્દો લાલાજીના પોતાનાજ છે. તેમની ઉમર અત્યારે ૬૮ વર્ષની છે, છતાં એક યુવાનની માફક કામ કરી શકે છે. અને ધર્મોન્નતિનાં કાર્યમાં હમેશ આગળ પડતો ભાગ લે છે. તેઓશ્રી એકજ વખત ભોજન કરે છે અને

સાત દ્રવ્ય સિવાય શેષ સર્વ દ્રવ્યને તેમણે ત્યાગ કર્યો છે. મગની દાળ, રોટી, દૂધ, ચાવલ, પાણી એક શાક એ તેમનો ખોરાક છે. સર્વ પ્રકારની મીઠાઇ ખાવાનો ત્યાગ છે.

સંવત્ ૧૯૬૨માં વર્તમાન આચાર્ય મહોદય શ્રીમાન જવાહિરલાલજી મહારાજનું ઉદયપુરમાં ચાતુર્માસ થયું ત્યારે તેમના સદુપદેશથી લાલાજીએ સજોડે બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું છે.

લાલાજી અંગ્રેજી, ફારસી વગેરેનું તથા કાયદા કાનુનનું ઉંચુ જ્ઞાન ધરાવે છે. તેમની બુદ્ધિ ઘણી નિર્મળી છે. જૈન શાસ્ત્રનું પણ તેમનું જ્ઞાન પ્રશંસાપાત્ર છે. અને તેઓ ઉત્તમ પ્રકારના શ્રોતા છે. પ્રતિવર્ષ સેંકડો રૂપિયા તેઓ પશુઓને અભયદાન આપવા વગેરે ધાર્મિક કાર્યોમાં ખર્ચે છે અને છેલ્લાં ત્રણ વર્ષથી તેમણે પોતાનું જીવન પરમાર્થનાં કાર્યો કરવા પાછળજ અર્પણ કર્યું છે. પૂજ્યશ્રીના તેઓ અનન્ય ભક્ત છે.

સંવત ૧૯૫૯ના ઉદયપુરના ચાતુર્માસ દરમ્યાન ઉપર પ્રમાણે લાલાજી કેશરીલાલજી જૈનધર્મનાં પૂર્ણ અનુરાગી થયા તેવીજ રીતે ઉદયપુરના એક બાહોશ વકીલ શ્રીયુત હીરાલાલજી તાકડીયા કે જેમની પાસે હજારો રૂપિયાની સ્થાવર તથા જંગમ મિલ્કત હતી તેમને પૂજ્યશ્રીના ઉપદેશથી વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી તેમણે તથા જાવરા વાળા એક ગૃહસ્થ શ્રીયુત હીરાચંદજીએ પૂજ્યશ્રી સમીપે દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો.

ચાતુર્માસ પૂર્ણ થતાં સંવત્ ૧૯૬૦ના કાર્તિક વદ ૩ ના રોજ તેઓ બંનેને કવિરાજશ્રી શામળદાસજીની વાડીમાં મોટી

ધામધુમથી દીક્ષા આપવામાં આવી. આવો દીક્ષામહોત્સવ ઉદયપુરમાં આગળ કદી થયો નથી.

વકીલ હીરાલાલજી પૂજ્યશ્રી સમીપે દીક્ષા લે છે, એવા ખબર મળતાં શ્રીમાન્ હિંદવા સૂરજ મહારાણા સાહેબે કૃપા કરી એક હાથી દીક્ષા લેનારને બેસવા માટે તથા એક હાથી આગળ રાખવા માટે તથા સરકારી વાજાં વગેરે સરકારમાંથી મોકલી આપ્યાં તથા નવદીક્ષિતને પછેડી ઓઢાડવા માટે ઉમદા મલમલનાં બે થાન મોકલી આપ્યાં.

શ્રીયુત હીરાલાલજી તાકડીયા હાથી ઉપર બેઠા તથા બીજા શ્રીયુત હીરાચંદજી જાવરાવાળા પાલખીમાં બેઠા. એક હાથી નિશાન સમેત આગળ ચાલતો હતો. હજારો મનુષ્યોની ઠઠ જામી હતી. શ્રીયુત હીરાલાલજી તાકડીયાએ રૂપિયાની એક થેલી પોતાની પાસે રાખી લીધી હતી અને મનુષ્યોનાં ટોળામાં રૂપિયા મુઠી ભરી ભરીને ફેંકતા જતા હતા. શ્રદ્ધાળુઓ આવા પૈસાને પવિત્ર માની સાચવી રાખે છે. દીક્ષાનો વરઘોડો બજારની મધ્યોમધ્ય થઇ ઘંટાઘર પાસે થઇ હાથીપોળ બહારની કવિરાજજીની વાડીમાં આવી પહોંચ્યો અને ત્યાં પૂજ્યશ્રીએ બંને મહાનુભાવોને વિધિપૂર્વક દીક્ષા આપી. પૂજ્યશ્રીને શિષ્ય કરવાનો ત્યાગ હતો તેથી તેમને બંન્નેને મુનિશ્રી ડાલચંદજી મહારાજની નેશ્રાયમાં કર્યા.

તત્પશ્ચાત્ પૂજ્યશ્રી ઉદયપુરથી વિહાર કરી કર્ણપુર થઇને ઉદયપુરથી ૧૦ કોશ આવેલા ઉંટાલા ગામ તરફ પધારતા હતા રસ્તે જતાં ઉંટાલાની સીમમાં એક ખાટકી ૮૦ બકરા સહિત સામો મળ્યો. એ ખાટકી કપાસણમાંથી બકરા ખરીદ કરી

ઉદયપુરના કસાઇઓમાં વેચવા માટે લઇ જતો હતો. પૂજ્યશ્રીની નજર તે બકરાઓ ઉપર પડી અને કારુણ્ય ભાવનાની છાયા તેમના મુખકમલ પર છાઇ રહી. ઉંટાલાના લોકોએ એજ વખતે તે ખાટકીને રૂા. ૧૭૫ આપવા ઠરાવી ૮૦ બકરાઓને અભયદાન આપ્યું અને ઉદયપુરના નગરશેઠને પહોંચાડવાનો પ્રબંધ કર્યો. ખાટકીના હૃદયમાં કુદરતી રીતેજ પૂજ્યશ્રી પ્રત્યે અતુલનીય પૂજ્યભાવ પ્રકટયો અને તે પૂજ્યશ્રીના પગમાં પડી પડીને વારંવાર પોતાના અપરાધ માટે ક્ષમા માગવા લાગ્યો સમય વિચારી પૂજ્યશ્રીએ તેને અત્યંત અસરકારક બોધવચને કહ્યાં. તેની એટલી તો સચોટ અસર થઇ કે, તેણે સ્વતઃ મહારાજશ્રી પાસે આ પ્રકારે પ્રતિજ્ઞા કરી કે, મહારાજ! હું આસપાસના ગામોમાંથી બકરાં ખરીદી ઉદયપુરના ખાટકીઓને વેચું છું, મારો એજ ધંધો છે, પણ આજથી હું જીવીશ ત્યાં સુધી એ ધંધો કરીશ નહિ.*

ત્યાંથી પૂજ્યશ્રી કાનોડ પધાર્યા. કાનોડના રાવતજી સાહેબે કાનોડ પટ્ટાનાં ગામોમાં જ્યાં જ્યાં નદી, અને બ્હેળા હોય ત્યાં તેમજ તેમના ખાલસા ગામ કુણની પાસે જે નદી છે ત્યાં મચ્છી મારવાની સદંતર મના કરી દીધી અને તેનો આજ સુધી બરાબર અમલ થાય છે આ ઉપરાંત કાનોડમાં પૂજ્યશ્રીના સદુપદેશથી શુમારે ૫૦ સ્કંધ થયા.

---

* થોડા માસ પહેલાં ઉદયપુરવાળા જીતમલજી મટા પણ અમને કહેતા હતા કે મજકુર ખાટકીએ એ ધંધો સર્વથા છોડી દીધો છે.

## પ્રકરણ ૧૩ મું.

# ઉપસર્ગને આમંત્રણ.



કાનોડથી અનુક્રમે વિહાર કરતા આચાર્યશ્રી ચિતોડ થઇ માંડલગઢ પધાર્યા અને ત્યાંથી કોટા તરફ વિહાર કર્યો. કોટે જવાના બે રસ્તા છે. એક રસ્તો જંગલમાં થઇને જાય છે તે ઘણો ભયંકર છે, બીજો રસ્તો જંગલને ચક્રાવો લઇને જાય છે. પૂજ્યશ્રીએ ટુંકો રસ્તો પસંદ કર્યો અને માંડલગઢથી વિહાર કરી મીંગોલી પધાર્યા. ત્યાંના લોકોએ પૂજ્યશ્રીને અરજ કરી કે આ રસ્તે આપ ન પધારો તો સારૂં. રસ્તો ભૂલભૂલામણીવાળો છે અને લગભગ ૧૦ ૧૨ કોશનું જંગલ છે, તેમાં સિંહ, વાઘ, વરૂ વગેરે ફાડી ખાનારાં હિંસક પશુઓ ઘણા વસે છે. બીજે રસ્તે થઇ આપ કોટે પધારશો તો ફક્ત ૧૫ કોશ આપને વધારે ચાલવું પડશે, પરંતુ એ નિર્ભય રસ્તો છે. દેહની પરવા નહિ કરનારા અને ઉપસર્ગોને આનંદપૂર્વક આમંત્રણ આપનારા પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજે લોકોની અરજ તરફ લક્ષ ન આપ્યું અને ટુંકો રસ્તો લીધો. આ દુરાગ્રહ નહિ પરંતુ આત્મશ્રદ્ધાનું દ્રષ્ટાંત છે. પૂજ્યશ્રી સાથે આઠ સાધુ હતા. અધા સાધુઓને તે દિવસે ઉપવાસ હતો. (કેટલાકે માત્ર છાશ પીવાનો આગાર રાખ્યો હતો). થોડુંક આગળ ચાલ્યા એટલે ડુંગરાઓમાં ભૂલા પડયા અને બીજેજ આડમાર્ગે ચડી ગયા. જેમ જેમ આગળ વધતા

ગયા તેમ તેમ ઘણુંજ બીહામણું અને ઘાડું જંગલ આવવા લાગ્યું. હિંસક પશુઓની પાદપંક્તિ દ્રષ્ટિગોચર થવા લાગી, સિંહ, વાઘ વગેરેના ગગનભેદી અવાજો શ્રુતિગોચર થવા લાગ્યા. આથી એક સાધુએ પૂજ્યશ્રીને અરજ કરી કે, મહારાજ! આ જંગલ ખરેખર! ઘણુંજ ભયંકર છે. મહારાજે કહ્યું "ભાઈ! આપણે સાધુઓને ભય શાનો? ભય તો તેને હોવો જોઇએ કે જેઓ મૃત્યુને પોતાના જીવનનો અંત સમજતા હોય. દેહના વિનાશ સાથે પોતાનો વિનાશ માનતા હોય અથવા મૃત્યુ પછીના જીવનને ભય અને આપદાનું સ્થાન માનતા હોય. જિનવાણીનું ખરેખર રહસ્ય સદ્ગુરૂના પ્રતાપથી જેઓ સમજતા હોય તેમને જીવન અને મરણમાં કાંઇ પણ ન્યૂનાધિકતા જણાવી નજ જોઇએ. જીવવાની આશા અને મરવાનો ભય એ ઉભયને બાળી ભસ્મ કરીને વિચરવામાંજ આપણા સંયમ જીવિતવ્યની ખરી કસોટી છે. હાયવોયને હવામાં ફેંકી દો ને ટટ્ટાર થાઓ." એટલામાં બીજા એક સાધુએ કહ્યું, મહારાજ! બીજું તો કંઇ નહિ પણ રસ્તો ભૂલી ગયા છીએ તેથી બહુજ હેરાનગતિ વેઠવી પડશે. શ્રીજી મહારાજે ફરમાવ્યું "કુછ પરવા નહિ, યકીન રકખો, ઔર શ્રી નવકાર મંત્રકા ધ્યાન ધરો." બધાએ આગળ ચાલવા માંડયું. ડાબી ફલકાથી રસ્તો ભૂલ્યા હતા, પણ પૂજ્યશ્રીએ જે દિશા સાધી હતી તે તેઓ ચૂકયા ન હતા, તેથી છ કોશ દૂર વડદા નામે ગામ છે ત્યાં સૌ પહોંચ્યા. ત્યાંથી છાશ મળી અને સૌ આગળ વધ્યા. પગ થાકી ગયા હતા પણ આશા ઉત્સાહ થાકયો નહોતો. આશા પગને નવું બળ પીચે જતી હતી. તે દિવસે ઓછામાં ઓછો બાર ગાઉનો પંથ થયો હશે.

મનુષ્ય સ્વભાવોનું પૃથક્કરણ કરનાર એક અનુભવીનાં અનુમાનો સત્ય છે કે જે મનુષ્યની વાણી, વર્તન અને દેખાવ વિજયની ખાત્રી આપનાર હોય છે તે વિજયના વિશ્વાસનો પ્રચાર કરી શકે છે અને પોતે પ્રારંભેલું કાર્ય પાર પાડવા શકિતવાન છે એવી શ્રદ્ધા પણ ઉત્પન્ન કરી શકે છે. જે મનુષ્ય આત્મશ્રદ્ધાવાળો, નિશ્ચયી અને આશાવાદી છે અને પોતાનું કાર્ય સફળતાની ખાત્રી સહિત હાથ ધરે છે તે મહાન્ આકર્ષણ શકિત પણ ધરાવે છે. શિથિલ મહત્વાકાંક્ષા અથવા ઢીલા ઉદ્યોગથી કદિ પણ કોઇ કાર્ય સિદ્ધ થયું નથી. આપણી આશા, આપણી શ્રદ્ધા, આપણા નિશ્ચય, આપણા ઉદ્યોગમાં બળ હોવું જોઈએ. આપણે કાર્યને સિદ્ધ કરનારી શકિત સહિત નિશ્ચય કરવો જોઇએ.

માટીના વાસણને પાકા થવા માટે, સોનાને શુદ્ધ કુંદન થવા માટે, અને ધાતુઓને ઘાટમાં આવવા માટે અગ્નિ સોંસરૂં નીકળવું પડે છે. આ પ્રસંગથી ઘણી બાબતો વિચારી શકાય છે. સાધુઓ આત્મશ્રદ્ધાવાળા અને મનના મજબૂત હોય તો ધારેલું કાર્ય પાર પાડી શકે છે. આધિ, વ્યાધિ અને ઉપાધિઓના દાસ બનેલા ડરપોક સાધુઓને સામસામે નજીક દેખાતાં ગામો વચ્ચે, ચોખ્ખા દિવસે વિહાર કરતાં પણ સાથે માણસ રાખવો પડે એ નબળાઇનો નમુનો છે.

વિશુદ્ધ સંયમના પ્રભાવનાં અદ્રશ્ય આંદોલનો દ્વારા કુદરતપર પણ એટલી બધી ભારી અસર થતી હતી કે, સૂર્યની ગરમીથી સંરક્ષણ કરવા માટે વાદળાંઓમા પરસ્પર સ્પર્ધા થતી.

ખરે બપોરે ઠંડા પવનનો અનુભવ થતો અને જંગલી જાનવરો પણ લપાઇ છુપાઇને મહાત્માઓનાં દર્શનથી કૃતાર્થ થતાં. બહુરત્ના વસુંધરા. શ્રી તીર્થંકરોના સમોસરણમાં વાઘ, સિંહ, બકરા, મેંઢા એકી સાથે બેસી જતાં, તેજ તીર્થંકરોના વારસોમાં પુષ્પ નહિ તો પુષ્પની પાંખડીરૂપ એ અદ્દભુત શક્તિ હોય તો એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. યોગી સાધુઓની અપાર લીલા છે. બીજે સગવડ છતાં સંયમી મુનિરાજો ઘોર સ્મશાન, સર્પના રાફડા, સિંહની ગુફાઓ પાસે ચાતુર્માસ કરતા. આ બધું પોથીઓમાં બાંધી, પટારામાં પૂરી, પોતાના મનમાનતા સ્થળેજ બિરાજવું અને પરિસહ-કસોટીનો પ્રસંગજ ન આવવા દેવો એ એક પ્રકારની કાળદોષની ભીરુતાજ છે.



## પ્રકરણ ૧૪ મું.

# જન્મભૂમિમાં ધર્મજાગૃતિ

ટોંક (ચાતુર્માસ)—મેવાડમાંથી અનુક્રમે વિહાર કરતા કોટા થઇને પૂજ્યશ્રી ટોંક પધાર્યા. અને સંવત્ ૧૯૬૦નું ચાતુર્માસ પોતાની જન્મભૂમિ ટોંકમાં કર્યું. અહિ ધર્મનો ઘણો ઉદ્યોત થયો. અજમેરથી દીવાન બહાદુર શેઠ ઉમેદમલજી સાહેબ લોઢા આચાર્યશ્રીનાં દર્શનાર્થે ટોંક પધાર્યા હતા તેઓ ત્યાંના નવાબ સાહેબની મુલાકાતે ગયા. ત્યારે નવાબ સાહેબ સમક્ષ આચાર્યશ્રીની દૈવી શક્તિ, અનુપમ વાણી અને ઉત્તમોત્તમ ગુણોની મુક્તકંઠે પ્રશંસા કરતાં તેમણે કહ્યું કે "આ રત્ન આપનાજ પાટનગરમાં ઉત્પન્ન થયેલ હોવાથી જૈન ઇતિહાસમાં ટોંકનું નામ પણ સુવર્ણાક્ષરે અંકિત થશે." આ સાભળી નવાબ સાહેબ બહુ હર્ષિત થયા. અને તેમણે પણ પૂજ્યશ્રીની તારીફ કરી.

પૂજ્યશ્રીની અપૂર્વ પ્રશંસા સાંભળી ખાન સાહેબ મહમદ ઇનૂસખાન તેઓશ્રી પાસે આવવા લાગ્યા અને તેમના હૃદયપર શ્રીજીના ઉપદેશની એવી તો સચોટ અસર પડી કે તેમણે જીંદગી પર્યંત શિકાર નહિ કરવાની તથા માંસ નહિ ખાવાની પ્રતિજ્ઞા કરી.

એક કાયસ્થ લાલા બદ્રીલાલજીએ પોતાની સ્ત્રી વિદ્યમાન હોવા છતાં બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું, શ્રાવકનાં વ્રતો આદર્યાં, સામાયિક પ્રતિક્રમણ કરવાં શરૂ કર્યાં અને દૃઢધર્મી જૈન બની

ગયા. પૂજ્યશ્રીના હસતા ચ્હેરાથી મુખમંડળ ભવ્ય જણાતું, જ્ઞાનપ્રભાવથી આંખો ચમકતી. ચ્હેરા ઉપર માધુર્ય, ગાંભીર્ય, ભવ્યતા, સામર્થ્ય અને દેવતાઇનો પ્રકાશ ઝરતો હતો. જેથી સામા મનુષ્યપર ધારી અસર થતી.

સરકારી મેમ્બર બાબૂ દામોદરદાસજી સાહેબ કે જેઓ કાઠીયાવાડના બ્રાહ્મણ ગૃહસ્થ હતા તેઓ શ્રીજીના મુખારવિંદની અમૃતવાણી સાંભળી બહુ આનંદ પામતા. અવારનવાર તેઓ પૂજ્યશ્રી પાસે આવતા. ઘણી વખતે તો વ્યાખ્યાનના પ્રારંભમાંજ હાજર થઇ જતા અને પૂજ્યશ્રી મંદમંદ સ્વરે:—

वीर हिमाचलसे निकसीं,
गुरुगौतमके श्रुतकुंड ढलीहे;
मोह महाचल भेद चली,
जगकी जडता सब दूर करीहै.
ज्ञान पयोदधि माय रली,
बहु भंग तरंगन से उछलीहै;
ता सुची सारद गंग नदी,
प्रणमी अंजली निज सीस धरी है.

એ સ્તુતિ શરૂ કરતા અને શ્રોતાવર્ગ તેને ઝીલી લે ત્યારે દામોદરદાસજીને બહુ રસ આવતો. કોઇ પણ ધર્મની નિંદા ન કરતાં સર્વ ધર્મવાળાને સંતોષ આપવાની પદ્ધતિથી પૂજ્યશ્રી પોતાના ભક્તોમાં જ્યાં જાય ત્યાં ભરતી કરી શકતા

હતા. આ ગૃહસ્થે પણ ઉપકારોના બદલામાં ઉત્તમ પ્રકારના નિયમો કર્યા છે.

એક વૈષ્ણવ સજ્જન સદાલાલજી અગ્રવાલે પૂજ્યશ્રી સમીપે સમ્યકત્વ ગ્રહણ કરી ત્યાગ પચ્ચકખાણ કર્યાં. પ્રતિવર્ષ સંવત્સરીનો ઉપવાસ કરવા પ્રતિજ્ઞા લીધી અને જૈનધર્મના પૂર્ણ આસ્તિક બની ગયા હજી પણ તેમની તેવીજ ધર્મરૂચિ છે.

ટોંકમાં શુમારે ૫૦ ઘર તેલીનાં છે તેમણે પૂજ્યશ્રીના સદ્દુપદેશથી ચોમાસામાં ઘાણી બંધ રાખવા ઠરાવ કર્યો; જેનું આજ સુધી તેઓ પાલન કરતા આવ્યા છે

સંસારીઓમાં કહેવત છે કે ઘર એ દુનિયાનો છેડો છે. માતૃભૂમિના ઉપકારો અવર્ણનીય છે સંસારના સર્વ પ્રાણીઓનું હિત ચાહનાર જન્મભૂમિને શી રીતે ભૂલે ?

"Is there a man with soul so dead,

Who might have not told this is my own

my Native Land."

ઉપકારનો બદલો ન વાળી શકવાથી દુનિયાની દૃષ્ટિએ કૃતઘ્ન ગણાવાની પરવા તેઓ રાખતા નહોતા, પરંતુ જ્યાં ઉપકારનો સંભવ હોય ત્યાં તેઓ પ્રથમ વિચરતા. તેઓશ્રીના ટોંકના ચાતુર્માસથી જૈનશાસનનો ઘણી રીતે ઉદ્યોત થવા ઉપરાંત જૈન અજૈન, હિંદુ મુસલમાન અને રાજા પ્રજાને, વ્યાખ્યાન નિમિત્તે વધારે ગાઢા સંબંધમાં આવવાનું બન્યું હતું. ધર્મ

જેવી નાજુક બાબતમાં જુદા જુદા ધર્મની પ્રજા અને રાજા પરસ્પર સહાનુભૂતિ રાખતા થાય એ બન્નેનાં શ્રેય માટે આવશ્યક છે.

એક વ્યાપારી વાણીયાનો જુવાન પુત્ર, પરમાર્થ પંથપર કેટલે સુધી પ્રયાસ કરી શકે છે તે પ્રત્યક્ષ અનુભવ થવાથી, વૃદ્ધ મંડળી વાતો કરતી કે, **પુરૂષના પ્રારબ્ધ આડે પાંદડું છે.** તેનું આ પ્રત્યક્ષ પ્રદર્શન શ્રી પૂજ્યજી મહારાજ છે રમીયાની ટેકરીપર એકલા ફરતા શ્રીલાલજી અને અત્યારના પૂજ્યશ્રી શ્રીલાલજીમાં કીડીને કુંજર જેટલો તફાવત પડી ગયો હતો અત્યારે મોટા રાજા મહારાજાઓ અને નવાબો, રમીયાની ટેકરીના લાકડવાયા લાલના ખોળામાં મસ્તક નમાવતા હતા.

જે વ્યક્તિને હજારો લાખો મસ્તક નમાવે તેવી રાજવંશી વ્યક્તિઓ જ્યારે એક વણિક યુવાનના પગની રજ માથે ચડાવવામાં માન સમજતી ત્યારે કુદરતની અકળ કળાની અપૂર્વતા સાબીત થતી.



## પ્રકરણ ૧૫ મું.

# જાંવરાંવાળા સંત સામેલ.



એક અનુભવી સત્ય કહે છે કે-શ્રદ્ધા ગિરિશૃંગોપર પરિભ્રમણ કરે છે, તેથી તેની દૃષ્ટિમર્યાદા વિશાળ હોય છે. બીજાઓ જે વસ્તુને જોઇ શકતા નથી તે વસ્તુ શ્રદ્ધાવાળા મનુષ્યને દૃષ્ટિગોચર થાય છે. આથી જે દિશાનો પ્રયત્ન બીજાઓને અશક્ય લાગે તે દિશાએ શ્રદ્ધાવાન્ વિશેષ પ્રયત્ન કરે છે. પૂજ્યશ્રીએ આવોજ પ્રયત્ન પોતાના અડગ ધૈર્યથી આદરવા નિશ્ચય કર્યો.

પોતાની જન્મભૂમિમાં ધર્મનો ઉદ્યોત કરી ચાતુર્માસ પૂર્ણ થતાં પૂજ્યશ્રીએ માળવા તરફ વિહાર કર્યો શ્રીયુત વાડીલાલના નીચેના ઉદ્ગારોનું સ્મરણ કરી નવા પ્રસંગને વિચારીએ. "મહા યુદ્ધ દરમ્યાન તેમ પછી પણ હિંદ ભાવનાના જૂના-જીર્ણ મંદિરમાં એહું રહ્યું છે. એજ દયામય ધર્મ, એજ નિર્માલ્યતા પૂર્ણ સમાજવ્યવસ્થા, એજ હાયવોયના ધંધા, એજ ભીખનાં પોલીટીકસ, એજ લોકમત આશ્રિત આગેવાની, એજ ' પેટ ખાતર થતી પ્રવૃત્તિ હજી હિંદમાં ચાલુજ છે જૂનું મંદિર તોડયા સિવાય નવું મદિર શક્ય નથી. અને "તોડવાનું કામ હથોડા થીજ બને છે." વળી ઘડવામાં પણ ટાંકણુંજ જોઇશે. સઘળા પ્રાચીન હિંદી મહાપુરૂષો—ખાસ કરીને કૃષ્ણ અને મહાવીર—હથોડા અને ટાંકણાના ઉપયોગમાં અતિ કુશળ હતા. મહાત્મા

ગાંધીજી–જાણતાં કે અજાણતાં–હથોડા અને ટાંકણાનો ઉપયોગ કરવા લાગ્યા એ શુભસૂચક છે, પણ **ભવિષ્યના ગાંધી** હથોડી ટાંકણું, તલવાર તેમજ પુષ્પ સર્વ શસ્ત્રોને સફ્લતાપૂર્વક વાપરશે."

અમો આગળ કહી ગયા છીએ તેમ જાવરાના સંતોને સામેલ કરવાની પૂજ્યશ્રીની ઇચ્છા હતી. પૂજ્યશ્રી જ્યારે રતલામ પધાર્યા ત્યારે પોતાનો એ અભિપ્રાય પ્રકટ કર્યો. આ હકીકત જાવરાના સંતો તથા તેમના ભક્ત શ્રાવકોના જાણવામાં આવતાં તેઓ આનંદિત થયા, કારણ કે તેમની પણ એવીજ ઇચ્છા હતી કે પૂજ્યશ્રીની આજ્ઞામાં વિચરવું. આ સંતો પૂજ્યશ્રી હુકમીચંદજી મહારાજનીજ સંપ્રદાયના છે, પણ શ્રી ઉદયસાગરજી મહારાજના સમયથીજ તેમની સાથેનો સહભોજનનો વ્યવહાર બંધ કરવામાં આવ્યો હતો જે આજપર્યંત કાયમ હતો. રતલામમાં પૂજ્યશ્રી બિરાજતા હતા ત્યારે તેમની સેવામાં જાવરાના સંતો તરફથી મુનિશ્રી દેવીલાલજી ઉપસ્થિત થયા. ત્યાં તે સાધુઓએ આચાર્યશ્રી પાસે આલોયણા કરી પ્રાયશ્ચિત લીધું. અને તેમનો સંભોગ શામેલ કર્યો આ વખતે તે સંતોના તરફથી મુનિશ્રી દેવીલાલજીએ કહ્યું કે "ભૂતકાળમાં જે થયું તે થયું, પરંતુ ભવિષ્યમા તેમ થવા નહિ પામે એ બાબતની હું સર્વ સંતો તરફથી ખાત્રી આપુંછુ" ઉત્તરમાં આચાર્યશ્રીએ ન્યાય પુરઃસર ફરમાવ્યુ કે " આપણે ધર્મની સગાઇ છે. અણગાર ધર્મની મર્યાદામાં રહેનારા સાધુઓનેજ હું મારા સાધુ માની શકું, એ મર્યાદાનું કોઈ ઉલ્લંઘન કરે તો તેની સાથેનો સમાચારીનો સંબંધ તોડી નાંખતાં હું અચકાઉં નહિ; કારણકે, જે કર્તવ્ય માટે

કુટુંબીઓ અને સંસારના સબંધને છોડયો છે તે કર્તવ્યમાં અંતરાય કરનારનો સંગાથ કે સંબંધ ત્યાજ્ય છે." પરસ્પર પ્રેમ-પૂર્વક સંયમ સમાધાન થયું.

વ્યાજબી રીતે વિચારીએ તો સહકારની પણ હદ હોઇ શકે. શાસ્ત્રની પ્રતિષ્ઠા અને ચારિત્રના આદર્શો જળવાય ત્યાં લગીજ સહકાર સંભવે. ત્યાર પછી તેની હદ પૂરી થતાં, અસ-હકારજ આવશ્યક છે. છાતી પર પથરા લઇને અપાર સમુદ્ર તરાયજ નહિ. કયા હેતુ, કયા ન્યાય અને કઇ નીતિ સાધવા સહકાર કે અસહકાર આદરાય છે એ ઉંડા ઉતરી જોયા વિના અમુક અનુમાન ન બાંધી શકાય. મક્કમ અને વ્યવસ્થિત શાસન વિના પ્રગતિ સંભવેજ નહિ. અવ્યવસ્થા ઘુસી કે અંધાધુંધી ને ગુંચવાડો વધતોજ જવાનો. ઝેર પ્રચારનો ચેપ અટકાવવાનો ઉત્તમ રામબાણ ઉપાય અસહકાર છે. સમાચારી એ સહકારનું માપ જોવાનું 'થર્મોમીટર' યંત્રજ છે.

શરીરથી સાધુ થવાની સાથે મનથી પણ સાધુ થવાય. માથાની સાથે મનને પણ મુંડાયેલું મનાય ત્યારેજ ત્યાગનો શુદ્ધ લ્હાવો લઈ શકાય. "ધારણ કર્યાં છે શ્વેત વસ્ત્રો, શ્વેત દિલ કીધું નહિ."

જેઓ સમાજને સંપનો પાઠ શીખવવા સંસારત્યાગી થયા છે, તેઓને કોતરી ખાતો કુસંપનો કીડો નિકળી જાય અને પૂર્વવત્ સુખે સમાધિએ શાસનનો વિજયધ્વજ ફરકે એ જોઇ કોનું હૈયું હર્ષથી ન ઉભરાય? હા; પણ એ હર્ષને સજીવન રાખવા મહાત્માશ્રી ગાંધીજીનાં નીચેના વચનામૃતો મુનિરાજોની

છાતીપર કોતરાવાં જોઇએ. જાણે શ્રીમહાવીર પ્રભુની આજ્ઞાઓ-નોજ પડઘો—પ્રતિધ્વનિ કેમ ન હોય? "સમાધાનીને સાટા કે સોદાના રૂપમાં ન ઘટાવો. મૈત્રી એ કાંઇ સોદો નથી. એ તો કેવળ ધર્મ અને પ્રેમનોજ નાતો છે. સેવા તે ધર્મ છે અને જે ધર્મ છે તે ઋણ છે, તે ન ફેડીએ તો પાપના ભાગી થઇએ. સામાના વર્તનની જવાબદારી તેમના ઉપર નાંખવી ઘટે. જેટલું વિશેષ દબાણ તેટલો વિશેષ વિરોધ. સામાની પોતાની ખાનદાની અને ફરજના ખ્યાલ ઉપર એ બાબત છોડવામાં ભારેમાં ભારે સેવા રહેલી છે. આ આત્મશુદ્ધિનો માર્ગ છે. આ તપશ્ચર્યા આત્મયજ્ઞ છે."

પૂજ્યશ્રી પણ ફરમાવતા કે જેમ જહાજનો આધાર તેના સુકાનપર. રેલવે ટ્રેનનો આધાર એન્જીનની બ્રેક પર અને ઘડી-યાળનો આધાર મુખ્ય કમાન ઉપર છે. તેમ મુનિજીવનનો આધાર શુદ્ધ ચારિત્ર ઉપર છે. જેમ આકાશમાં ચંદ્ર, સૂર્ય, ગૃહો વગેરે નિયમિત ગતિ કરી રહ્યા છે, તેમ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના નિયત નિયમાનુસારજ સાધુજીવન હોવું જોઇએ.

પૂજ્યશ્રી ખરે સમયસૂચક હતા. તેઓશ્રીની ગુણગ્રાહક બુદ્ધિ, કદીપણ કોઇના અવગુણોને યાદ કરવા અવકાશજ ન આપતી. તેઓશ્રી એમજ માનતા કે દીર્ઘદષ્ટિથી શાંતિપૂર્વક સમાધાન કરી સમાજનું રક્ષણ કરવું એ પ્રથમ ધર્મ છે. આવે-શના વેગમાં પક્ષાપક્ષના અંધકારમાં આપણે નિશાન ચૂકવું ન જોઇએ. સામાના દોષોનું પ્રદર્શન કરવું અને નબળાઇઓ ગાયા કરવી એ ડહાપણ કે વિચારશીલતા નથી. જગતની નજરમાં નીચા પાડવા કરતાં, તેવી ભૂલો ફરી ન કરે એવું ધાર્મિક કે

નૈતિક દબાણ કરવું એજ સાધુઓને શોભે અને પોતાના પૂર્વજોએ મહાશ્રમે જાળવી રાખેલી ચારિત્રકીર્તિ વિશેષ ઉજ્વળ બને.

શુદ્ધ સંયમ એ તીક્ષ્ણ તલવારની ધાર પર ચાલવા જેવું છે. ઘોડે ચડે તે વખતે પડે પણ ખરો, રાંધનારી વખતે દાઝે પણ ખરી. ખલાસીનું કામ કરનારને ડૂબવાનો ભય પણ ખરો, સૈન્યને મોખરે ચાલનાર સેનાપતિને ભાલાં કે તીરનો માર સહન પણ કરવો પડે. આગળ ચાલનારની હિમ્મત અને કુનેહપર પાછળનાનો વિજય છે. આગળ ચાલનારની બુદ્ધિના પાછળનાઓના હૃદયમાં પડછાયા પડે છે.

જાવરાના સંતોને શામેલ કરવાનું આચાર્યશ્રીનું આ કાર્ય સર્વ મુનિવરોની સમ્મતિપૂર્વક થયું ન હતું, તેથી સમ્પ્રદાયના શ્રીમન્નાલાલજી વગેરે કેટલાક મુનિરાજો એથી નાખુશ થયા. કારણકે તેઓ તેમને સખ્ત પ્રાયશ્ચિત વિના સમ્મિલિત કરવા ચાહતા ન હતા. આથી કેટલાક સંતોએ પૂજ્યશ્રીની આ પ્રવૃત્તિનો સ્વીકાર કરવા ના પાડી, પરંતુ તેઓશ્રીની સમયસૂચકતા, સર્વને સંતુષ્ટ રાખવાની અજબ તરેહની કાર્યદક્ષતા અને સમજાવટથી બધાને શાંત કરી જાવરાવાળા સંતો સાથે સહભોજ્યતાનો વ્યવહાર શરૂ કરાવી સંપ્રદાયમાં સર્વત્ર શાંતિ સ્થાપન કરી. સંસાર વ્યવહારમાં સપડાએલું પ્રાણી જે કાંઇ જોઇ શકતું નથી તેવી અપૂર્વતા ત્યાગી મુનિ જોઇ શકે છે. તેઓ અલિપ્ત હોવાથી સામાન્ય મનુષ્યને અગોચર એવું કંઇ કંઇ અનુભવી શકે છે. કુદરતના કાયદાઓ સમજવા અને સમજાવવાનો તેઓને પૂરતો અવકાશ મળે છે; તેને પોતાના એકનાજ આત્માનો વિચાર કર-

વાનો નથી પણ જે સંપ્રદાયના સિંહાસને બિરાજે છે તેના શ્રેય માટે પ્રાણુતોડ શ્રમ કરવાનો છે મુખીની જવાબદારી બીજા બધા કરતાં હમેશાં વિશેષ છે.

ચારિત્રપરની પૂજ્યશ્રીની સખ્ત પેહેરેગીરીનું સ્મરણ થતાં શ્રીયુત પરમાનંદના વિચારો સાથે અમે મળતા થઇએ છીએ કે "આદર્શ ચારિત્રની ઘટના વાક્‌પાટવ કે શિક્ષણચાતુર્યથી શિષ્યમાં નથી અવતરતી, પણ શિક્ષકના અંગત ચારિત્ર્ય ઉપરજ આધાર રાખે છે. આન્તર વ્યવહારમા જે શિક્ષકની જેટલી શુદ્ધતા અને આત્મીય જીવનની ઝીણી ઝીણી બાબત વિષે પણ જેની જેટલી ચોકસાઇ, તેટલો શિષ્યને સુચરિત બનવાનો સંભવ." પૂજ્યશ્રી પૂગ દ્રઢસ્વભાવી અને હિમ્મતવાન હતા. તેથીજ તેઓશ્રીનો પો પડતો તેઓ મહાત્માઓના વચનપર વિશ્વાસ રાખતા કે-'ઘણીવાર ઓછી સંખ્યામા હોવું એ આશિર્વાદ સમાન હોય છે. તેવીજ રીતે મ્હોટી સંખ્યા વખતે વિઘ્નરૂપ નિવડયાનુ સાબિત થયુ છે. આખર સરવાળે તો ચારિત્ર ઉપરથીજ કિંમત અંકાય છે'

એક લેખકના શબ્દોમાં કહું તો-'એ મહાનુભાવના પરિશ્રમનું આપણે તો માપજ ન કરી શકીએ. ગંગાનો પ્રવાહ તો શંકરથીજ ઝીલાય. કુશળ તારૂ હોય તેજ સમુદ્ર તળીયેથી સાચા મોતીની છીપ શોધી ઉપર આવે"

તેઓશ્રીના આ સમેલનથી એક મુનિરાજે પૂજ્યશ્રીને અરજ કરી હતી-"બાપજી, અમે તો આપની આજ્ઞાને આધીન છીએ પણ ભોળા ન થાઓ. રૂપિયા પારખી પારખીને કોથળી

ભરી. હુંડી વેચી છે. કાંઠાં કાપી દીધાં છે. જેવા આવે તેવાથી કોથળી ભરશો તો વખતે નકલી પણ આવી જશે. શરાફની આવી ટેવ તો વ્હેલું દીવાળું કઢાવે. આપ તો પ્રતાપી છો." પૂજ્યશ્રીએ આ મુનિને શાંતિપૂર્વક સમજાવી કડવો ઘુંટડો ઉતરાવી તેનો ભેદ ભાવ રૂપી જ્વર દૂર કર્યો હતો.

જોધપુર—(ચાતુર્માસ) સાં. ૧૯૬૧નું ચાતુર્માસ પૂજ્યશ્રીએ જોધપુરમાં કર્યું. સ્વમતી, અન્યમતી, હિંદુ, મુસલમાન હજારો મનુષ્યો, નિત્ય શ્રીજી મહારાજનાં વચનામૃતો સાંભળી સંતુષ્ટ થતાં. અને ત્યાગ, પ્રત્યાખ્યાન, તપશ્ચર્યા તથા સંવરકરણી દ્વારા આત્મસાધન કરતા હતા. ઘણાં માંસાહારી લોકોએ માંસભક્ષણ અને મદિરાપાનનો ત્યાગ કર્યો હતો અને હજારો પશુઓને અભયદાન મળ્યું હતું.

જોધપુર ચાતુર્માસ પૂર્ણ કરીને શ્રીમાન્ પૂજ્યજી મહારાજે પ્રથમ મેવાડની ભૂમિને પાવન કરી. રસ્તામાં ગામોગામ ઘણો ઉપકાર, ઘણાં ત્યાગપચ્ચકખાણ થયાં. શ્રીજી ઘાણેરાવ સાદડી તરફ થઇને શ્રી ચારભુજાજી મહારાજ તથા કોઠારીયા નાથદ્વારા પધાર્યા. તે વખતે શ્રીમાન્ કોઠારીયાના રાવતજી સાહેબ પણ દર્શનાર્થે પધાર્યા, અને પ્રથમ તેઓશ્રી પાસેથી જે પ્રતિજ્ઞા લીધી હતી તેનું યથાર્થ પાલન થાય છે એમ પૂજ્યશ્રી પ્રત્યે અરજ કરી.

## પ્રકરણ ૧૪ મું.

# રત્નપુરીમાં રત્નત્રયીની આરાધના.

ત્યાંથી અનુક્રમે વિહાર કરતા પૂજ્યશ્રી રતલામ શેષકાળ પધાર્યા ત્યારે ત્યાંના શ્રી સંઘે ચાતુર્માસ માટે અતિ આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરી, પરંતુ તેનો સ્વીકાર ન થયો. અને રતલામથી વિહાર કરી શ્રીજી પંચેડ પધાર્યા. રતલામ સંઘના કેટલાક અગ્રગણ્ય શ્રાવકો પણ પંચેડ દર્શનાર્થે ગયા અને ત્યાંના ઠાકોર શ્રી સ્વર્ગસ્થ કેપ્ટન ઠાકોર સાહેબ* રઘુનાથજીએ અરજ કરી કે જો શ્રીમાન્ રતલામ ચાતુર્માસ કરે તો હું હરણનો શિકાર કરવાના જીંદગીપર્યંતને માટે મોગંદ કરૂં છું અને મારી સરહદમાં કોઇ પણ મનુષ્ય હરણ, સસલા વગેરેનો શિકાર ન કરી શકે એવો પાકો બંદોબસ્ત કરવા તૈયાર છું.

મલવાસાના ઠાકોર સાહેબ તરફથી પણ મલવાસાનું જે મોટું તળાવ છે, ત્યા કોઈ પણ માછલા મારી ન શકે તેવો

---

*આ સ્વર્ગસ્થ ઠાકોર સાહેબ તથા તેમના ભાઇ વર્તમાન ઠાકોર સાહેબ શ્રી ચેનસિંહજી સાહેબ બન્ને પૂજ્યશ્રી તરફ એટલો બધો ભાવ રાખતા હતા કે તેઓશ્રીના ફોટાઓ આ સાથે આપવા અસ્થાને નહિ ગણાય. પંચેડ રસ્તાનું ગામ હોવાથી પૂજ્યશ્રીનું ત્યા અવારનવાર પધારવું થતું અને ઠાકોરથી પૂજ્યશ્રીના સદુપદેશનો લાભ લઈ સરલ બન્યા હતા. રતલામમાં પણ જ્યારે આવે ત્યારે પૂજ્યશ્રીનાં દર્શનનો લાભ લેતા હતા.

પાકો બંદોબસ્ત હમેશને માટે કરવામાં આવ્યો અને તત્સંબંધી પટ્ટા પરવાના પણ કરવામાં આવ્યા

આ પ્રમાણે અત્યંત ઉપકારનું કારણ જાણી ચાતુર્માસ રતલામનું કરવા માટેની રતલામ સંઘની વિનતિનો શ્રીજી મહારાજે સ્વીકાર કર્યો. આથી સર્વના હૃદયમાં આનંદસાગર ઉછળવા લાગ્યો.

**રતલામ**—(ચાતુર્માસ)–મેવાડમાંથી અનુક્રમે વિહાર કરતા શ્રીજી મહારાજ માલવ દેશમાં પધાર્યા. અને રતલામના શ્રી સંઘની અરજ સ્વીકારી સંવત્ ૧૯૬૨નું ચાતુર્માસ રતલામ શહેરમાં કર્યું. અગાઉના ચાતુર્માસ્ય કરતાં પણ આ ચાતુર્માસ્ય અતિ ઘણું અધિક ઉપકારક નીવડયું. આટલા સમયમાં આચાર્યશ્રીના જ્ઞાન, દર્શન, ચારિત્રના પર્યવો એટલા તો નિર્મળ થઇ ગયા હતા અને પુણ્યપ્રતાપ પણ એટલો બધો વધી ગયો હતો કે રતલામના મોટા મોટા વયોવૃદ્ધ શ્રાવકોના મુખમાંથી પુનઃ પુનઃ એવાં વાક્યો નીકળતા કે " શ્રીમાન્ ઉદયસાગરજી મહારાજ આદિ મહાન્ પુરુષોના આગમન અને ઉપસ્થિતિ જેવોજ લોકોના હૃદય પર ઉગ્ર પ્રભાવ તથા ઉત્કૃષ્ટ અતિશય જોવામા આવે છે " ધર્મધ્યાન કે ત્યાગ પ્રત્યાખ્યાન કરવામા શ્રીમાન્ કદાપિ કોઇને આગ્રહપૂર્વક કહેતા ન હતા તેમજ કોઇને ફરજ પણ પાડતા ન હતા, છતાં તેમના ઉત્કૃષ્ટ ચારિત્ર અને આત્મિકશક્તિઓનું આકર્ષણ એટલું બધું વધી ગયું હતુ કે લોકો સ્વતઃ ત્યાગ, પચ્ચક્ખાણ; ધર્મધ્યાન, તપ, જપ, સ્કંધાદિ વિશેષ વિશેષ ઉત્સાહથી અને અંતરના ઉમળકાથી કરવા લાગ્યા. આ વખતની સંવચ્છરી, ધર્મજાગૃતિ અને જ્ઞાનવૃદ્ધિ એટલી તો અધિક થઇ

હતી કે પાછલાં વર્ષોથી તેને ચોગુણી કહેવામાં જરા પણ અતિ-શયોક્તિ કરી કહેવાશે નહિ.

આ સિવાય વિશેષ ધ્યાન ખેંચનારી બીના એ છે કે, રાજ્યકર્મચારીગણ સાધુ મહાત્માઓના સત્સંગનો લાભ ભાગ્યેજ ઉઠાવતો હતો, પરંતુ શ્રીમાનના બિરાજવાથી, તેમની અપૂર્વ પ્રશંસા સાંભળી રાજ્યના મોટા મોટા ઓદ્ધેદારો, ઉમરાવો, વકીલો વગેરે પૂજ્યશ્રીની સેવામાં આવવા લાગ્યા અને તેમના ઉપર પૂજ્યશ્રીનો એટલો બધો પ્રભાવ પડવા લાગ્યો કે તેઓ પૂજ્યશ્રીના પૂર્ણ ગુણાનુરાગી અને પ્રશંસક બની ગયા હતા.

રતલામ સ્ટેટના મુખ્ય દીવાન શ્રીમાન્ પી. બાબુરાવ સાહેબ બી. એ. એલ. એલ. બી. કે જેઓ હાલમાં ઈંદોર સ્ટેટના દીવાન સાહેબ છે, તેઓએ પૂજ્યશ્રીના સત્સંગનો ઘણો સારો લાભ ઉઠાવ્યો હતો. પૂજ્યશ્રી પ્રત્યે તેમજ જૈનધર્મના મૂળ સિદ્ધાંતો પ્રત્યે તેમને બહુ સારી લાગણી થવા પામી હતી. શ્રીમાન્ દીવાન સાહેબ કેવળ વ્યાખ્યાનમાંજ નહિ, પરંતુ બપોરના વખતે પણ કોઈ કોઈ દિવસે આવતા. પ્રેમપૂર્વક વ્યાખ્યાન શ્રવણ કરતા; એટલુંજ નહિ પણ પોતાનાં ધર્મપત્ની તથા બાળબચ્ચાંઓને પણ પૂજ્યશ્રીનો ધર્મોપદેશ શ્રવણ કરાવવાને સાથે લાવતા હતા. તેમની મતિ નિર્મળી અને યાદદાસ્ત શક્તિ તેજ હોવાથી થોડા સમયમાં જૈન ધર્મના મુખ્ય મુખ્ય સિદ્ધાંતોનું તેમણે સારૂં જ્ઞાન સંપાદન કરી લીધું. જેથી તત્ત્વ-જ્ઞાન પર તેમની એટલી બધી અભિરૂચી થઇ ગઇ હતી કે પૂજ્ય શ્રીએ રતલામથી વિહાર કર્યા પછી પણ તેઓશ્રી જાહેર સભા-

સમક્ષ નય, નિક્ષેપ, સપ્તભંગી આદિ મહત્ત્વપૂર્ણ વિષયોપર મનનીય ભાષણો આપતા હતા.

રતલામના મે. પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મહેતાજી શ્રી તખ્ત-સિંહજી સાહેબ તો દિવસમાં ઘણીવાર પૂજ્યશ્રીની સેવામાં પધારતા હતા અને ખૂબ પરીક્ષાપૂર્વક ચાતુર્માસના અંત વખતે પૂજ્યશ્રી પ સેથી સમ્યક્ત્વ રત્ન પ્રાપ્ત કરી દ્રઢધર્મી શ્રાવક બની ગયા હતા. સંવત્ ૧૯૬૩ના કાર્તિક વદ ૧ના રોજ રત-લામથી વિહાર કરવા સમયે શ્રીજીને તેઓએ અરજ કરી કે "હજુર! આજ પર્યંત મેં કોઇને ગુરૂ ધાર્યા નથી, કારણકે જ્યાં સુધી આત્મપરિતોષ ન થાય ત્યાં સુધી ગુરૂ તરીકે કોઇ વ્યક્તિનો સ્વીકાર શી રીતે કરી શકાય? આજ હું આપને અંતઃકરણની શુદ્ધ શ્રદ્ધાપૂર્વક ગુરૂ તરીકે ધારણ કરૂં છું." આ-જથી તેઓ શ્રીજીના અનન્ય ભક્ત બન્યા. શ્રીજી મહારાજનો સત્સંગ થયા પૂર્વે તેમની શ્રદ્ધા કોઇ પણ સમ્પ્રદાય પ્રત્યે ન હતી.

સંસ્થાન અમલેઠાના સ્વર્ગસ્થ રા. બ. મહારાજ રઘુનાથ-સિંહજી તથા પંચેડના ઠાકોર સાહેબ કેપ્ટન રઘુનાથસિંહજી પણ વખતો વખત પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં પધારતા હતા.

સદરહુ ચાતુર્માસ દરમ્યાન હિંદુ, મુસલમાન વગેરે લોકો હજારોની સંખ્યામાં પૂજ્યશ્રીના વ્યાખ્યાનનો અપૂર્વ લાભ ઉઠા-વતા હતા. વહોરા કોમના પણ એક સદ્‌ગૃહસ્થ હિપતુલ્લાજી પ્રસંગોપાત પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં આવતા હતા. એક દિવસે વ્યાખ્યાન સમાપ્ત થયા બાદ તેઓ ઉભા થઇ પરિષદ્ સમક્ષ

બોલ્યા કે "આપ જૈન લોકો આવા મહાત્માપુરૂષોના ઉપદેશ સુણનારા ખરેખર ! ભાગ્યશાળી છો. આચાર્ય મહારાજના આજના ઉપદેશથી મારા હૃદય ઉપર આજે જે અસર થવા પામી છે તે જીંદગીભર ન ભુંસાય તેવી છે. આજથી હું કોઇ દિવસ પશુ-હિંસા કરીશ નહિ, તેમજ માંસભક્ષણ પણ કરીશ નહિ. એટલુંજ નહિ પણ મારા ભાઇબંધ દોસ્તદારોને પણ હું આ રસ્તો બતાવીશ. મારી માફક તેઓ પણ પૂજ્યશ્રીના આવા અમૂલ્ય ઉપદેશનો લાભ લેતા હોય તો કેવું સારૂં !"

આ ભાઈ બીજેજ દિવસે પોતાની કોમના ત્રણ ચાર ભાઇઓને પોતાની સાથે પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં તેડી લાવ્યા હતા. અને તેઓ પોતાના સહવાસમાં આવનાર મિત્રોને અહિંસા ધર્મનું મહત્ત્વ સમજાવવાની પોતાની ફરજ સમજતા થયા હતા.

ચાતુર્માસ પૂર્ણ થયે પૂજ્યશ્રીએ વિહાર કર્યો ત્યારે સ્વધર્મી અન્યધર્મી હજારો મનુષ્યો ઉપરાંત પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ પોતાની આખી પલટન સહિત જનસમુદાયની આગળ આગળ ચાલતા હતા અને જૈનશાસનની પ્રભાવના કરી પૂજ્યશ્રી પ્રત્યેનો પોતાનો અપ્રતિમ પૂજ્યભાવ પ્રદર્શિત કરતા હતા.

આચાર્યશ્રી નગર બહાર પહોચ્યા ત્યારે શ્રીમાન્ દીવાન સાહેબ તરફથી મહેતાજી સાહેબે (પો. સુપ્રી.) સરકારી રામબાગમાં બિરાજવા અરજ કરી. તેથી મહારાજશ્રી બાગમાં બિરાજ્યા. બીજે દિવસે સવારમાં પૂજ્યશ્રી વિહાર કરવાને તૈયાર થયા. એટલામાં દીવાન સાહેબ આવી પહોચ્યા અને પૂજ્યશ્રી

પ્રત્યે અરજ કરી કે "આપ એકાદ બે દિવસ અહિં બિરાજો તો મોટી કૃપા." આ ઉપરથી આચાર્યશ્રી બે દિવસ સરકારી બાગમાં બિરાજ્યા. સરકારી બાગમાં જૈન સાધુ બિરાજવાનો આ પહેલોજ પ્રસંગ હતો. અહિં ગુલાબચક્રના વિશાળ ભુવનમાં પૂજ્યશ્રી વ્યાખ્યાન આપતા, રાજ્યનો અધિકાંશ ઓફિસર વર્ગ પોતાના સ્ટાફ સહિત વ્યાખ્યાનનો લાભ ઉઠાવતો. ઉપરાંત સ્વધર્મી, અન્યધર્મી હજારો મનુષ્યો આવતાં હતાં. આ પ્રસંગ પણ રતલામના ઇતિહાસમાં પહેલવહેલોજ હતો. શ્રીમન મહાવીર પ્રભુના સમવસરણનો જે અધિકાર શ્રી ઉવવાઇ સૂત્રમાં આવ્યો છે, તેની કંઇક ઝાંખી આ વખતે ગુલાબચક્ર ભુવનમા થતી હતી.

ના. રતલામ નરેશને તારદ્વારા જલદી પધારવાને દીવાન સાહેબે આગ્રહ કર્યો અને તેઓશ્રી ઇંદોરથી રતલામ આવવા રવાના પણ થઇ ગયા, પરંતુ રસ્તામા તેમની મોટરમાં કંઇક ખરાબી થઇ જવાથી તેઓશ્રી વખતસર ન પહોંચી શકયા. આ ઉપરથી આચાર્યશ્રીને એકાદ બે દિવસ અધિક રોકાવા વિજ્ઞપ્તિ કરવામાં આવી, પરંતુ અપ્રતિબદ્ધવિહારી શ્રીમાન્ આચાર્ય મહોદયે અધિક નહિ રોકાતા અન્યત્ર વિહાર કરી દીધો. રાજા ઠાકોરોની પાછળ ઘુમનારાઓએ આ પરથી ધડો લેવાનો છે કે મહારાજાની ખાતર પણ પડયા ન રહ્યા. શ્રીમાન્ રતલામ નરેશની પૂજ્ય મહારાજ ઉપર અધિક આસ્તા એટલા ઉપરથી થઈ ગઈ હતી કે આ વખતે રતલામ શહેરની ચો તરફ પ્લેગનો ઉપદ્રવ ઘણાજ જોરમાં ચાલતો હતો; પરંતુ પૂજ્યશ્રી રતલામમાં બિરાજતા હતા ત્યાં સુધી રતલામમાં સંપૂર્ણ શાન્તિ રહી હતી.

પૂજ્યશ્રીના પ્રબળ પુણ્ય પ્રતાપથીજ* પ્લેગનું જોર રતલામ શહેર પર ચાલી શકતું નથી એવી ના. દરબારશ્રીની માન્યતા હતી.

રતલામના ચાતુર્માસ દરમ્યાન અજમેરનિવાસી સાધુમાર્ગી જૈન સંઘના માનનીય નેતા રાય શેઠ ચાંદમલજી સાહેબ તથા જૈનસમાજના અન્ય અગ્રગણ્ય શ્રાવકો શ્રીજી મહારાજનાં દર્શનાર્થે તેમજ રતલામ કૉન્ફરન્સ સંબંધી વિચાર કરવાને રતલામ મુકામે એકત્ર થયા હતા તેઓએ ના. દરબારશ્રીની સેવામાં ઉપસ્થિત થઇ અરજ કરી કે રતલામ શહેરની આસપાસ સઘળે પ્લેગનો ભારે ઉપદ્રવ છે, પરંતુ રતલામમાં આવા મહાત્માના બિરાજવાથી કોઇ પ્રકારનો ઉપદ્રવ નથી. આ સાંભળી ના. દરબારશ્રી બોલ્યા કે "રતલામ શહેરનાં અહોભાગ્ય છે કે આવા મહાત્માનું અહિં બિરાજવું થયું છે. અહિં શાંતિ રહી તે એમનોજ પુણ્યપ્રતાપ છે; એમના ગુરૂવર્ય શ્રી ઉદયચંદ્રજી મહારાજ પણ અહિં ઘણો સમય બિરાજ્યા હતા અને તેઓ પણ ઘણાજ ઉત્તમ સાધુ હતા."

સંવત્ ૧૯૬૨ના રતલામ ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રી આદિ ઠા. ૪૬ બિરાજતાં હતાં તે પ્રસંગે આષાઢ શુદ ૧૪થી ભાદરવા શુદ ૫ સુધીમાં તપશ્ચર્યા તથા સંવરકરણી નીચે પ્રમાણે થઈ હતી.

---

* આવોજ પ્રકાર મોરબીમાં પણ બન્યો હતો જે આગળ ચાલતાં જોઇ શકાશે.

$\frac{\text{અંતર ઉપવાસના થોક}}{૨}$ $૨^{૧૬}$ $૪^{૧૫}$ $૫^{૧૪}$ $૯^{૧૩}$ $૨૨^{૧૧}$ $૬૫^{૧૦}$ $૭૨^{૯}$ $૨૮૨^{૮}$ $૨૮૧^{૭}$ $૨૬૯^{૬}$ $૬૧૨^{૫}$ $૭૪૯^{૪}$ $૬૩૦૦^{૩}$ $૨૭૦૦^{૨}$ $\frac{\text{એકાંતર માસ બે લગી}}{૩૫૨}$

| બેબે બેલે પારણાં માસ ૨ સુધી | તેલે તેને પારણાં માસ ૨ સુધી |
|---|---|
| ૨૧ | ૧૧ |

| ધર્મચક્રની તપશ્ચર્યા | બંધ (ચાર પકી) | અંધજમીકંદના | પોષાકુલ |
|---|---|---|---|
| ૨૧ | ૭૪ | ૪૧ | ૧૦૬૮૬ |
| **સંવત્સરીના પોષા** | **પચરંગી તપસ્યાની** | **પચરંગી દયાની** | |
| ૧૯૦૧ | ૨૭ | ૪ | |

પૂજ્યશ્રીએ ૧ અઠાઈ, ૨ તેલા, તથા દોઢ મહિના સુધી એકાંતર ઉપવાસ ઉપરાંત છુટકર ઉપવાસો કર્યા હતા. ધુલચંદજી મહારાજે ૩૮ ઉપવાસનો થોક કર્યો. ૩૪ના પૂરને દિવસે સ્વમતી, અન્યમતી લોકોએ વેપાર ધંધો બંધ કરીને યથાશક્તિ વ્રત નિયમાદિ કર્યા. કસાઇઓની કુલ દુકાનો ૪૪ બંધ રહી તથા કંસારા, તેલી, કંદોઇ, ધોબી, રંગરેજ વગેરેના વેપાર બંધ રહ્યા. ૧૦૦ બકરાને અભયદાન મળ્યું. આ કામમાં શ્રી સરકાર તરફથી ઘણી મદદ મળી હતી.

આ પ્રમાણે રતલામના ચાતુર્માસ દરમ્યાન જૈનધર્મનો ઘણોજ ઉદ્યોત થવા પામ્યો.

---

## પ્રકરણ ૧૫ મું.

# મેવાડ માળવાનો સફળ પ્રવાસ.

રતલામથી વિહાર કરી શ્રીમાન્ આચાર્યજી મહારાજ બડી સાદડી (મેવાડ) પધાર્યા. ત્યાં સંવત્ ૧૯૬૩ના માગશર વદ ૩ ના રોજ શ્રી લક્ષ્મીચંદજી મહારાજ કે જેઓ હમણા વિદ્યમાન છે, તેમના સંસારાવસ્થાના પુત્ર પન્નાલાલજી તથા રતનલાલજી* એ બે ભાઇઓ તથા પન્નાલાલજીની સ્ત્રી હુલ્લાસબાંજી એમ એકજ કુટુંબનાં ત્રણ જણાંએ ધન, માલ, જમીન વગેરેનું પુણ્યદાન કરી પ્રબળ વૈરાગ્યપૂર્વક દીક્ષા અંગીકાર કરી.

---

* ભાઇ રતનલાલજીનું વેવીશાળ થયું હતું અને લગ્ન થવાની તૈયારી હતી, છતા દીક્ષા લીધી. રતનલાલજીની ઉમર નાની હોવા છતા તેઓ ઘણા પ્રતિભાશાળી, ધીર, વીર, ગંભીર અને સંસ્કારી પુરુષ હતા; અને જ્ઞાનબળ પણ ઘણું વધાર્યું હતું. વ્યાખ્યાનશૈલિ પણ તેમની ઘણીજ પ્રશંસનીય હતી ઘણાક શ્રાવકોનું એવું અનુમાન હતું કે શ્રીહુકમીચંદજી મહારાજની સંપ્રદાયને આ મહાનુભાવ દીપાવશે અને તેમના માટે શ્રીમાન્ આચાર્યજી મહારાજને પણ ઘણી ઉમેદ હતી. પણ આયુષ્યકર્મની સ્થિતિ અલ્પ હોવાથી ૧૧ વર્ષ સંયમ આરાધી સંવત્ ૧૯૭૪ના માગશર મહિનામાં આ અસાર સંસાર છોડી તેઓશ્રી સ્વર્ગે સીધાવ્યા.

તદુપરાંત સાદડીના મહેતા કુટુંબની ખાનદાન ઘરની સવાગણજી નામે એક શ્રાવિકા બ્હેને પણ દીક્ષા લીધી હતી. એકજ મિતિએ ચાર દીક્ષા થઇ હતી. આ વખતે સાદડીમાં સાધુ સાધ્વી મળી કુલ ૮૪ થાણાં બિરાજતાં હતાં. પંજાબના પૂજ્યશ્રી શ્રીચંદજી મહારાજ પણ આ સમ્મેલનમાં બિરાજતા હતા.

સાદડી ક્ષેત્ર આ વખતે એક તીર્થધામરૂપ બની ગયું હતું. આ શુભ અવસર પર ૯૦ ગામના શુમારે ૫૦૦૦ મનુષ્યો સાદડીમાં એકઠાં થયાં હતાં. દીક્ષા મહોત્સવ ઘણીજ ધામધુમથી મોટા આડંબરપૂર્વક થયો હતો. રાજ્ય તરફથી હાથી, ઘોડા, મ્યાના, છડીદાર, ચમર વગેરે દરેક પ્રકારની સંપૂર્ણ મદદ મળી હતી. આવી દીક્ષા સાદડીમાં કદી નથી થઇ. આ બધું પૂજ્યશ્રીના અતિશયથીજ બનવા પામ્યું. કહેવાય છે કે ઘણા મુનિરાજો એકત્ર થવાથી આહારપાણીની અંતરાય ન પડે તે માટે કેટલાક દિવસ ફક્ત લોટમા પાણી ભેળવી પીને ચઉવિહાર કરી લેતા.

સાદડીમાં ઓશવાલ જ્ઞાતિમાં પ્રથમ કંઇક કુસંપ હતો. ચાર તડ પડી ગયાં હતા. પરંતુ પૂજ્યશ્રીના સદુપદેશથી સૌ એકત્ર થઈ ગયા અને કુસંપને સ્થાને સંપની સ્થાપના થઈ. આ ઉપરાંત આ ચિરસ્મરણીય પ્રસંગે સ્કંધ, ત્યાગ, પચ્ચખાણ, જીવોને અભયદાન આપવાં વગેરે ઉપકાર એટલો બધો થયો કે તેનું સવિસ્તર બ્યાન થવું અશકય છે.

સાદડીના શ્રીમાન્ રાજરાણા સાહેબ શ્રી દુલેહસિંહજી પણ પૂજ્યશ્રીનાં દર્શન તથા વાણીશ્રવણ કરી કૃતાર્થ થતા અને પૂજ્યશ્રીની મુક્તકંઠે પ્રશંસા કરતા; એટલુંજ નહિં પરંતુ

તેમણે જીવહિંસા ન કરવા, તથા પ્રાણીરક્ષા કરવા સંબંધી અનેક પ્રકારનાં ત્યાગ પચ્ચખાણ કર્યાં. જે કાર્ય લાખો કરોડો રૂપિયાથી નથી થતું, સૈન્યની સત્તાથી કે તોપોના ભડાકાથી નથી થતું, જે કાર્ય ધાક કે ડર બતાવ્યાથી નથી થતું એ અસાધ્ય-અતિ દુષ્કર કાર્ય પણ નિસ્વાર્થી શુદ્ધ સંયમી સંતના વચનમાત્રથી સિદ્ધ થાય છે, પૂજ્યશ્રીના સદુપદેશનો આવો પ્રભાવ સર્વત્ર વિજયી નિવડયો છે. એવા વિજય માટે આત્મ સંયમ અને શુદ્ધ ચારિત્રની પ્રથમ આવશ્યકતા છે.

બડી સાદડીથી વિહાર કરી માઘ કે ફાલ્ગુન માસમા પૂજ્યશ્રી ૧૯ થાણાં સહિત રામપુરે પધાર્યા આ વખતે જાવરાના સંતશ્રી જવાહિરલાલજી (જેઓ હમણાં વિદ્યમાન નથી), શ્રીહીરાલાલજી, શ્રીખુબચંદજી, શ્રીચોથમલજી આદિ પણ આચાર્યશ્રીની આજ્ઞામાં પ્રવર્તતા થકા તેમની સાથે અહિં કલ્પતો કાળ રહ્યા હતા ઉપર્યુક્ત જાવરાના સંતોએ આ વખતે શ્રીમાન્ આચાર્ય મહોદયના ગુણાનુવાદના કેટલાક સ્તવનો, લાવણી પદો વગેરે બનાવ્યા હતા. જેમાના કેટલાક કંઠસ્થ કરી હજી પણ શ્રાવકો ગાય છે

આ પ્રસંગે શ્રીમાન્ દીવાન શ્રીખુમાનસિંહજી સાહેબે દશેરાને દિવસે દર વર્ષે પાડાનો વધ અહિં થતો હતો તે પૂજ્યશ્રીના સદુપદેશથી હમેશને માટે બંધ કરી દીધો અને તદ્વિષયક પટ્ટો પરવાનો પણ કરી આપેલ છે.

રાયબહાદુર હીરાચંદજી સાહેબ કોઠારી વગેરેએ પણ પૂજ્યશ્રીની ઘણી સેવા ભકિત કરી. ઉપરાંત ઘણા વ્રત, પચ્ચખાણ તથા જીવોને અભયદાન આદિ ઉપકારના કાર્યો થયાં. પ્રયા

મુસલમાન વગેરે માંસાહારી લોકોએ માંસભક્ષણ અને મદિરાપાન કરવાના સોગન લીધા.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવાનુસાર સદુપદેશથી સ્વધર્મ અને સ્વસમાજની સારી સેવા બજાવી અનેક નિરાધાર જીવોને અભયદાન અપાવી ધર્મદલાલી મેળવી. શુદ્ધ સંયમનો પ્રભાવજ એવો છે કે જ્યાં જાય ત્યાં વિજયધ્વજ ફરકે, ધર્મનો ઉદ્યોત થાય અને અનેક જીવોને શાતા ઉપજે. સ્વધર્મનું સત્ય જ્ઞાન સંપાદન થતાં મનનો મેલ ધોવાઈ જતાં, શંકાઓનું સમાધાન થતાં ઉત્સાહી યુવાનો ધર્મને દીપાવતા થાયજ.

અહિંથી વિહાર કરીને આચાર્યશ્રી કોટે પધાર્યા

**કોટામાં** રામપુરા બજારમાં મહારાણીજી સાહેબની કન્યા-શાળા છે, ત્યાં પૂજ્યશ્રી બિરાજતા હતા. તે વખતે વ્યાખ્યાનમાં કોટાના શ્રીમાન **મહારાવજી સાહેબ** પધાર્યા હતા. પૂજ્યશ્રીની અમૃતમયવાણી શ્રવણ કરી તેઓ બહુ સંતુષ્ટ થયા, પરંતુ સામા-યિક વ્રત લઇને બેઠેલા કેટલાક શ્રાવકોએ મહારાજા સાહેબને સન્માન આપવા માટે ઉભા થવું, આસન લાવવું વગેરે ચેષ્ટાઓ કરી તે માટે તેઓશ્રીએ નાખુશી બતાવી. જે દિવસે પૂજ્યશ્રીનું વ્યાખ્યાન શ્રવણ કર્યું તેજ દિવસે મહારાવજી સાહેબ શિકાર ખેલવા માટે શહેર બહાર નીકળ્યા. થોડે દૂર જતાં એક મુત્સદ્દીએ અરજ કરી કે હજુર! આજ તો આપે જૈન ધર્મગુરૂનું વ્યાખ્યાન સાંભળ્યું છે, એ યાદ જાળવવા ખાતર આજ શિકાર ન કરવો જોઇએ. આ શબ્દો સાંભળતાંજ બંદુકનું મ્હોં રૂમાલથી બાંધતાં બાંધતાં મહારાવજી સાહેબ બોલ્યા. 'વારૂ! ચાલો આજે શિકાર નથીજ ખેલવો' એમ કહી મહારાજા સાહેબ, રાજમહેલ તરફ પાછા ફર્યા.

## પ્રકરણ ૧૬મું.

# મરૂભૂમિમાં કલ્પતરૂ.



કોટેથી વિહાર કરી રસ્તામાં ઘણો ઘણો ઉપકાર કરતા પુજ્યશ્રી નસીરાબાદ થઈ નયાનગર પધાર્યા. ત્યાં અજમેરના શ્રાવકોની વિનંતિ પરથી સંવત ૧૯૬૩નું ચાતુર્માસ અજમેર કરવાનું મંજુર કર્યું.

**અજમેર ( ચાતુર્માસ )**—સંવત્ ૧૯૫૬માં શ્રીમાન્ પુજ્યશ્રી નાનકરામજી મહારાજની સમ્પ્રદાયના પ્રતાપી મુનિઓનો વિયોગ થવાથી તથા પૂજ્યશ્રી વિનયચંદજી મહારાજનું બિરાજવું વૃદ્ધાવસ્થાને લીધે જયપુર થવાથી અજમેરના જૈનસમાજમાં ધર્મપરત્વે કંઇક શિથિલતા થઈ ગઇ હતી. પરંતુ આચાર્યશ્રીના પધારવાથી પુનર્જીવન પ્રાપ્ત થયું. પૂજ્યશ્રીના પ્રતાપથી ઘણા જીવોને ધર્મધ્યાનની રૂચિ થઈ, અને ઘણાની ધર્મરૂચિ વિશેષ રૂપથી દ્રઢ થઇ. ત્યાગ પચ્ચખાણ તથા પુષ્કળ સ્કંધ અને તપશ્ચર્યા આદિ ઘણો ઘણો ઉપકાર થયો. તદુપરાંત શ્રીજી મહારાજના સદુપદેશથી બિરાદરી [જ્ઞાતિ] માં રાત્રિભોજનનો સર્વથા પ્રતિબંધ કરવામાં આવ્યો. વરઘોડા, ફુલેકાં વગેરે જે રાત્રિના સમયે નીકળતાં હતાં તે પણ રાત્રે નીકળવાં બંધ થઇ ગયાં.

આ વર્ષે સંવત્સરી પર્વમાં એક દિવસનો મતભેદ હતો. શ્રીમાનની ગુરૂઆમ્નાય પ્રમાણે એક દિવસ આગાઉ સંવત્સરી

હતી. જ્યારે બીજા સમ્પ્રદાયની ગુરૂઆમ્નાય પ્રમાણે એક રોજ પછી સંવત્સરી આવતી હતી, પરંતુ આચાર્યશ્રીએ સર્વને સમ્મિલિત કરી અમણું ધર્મધ્યાન કરાવ્યું. ઘણા છઠ્ઠ થયા. ઘણા દયા પોષા થયા. કોઇ પ્રકારના ભેદભાવ કે રાગદ્વેષની વૃદ્ધિ થવા ન દીધી. એટલુંજ નહિ પણ પરંપરાએ ચાલી આવતી પોતાના સમ્પ્રદાયની રીતિ પ્રમાણે સંવત્સરી આગલે દિવસે કરવા માટે જૈનસમાચાર પત્રમા પૂજ્યશ્રીના ઉપર કેટલાક એક દેશીય આક્ષેપાત્મક લેખો પ્રગટ થયા, પરંતુ સાગર સમાન ગંભીર મહાત્માશ્રીએ કિંચિત્માત્ર પણ ખેદ નહિ ધરતાં તેમના આક્ષેપોનો પ્રતિવાદ ન કર્યો. એ ક્ષમારૂપ ભાવ તપશ્ચર્યા બહુજ કઠિન છે. સમર્થ પુરૂષોએ ક્ષમા કરવી, ઉપશમભાવ ધારણ કરવો એ એમના જેવા મહાન્ આત્મબલિ મહાનુભાવોથીજ બની શકે. આનો પ્રભાવ ગુજરાત કાઠીઆવાડના જૈન બંધુઓ ઉપર એવો પડયો કે તેઓ શ્રીમાન્‌ને મહાન્ ઉચ્ચ આત્મા તરીકે માનવા લાગ્યા. આ ચાતુર્માસ દરમ્યાન જોધપુરના ભાઈ સોભાચંદજીને પૂજ્યશ્રીના સદુપદેશથી વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેમણે પૂજ્યશ્રી પાસે દીક્ષા ગ્રહણ કરી તદુપરાંત રતલામનિવાસી શ્રીયુત છજમલજી ચપલોતના ભત્રીજા તખ્તમલજીએ પણ લઘુવયમાંજ પ્રબળ વૈરાગ્યપૂર્વક શ્રીમાન્‌ની સમીપે દીક્ષા અંગીકાર કરી. જેનો દીક્ષામહોત્સવ અજમેરના શ્રી સંઘે ઘણાજ ઉત્સાહપૂર્વક કર્યો.

અજમેરના ચાતુર્માસ દરમ્યાન તા. ૩-૧૧-૧૯૦૭ના રોજ શ્રીમાન્ મોરબી નરેશ સર વાઘજી બહાદૂર જી. સી. એસ. આઇ. તથા અજમેરના જ્યુડીશીયલ ઑફિસર શ્રીમાન્ ખંડેકર સાહેબ

પૂજ્યશ્રીની પ્રશંસા સાંભળી તેઓશ્રીના વ્યાખ્યાનમાં પધાર્યા. શ્રીમાન્ મોરબી નરેશ પૂજ્યશ્રીના વ્યાખ્યાનથી બહુ સંતુષ્ટ થયા; અને તેઓશ્રીએ શ્રીજી મહારાજને અરજ કરી કે જો આપ કાઠીયાવાડ તરફ પધારશો તો ઘણોજ ઉપકાર થશે. શ્રીજીએ કહ્યું "જેવો અવસર."

અજમેરનું ચાતુર્માસ પૂર્ણ થયે શ્રીજી મહારાજ નયાનગર (બ્યાવર) તરફ પધાર્યા. રસ્તામાં દોરાઈ મુકામ પર સ્વામીજી શ્રીમન્નાલાલજી મહારાજ કે જેઓ નયાનગરથી અજમેર તરફ પધારતા હતા તેમનો સમાગમ થયો, ત્યાં સાયંકાળનું પ્રતિક્રમણ કર્યા બાદ સ્વામીજી શ્રી મન્નાલાલજી મહારાજે શ્રીમાન્ આચાર્ય મહારાજ સાહેબને અરજ કરી કે, મારી ઇચ્છા પંજાબ તરફ વિચરવાની છે, માટે આપની આજ્ઞા હોય તો હું તે તરફ વિચરૂં? આચાર્યશ્રીએ ફરમાવ્યું કે 'આપને જેમ શાતા ઉપજે તેમ કરો' પાંચ વર્ષને માટે પૂજ્યશ્રીએ મન્નાલાલજી મહારાજને પંજાબમાં વિચરવાની આજ્ઞા આપી. મહારાજશ્રી મન્નાલાલજી સરળ સ્વભાવી અને સૂત્રોના અચ્છા અભ્યાસી છે. હાલ તેઓ જુદા પડેલા સંતોના આચાર્ય કહેવાય છે, પરંતુ આ આત્માર્થી મુનિરાજ આ ઉપાધિમાં લાંબો વખત વીંટાઇ રહે એ ઘણાને અસંભવિત લાગે છે.

તદનંતર આચાર્યશ્રી મરૂધર ભૂમિને પાવન કરતા થકા અનેક ઉપકારો કરતા કરતા બીકાનેરના શ્રી સંઘની વિનંતિ ઉપરથી તે તરફ પધાર્યા અને સંવત્ ૧૯૬૪નું ચાતુર્માસ શ્રીજીએ કર્યું.

**બીકાનેર (ચાતુર્માસ)**—સંવત્ ૧૯૬૪નું ચાતુર્માસ શ્રીજી મહારાજે બીકાનેરમાં કર્યું. આ વર્ષે બીકાનેરના શ્રાવકોમાં અપૂર્વ ઉત્સાહ છાઇ રહ્યો હતો. ધાર્મિકજ્ઞાનની અભિવૃદ્ધિ માટે શ્રાવકોએ અધિક ઉદ્યોગ આદર્યો હતો અને બાળકો તથા નવયુવકોને જૈનધર્મના સર્વોત્કૃષ્ટ તત્ત્વજ્ઞાનનો લાભ મળતો રહે એવા ઉદ્દેશથી બીકાનેરના સંઘે એક સાધુમાર્ગી જૈન પાઠશાળા* સ્થાપિત કરી.

આ ચોમાસામાં તપસ્વી મુનિશ્રી ધુલચંદજી મહારાજ કે જેઓ વિહરમાન પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજના શિષ્ય

---

*સદરહુ પાઠશાળા એક વર્ષ સુધી શ્રી સંઘે ચલાવી તત્પશ્ચાત્ શ્રીમાન્ શેઠ ભેરૂદાનજી શેઠીએ પોતાના પદરના ખર્ચથી પાઠશાળા ચલાવવા માંડી તેમાં દિવસે દિવસે ઉન્નતિ થતી ગઇ અને અત્યારે પણ એ પાઠશાળા બહુ સારા પાયા ઉપર ચાલે છે. પાઠશાળાના ઉપયોગ માટે શેઠ ભેરૂદાનજીએ પોતાનું મકાન આપેલ છે. શુમારે ૮૦ વિદ્યાર્થીઓ તેનો લાભ લે છે. સાત શિક્ષકો રોકવામાં આવ્યા છે. માસિક રૂા. ૪૦૦ને શુમારે ખર્ચ છે. ધાર્મિક શિક્ષણ ફરજીઆત છે. ઉપરાત હીંદી, અંગ્રેજી, મહાજની હિસાબ, લેખનકળા વગેરે શિખવાય છે. કન્યાઓને પણ વ્યાવહારિક અને ધાર્મિક શિક્ષણ મળે એ હેતુથી એક કન્યાશાળા પણ મજકુર શેઠ તરફથી થોડા સમયમા સ્થાપિત થનાર છે. છોકરાઓ પાસેથી ફી બિલકુલ લેવામા આવતી નથી. ધાર્મિક શિક્ષણમાં સામાયિક પ્રતિક્રમણ અર્થસહિત તથા શાળોપયોગી જૈન પ્રશ્નોત્તર, થોકડા વગેરે શિખવાય છે.

છે તેમણે ૬૧ ઉપવાસ કર્યા હતા. એ પ્રસંગે બહારથી સેંકડો હજારો મનુષ્યો દર્શનાર્થે આવતા હતા. તેમનો આતિથ્યસત્કાર બીકાનેર સંઘ તરફથી ઉત્તમ પ્રકારે થતો. શ્રાવકોએ પણ ઘણી તપશ્ચર્યા અને ઘણાં વ્રત નિયમો કર્યાં હતાં. પૂજ્યશ્રીના સદુપદેશથી જાવરાનિવાસી ઓશવાળ ગૃહસ્થ શ્રીયુત તારાચંદજી તથા તેમના પુત્ર ચાંદમલજીને તથા બીકાનેરના સુપ્રસિદ્ધ શેઠ અગરચંદજી ભૈરૂદાનજીના નાના ભાઇની વિધવા સ્ત્રી રતનકુંવર બાઇને વૈરાગ્ય ઉત્પન્ન થયો. એ ત્રણેનો એકજ દિવસે દીક્ષા મહોત્સવ થયો. શ્રીમાન્ બીકાનેર નરેશે દીક્ષામહોત્સવ માટે પોતાના હાથી તથા લવાજમા (અન્ય સરંજામ) વગેરે મોકલી આપ્યા હતા. સંવત્ ૧૯૬૫ના કાર્તિક વદ ૨ના રોજ ત્રણેને એકજ મુહૂર્તે પૂજ્યશ્રીએ દીક્ષા આપી હતી.



## પ્રકરણ ૧૯ મું.

# અજમેરમાં અપૂર્વ ઉત્સાહ.

---

શ્રીજી મહારાજ કુચેરે બિરાજતા હતા ત્યારે અજમેર નિવાસી રાય શેઠ ચાંદમલજી સાહેબે અરજ કરી કે, આગામી ફાલ્ગુન માસમાં અજમેર મુકામે કૉન્ફરન્સનું અધિવેશન છે, તેથી આખા હિંદુસ્થાનના આપણા આગેવાન સ્વધર્મી બન્ધુઓ ત્યાં એકત્ર થશે; એ પ્રસંગે આપના જેવા સમર્થ ધર્માચાર્ય અને ધર્મોપદેશક ત્યાં બિરાજતા હોય તો મહાન્ ઉપકાર થવાનો સંભવ છે. એ વગેરે શબ્દોમાં ઘણાજ આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરી. એવા મેલાવડાઓ પ્રસંગે હાજરી આપવાનું પૂજ્યશ્રીને પસંદ ન હતું, પરંતુ શેઠજીનો બહુજ આગ્રહ થયો અને સાધુઓ પૈકી પણ કેટલાકની ઇચ્છા અજમેર જવાની છે એમ તેઓશ્રીના જાણવામાં આવ્યું એટલે પૂજ્યશ્રીએ પોતાના સાધુ-ઓને ઉદ્દેશીને કહ્યું:—'બે શરત તમોને મંજુર હોય તો હું અજમેર ફરસું. એક તો સાધુમાર્ગી ભાઈઓના ઘરનાં આહાર-પાણી મેળો રહે ત્યાં સુધી કોઇ સાધુએ ન વહોરવાં; અને બીજું એ કે આપણે જોધપુર થઇને ત્યાં જવું પડશે તેથી લાંબો વિહાર કરતાં કદાચ રસ્તામાં મારા પગમાં તકલીફ થઇ જાય તો તમારે ખાંધ ઉપર બેસારી મને અજમેર પહોંચાડવો પડશે." સાધુ-ઓએ બંને શરતો આનંદપૂર્વક સ્વીકારી. અને પૂજ્યશ્રીએ શેઠજીની વિનંતિ મંજુર રાખી.

પૂજ્યશ્રીને પોતાનું વચન પાળવા ખાતર ૮૦ કોશનો વિશેષ વિહાર કરી જોધપુર જવું પડયું; કારણ કે જોધપુર સંઘે પૂજ્યશ્રીને વિનંતિ કરેલ હતી તે વખતે તેને જોધપુર સ્પર્શવાનું વચન અપાઇ ગયું હતું.

ત્યાંથી પૂજ્યશ્રી જોધપુર પધાર્યા. ત્યાં પણ પુનઃ રાય શેઠ ચાંદમલજી સાહેબ વિનંતિ કરવા પધાર્યા, અને અનુક્રમે વિહાર કરતા પૂજ્યશ્રી સંવત્ ૧૯૬૫ના ફાગણ વદ ૨ના રોજ અજમેર પધાર્યા. પૂજ્યશ્રી અજમેર પધારવાના છે એવા ખબર અગાઉથીજ દેશાવરમાં ફેલાઈ ગયા હતા; તેથી બહારના હજારો શ્રાવકો તેમનાં દર્શનાર્થે કોન્ફરન્સના અધિવેશન પ્રસંગે આવ્યા હતા. ઉપરાંત સાધુ સાધ્વીઓ પણ મોટી સંખ્યામાં પધાર્યા હતાં. તેથી શ્રાવકો રાગવશે સાધુના નિમિત્તે આહાર પાણી અધિક નીપજાવે અગર કાંઇક દોષ લગાડે એ ભીતિથી મહારાજશ્રીએ જતા વેંત તેલો પચ્ચખ્યો અને તેલાનું પારણું કર્યા પછી તરતજ બીજો તેલો કર્યો. થોડા સાધુઓ આહાર પાણી કરતા હતા, તેમને આજ્ઞા કરી કે અન્યદર્શનીને ત્યાંથીજ આહાર પાણી વ્હોરી લાવવા. આવી તપસ્યામાં પણ પૂજ્યશ્રી બુલંદ અવાજે વ્યાખ્યાન ફરમાવતા હતા.

આ પ્રસંગે સર્વ સમ્પ્રદાયના મળીને શુમારે ૧૫૦ સાધુ અજમેરમા હતા. વ્યાખ્યાન શ્રીમાન્ લોઢાજીની વિશાળ કોઠીમાં વંચાતું હતુ અને ત્યા હજારો મનુષ્યો એકઠાં થતા હતાં. પ્રથમ બીજા સાધુઓ વાગફરતી વ્યાખ્યાન થોડો વખત ફરમાવતા. તેમા કોઇ કોઇ સાધુના વ્યાખ્યાન વખતે શ્રોતાજનોમાં બહુ ઘોંઘાટ

થઇ રહેતો હતો; પણ શ્રીજી મહારાજ પાટ ઉપર બિરાજતા કે તરતજ સર્વત્ર શાંતિ પથરાઇ જતી અને બધા લોકો ચૂપચાપ રહી બરાબર વ્યાખ્યાન શ્રવણ કરતા. પૂજ્યશ્રીનું ભેજનું શ્રાવકોને શૂર ચડાવનારો ઝરો હતું. જ્યારે કાંઇ ગડબડ જેવો પ્રસંગ ઉપસ્થિત થાય તે વખતે શાંતિ પ્રસારવા પૂજ્યશ્રી પ્રભુસ્તુતિ કે ભક્તિરસમય કાવ્ય લલકારી દેતા અને લોકો તેમાં સામેલ થઇ જતા. મહાત્મા ગાંધીજીની પણ એવીજ સલાહ છે કે સંગીતની અસર વીજળી જેવી છે, ગાન એટલે સૂરીલી અવસ્થા એ તત્કાળ મુલાયમી અને નરમાશ આણે છે. પાશ્ચિમાત્ય દેશોમાં સમયસૂચક પોલીસ અમલદારોને એકાદ લોકપ્રિય ગાયન શરૂ કરી દઇને, તોફાન કરવા તૈયાર થયેલાં ટોળાંઓને રોકી દેતાં મ્હેં જોયાં છે. કમનસીબે આપણામાં આપણા શાસ્ત્રોની પેઠેજ સંગીત પણ થોડાક લોકોનીજ સંપત્તિ ગણાતી આવી છે.............પ્રજાની મિલ્કત તરીકે એ કદી નથી મનાયુ. સ્વયંસેવકોના મથકો અગર સેવાસમિતિઓ જો મ્હારૂં માને તો હું તો એમની કેળવણીનાં ફરજીઆત અંગ તરીકે તેમને સાથે મળીને રાષ્ટ્રગીતો ગાતાં શીખવું અને એ હેતુ નજર આગળ રાખી નાગીચા સંગીત શાસ્ત્રીઓ અને ઉસ્તાદોને દરેક કોંગ્રેસ અને કૉન્ફરન્સમા નોતરીને પ્રજાને સામુદાયિક ગાન ગાતા શીખવાની તાલીમ આપું.

અમદાવાદ કોંગ્રેસ પ્રસંગે ખાદીનગરમા નિવાસ કરનારાઓએ, જુદી જુદી મંડળીઓનાં હૃદયભેદક ભજનો સાભળ્યાં હશે તે જીવનપર્યંત યાદ કરશે; એટલુંજ નહિ પણ એ ભાવના કદી ભૂલાશે નહિ.

સીકંદરાબાદ કૅાન્ફરન્સ પ્રસંગે ભાઈ મણિલાલ નામના મોરબીના વિદ્યાર્થીએ 'બાગ આ બગડી જાય' અને ભર ઉંઘ વિષે સૂતેલા જન જૈન જણાય છે.' વગેરે કાવ્યોથી શ્રોતાઓને જાગૃત કર્યા હતા. બધી કૅાન્ફરન્સો કરતાં એ વિજયી નિવડી છે.

શ્રીમાન્ મોરબી નરેશ તથા શ્રીમાન્ લીંબડી નરેશ કે જેઓ ખાસ કોન્ફરન્સ અધિવેશનને દીપાવવા માટેજ આવ્યા હતા તેઓ પણ વ્યાખ્યાનમાં પધારતા હતા. અજમેર કોન્ફરન્સ સંવત્ ૧૯૬૫ના ફાગણ વદ ૩-૪-૫ ત્રણ રોજ મળી હતી.

સંવત્ ૧૯૬૫ના ફાગણ વદ ૬ના રોજ જોધપુરના વીશા ઓશવાળ શ્રીયુત શોભાલાલજી દોશીએ પૂજ્યશ્રી સમીપે દીક્ષા લીધી. આ વખતે કોન્ફરન્સમાં આવેલ હજારો મનુષ્ય ઉત્સવમા સામેલ હતાં. શ્રીમાન્ મોરબી અને લીંબડી નરેશ પણ બિરાજમાન હતા. દીક્ષા આપતા પહેલાં શ્રીજી મહારાજે ફરમાવ્યું કે, ભાઈ તમે ઘર કુટુંબ વગેરે બધું છોડીને મારી પાસે દીક્ષા લેવા આવ્યા છો પણ સંયમનું કામ અતિ દુષ્કર છે. અનુભવ થયા સિવાય કેટલીક વાતો ખ્યાલમા પણ આવતી નથી, માટે પૂરો વિચાર કરીને આ સાહસ કરવાનું છે. વળી બીજી પણ એક વાત યાદ રાખજો કે તમે જ્યાં સુધી પાંચે મહાવ્રત શુદ્ધતા પૂર્વક પાળશો ત્યાં સુધી હું તમારો સાથી છું. અગર તેમાં જરા પણ દોષ લગાડશો તો હું તમારો સાથી નથી. તમારે અને મારે ધર્મનીજ સગાઈ છે. આ પ્રકારે સંયમની દુષ્કરતા બહુ સારી રીતે પૂજ્યશ્રીએ બતાવી. તેના ઉત્તરમાં શ્રીયુત

શોભાલાલજીએ અરજ કરી કે, 'મહારાજશ્રી! જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું બરાબર આપની અને આપ મને જેમની નેશ્રાયમાં સોંપશો તે મારા ગુરૂદેવની આજ્ઞાનું પાલન સાચે ભાવે કરતો રહીશ' પછી પૂજ્યશ્રીએ વિધિપૂર્વક દીક્ષા આપી.

શિષ્યોની સંખ્યા વધારવાનો પૂજ્યશ્રીનો મુદ્દલ લોભ ન હતો. તેઓએ પોતાની નેશ્રાયનો એક પણ શિષ્ય કર્યો નથી. એકદમ મુંડી દેવાની પદ્ધતિથી તેઓ તદ્દન વિરૂદ્ધ હતા. તેઓ દીક્ષાના ઉમેદવારને પોતાની પાસે રાખી શાસ્ત્રાભ્યાસ કરાવતા, અનુભવ આપતા અને કસોટી કરતા. વૈરાગીની માનસિક શારીરિક અને સામુદ્રિક ચિકિત્સા કર્યા બાદજ તેમને મુનિ માર્ગમાં મેળવતા. આ પ્રવૃત્તિ પ્રસંગે મહાત્મા ગાંધીજીનો અનુભવ યાદ આવે છે, તેઓશ્રી કહેતા કે....' એક પણ અનાયાસે આવી ચડનારને પૂરા સ્વયંસેવક તરીકે હું તો દાખલ ન કરૂં. એવો સ્વયંસેવક મદદકર્ત્તા થવાને બદલે અડચણકર્તાજ વધારે થાય એ દેખીતું છે. મેદાન પર લડી રહેલાં લશ્કરના કવાયતી સિપાઈની હારમાં વચ્ચમાંજ એક બિન કવાયતી, બિન અનુભવી નવા સિપાઇની કલ્પના કરી જુઓ. એક ક્ષણવારમાં એ આખા લશ્કરને ગોટાળામાં નાંખી મૂકશે."

આ પ્રસંગે અજમેરમાં પૂજ્યશ્રીની ઉદાર વૃત્તિનો સંખ્યાબંધ શ્રાવકોને પરિચય થયો હતો. પ્રાયશ્ચિત લઇ સામેલ થયેલા સાધુમાંથી પુનઃ ભૂલ કરી બેસનાર સાધુજીને યોગ્ય આલોવણ આપી સમુદાયમાં લેવામાં આવ્યા હતા. રતલામના

વયોવૃદ્ધ, સંસારીના લેબાસમાં સાધુ જીવન ગાળનારા, શેઠજી અમરચંદજી પીતલિયાએ અને શેઠ ચાંદમલજી રૈયાવાળાએ આ મામલામાં પૂજ્ય નાને સમયોચિત સલાહ આપી હતી. પૂજ્યશ્રીએ શ્રોતાઓને સમજાવ્યું હતું કે ગ્રીષ્મનો સખ્ત તાપ અને ત્યાગની દિવ્ય જ્યોતિ આલોયણાથીજ ઓપી નીકળે. ગાફેલ રહેવાથી, આળસુ થવાથી, વિદ્યા વિદાય થવા માંડે અને વિદ્યાહીનતાથી વિવેક ભ્રષ્ટતા થતાં આત્મિક ઉત્કર્ષને અંતરાય નડે.

સાધુ જીવનને ક્ષીણ કરનારી ત્રુટિઓ, જે સંયમના આદર્શોને પ્રતિકૂળ અને સંસ્કૃતિને વિઘાતકરૂપ થઇ પડે, તે દૂર કરવાને બદલે તેને પુષ્ટિ આપવામાં આવે તો અસહ્ય અનર્થ ઉત્પન્ન થાય. પુષ્ટિ આપનાર અને એવા સાધનોની સગવડ કરી આપનાર શ્રાવકવર્ગ પોતાના કર્તવ્ય પથ પરથી સરી પડતાં, સાથે એવા શિથિલ સાધુ વર્ગને પણ લેતા પડે છે. કર્તવ્ય બુદ્ધિની બેપરવાઇ, સહૃદય હિમ્મતવાન શ્રાવકોની શિથિલતા અને આવી બાબતો જતી કરનાર બેદરકાર સંસારીઓ, આવા વર્ગને સુધરવાની તક આપવાને બદલે બગાડે છે. પારણામે પત્થર સાથે પોતે પણ ડૂબે છે.

'ચલનેદો' 'આપણે શું' એવા મંદ વિચારો અને બેપરવાઈને લઇ સમાજ સડતો જાય અને પછી સડેલા સમાજમાં હૃદયને હર્ષ કે તૃપ્તિ ન થવાથી નાનો સમાજ નિચોવાતો જાય. ખેતરના પાકને પૂરતો ફાલવા દેવા માટે, પડખે ઉગતાં નિંદણનો નાશ કરવોજ જોઇએ. સમાજને સડાવતા સડાનો નાશ થવોજ

જોઈએ. ભારતની ધર્મભોળી પ્રજા ‘સાધુઓને’ ઇશ્વર અંશી સમજવાને ટેવાયેલી છે. આ બંધારણ આ પૂજ્યભાવ પ્રાચીન સમયથી પ્રવાહિત છે. અને એ દૈવી હક્કની માન્યતાએ પ્રજામાં એટલાં બધાં ઉંડાં મૂળ ઘાલેલાં છે કે એ દૈવી હક્કની ખુમારીમાં પ્રસંગે અસહ્ય આચરણો માટે પણ આંખ આડા કાન કરવામાં ધર્મભાવ સમજાય છે, જયપુરમાં આવાં દ્રષ્ટાંતો નજરે જોઇ લેખક ગભરાઇ જાય છે.

હિંદ ઘણો શ્રદ્ધાળુ, ધર્મપ્રેમી અને આસ્તિક દેશ છે. તેમાંએ બધી કોમો કરતાં પોચામાં પોચા વણિક બન્ધુઓની ડરપોક આસ્તિકતા તો અજબ ગજબ કરનારી છે. લાંબા સમયના સાધુઓ માટેના શુભ સંસ્કારો જે વંશપરંપરા ઉતરી આવ્યા છે, તેનું આ પરિણામ છે. આ પવિત્ર સંસ્કારો જળવાઇ રહે એવું આપણે અંતઃકરણ પૂર્વક ઇચ્છીશું, પરંતુ આપણી એ ભાવનાને ભોળપણ કે વ્હેમના વ્હેળામાં વહી જવા દેવાથી ‘દૈવાંશી હક્ક’ નો દાવો કરનારા એક મતે સમાજને નીચું જોવરાવવા જેવું કરી બેસે છે.

લાંબા સમયથી ટકી રહેલા આ સંસ્કારો અત્યારે કેટલા આવશ્યક છે તેના બહુ ઉંડાણમાં ઉતરવાથી કોકડું ગુંચવાઇ જાય એમ છે, પરંતુ એટલું તો સત્ય છે કે આ માન્યતા જ્યારે શરૂ થઈ હશે ત્યારે તો તમામનાં ચારિત્ર ઘણાજ પવિત્ર અને એ દૈવાંશી હક્કની પુરતી લાયકાત પુરવાર કરનાર હશે, એમ પ્રાચીન સાહિત્ય ખાત્રી આપે છે. પરંતુ સાથે સાથે એ સાહિત્યમાંથી એ પણ મળી આવે છે કે એ હક્કોનો દુરૂપયોગ કર-

નારને, અસાધારણ ગુન્હેગાર કરતાં આકરી સજા થતી. એક અજ્ઞાન મનુષ્ય ગુન્હો કરે તેના કરતાં એક કાયદાનો જાણનાર ગુન્હો કરે તો, અજ્ઞાન મનુષ્ય કરતાં વિશેષ સજા અને તિરસ્કારને પાત્ર તે ઠરે છે.

પોતાના સામાજીક કરાર(Social Contract) માફક નહિ વર્તનાર સામે સખ્ત પગલાં લેવાની પરવાનગી છે, કારણ એ દ્રષ્ટાંતથી બીજાઓને આડકતરી ચેતવણી મળે છે. એક બેને જતાં કરવાથી બીજા બાવીશને એ હક્કની ખુમારીમાં, સમાજમાં ઝેરી જાળ પાથરવાનો પાનો ચડે છે. લાયકને લાયક માન આપવામાં આપણી શ્રદ્ધાની હદ આપણે ઓળંગતા નથી. સંયમ અને સાધુધર્મનું બહુમાનપણું નિભાવવામાં આપણે વિનયધર્મ જાળવીએ છીએ, પણ એ વિનયનો અર્થ એવો થવો ન જોઇએ કે એ વર્ગની ગમે તેવી વર્તણુક આપણે નિભાવી લેવી કે જતી કરવી. પોતાના દૈવી હક્કની ભાંગેલી હોડીથી, દરીયો ડોળતા નામધારીઓએ કર્મના અચળ નિયમોનો અભ્યાસ કરવો જોઈએ. સત્ય સનાતન ધર્મ તો જેનામાં દેવ જેવા ઉચ્ચ સાત્વિક ગુણ હોય તેનેજ દૈવી હક્કો આપવાનું કહે છે. સાધુ વર્ગ અને શ્રાવક વર્ગ પોત પોતાના કર્તવ્યમાં, પોતપોતાની જવાબદારી સમજી, સમય અને ભાવને નજર આગળ રાખી, જીવન સાર્થક કરે એવી લેખકની હાર્દિક ભાવના છે.



## પ્રકરણ ૨૦ મું

# રાજસ્થાનોમાં અહિંસા ધર્મનો પ્રચાર.

અજમેરથી વિહાર કરી રસ્તામાં અનેક ભવ્યજીવોને ધર્મનો બોધ દેતા સંવત ૧૯૬૫નું ચાતુર્માસ બડી સાદડી મેવાડમાં કર્યું. ત્યાં જીવદયાના મહાન ઉપકારો થયા. સાધુમાર્ગી જૈન કૉન્ફરન્સના મેવાડ પ્રાંતના પ્રાંતિક સેક્રેટરી નિમચનિવાસી શ્રીમાન્ શેઠ નથમલજી ચોરડીયાએ એ ઉપકારોની સવિસ્તર ટીપ સાંવત્સરિક ક્ષમાપના પત્ર સાથે છપાવી બહાર પાડેલી છે; તેમાંના અગત્યના અંશોનું ભાષાંતર આ નીચે પ્રકટ કરવામાં આવે છે.

"વિશેષ આનંદદાયક સમાચાર એ છે કે, જેવી રીતે શ્રીમાન્ મોરબી નરેશ સર વાઘજી બહાદુર જી. સી. આઈ. ઈ. તથા શ્રીમાન્ લીંબડી નરેશ શ્રી દોલતસિંહજી બહાદુર શ્રીજિનપ્રણીત અહિંસાધર્મનું પ્રીતિપૂર્વક રક્ષણ કરે છે અને સાધુ મહાત્માઓના આગમન સમયે ધર્મોપદેશ શ્રવણ કરવા વ્યાખ્યાનમાં પધારી સભાને સુશોભિત કરે છે, તેવીજ રીતે અહિં શ્રીમાન્ મહારાણા સાહેબ શ્રી ૧૦૮ દુલેહસિંહજી નરેશ-બડી સાદડી રિયાસત મેવાડ કે જેમની પેઢી દર પેઢીથી આ ધર્મનું રક્ષણ થતું આવ્યું છે. તેમણે શ્રીપૂજ્યજી મહારાજની અસરકારક વાણીની અમૃતધારા વૃષ્ટિથી તૃપ્ત થઇને પોતાના રાજ્યમાં નીચે પ્રમાણે જીવદયાનો પ્રબંધ કર્યો છે.

## (૧) નવરાત્રિમાં જે ૮ આઠ પાડા તથા ૧૦ બકરાનો વધ થતો તે હમેશને માટે બંધ કર્યો.

પાડા—હિંગલાજ માતા પાડો ૧, પંડેઠમાં પાડો ૧, ગાજનદેવી પાડો ૧, લક્ષ્મીપુરમાં પાડો ૧, બરદેવરા કરજૂમાં પાડા ૨, ઉદપુરા ફાચરમાં પાડા ૨ એ રીતે કુલ પાડા ૮.

બકરા—પાલાખેડીમાં બકરા ૪, વાગેલાના ખેડામાં બકરો ૧ રણુવતાના ખેડામાં બકરા ૩, ભેંતરડીમાં ૧ અને બરિયાખેડામાં ૧ મળી કુલ બકરા ૧૦.

કુલ જાનવર ૧૮નો વધ પ્રતિવર્ષ થતો હતો તે બંધ કર્યો.

## (૨) કસાઇખાનાં બંધ. (૩) તળાવમાં મચ્છી મારવાનું બંધ (૪) કસ્બામાં અગતા મંજુર.

શ્રીમાન્ રાવરાણા સાહેબ તરફથી કસાઇખાનાં બંધ, તળાવમાં મચ્છી મારવાની મના થઇ. ઉપરાંત ઠાકુર સરદારસિંહજીએ શિકાર કરવાનો તથા માસભક્ષણનો હમેશને માટે ત્યાગ કર્યો. ઠાકુર દલેલસિંહજીએ પોતાની જાગીરનાં ગામોમાં જે પાડાઓ પ્રતિવર્ષ મારવામા આવતા હતા તે બંધ કરી દીધા. તથા કેટલાક જાનવરોનો શિકાર કરવાનો તથા માસભક્ષણ કરવાનો ત્યાગ કર્યો. ઉપરાત તેમની રિયાસતમાં છડીદાર, હવાલદાર, દરોગા વગેરે ૭૦ આમામીઓએ શિકાર કરવાનું તથા માંસભક્ષણ કરવાનું છોડી દીધું.

કસ્બાના લોકો પૈકી મ સ્ન તેલીઓએ માસ એકમાં નવ દિવસ ઘાણી બંધ રાખવાનો ઠરાવ કર્યો. સમસ્ત સુતાર, લુહાર,

કુંભાર, કલાલ, નાઇ અને ધોબીઓએ એક મહિનામાં પાંચ દિવસ (૨ એકાદશી, ૨ ચોદશ, ૧ અમાવાસ્યા) આરંભ ન કરવાનો હમેશને માટે ઠરાવ કર્યો.

## રાજસ્થાનોના જાગીરદારો તરફથી જીવદયાના પ્રબંધ વિષયક પટ્ટા પરવાના.

રાજસ્થાન "બાન્સી"—અહિંના શ્રીમાન્ રાવતજી શ્રી ૫ તખ્તસિંહજીએ પોતાના ઇલાકામાં શ્રાવણ, કાર્તિક અને વૈશાખ મહિનામાં શિકાર માટે કે ખોરાક માટે જાનવર મારવાની સદંતર મના કરી અને શેષ નવ મહિનામાં પણ દરેક માસની અગીયારશ તથા અમાવાસ્યાને દિવસે જીવ મારવાની મના કરી તથા સનંદ પરવાનો નંબર ૩૮૨ એનાયત કર્યો.

**રાજસ્થાન ભદેસર.**—અહિંના શ્રીમાન્ રાવતજી સાહેબ શ્રી ૫ ભોપાળસિંહજીએ પણ પોતાના ઇલાકામા ઉપર પ્રમાણે હુકમ જારી કર્યો અને પટ્ટો નં. ૯૨ એનાયત કર્યો.

**રાજસ્થાન બોરદા.**—શ્રીમાન્ રાવત સાહેબ શ્રી ૫ નહારસિંહજી સાહેબ તરફથી આ ચાતુર્માસમાં કસાઇખાનાં બંધ કરવામાં આવ્યાં. તથા બહારના લોકોને ભેંસ વેચાતી આપવાની મના કરવામાં આવી.

**રાજસ્થાન લૂણદા**—શ્રીમાન્ રાવતજી સાહેબ શ્રી ૫ જવાનસિંહજી તરફથી ચાતુર્માસમાં કસાઈખાનાં બંધ, બહારવાળાને ભેંશ વેચવાનું બંધ, અગ્યારસ, અમાવાસ્યા શિકાર બંધ. પટ્ટા દસ્તખતી ૩૩.

**રાજસ્થાન સાટોલા.**—શ્રીમાન્ રાવજી સાહેબ શ્રી ૫ દલપતસિંહજી તરફથી ઉપરોક્ત પ્રબંધ થવા ઉપરાંત શ્રાવણ કાર્તિક અને વૈશાખ મહિનામાં જાનવર મારવાનું બંધ. પટ્ટો નંબર ૩૩.

**રાજસ્થાન બંબોરી**—શ્રીમાન્ ઠાકોર સાહેબે અહિં સમસ્ત કુંભાર વગેરેમાં એકાદશી તથા અમાવાસ્યાનો અગતો પળાવવાનો પ્રબંધ કર્યો; તથા ચાતુર્માસમાં શિકાર બંધ કર્યો. પટ્ટો નાં. ૧૬.

**રાજસ્થાન જલોદિયા.**—ના. ઠાકોર સાહેબ દોલતસિંહજીએ કેટલીક જાતના જાનવરોના શિકાર કરવાનો ત્યાગ કર્યો.

મેવાડ રાજ્યના ઉપરોકત ઠેકાણાના ઉમરાવોએ પોતપોતાના ઇલાકામાં જે પરોપકારના કાર્યોમાં સહાયતા કરી છે, તેમને કોટીશઃ ધન્યવાદ ઘટે છે. તેઓ દીર્ઘાયુષી રહી સદૈવ એવાં પારમાર્થિક કાર્યો કરતા રહે એવી અમારી હાર્દિક ભાવના છે.

## ઇલાકા બડી સાદડીના જાગીરદારો તરફથી જીવદયાના પટ્ટા પરવાના.

તલાવદાના ઠાકુર સાહેબ અમરસિંહજીએ પોતાના ગામમાં હમેશને માટે કાર્તિક, વૈશાખ તથા ચાર મહિના ચોમાસાના શિકાર તથા ખોરાક નિમિત્તે જાનવરોનો વધ કરવાનું બંધ કર્યું. તથા ઠાકુર ગિરિવરસિંહજીએ હમેશને માટે શિકાર કરવાનો, માંસભક્ષણ કરવાનો તથા મદિરાપાન કરવાનો ત્યાગ કર્યો.

૨. પાલાએડીના ઠાકુર સાહેબ શ્રી ચતુરસિંહજીએ નવરાત્રિમાં તથા ચોમાસામાં જીવહિંસા બંધ કરી તથા નદીમાં

માછલાં નહિ પકડવાનો હુકમ જારી કર્યો, ઠાકુર શ્રી જાલિમ-સિંહજી તથા અન્ય લોકોએ માંદરાપાનનો તથા કેટલીક જાતનાં જાનવરોનો શિકાર અને વધ કરવાનો ત્યાગ કર્યો. તથા ૨ બકરાનો વધ થતો હતો તેને અમરા કરવાનો હુકમ કર્યો.

૩. **બાગેવાના** ઠાકોર સાહેબ શ્રી મોડસિંહજીએ નવરાત્રિની જીવહિંસા બંધ કરી અને બહારના લોકોને લેંશો વેચાતી આપવાનું બંધ કર્યું.

૪. **ગુંડલીના** ઠાકુર સાહેબ શ્રી પ્રતાપસિંહજીએ પોતાના ગામમાં ચાતુર્માસમાં જાનવરોનો શિકાર તથા વધ તદ્દન બંધ કર્યો તથા વૈશાખ, શ્રાવણ અને કાર્તિક એ ત્રણ મહિનામાં ખોરાક વગેરેને માટે પ્રાણીવધ સર્વથા બંધ કર્યો.

૫. **હડમતીયાના** ઠાકુર શ્રી સરદારસિંહજીએ ચાતુર્માસ દરમ્યાન પોતાના ગામમાં જાનવરોનો શિકાર તથા વધ બંધ કર્યો તથા પોતે કેટલીક જાતના જાનવરોનો શિકાર કરવાનો ત્યાગ કર્યો.

૬-૭-૮ (**હિંગોળિયાના** ઠાકુર શ્રી મોડસિંહજી **કરમઘા ખેડીના** ઠાકુરશ્રી નિર્ભયસિંહજી તથા **ઉમેદપુરાના** ઠાકુરશ્રી ભભુતસિંહજી એ ત્રણ નામદારોએ કેટલીક જાતનાં જાનવરોનો શિકાર કરવાનો ત્યાગ કર્યો તેમજ બીજા પણ ઘણા લોકોને પોતાની માફક ત્યાગ કરાવ્યા.

**ખેડાના** ઠાકુર સાહેબ શ્રીકરણસિંહજીએ ચાતુર્માસમાં જાનવર માત્ર ન મારવાના તથા કેટલીક જાતનાં જાનવર હમેશને માટે મારવાનું બંધ કર્યું.

૧૦. **રણાવત ખેડા તથા આકોલાના** ઠાકુર સાહેબ શ્રી દલેલસિંહજીએ હમેશને માટે માસભક્ષણ તથા જાનવરોનો શિકાર બંધ કર્યો, તથા નવરાત્રિમાં થતા પશુવધ બંધ કર્યા.

૧૧-૧૨. **નહારજી ખેડાના** ઠાકુર શ્રી લાલસિંહજી તથા **ખાખરિયા ખેડાના** ઠાકુર શ્રી મોડસિંહજીએ કાયમને માટે પોતાને ત્યાં ચાતુર્માસમાં જાનવર નહિ મારવાનો હુકમ જારી કર્યો, તથા કેટલીક જાતના જાનવરોના શિકાર અને માંસભક્ષણનો ત્યાગ કર્યો.

**કીરતપુરાના** જાગીરદાર મીર મહમ્મુદખાનજીએ પોતાના આઠ સગાં સંબંધીજનો સહિત જાનવરોનો શિકાર છોડી દીધો.

આ સિવાય

## મેવાડ ઇલાકાના અન્ય ગામોની તરફથી જીવરક્ષાની તપસીલ.

૧ સરતલા, ૧ લીકોડા, ૩ ચેનપુરયા, ૪ ચીતોડયા, ૫ મૂન્જાણીલા ( આમખારા) ૬ સરદારપુર, ૭ કરારણ, ૮ ખેડી ૯ ખરદેવરા, ૧૦ કરજુ, ૧૧ ઉમેદપુર, ૧૨ નાંદોલી, ૧૩ એડા, ૧૪ કસુંબરા, ૧૫ જતાઇ, ૧૬ દેવરી, ૧૭ સતીરાખેડા, (ગામ ૪) ૧૮ ભાણુજા, ૧૯ ઉદપુરા, ફતેહસિંહજીકા ખેડા, ૨૧ પારડયા, ૨૨ બરિયાખેડા, ૨૩ ભંચરડી નનાણુા, ૨૪ ફાચર, ૨૫ વાદક્યા, ૨૬ ચાદખેડી, ૨૭ તલાવખેડા, વગેરે કુલ ૬૫ ગામોમાં ૫૨૫ (પાંચસે પચીશ) ક્ષત્રી, હિંદુ, મુસલમાન જાગીરદારોએ શ્રીપૂજ્યજી મહારાજના સદુપદેશના પ્રભાવથી અનેક જાતના પરોપકાર તથા દયાનાં કાર્ય કર્યાં. જેથી હજારો મૂંગાં

ગરીબ પ્રાણીઓને દુઃખજનક મૃત્યુના મુખમાંથી બચાવી અભયદાન આપવામાં આવ્યાં છે. બીજા પણ કિસાન અર્થાત્ ખેડૂત લોકોએ જંગલમાં દવ (આગ) લગાડવાના તથા ઘણા લોકોએ મદિરા માંસના ત્યાગ કર્યા છે.

વ્યાખ્યાનમાં સ્વમતી અન્યમતી હજારોની સંખ્યામાં એકત્રિત થતા હતા. મહારાજશ્રીના અમૂલ્ય શાસ્ત્રોક્ત વચનો શ્રવણ કરતાં આ સાલ જે પરોપકાર થયો છે તે ઉપર સંક્ષેપમાં વર્ણન કર્યો છે. તદુપરાંત કન્યાવિક્રય, બાળલગ્ન, આંતસબાજી વગેરેની તથા ફજૂલ ખર્ચ નહિ કરવાની ઘણા લોકોએ પ્રતિજ્ઞા લીધી છે. આ આનંદોત્સવમાં શામિલ થવા તથા મહારાજ સાહેબના અમૂલ્ય વ્યાખ્યાનનો લાભ લેવા બહારથી સંખ્યાબંધ શ્રાવક શ્રાવિકાઓ આવ્યાં હતાં.

**તપશ્ચર્યા સાધુઓમાં.**—શ્રીમાન્ પૂજ્યજી મહારાજ ૧ અઠાઇ, ૧ પંચોલો, ૧૦ તેલા તથા એકાતર માસ ૨ના અન્ય મુનિરાજોમાં પણ પુષ્કળ તપશ્ચર્યા થઇ હતી.

**તપશ્ચર્યા શ્રાવક શ્રાવિકામાં.**—$\frac{૩૧}{૧}$, $\frac{૧૭}{૧}$, $\frac{૧૬}{૧}$, $\frac{૧૨}{૧}$, $\frac{૧૦}{૪}$, $\frac{૯}{૪}$, $\frac{૯}{૨}$, $\frac{૭}{૮}$, $\frac{૬}{૧૧}$, $\frac{૫}{૨૨}$, $\frac{૪}{૨૬}$ $\frac{૩}{૬૬}$, $\frac{૨}{૬૧}$, $\frac{૧}{૧૫૦૫૨}$, $\frac{૬૫૧}{૩૦૧}$

| સંવત્સરીના પોષા | એકાતર ઉપવાસ | એકાતર બેલા | ખંધ |
|---|---|---|---|
| ૫૫૨ | ૮૧ | ૩૫ | ૭૦૧ |

| પચરંગી તપસ્યાની | પચરંગી દયાપોષાની |
|---|---|
| ૨૫ | ૧૧ |

કાનોડનિવાસી ભાઇ ધનરાજજીએ પૂજ્યશ્રીના સદુપદેશથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં સંવત્ ૧૯૬૬ના કારતક વદ ૧ ના રોજ સાદડી મુકામે શ્રીજી મહારાજ સમીપે તેમણે દીક્ષા લીધી. આ

પ્રસંગે પણ બહાર ગામના સેંકડો સ્વધર્મી બન્ધુઓ પધાર્યા હતા અને દીક્ષાઉત્સવ મોટી ધામધુમથી કરવામાં આવ્યો હતો.

ત્યાંથી શેષકાલ ઉદયપુર પધાર્યા. ઘણી ધર્મોન્નતિ થઇ. શ્રીમાન્ કોઠારીયા રાવજી સાહેબ વગેરે પણ શ્રીજીની બરાબર સેવા કરતા રહ્યા.

ત્યાંથી અનુક્રમે વિહાર કરતા આચાર્યશ્રી ૧૩ ઠાણા સહિત ગંગાપુર થઇ કપાસણ પધાર્યા. અહિં શ્રીજીનાં ચાર વ્યાખ્યાન થયાં. જૈન, વૈષ્ણુવ, મુસલમાન વગેરે સર્વ ધર્મવાળા મળી શુમારે ૨૦૦૦ મનુષ્યો વ્યાખ્યાનમાં હાજરી આપતા. જીવદયાનો તેઓશ્રીનો ઉપદેશ શ્રવણ કરતાં શ્રી સંઘના દિલમાં અનુકંપા ઉત્પન્ન થઇ, અને જીવોને અભયદાન આપવા માટે એક કાયમી ફંડ ઉભું કરવા કોશીશ કરી. તરતજ એ ફંડમાં રૂા. ૧૦૦૦ ભરાઈ ગયા. વ્યાખ્યાનમાં શ્રીમાન્ કોઠારીજી બલવંતસિંહજી સાહેબ તથા હાકેમ સાહેબ જોધસિંહજી તથા ચિતોડના હાકેમ સાહેબ ગોવિંદસિંહજી વગેરે હાજરી આપતા.

ખડીસાદડીનું ચાતુર્માસ પૂર્ણ કરીને આચાર્ય મહારાજ રતલામ તરફ પધાર્યા ત્યા શ્રી જૈન ટ્રેનિંગ કોલેજના વિદ્યાર્થી ભાઇ મોહનલાલ મોરબીવાળાએ ઉત્કૃષ્ટ વૈરાગ્યથી પૂજ્યશ્રીની સમીપે દીક્ષા લીધી. જેમનો દીક્ષામહોત્સવ શ્રીરતલામ સંઘે ઘણાજ હર્ષોત્સાહપૂર્વક કર્યો. ત્યાંથી વિહાર કરી રસ્તામાં અગણિત ઉપકારો કરતા કરતા પૂજ્યશ્રી માળવા, મારવાડને પાવન કરતા વિચરવા લાગ્યા. કેટલાક ભવ્ય જીવોએ વૈરાગ્ય પામી સંયમ લીધો.

## પ્રકરણ ૨૧ મું.

# એક મિતિએ પાંચ દીક્ષા.



બ્યાવર (ચાતુર્માસ).— સંવત્ ૧૯૬૯નું ચાતુર્માસ શ્રીજીએ બ્યાવર (નયાશહેર) માં કર્યું. સાધમાર્ગી જૈનોની મોટી સંખ્યા ધરાવતું આ શહેર પૂજ્યશ્રી પ્રયેનો પોતાનો અતુલનીય પૂજ્યભાવ છતાં તેમના ચાતુર્માસથી આજપર્યંત વંચિત રહેવા પામ્યું હતું, તેથી બ્યાવરના શ્રાવકો તરફથી વારંવાર થતી અત્યાગ્રહપૂર્વક વિનતિનો સ્વીકાર કરી, આ વર્ષે પૂજ્યશ્રીએ બ્યાવરપર અનુગ્રહ કર્યો. પૂજ્યશ્રીનું ચાતુર્માસ થવાનું છે, એવી વધામણી મળતાંજ શ્રી સંઘમાં આનંદમંગળ છાઈ રહ્યો. અહિંના શ્રાવકોનો ધર્માનુરાગ પ્રથમથીજ પ્રશંસનીય હતો. તેમાં આચાર્યશ્રીના આગમનથી અત્યંત અભિવૃદ્ધિ થવા પામી. ઘણી ધર્મોન્નતિ થઈ. પુષ્કળ તપશ્ચર્યા, દયા, પોષા, વ્રત, નિયમ અને જ્ઞાનધ્યાનની ધૂન મચી રહી. દેશાવરથી પણ સેંકડો લોકો પૂજ્યશ્રીનાં દર્શન અને વાણીશ્રવણનો લાભ લેવા માટે આવવા લાગ્યાં.

પૂજ્યશ્રીની ઇચ્છા કંઇક નિવૃત્તિ મેળવી સંસ્કૃત અભ્યાસ કરવાની હતી. આ સમયે ભીણાયવાળા પંડિત બિહારીલાલ શર્મા કે જેઓએ આઠ વર્ષ કાશીમાં રહી સિદ્ધાંતકૌમુદી વગેરેનો અભ્યાસ કરેલો છે, તેઓ બ્યાવરમાં હતા, અને પૂજ્યશ્રી પાસે પણ આવતા હતા. તેમણે મહારાજશ્રીને સંસ્કૃત અધ્યયન કરાવવાનું ઘણાજ હર્ષપૂર્વક સ્વીકાર્યું; અને મહારાજશ્રીએ પણ પૂર્ણ જીજ્ઞાસાપૂર્વક સંસ્કૃત વ્યાકરણનો અભ્યાસ શરૂ કર્યો, અને

ચાર માસ પર્યંત અભ્યાસ કરી સારસ્વતની ત્રણુ વૃત્તિ પૂરી કરી. મજકુર પંડિતજી ગયા શ્રાવણુ માસમાં કમીટિ પ્રસંગે અમોને બીકાનેરમાં મળ્યા હતા. ત્યાં પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજનાં દર્શનાર્થે આવ્યા હતા અને સંઘના આગ્રહથી ચાતુર્માસ દરમ્યાન ત્યાંજ રહી મહારાજશ્રીની સેવા કરી હતી. મજકુ પંડિત કહેતા કે, પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજના જેટલી સ્મરણશક્તિ, અને કુશાગ્ર બુદ્ધિ બીજી કોઇ પણુ વ્યક્તિમાં મે આજ સુધી જોઇ નથી. નિત્યનિયમ, વ્યાખ્યાન, શાસ્ત્રવાંચન શાસ્ત્રપર્યટન, સ્વાધ્યાય, પડિલેહણુ, પ્રતિક્રમણુ આદિ આદિ પ્રવૃત્તિઓમાથી તેઓને થોડા કલાકનો અવકાશ બહુ મુશ્કેલીએ મળતો હતો. તેમાં પણુ દૂર દૂર દેશાવરમાંથી ઘણા શ્રાવકો તેમના દર્શનાર્થે આવતા, તેમની સાથે ધર્મવિષયક વાર્તાલાપ કરવામાં તેમજ જીજ્ઞાસુ શ્રાવકો સાથે જ્ઞાનચર્ચા કરવામાં પણુ કેટલોક સમય વ્યતીત થતો. આવી આવી પ્રવૃત્તિઓ છતાં તેમણે ચાર મહિનામાં સારસ્વત વ્યાકરણુની ત્રણે વૃત્તિ સમ્પૂર્ણ શિખી લીધી; એ જોઇ કોને આશ્ચર્ય નહિ ઉપજે? પંડિતજી કહેતા કે મને એમની દિવ્ય શકિત જોઇ બહુજ અજાયબી ઉપજતી અને વખતે વખતે એમ લાગી આવતું કે આ તે કોઇ મનુષ્ય છે કે દેવતા છે? પોતાને અભ્યાસ કરવા પાછળ વિશેષ અવકાશ નહિ મળી શકવા માટે તેઓ ઘણીવાર દિલગીરી દર્શાવતાં કહેતા કે "મારી કીર્ત્તિ ન વધી હોત તો ઘણુંજ સારૂં હતું. મારી આત્મિક ઉન્નતિના માર્ગમાં એ કીર્ત્તિ મને દીવાલની પેઠે નડતરરૂપ જણાય છે." પૂજ્યશ્રીનાં આ વાકયો કહી તેમની અતિશય નિરભિમાન વૃત્તિની પણુ ઉકત પંડિતજી મુકત કંઠે પ્રશંસા કરતા હતા:

રાજકવિ કલાપી યથાર્થ કહે છે કેઃ—

"કીર્ત્તિને સુખ માનનાર સુખથી કીર્ત્તિ ભલે મેળવો,
કીર્ત્તિમાં સુજ્ઞને ન કાંઇ સુખ છે ના લોભ કીર્ત્તિ તણો;
પોલું છે જગ ને નકી જગતની પોલી જ કીર્ત્તિ દિસે,
પોલું આ જગ શું થતાં જગતની કીર્ત્તિ સહેજે મળે"

આ ચાતુર્માસ દરમ્યાન એકજ મિતિએ પાંચ જણાએ પ્રબળ વૈરાગ્યપૂર્વક પૂજ્યશ્રીની સમીપે દીક્ષા લીધી હતી. એ પાંચમાં ચાર જણ તો એકજ ગામમાંથી નીકળ્યા હતા. જોધપુર સ્ટેટના ખાલેશર ગામના ઓશવાળ ગૃહસ્થ ૧ હંસરાજજી, ૨ મેઘરાજજી, ૩ કિસનલાલજી અને ૪ ગુલાબચંદજી એ ચાર તથા ઉટાલા (મેવાડ) નિવાસી ઓશવાળ ગૃહસ્થ શ્રીયુત પન્નાલાલજી એમ પાંચ જણે દીક્ષા લીધી. તેનો દીક્ષામહોત્સવ ઘણાજ ઠાઠમાઠ સહિત કરવામા આવ્યો હતો. અને તેમાં બ્યાવર સંઘે ઘણીજ ઉદારતા દાખવી હતી.

પૂજ્યશ્રી હુકમીચંદજી મહારાજ પાસે બીકાનેર મુકામે એકજ મિતિએ પાંચ જણાએ દીક્ષા લીધી હતી. તે પછી એકી સાથે પાંચ દીક્ષા લેવાનો આ પહેલોજ પ્રસંગ હતો. આ ઉપરાંત સંવત્ ૧૯૬૭ ના કાર્તિક શુદ ૮ ના રોજ એક બીજી દીક્ષા પણ થઇ હતી.

પૂજ્યશ્રીના વ્યાખ્યાનનો લાભ સ્વમતી, અન્યમતી લોકો બહુ મોટી સંખ્યામાં લેતા, અને તેના પરિણામે મહાન્ ઉપકારો થતા. ઘણા લોકોએ હિંસા કરવાનું તથા માંસભક્ષણ અને મદિરાપાન કરવાનું છોડી દીધું. ઉપરાંત સેંકડો પશુઓને અભયદાન મળવા પામ્યું હતું. શ્રીયુત ધીસુલાલજી ચોરડીયા તથા શ્રીયુત સતીદાનજી ગોલેચ્છાએ જીવરક્ષાનાં કામ પાછળ પૂજ્યશ્રીના સદુપદેશના પરિણામે ભારે આત્મભોગો આપ્યા હતા.

## પ્રકરણ ૨૨ મું.

# સૌરાષ્ટ્ર પ્રતિ પ્રયાણ.

કાઠીયાવાડના કેન્દ્રસ્થાન રૂપ રાજકોટ શહેરના શ્રી સંઘ તરફથી પૂજ્યશ્રીને કાઠીયાવાડમાં પધારવાની વિનંતિ કરવા માટે બારવ્રતધારી સુશ્રાવક શેઠ જેચંદભાઈ ગોપાલજી* વડાળીવાળા બ્યાવર મુકામે આવ્યા. અને તેમણે પૂજ્યશ્રીની સેવામાં આગ્રહપૂર્વક પ્રાર્થના કરી કે, " રાજકોટ સંઘ અને કાઠીયાવાડના ઘણા શ્રાવકો આપશ્રીનાં દર્શનને માટે તલપી રહ્યા છે. કેટલાક ઉત્તમ સાધુમુનિરાજોની ઇચ્છા પણ એવી છે કે પૂજ્યશ્રી સૌરાષ્ટ્રની ભૂમિને પાવન કરે તો મહદ્ ઉપકાર થવા પામે " વગેરે વગેરે.

---

* શેઠ જેચંદભાઇની રાજકોટ તથા એડન કેમ્પમાં બહુ સારા પાયા ઉપર દુકાનો ચાલતી હતી, પરંતુ કેવળ ધર્મપરાયણ જીવન ગાળવા માટે તેઓએ હજારોની આવકનો ધીકતો ધંધો છોડી દીધો હતો, અને પડિમાધારી થઇ જ્ઞાનાભ્યાસ, ધર્માનુષ્ટાન, સમાજસેવા, પ્રાણિરક્ષા અને ઉત્તમ સાધુસંતનો સત્સંગઇત્યાદિ પારમાર્થિક પ્રવૃત્તિઓ પાછળજ પોતાના સમય, શક્તિ અને દ્રવ્યનો સદ્વ્યય તેઓ કરતા હતા. છેલ્લાં થોડાં વર્ષથી તેઓશ્રીએ દીક્ષા લીધી છે. અને હાલમાં એક ઉત્તમ સાધુ તરીકે તેઓ કાઠીયાવાડને પાવન કરતા વિચરે છે. તેઓ ઘણાજ આત્માર્થી અને ઉત્તમ આચારવાન્ સાધુ છે. સંસારાવસ્થામાં દરેક ચાતુર્માસમાં પૂજ્યશ્રીની સેવા કરતા હતા.

શેઠ જેચંદભાઇ અગાઉ પણ એક વાર વિનંતિ માટે ખાસ આવી ગયા હતા. તેમજ સંવત્ ૧૯૬૦માં મોરબીનિવાસી દેશાઇ વનેચંદ રાજપાળ તથા આ લેખક પૂજ્યશ્રીનાં દર્શનાર્થે તથા મોરબી કૉન્ફરન્સમાં પધારવાનું ઉદયપુર સંઘને ખાસ આમંત્રણ આપવા માટે ઉદયપુર ગયેલ, ત્યારે પણ કાઠીયાવાડમાં પધારવા અરજ કરેલ. ઉપરાંત અજમેર કૉન્ફરન્સ પ્રસંગે કાઠીયાવાડમાંથી આવેલ શ્રાવકોએ પૂજ્યશ્રીની અસાધારણ પ્રભાવશાળી વકતૃ-તાથી મુગ્ધ થઇને કાઠીયાવાડને પાવન કરવા પૂજ્યશ્રીને બહુ આગ્રહયુક્ત પ્રાર્થના કરેલી. જેમાં શ્રીમાન્ મોરબી તથા લીંબડી નરેશો પણ સામેલ હતા; અને તે દરેક પ્રસંગોએ શ્રીજી મહા-રાજે કાંઇક આશ્વાસનજનક ઉત્તરો આપેલા; તેથી આ વખતે શ્રીયુત જેચંદભાઇની વિનંતિનો સ્વીકાર થયો.

બ્યાવરનું ચાતુર્માસ પૂર્ણ થયે આચાર્ય મહારાજ અનુક્રમે વિહાર કરતા મરૂધરભૂમિને પાવન કરતા પાલી પધાર્યા અને પાલીથી સંવત્ ૧૯૬૭ ના ફાગણ શુદ ૧૪ ના રોજ ૨૦ થાણાંથી તેઓશ્રીએ ગુજરાત કાઠીયાવાડ તરફ વિહાર કર્યો. સાધુઓ ક્ષેત્રનો પ્રતિબંધ છોડી દેશાન્તરમા વિચરતા રહે તો પરસ્પર વિચારવિનિમય અને જ્ઞાનની આપલેદ્વારા ઘણો લાભ થવા પામે. અને શ્રાવક સમુદાયને પણ ભિન્નભિન્ન સમ્પ્રદાયના અને પૃથક્ પૃથક્ દેશોના સાધુઓની સેવાનો અને તેમના વિધવિધ વિષયો પર પ્રકાશ પાડનારા વ્યાખ્યાનો શ્રવણ કરવાનો અમૂલ્ય લાભ મળતો રહે. એવી શ્રીજી મહારાજની માન્યતા હતી તેથી પોતે પ્રથમ ગુજરાત કાઠીયાવાડમાં જઇ ત્યાંના વિદ્વાન મુનિ-

રાજોનું માળવા મારવાડ તરફ આકર્ષણ કરવા ઇચ્છતા હતા, અને કાઠીયાવાડમાં પધાર્યા બાદ કેટલાક મુનિરાજોને તેમણે તે માટે આમંત્રણ પણ કર્યું હતું.

પાલીથી ઉતાવળે વિહાર કરતા અને રસ્તાના વિકટ પરિસહો સહેતા તા. ૧૩-૩-૧૯૧૧ના રોજ પૂજ્યશ્રી પાલણપુર પધાર્યા. રસ્તો વિકટ હોવાથી સાથેના કેટલાક સાધુઓ મુસાફરીનાં કષ્ટોથી કંટાળતા; તેમને પૂજ્યશ્રી સમયોચિત શાસ્ત્રવચનોદ્વારા કર્તવ્યનું ભાન કરાવતા અને પ્રોત્સાહન આપતા હતા. પાલણપુરમાં પૂજ્યશ્રી ૨૨ દિવસ રોકાણા હતા. દિલ્લી દરવાજા બહાર આવેલી પાલણપુરના માજી દીવાન મહેતાજીશ્રી પીતાંબરદાસ હાથીભાઇની ધર્મશાળાના અતિ વિશાળ મકાનમાં પૂજ્યશ્રી બિરાજતા હતા. ત્યાં જૈન જૈનેતર પ્રજાએ તેઓશ્રીની દિવ્ય વાણી શ્રવણ કરવાનો સંપૂર્ણ લાભ ઉઠાવ્યો હતો. સૈયદ કોમના એક કેળવાયલા મુસલમાન યુવાને માંસભક્ષણનો સર્વથા ત્યાગ કર્યો હતો. ઉપરાંત દયા, પૌષા અને તપશ્ચર્યા પુષ્કળ થઇ હતી.

આ પ્રવૃત્તિમય પ્રગતિના જમાનામાં જ્યાં જડવૃત્તિ, બાહ્ય ઠાઠમાઠ અને બુદ્ધિવિલાસના બાહ્ય સુખો માટેજ ધમાલ ચાલી રહી છે, તેવે સમયે ધર્મ, જ્ઞાન, નીતિ વગેરેની વાતો સાંભળવાની પરવા કોને હોય? વર્તમાનની વિલાસપ્રિય પ્રજા વૈરાગ્ય અને ભક્તિના નામથી ભડકીને ભાગે છે. તેઓ તો તરંગવશ થઇ ગમનચમન કરવામાંજ જીવન સાફલ્ય સમજે છે, તેવાઓને વૈરાગ્ય, ભક્તિ, પરોપકારની માત્રા આપવામાં પૂજ્યશ્રી અનુભવી

વૈદ્ય હતા. આ અરૂચિકર વિષય–દવામાં અમરકારક અને બોધક સત્ય દ્દષ્ટાંતો, કાવ્યો, શ્લોકો, શ્રીમહાવીરની આજ્ઞાઓ વગેરે એવી રીતે મેળવતા હતા કે લોકો મોરલીમુગ્ધ નાગની પેઠે ડોલતા હતા. લોકરૂચિકર રમુજી સંકલના કરવામાં તેઓશ્રી કુશળ હતા. અને આ તથ્ય પથ્ય અનુપાન સાથેની કડવી દવા પણ પૂર્ણ શ્રદ્ધાથી ગળા નીચે ઉતારી દેતા. શ્રોતાઓપર ધારી અસર કરવાથી લાખો મણ લોહું લોહચુંબક તરફ ખેંચાતું. ગુજરાતની પવિત્ર ભૂમિપર પગ મૂકતાજ મહારાજશ્રીનું ઘટતું આતિથ્ય શ્રી પાલણપુર સંઘે કર્યું. અને " Well begun is half done –શુભ પ્રારંભ અર્ધી સફળતા સૂચવે છે." એ સત્ય આખર સફળ થયેલું વાચકો જોશે

પવિત્ર પળે રોપાયેલ ભક્તિના આ બીજે અપૂર્વ ફળ ઉત્પન્ન કર્યાં છે. પાલણપુર આજે પણ શુદ્ધ, સંયમી અને આત્માર્થી સાધુઓને સહ્રદય સન્માને છે પૂજ્યશ્રી શ્રીલાલજીની જીવનપર્યંત પાલણપુરે સેવા કરી છે જ્યાં જ્યા ગમે તેટલે દૂર તેઓશ્રીનાં ચાતુર્માસ હોય પણ પાલણપુરના અગ્રગણ્ય શ્રાવકો પહોચ્યા વિના રહ્યા નથી. તેમાના ઝવેરી માણેકલાલ જકશી, ઝવેરી મોહનલાલ રાયચંદ, ઝવેરી અમૃતલાલ રાયચંદ વગેરે તો જુદા મકાન લઈ સપરિવાર એક બે માસ પૂજ્યશ્રીના સદ્દઉપદેશનો લાભ લેવા રોકાતા અને હજી પણ એવીજ પ્રવૃત્તિ કાયમ રાખી વર્તમાન પૂજ્યશ્રી પ્રત્યે પણ એવોજ ભાવ નિભાવી કૃતજ્ઞતા બતાવી રહ્યા છે. દાનધર્મને દેખાડો કરવાનો આ વિવેક નથી, પણ ભક્તિભાવના પ્રત્યક્ષ અને અનુકરણીય દ્દષ્ટાંતો છે,

"અમારી ચાહ ને બીડી, ખરે છે સ્વર્ગની સીડી" એવી સમજવાળા, સ્વધર્મ જ્ઞાનથી વંચિત રહેલા ઘણાઓને હાથ પકડી તેઓએ જાગૃત કરી ખરો ધર્મ સમજાવ્યો છે કે—

"જેણે જન્મ ધરી જગે નવ કર્યું, કલ્યાણ આત્માતણું,
"જેણે કંઈ પરમાર્થ કાર્ય કરીને, રાખ્યું ન સંભારણું,
"ઋદ્ધિ, સિદ્ધિ, સમૃદ્ધિ સાધન છતાં, જેણે ન શાંતિ ધરી,
"તેણે વ્યર્થ વિતાવ્યું આ પુણ્ય બધું, આ માનુષી દેહ ધરી;"

તેજીને ટકોરોજ બસ છે. ભોળી-ગરવી ગુજરાત જાગૃત થઈ ગઈ.

નવચેતન માટે 'નવજીવન' નીચેનો મંત્ર શિખવે છે.

"સ્વધર્મ એ અગ્નિ જેવો છે. એના સહવાસથી આપણા દોષો બળી જાય છે અને પછી એ આપણને પોતાના સમાનજ તેજસ્વી બનાવી દે છે. આજે એ અગ્નિ ઉપર કુસંસ્કારોની રાખ વળી ગઈ છે, તેટલા માટે તેની ઉપેક્ષા નહિ કરતાં, તેના ઉપર પાણી નહિ રેડતાં, તમારા પોતાના પ્રાણથી તેને ફુંકીને જાગૃત કરો."



પ્રકરણ ૨૩ મું

# કાઠીયાવાડના સાધુ મુનિરાજોએ કરેલું સ્વાગત.



પાલણપુરથી વિહાર કરી સિદ્ધપુર, મેસાણા, વીરમગામ અને લખતર થઇ શ્રીજી મહારાજ ચૈત્ર માસમાં વઢવાણ પધાર્યા. આ વખતે વઢવાણ શહેરમાં ડોસા વોરાના ઉપાશ્રયે લીંબડી સમ્પ્રદાયના સુપ્રસિદ્ધ મુનિશ્રી ઉત્તમચંદજી મહારાજ ઠા. ૫, સુંદર વોરાના ઉપાશ્રયે મુનિશ્રી મોહનલાલજી તથા લક્ષ્મીચંદજી ઠા. ૭ તથા દરીયાપુરી ઉપાશ્રયે મુનિશ્રી અમીચંદજી ઠા. ૫ મળી કુલ ૧૭ મુનિરાજો બિરાજમાન હતા. એ સર્વ મુનિરાજો પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં હાજરી આપતા. શ્રોતૃવર્ગમાં દેરાવાસી શ્રાવકો, ગિરાશીયાઓ, બ્રાહ્મણો વગેરે સર્વ કોમ અને સર્વ ધર્મના લોકો નજરે પડતા હતા. અજમેરના સુપ્રસિદ્ધ કરોડપતિ શેઠ ગાઢમલજી લોઢા તથા શ્રીયુત્ વાડીલાલ મોતીલાલ શાહ વગેરે અહિં પૂજ્યશ્રીના દર્શનાર્થે આવેલ હતા. પૂજ્યશ્રી પાલણપુર બિરાજતા હતા, ત્યારે રાજકોટથી શેઠ જેચંદ ગોપાળજી વગેરે શ્રાવકો પૂજ્યશ્રીને રાજકોટ તરફ પધારવા વિનંતિ કરવા આવ્યા હતા, અને ચાતુર્માસ રાજકોટનું મંજુર થયું હતું.

વઢવાણથી રાજકોટ જવા તાકીદ હતી, પરંતુ શ્રીમાન્

પંડિતપ્રવર મુનિશ્રી ઉત્તમચંદજી મહારાજના અતિ આગ્રહથી શ્રીજી મહારાજ લીંબડી પધાર્યા. આ બન્ને મહાપુરૂષોને પરસ્પર એટલો તો ધર્મસ્નેહ અલ્પ સમયમાં બંધાઇ ગયો કે જાણે એકજ સમ્પ્રદાયના બન્ને ગુરૂભાઇ હશે એવુંજ દેખાય. એટલુંજ નહિં પણ લીંબડી સમ્પ્રદાયના પૂજ્યશ્રી મેઘરાજજી સ્વામી તથા પં. મુનિશ્રી ઉત્તમચંદજી સ્વામી વગેરે મુનિઓએ પણ ખાસ જાતે તથા આગેવાન શ્રાવકોદ્વારા બંદોબસ્ત કરાવ્યો કે આ દેશમાં મારવાડી મુનિઓ પધાર્યા છે, તો આ સમ્પ્રદાયનાં ચાતુર્માસ કરવાનાં ક્ષેત્રોમાં (કાઠીયાવાડ, કચ્છ વગેરે દેશોમાં આપણા મુનિઓનો એવો રીવાજ પડી ગયો છે કે અમુક ગામમાં જે સંઘાડાના મુનિઓ ચાતુર્માસ કરતા હોય ત્યાં બીજા સમ્પ્રદાયના મુનિઓ ચોમાસું રહી શકે નહિ.) ગમે તે સ્થળોએ આ મુનિઓને ચાતુર્માસ કરવાની છુટ છે; એટલુંજ નહિ પણ શ્રાવકોએ પણ તેમને પર સંઘાડાના ગણી ભેદભાવ નહિ રાખવો, અને સર્વ પ્રકારની સગવડ કરી આપવી. આ પ્રમાણે લીંબડી સમ્પ્રદાયના સમયના જાણ મુનિરાજોએ ભેદભાવ છોડી ભ્રાતૃભાવ વધારવાની અનુપમ અને અનુકરણીય પહેલ કરી કે તરતજ વઢવાણમાં બિરાજમાન લીંબડી સંઘવી સંઘાડાના મહારાજશ્રી મોહનલાલજી તથા દરીયાપુરી સમ્પ્રદાયના મહારાજશ્રી અમીચંદજીએ પણ એજ પ્રકારની ઉદ્‌ઘોષણા પોતાના ક્ષેત્રમાં પણ કરાવી.

વઢવાણથી પંડિત ઉત્તમચંદજી મહારાજ આદિ લીંબડી પધાર્યા, અને તે પછી દોઢેક કલાકે પૂજ્યશ્રી પણ લીંબડી પધાર્યા હતા. આ વખતે લીંબડી સંઘનો ઉત્સાહ અપૂર્વ હતો. પૂજ્યશ્રીની

સામા સ્ટેશન જેટલે દૂર શ્રી ઉત્તમચંદજી સ્વામી વગેરે મુનિઓ તથા શ્રી સંઘના એકરો ની પુરુષો ગયા હતા

લીંબડી હાઇસ્કૂલના ગંજાવર મકાનમાં પૂજ્યશ્રી બિરાજતા હતા, ત્યાં પૂજ્યશ્રીએ ગયા સૈકાના ઉભય સમ્પ્રદાય વચ્ચેના સમ્બન્ધની તમામ હકીકત (દોલતરામજી મહારાજ તથા અજરામરજી મહારાજની કે જે અમોએ ગુર્વાવલીમાં આપેલ છે) શ્રી ઉત્તમચંદજી મહારાજને વાંચી સંભળાવી શ્રીજી મહારાજે કહ્યું કે એ દોલતરામજી મહારાજ છઠ્ઠી પેઢીએ મારા ગુરૂ થાય તેમણે ગુજરાત કાઠીયાવાડમાં ૫ ચોમાસા કર્યા હતા લીંબડીમાં તેઓએ પહેલું ચોમાસું સંવત્ ૧૮૪૯મા કર્યું હતું ત્યારપછી લીંબડીના સુપ્રસિદ્ધ શેઠ કરમશી પ્રેમજી તેમને બહુ આગ્રહથી સંવત્ ૧૮૫૧મા લીંબડી લાવ્યા હતા, અને ત્યારપછી સંવત્ ૧૮૫૮મા તેમણે ત્રીજી વખત લીંબડી ચાતુર્માસ કર્યું હતું આ ત્રણે વખત શ્રી દોલતરામજી તથા શ્રી અજરામરજી મહારાજે સાથે ચાતુર્માસ કર્યા હતા, અને દોલતરામજી મહારાજના આગ્રહથી અજરામરજી મહારાજે એક ચોમાસું જયપુર કર્યું હતું. અને તે વખતે જયપુરમાં અપૂર્વ આનંદમંગળ વર્તાઇ રહ્યો હતો

લીંબડીમાં પણ વઢવાણની પેઠેજ બીજા વ્યાખ્યાનો બંધ રહેતા, અને સર્વ મુનિઓ પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં પધારતા હતા નામદાર ઠાકોર સાહેબ (લીંબડી નરેશ) દીવાન સાહેબ, અધિકારી વર્ગ વગેરે શ્રીજી મહારાજના વ્યાખ્યાનનો લાભ લઇ બહુ સંતુષ્ટ થયા હતા શ્રોતૃવર્ગને શ્રીજી મહારાજના વ્યાખ્યાનની

એવી તો ઉત્તમ અસર થવા પામી કે હમેશ વ્યાખ્યાનનો લાભ લેવાની તીવ્ર જીજ્ઞાસા દરેકને થઇ. આથી ના. દરબાર સાહેબે એવો ઠરાવ કર્યો કે "ગરમીના દિવસોને લીધે કોર્ટમાં સવારનો ટાઇમ છે તેથી અધિકારી વર્ગ વગેરે સર્વને વ્યાખ્યાનમાં આવવાને અડચણ આવે છે, તેથી કોર્ટનો તથા નિશાળનો વખત થોડા દિવસને માટે બપોરનો રાખવો." આ પ્રમાણે વ્યાખ્યાનની સગવડતાને ખાતર તમામ કોર્ટોનો ટાઇમ પૂજ્યશ્રી લીંબડીમાં શેષકાળ બિરાજતા હોય ત્યાં સુધી બપોરનો ઠરાવ્યો. અને ના. ઠાકોર સાહેબ, દીવાન સાહેબ તથા અમલદાર વર્ગ સહિત હમેશ વ્યાખ્યાનમાં પધારતા હતા. નામદારશ્રીને તેમના ઉપદેશથી અત્યંત સંતોષ મળ્યો અને દરરોજ ઉપદેશ શ્રવણ કરવાની જીજ્ઞાસામાં વધારો થયો, નામદાર સાથે તેમના પાટવી કુંવરશ્રી દિગ્વિજયસિંહજી પણ પધારતા. પૂજ્યશ્રીના સમયાનુકૂલ અને સર્વમાન્ય ઉપદેશથી દરેક ધર્મવાળા બહુજ આનંદ પામતા હતા.

વ્યાખ્યાનમાં આર્યવિદ્યા અને અનાર્યવિદ્યાનો મુકાબલો, ગૌરક્ષા સંબંધી લંબાણથી વિવેચન, ગૌરક્ષાથી દેશને થતા અનેક લાભો વગેરે દ્રષ્ટાંત સહિત સમજાવવાથી તથા વિદ્યાદાન અને તેથી આ લોક અને પરલોકમાં મળતું સુખ એ સંબંધી અસરકારક ઉપદેશથી મહારાજા સાહેબ બહુ પ્રસન્ન થયા અને ઘણા લોકોએ અજાણ્યા માણસોને ગાયો, ભેંસા વગેરે વેચાતી ન આપવાની પ્રતિજ્ઞા લીધી હતી. ઉપરાંત રડવાકૂટવાથી થતા ગેરલાભો સમજાવવાથી લીંબડીના શ્રી સંઘની જનરલ મીટીંગ મળી સર્વાનુ-

મતે રહવાફરવાનો રીવાજ ઘણે અંશે બંધ કરવા સંબંધી ઠરાવો કર્યા હતા. અહિં નવ દિવસ રોકાઈ શ્રીજી મહારાજ ચુડે પધાર્યા. મહારાજશ્રી ઉત્તમચંદ્રજીના વિશાળ સૂત્રજ્ઞાન અને કેટલીક કુંચીઓનો પૂજ્યશ્રીએ લાભ લીધો અને પોતાની ઘણી શંકાઓનું સમાધાન કર્યું. મહારાજશ્રી ઉત્તમચંદ્રજી પ્રત્યે પૂજ્યશ્રીની આદર બુદ્ધિને પરિણામે વખતો વખત ,પ્રશ્નોત્તરી ચાલુ રહેતી.

તા. ૧૩-૫-૧૯૧૧ના રોજ પૂજ્યશ્રી ચુડે પધાર્યા અને દરબારી કન્યાશાળામાં ઉતર્યા. ના. ઠાકોર સાહેબ કે જેઓ જાલંધરની આપણી કૉન્ફરન્સમાં પધાર્યા હતા તેઓ, દીવાન સાહેબ અને અમલદાર વર્ગ સહિત વ્યાખ્યાનમાં પધારતા. વ્યાખ્યાનમાં અનેક ઐતિહાસિક તથા ધાર્મિક દ્રષ્ટાંતો આવવાથી અને મનુષ્યકર્તવ્ય સંબંધી અમૂલ્ય ઉપદેશ થતો હોવાથી લોકોને બહુ રસ પડતો. ગુણાનુરાગી થવું, વૈરભાવ ત્યજવો, વાડાનો મોહ ન રાખવો, સમભાવ શિખવો. સર્વધર્મ પ્રત્યે સમદ્રષ્ટિ રાખવી આદિ ઉપદેશથી સર્વને બહુ આનંદ થતો.



## પ્રકરણ ૨૪મું

# રાજકોટનું ચિરસ્મરણીય ચાતુર્માસ.

પૂજ્યશ્રી રસ્તાના વિહારમાં બીમાર પડી ગયા હતા, પગે વાયુનો વ્યાધિ બહુ વધી પડયો હતો, પરંતુ વખતો વખત તેઓ શ્રી કહેતા કે ચાતુર્માસ તો રાજકોટનું કરવું છે, એ મારો નિશ્ચય છે; બાકી તો કેવળીગમ્ય છે. આત્મબળ ઘણું કામ કરે છે. અષ્ટાવક્ર જેનાં આઠે અંગ વાંકાં છતાં ફકત આત્મબળથી કેવા પ્રભાવશાળી થયા એ સુપ્રસિદ્ધ છે. આત્મશ્રદ્ધા-આત્મબળના પ્રમાણમાંજ કાર્યસિદ્ધિ થાય છે, એક અનુભવાયેલું સત્ય છે કે "ભાગ્યના ભોગ બનવાને બદલે આપણે ભાગ્યને બદલી શકીએ છીએ અને તે કેવું થશે તેનો પણ ઘણે અંશે નિશ્ચય કરી શકીએ છીએ." શ્રીયુત માર્ડન તે સત્યનું સમર્થન કરતાં કહે છે. કે "શિથિલ મહત્ત્વાકાંક્ષા અથવા ઢીલા ઉદ્યોગથી કદિ પણ કોઇ કાર્ય સિદ્ધ થયું નથી. કાર્યને સિદ્ધ કરનારી શકિત સહિત આપણે નિશ્ચય કરી લેવો જોઇએ."

બીજા કોઇ હોત. તો આવા પ્રસંગે વિહારની તકલીફ ન ઉઠાવતાં 'અહિંજ દ્વારકા' કરી લેત. પરન્તુ રાજકોટમાં જડ નાંખતા જડવાદને શિથિલ કરવાનો કુદરતનો નિશ્ચય હતો. એ કુદરતે પૂજ્યશ્રીને રાજકોટ તરફ પ્રયાણ કરાવ્યું. ચુડાથી સુદામડા, ધાધલપુર, ચોટીલા અને કુવાડવા થઇ રાજકોટ તરફ પધાર્યા; જ્યાં દૂરથી ટેકરીયા કરતાં ટાવરો દ્રષ્ટિગોચર થતાં હતાં.

રાજકોટથી ચાર પાંચ ગાઉ પૂજ્યશ્રી પહોંચ્યાની વધામણી મળતાં, એ યોગીશ મ્હેમાનનું સ્વાગત કરવા રાજકોટ ઉંચું-નીચું થઇ રહ્યું. રાજકોટના શ્રાવકોના હર્ષનું પ્રતિબિંબ તેઓનાં મુખમંડલમાં પ્રકાશવા લાગ્યું. રાજકોટ શહેર ઉપર સ્વચ્છ આકાશમાં પ્રભાતનાં સૂર્ય કિરણોએ સોનેરી રંગો પૂર્યાં. કલ્લોલ કરતાં, વગડામાંથી ઉડી આવતાં વિહંગોએ વધામણી આપી અને લાંબા વખતની આશા સફળ થઇ માની શ્રી સંઘ સત્કાર માટે તૈયાર થયો. સૂર્યોદય થતાં જેમ કમળનાં વનં પ્રફુલ્લિત થાય તેમ શ્રીજી મહારાજનાં પદાર્પણથી રાજકોટના શ્રાવકોનાં હ્રદયકમળ પ્રફુલ્લિત થયાં.

શહેરની નજીક વણિક ભોજનશાળાના મકાનમાં તેઓ ઉતર્યા. સંવત્ ૧૯૬૭નું ચોમાસું તેઓશ્રીએ કેટલાક શિષ્યો સાથે રાજકોટનું કર્યું. બીજા મુનિરાજોને મૂળી તથા બોટાદ ચાતુર્માસ કરવાની આજ્ઞા આપી ત્યાં મોકલ્યા. વ્યાખ્યાન ભોજનશાળામાં વંચાતું અને નિવાસ જૈનશાળાના મકાનમાં રાખ્યો.

મહારાજશ્રીનું આ ચોમાસું રાજકોટના ઇતિહાસમાં બલકે આખા કાઠીયાવાડના ઇતિહાસમાં સોનેરી અક્ષરે જળવાઇ રહેશે. સંવત્ ૧૯૬૭નું ચોમાસું નિ:ફળ જવાથી મોટો દુષ્કાળ પડયો. શરૂઆતથીજ મેઘરાજની અકૃપા જોઇ, દુષ્કાળનો સંભવ જાણી દયા અને પરોપકાર વિષે મહારાજશ્રીએ પોતાની અમૃતતુલ્ય વાણીના અમોઘ પ્રવાહરૂપી બોધ શરૂ કરી દીધો. મહારાજશ્રીના દરરોજના વ્યાખ્યાનમાં સ્થાનકવાસી, દેરાવાસી જૈન ભાઇઓ ઉપ-

ાંત બીજા ધર્મનાં પણ સંખ્યાબંધ માણસો હાજરી આપતાં હતાં, અને જો કે રાજકોટ વકીલ બારીસ્ટરોથી ભરપૂર અને સુધરેલી પંક્તિમાં ગણાય છે, છતાં અમલદાર વર્ગ કે બીજા આગેવાન ગૃહસ્થોમાં ભાગ્યેજ કોઇ એવા હશે કે તેમના વ્યાખ્યાનનો લાભ લીધા વિના તે રહ્યા હોય. તેઓશ્રી સરલ પણ શાસ્ત્રીય પદ્ધતિથી એવો સચોટ ઉપદેશ ફરમાવતા કે, વચ્ચે કોઇને પ્રશ્ન ઉઠાવવાનું કારણુંજ રહેતું નહિ. અનેક શંકાઓનું સમાધાન થતું અને અનેક પ્રશ્નોનો ઉકેલ થતો હતો.

પૂજ્યશ્રીના પ્રભાવનો પડઘો કાઠીયાવાડમાં ઘણે દૂર સુધી પહોંચ્યો હતો, અને રાજકોટ કાઠીયાવાડનું કેન્દ્રસ્થાન હોવાથી બહારથી આવતા અમલદારો, દરબારો વગેરેને વ્યાખ્યાન શ્રવણ કરવાનો લાભ મળતો. નામદાર લીંબડીના ઠાકોર સાહેબ રાજકોટ પધાર્યા ત્યારે વ્યાખ્યાનમાં હાજર થયા હતા. પૂજ્યશ્રીનાં દર્શન માટે બહારથી આવતા સ્વધર્મી ભાઇઓનો આતિથ્ય સત્કાર કરવાની ખાસ ગોઠવણ કરવામાં આવી હતી જુદા ઉતારા ને જુદાં રસોડાં ગોઠવવામાં આવ્યા હતા. ઉપરાંત તેઓને જુદા જુદા શ્રાવકો તરફથી ટી પાર્ટી, મીજબાનીઓ વગેરે પણ અપાતાં. પૂજ્યશ્રીનાં વચનામૃતોને પચાવવા સંતોષકારક આતિથ્ય સગવડ હોવાથી અને વ્યાખ્યાનની ધામધૂમ તથા જ્ઞાનગોષ્ટિની ધમાલ હોવાથી, આવનારાઓને ધાર્યા કરતાં વિશેષ રોકાણ સેહેજે થઇ જતી. સત્કારના ઉત્સાહી કાર્યવાહકો ભાઇશ્રી ચુનીલાલ નાગજી વોરા અને સુપ્રસિદ્ધ આર્ટીસ્ટ છોટાલાલ તેજપાળ સતત શ્રમ ઉઠાવી રહ્યા હતા.

## પ્રકરણ ૨૫ મું.

# પરોપકારના ઉપદેશની અજાયબ અસર.



ગોંડલના માજી દીવાન સાહેબ મરહુમ ખાનબહાદુર બેજનજી મહેરવાનજી પણ મહારાજ સાહેબના વ્યાખ્યાનમાં પધાર્યા હતા. તે વખતે તેમની તબીયત નરમ હોવાથી તેઓ ભાગ્યેજ એકી વખતે પંદર મીનીટ સુધી બેસી શકતા હતા, છતાં મહારાજશ્રીના વ્યાખ્યાનમાં તેમને એટલો બધો રસ પેદા થયો કે તેઓ લગભગ પોણો કલાક રોકાણા અને મહારાજશ્રીનું દયા અને પરોપકાર વિષેનું, તેમાં ખાસ કરી દુષ્કાળ પડવાની ધાસ્તી લાગે છે, તેથી તે પ્રસંગે કેવી જાતની દયા વાપરવી જોઇએ અને મનુષ્ય દરજ્જે કેટલે સુધી દરેક માણસે પોતાની ફરજો બજાવવી જોઇએ, તે વિષેનું વિવેચન સાંભળતાં એ પારસી ગૃહસ્થની આંખમાંથી દડદડ આંસુ ચાલ્યાં ગયાં, અને ઉઠતી વખતે કદાચ દુષ્કાળ પડે તો મહારાજશ્રીએ આપેલ બોધનો બરાબર અમલ કરવા શ્રોતાજનોને બહુજ લાગણીભરેલા શબ્દોમાં તેઓ અરજ અને આગ્રહ કરતા ગયા.

પૂજ્યશ્રી સૂત્રોના સિદ્ધાંતો સમજાવી, મનુષ્ય જન્મની મહત્તા ઠસાવી; ખરે પ્રસંગે કરાયેલી સહાયતા, સાધારણ સમય કરતાં સહસ્ર ગણી વિશેષ ફળને દેનારી છે, તે દાખલા દલીલ અને ફીલોસોફીના સિદ્ધાંત ઉપર ઘટાવી–પ્રસ્તુત પ્રસંગને કેવાં કર્તવ્ય અને કેવા ધૈર્યથી નિભાવી લેવો, એ વૃદ્ધ અનુભવી-

કરતાં પણ વધારે અસરકારક રીતે શ્રોતાઓના હૃદયમાં ઉતારતા હતા. રાજકોટનાં તેઓશ્રીનાં વ્યાખ્યાનોનું ટીપ્પણ માસ્તર પોપટલાલ કેવળચંદ શાહ વિસ્તારથી, જુદા પુસ્તકરૂપે લખવાના હોવાથી અત્રે માત્ર મૂળ મુદ્દાઓજ મારે તો લખવા રહ્યા છે.

પોતાના સંયમને સાચવી, સંપ્રદાયની મર્યાદાઓની વાડ ન વટાવતાં, શ્રોતાઓને કર્તવ્યનું ભાન કરાવવાની તેઓશ્રીની કુશળ બુદ્ધિ, રાજકોટ જેવા સુધરેલા ક્ષેત્રમાં વિજયી નિવડે એ તેઓશ્રીની લાયકાતનું મોટામા મોટું પ્રમાણપત્ર છે. શ્રી મહાવીર પ્રભુશ્રીનાં વચનામૃતોને અક્ષરશઃ અનુમોદન આપતું વિદ્વાન્ અબુબીન આદમનું એક કાવ્ય આ પ્રસંગે વાંચકોને ઘણો રસ આપશે. કાવ્ય તો ઘણું લાંબું છે; અત્રે તેમાંથી થોડાજ અનુવાદ ઉતારેલ છે.

“ દેવદૂત - ખરે ! મૃત્યુલોક એજ સ્વર્ગલોકનો દરવાજો—, જો સીધાં જતા આવડે તો—મારા દૂતોએ કદિ તને પ્રભુ નામ લેતાં કે ત્રત તપ કરતાં જોયેલો નથી; તેં મોટાં મોટાં દાન દીધેલાં નથી. યાત્રા કરી તારા દેહનું સાર્થક કરેલું નથી. પ્રભુ મંદિરમા પણ તેં કદી પગ મૂકયો નથી. આવું જીવન શું મારા પ્રભુ પાસે લઈ જવું ? ના, ના, એમ તો નજ થાય !

દીનબંધુ—દયાળુ દેવ ! દેવની આંખથી દેખો. મેં મારૂં કલ્યાણ નહિ કર્યું હોય, પણ જગતનાં દુઃખી, અજ્ઞાન અને દિલનાં દર્દીઓનાં દર્દ દૂર કરવા મારો હિસ્સો આપ્યો છે. મેં વ્રત તપ કરી દેહદમન નહિ કર્યું હોય; પણ પ્રભો ! ગરીબો માટે મેં મારો દેહ સોસવી નાખ્યો છે. હું પાપ પીનારી જાહ્નવીમાં

નથી ન્હાયો ; પણ ગરીબોની મીઠી દુવાઓથી મારા આત્માનો મેલ ધોયો છે. મેં પૈસાનું, અન્નાન્નનું, શકિત નહિ હોવાથી દાન નથી કર્યું, પણ સમાજ સમસ્તને મારો દેહ દાનમાં આપી ચૂકયો છું. મેં માત્ર મંદિરમાંજ પ્રભુને જોયા નથી ; પણ આખીએ આલમમાં પ્રભુની દિવ્ય પ્રતિમા પૂજી છે. અન્ય ભકતોએ પત્થરના પુતળામાં પ્રભુ પ્રમાણ્યા ; મેં મનુષ્યમાં માલીકને માન્યા, દુનિયામાં દયાનિધિ દેખ્યા છે–અને સેવ્યા છે. મેં અમુક તીર્થક્ષેત્રની યાત્રાઓ નથીજ કરી, પણ ગરીબ યાત્રા, દુઃખી યાત્રા, મનુષ્ય યાત્રા કરી છે ! એટલે કે ગરીબોની ગરીબાઇનો, દુઃખીયાનાં દુઃખનો અને મનુષ્યની માણુસાઇનો વિચાર કરી ચૂકયો છું. ભગવાનને ભાળ્યા વિના ભજવાને બદલે મારા ભોળા ભાંડુને ભાવથી ભજ્યા છે. ભકતોએ એકજ ભગવાન માન્યા હશે; મેં તો અનેક ભગવાન માન્યા છે ! દરેક મનુષ્યમાં એકેક પ્રતિમા બિરાજે છે. મનુષ્યના હૃદયમાં જાહ્નવી છે. વ્રત તપની શાન્તિ છે. તીર્થયાત્રાનો મહિમા છે. મોટાઇ છે માલીકની. દાનનો અનંતગણો પુણ્યનો ભાર છે. બીજાઓએ પાપીઓ માટે ધિક્કાર વરસાવ્યો હશે, પણ તેઓ મારી દયાના પાત્ર બન્યા છે........ ........અન્યનાં આંસુ લુંછવા એ મારો ધર્મ છે. સત્ય મારી શક્તિ છે અને સેવા મારી ભક્તિ છે.

પ્રભુજી.—(દીનબંધુને માથે હાથ મૂકી) મારા ભક્ત ! તારી સેવા સાચી સેવા છે. તારી ભકિત સાચી ભકિત છે. મને રામચંદ્ર કે કૃષ્ણચંદ્રના સ્વરૂપમાં જોઇ ભક્તિ કરવી તે કરતાં એક ગરીબ, દર્દી, અજ્ઞાન કે પાપીના સ્વરૂપે દેખી ભક્તિ કરવી તે વધારે ગમે છે, ગરીબ કે અનાથોનો અનાદર તે મારોજ

અનાદર છે. તેનો સત્કાર તે મારો સાચો સત્કાર છે.. મારૂં તમામ ઐશ્વર્ય પ્રભુના આવા ભકતોનેજ ચરણે છે.”

આ કાવ્યના પૃથક્પૃથક્ વિચારો પણ પૂજ્યશ્રીના સદુપદેશ ને અનુમોદે છે કે–“ જગત્‌માં કલ્યાણનો એક પણ શ્વાસ લીધો હશે, દયાનું એક પણ અશ્રુ ખેરવ્યું હશે તો તે દિવસ સફળ છે. આજે કોઇનું કલ્યાણ કર્યું ન હોય તો પ્રાયશ્ચિત કર, અને ઓ જીવ ! તારી બેદરકારીનો બદલો વાળવા સજ્જ થજે. કાલે ગરીબનું–સમાજનું છુપું છુપું કામ કરજે, એટલે આજનું દેવું પતી જશે. જે જીવન પોતાની પાછળ કાંઈ પણ ચિહ્ન મૂકી ન શક્યું, જે જીવનના જયોતે અંધકારને અજવાળ્યો નહિ, જે જીવને ભૂતપ્રાણીને સંતોષ્યા નહિ એ જીવન ખરૂં જોતાં પાનખર ઋતુના જેવુંજ વીત્યું ગણાય.

મહારાજશ્રીના દયા તથા પરોપકાર વિષેના સચોટ બોધથી એ દુષ્કાળમાં ઘણા લોકો મનુષ્ય તથા ઢોરોના રક્ષણનું કામ કરવા બહાર પડયા. પ્રથમ રાજકોટના આપણા જૈન ભાઇઓએ રાજકોટની વણિક જ્ઞાતિ માટે સસ્તા ભાવથી તથા ખાતે માંડી દાણા આપવા માટે પર્યુષણમાં તેલાધરને દિવસે એક ફાળો બહાર પાડયો, જેમાં માત્ર પચીશથી ત્રીશ ગૃહસ્થોમાથીજ લગભગ રૂા. ૮૦૦૦ આઠ હજારની રકમ ઉભી કરી હતી, અને તે ફાળામાં રાજકોટ બહારના કોઈ ગૃહસ્થની મદદ નહિ લેવા તથા રૂા. ૧૦૦થી ઓછી મદદ નહિ લેવા તેઓએ ઠરાવ કર્યો હતો. સંવત્સરીના દિવસે ઢોરોના નિભાવ માટે ફાળો કરતાં આપણા જૈન ભાઈઓમાંથીજ રૂા. પાંચ હજારની રકમ એકઠી કરી હતી અને રાજકોટના નામદાર ઠાકોર સાહેબના પ્રમુખપણા નીચે જે

જાહેરસભા ઢોર સંકટ નિવારણ ફંડ માટે ભરવામાં આવી હતી તેમાં તે રકમ જાહેર થતાં ના ઠાકોર સાહેબે તેજ વખતે રૂ. ૭,૦૦૦ સાત હજારની રકમ તે ફંડ માટે આપી ફાળો શરૂ કરી, બધી કોમની એક વગવાળી કમીટિ તે કાર્ય માટે નીમી હતી. દુષ્કાળમાં રાજકોટના જૈનભાઇઓએ દુષ્કાળપીડિત માણસોને મદદ કરવામાં તેમજ ઢોરોનો બચાવ કરવામાં બીજા સાથે ઘણો આગેવાની ભરેલો ભાગ લીધો હતો. *ભરવાડ રબારીઓને

---

* પાંજરાપોળો કે બીજાં સાધનો જ્યાં પગારદાર નોકરોથી જાનવરો નીભાવાય છે, તે સાધનો સારે વખતે વૃદ્ધ અને બીમાર નિવારસ જાનવરો માટેજ ઉપયોગી રહેવાં જોઇએ, પરંતુ દુષ્કાળ કે એવા પ્રસંગે ચોતરફનાં જાનવરો તેમાં ભેગાં કરવાથી સંભાળ સચવાતી નથી. આવે પ્રસંગે તો જાનવરના માલીકોનેજ સસ્તે ભાવે, ઉધારે કે મફત ઘાસ અને અનાજ આપવામાં આવે તો પોતપોતાનાં જાનવરો ઘણીજ સંભાળથી તેઓ નિભાવે. આ વ્યવસ્થાથી સમય અને ખર્ચનો ઘણો બચાવ થાય છે. આવા અખતરાઓ રા. રા. વકીલ પુરૂષોત્તમ માવજી વગેરેએ રાજકોટમાં આ દુષ્કાળ પ્રસંગે જાતે તકલીફ ઉઠાવી કરેલ છે ને તે ઘણાજ ફતેહમંદ નીવડયા છે. જુદા જુદા મધ્ય સ્થળે 'ડીપો' ખોલી ઘાસ વહેંચવામાં આવતું અને નજીકનાં જાનવરો ત્યાંજ ચરી જતાં. આ વ્યવસ્થાથી જાનવરોનો મરો પણ ઓછો હતો. એકજ જગ્યાએ મોટી સંખ્યા ભેગી કરી, નોકરોની મોટી સંખ્યા રાખી વ્યવસ્થામાં ગુંચવાડો ઉભો કરવા કરતાં ઉપરની વ્યવસ્થાના અનુકરણથી ઘણી સગવડ થશે.

ખાસ સસ્તે ભાવે, ઉધારે કે મફત ઘાસ ને અનાજ આપી પોતાનાં જાનવરોને નિભાવવાની સગવડ કરી આપી હતી. રાજકોટના જાણીતા વકીલ રા. રા. પુરૂષોત્તમ ભાઇ માવજીએ દુષ્કાળના દશ માસ માટે પોતાનો કામધંધો બીલકુલ છોડી દઇ મહારાજશ્રી પાસે દુષ્કાળ સંબંધીજ કામકાજ કરવા પ્રતિજ્ઞા લીધી. એ દુષ્કાળમાં માણસો માટે તેમજ ઢોરો માટે તેઓએ ઘણા ઉંચા પ્રકારનું કામ કર્યું હતું. રાજકોટના જાણીતા જૈનભાઈઓ રા. રા. જેચંદભાઇ ગોપાલજી (હાલ જયચંદજી સ્વામી) રા. રા. બેચરદાસ ગોપાલજી, રા. રા. ભાઇદાસ બેચરદાસ, રા રા. ન્યાલચંદ ખેમચંદ; રા. રા. પોપટલાલ કેવળચંદ શાહ, વગેરેને સાથે લઇ તેઓ એ વખતના દુષ્કાળ માટે મુંબઈ ધરમપુર, રતલામ, ઇંદોર, ઉજ્જૈન, જાવરા, મંદસોર, અજમેર, બીકાનેર અને ઉદયપુર વગેરે સ્થળોએ ઢોરસંકટ નિવારણ માટે ફાળો કરવા ગયા હતા અને તે ફાળામાં લગભગ રૂ ૫૦૦૦૦ પચાસ હજારનું ફંડ કરી ઢોરોનો સારી રીતે બચાવ કર્યો હતો. ઉક્ત ગૃહસ્થોએ મુસાફરીનો ખર્ચ પોતાના ઘરથી આપ્યો હતો અને ફાળા ખાતે એક પાઇ પણ માંડી નહોતી.

રાજકોટમાં આ પ્રસંગે 'સેવાધર્મ'નો સિદ્ધાંત પૂજ્ય સાહેબે એટલી બધી અસરકારક રીતે સમજાવ્યો હતો કે તેઓશ્રીનાં વ્યાખ્યાનો સાંભળનાર તેનો પ્રત્યક્ષ અનુભવ આપવા સ્પર્ધામાં ઉતર્યા હતા. આ વખતે સંખ્યાબંધ નધણીયાતાં ઢોરો મળી આવતાં હતાં. પાંજરાપોળ ઉપરાંત શહેરનાં જુદાં જુદાં સ્થળોએ ખાસ 'કેટલ કેમ્પ' પશુગૃહો ખોલી સ્વયં-

સેવકો જાનવરોની ઘણી કાળજીથી સેવા કરતા હતા. શેઠીઆઓ અને ગૃહસ્થો ઇસ્ત્રીબંધ કપડાંવાળાઓ સ્વહસ્તે બીમાર જાનવરોને બેઠાં કરતા, તેને દવા ચોપડતા અને થાબડતા.

શેઠીઆઓ, ગૃહસ્થો અને યુવાનો મિત્ર મંડળ સાથે મોજ ઉડાવવા, ફલણમાં કે રખડવા જવાને બદલે કે ગામ ગપાટામાં નકામી કુથલી કરવાને બદલે, અવકાશનો સદુપયોગ 'સેવાધર્મ' માટે કરે એ આ જમાનાને માટે જરૂરી છે. ખમીસની બાંયો ચડાવી એક સજ્જન જાનવરનું મોઢું પકડે, તેનો બીજો મિત્ર નાળથી તેના મોઢામાં દૂધ રેડે, ત્રીજો મિત્ર કીલના ડબામાંથી દવા ચોપડે અને ચોથો મિત્ર રેશમી રૂમાલથી ઘારાં ઉપર બેસતી માંખીઓ ઉરાડે. આ દ્રશ્ય અન્યને 'સેવાધર્મ' માટે આમંત્રણ આપવાને પૂરતું છે. રાજકોટ કેટલ કેમ્પનો એક ફોટો મળી શકયો છે તે પાસેના પૃષ્ટ પર જોઇ શકાશે. જેમાં સોની મોહનલાલ કેશવજી, કંસારા ઠાકરશી કેશવજી વગેરે સ્વયંસેવકોનો પરિચય થશે. તેઓએ વૈષ્ણવ શેઠ શિવલાલ કરશનજીની મદદથી 'માંડવીના ચોક' માં નમુનેદાર 'પશુગૃહ' ખોલ્યુ હતું. આ ઉપરથી જોઈ શકાશે કે 'જીવદયા' નો ઇજારો એકલા જૈનોનો નથી, પણ તલવાર તો બાંધે તેના બાપની છે. રાજકોટનાં પશુગૃહોમાં ઠક્કર રૂખડ જીવરાજ અને તેના સોખતી કરશનજીએ પણ ઘણો શ્રમ સેવ્યો હતો. અનુકરણ રૂપે બીજે સ્થળે તથા સદરમાં પણ પશુગૃહ ખોલાયાં હતાં. પરોપકારમાં ન્યાત કે ધર્મનો ભેદભાવ ટકતોજ નથી. મોરબીની પાંજરાપોળની કાર્યવાહક કમીટીમાં એક મુસલમાન વોરા ગૃહસ્થ હતા અને બખતોબખત પાંજરાપોળની સંભાળ રાખતા.

પૂજ્ય સાહેબ જ્યારે મારવાડમાં પધાર્યા ત્યારે નજરે નિહાળેલાં આ દ્રશ્યો અસરકારક ભાષામાં શ્રોતાઓને સંભળાવી તેઓના દ્રવ્યનો સદુપયોગ કરાવતા. કાઠીયાવાડમાં નાનામાં નાનું ગામ 'પાંજરાપોળ' વિનાનું નહિ અને અજમેર જેવા મોટા શહેરમાં તેવું કાંઇ નહિ એ અજમેરને શરમાવનારૂં સમજાવ્યું; કે તુરત ત્યાં તેવી સંસ્થા સ્થપાઇ. કાઠીયાવાડ ગુજરાત સિવાય બીજાં સ્થળોએ પાંજરાપોળને બદલે 'ગૌશાળા' ની સંસ્થાઓ નિભાવાય છે, જ્યાં બીજાં જાનવરો માટે ઘણીજ ઓછી સગવડ હોય છે, પરંતુ પૂજ્ય સાહેબના સદુપદેશો દ્વારા સર્વ પ્રકારનાં પશુ પક્ષીઓને પણ નિભાવવાનું સમજાતાં; ઘણે સ્થળે એવી સગવડ થઇ છે.

આવે પ્રસંગે જાનવરો કરતાં મનુષ્યો માટે પણ વ્યવસ્થા થાય છે. સસ્તા ભાવની દુકાનોનો ઉઘાડો લાભ વિશેષે કરીને ગરીબોનેજ મળતો હોવાથી, વચલો વર્ગ જે હમેશાં વધારે દયાને પાત્ર હોય છે તેને સહાય થતી નથી. આવે સમયે જ્ઞાતિવાર સસ્તા ભાવની દુકાનો ખોલાય અને તે તે જ્ઞાતિનાં સર્વે શ્રીમંત અને ગરીબ બધાં તેજ દુકાનેથી અનાજ લે બીજેથી નજ લેવાય એમ ગોઠવણ થાય તો વચલો વર્ગ નભી જાય. આવી સગવડ મોરબીમા વોરા વગેરે કોમે કરી હતી. આ ઉપરાંત આડકતરી રીતે વચલા વર્ગને મદદ આપવાની યોજનાઓ પણ થવી જોઇએ. પંચોતરા દુષ્કાળમાં માંગરોળના ગુપ્ત દાનના શોખીન શેઠ જેઠાલાલ રામજી તથા તેના મિત્રોની મદદથી આવા કામના અનુભવી ભાઇ ચુનીલાલ નાગજી વોરાએ,



राजकोट दुष्काल केटल केम्प.

परिचय-प्रकरण २५.



राजकोटमां छाशनी वहेंचणी.

परिचय–प्रकरण २५

જુદાં જુદાં ગામોની નિશાળોની મુલાકાત લઇ ત્યાં ભણતા વિદ્યાર્થિ-ઓને સ્કોલરશીપના રૂપમાં મોંઘવારીમાં તે કુટુંબોને મદદ કરી હતી અને નિરાધાર, વૃદ્ધ અપંગને મનીઓર્ડરથી મદદ મોકલી આપતા હતા. સાંભળવા મુજબ દર માસે બસો ત્રણસો મનીઓ-ર્ડરો થતા. વચલા વર્ગની લાજ જળવાતી અને ખરે સમયે મળતી મદદ ઘણી ઉપયોગી થતી. યોજના અને પદ્ધતિ પણ બેવડો ચોવડો લાભ કરાવી સમય અને ખર્ચ બચાવે છે.

મહાર.જશ્રીના સદ્બોધના પ્રતાપથી સંવત્ ૧૯૬૮ના દુષ્કાળમા પ્રથમ રાજકોટમાં અને રાજકોટનો દાખલો લઇ કાઠી-યાવાડનાં બીજાં ઘણાં ગામોમાં ઢોરોના બચાવ માટે દયા તથા પરોપકારનાં મોટાં કાર્યો થયાં હતાં. અને એકલા રાજકોટમાંજ માણસ જાતને મદદ કરવામાં તેમજ ઢોરોને બચાવવામાં લગભગ રૂપિયા ૧,૨૫,૦૦૦ સવા લાખ ખર્ચાયા હતા. આ બધો પ્રતાપ મહારાજશ્રીના સદ્બોધનો હતો.

કાઠીયાવાડમાં ‘ છાશ ’ ખાવાનો બધા દેશો કરતાં વધારે રીવાજ છે. દુઝણા રાખવાની પદ્ધતિ હોવાથી ઘણાં ખરાં કુટુંબોમાં સગવડ હોય છે ને ન હોય તે સગાસંબંધી કે પાડોશી ઓમાંથી લાવે એવો રીવાજ છે. દુષ્કાળ જેવા પ્રસંગે ‘ છાશ ’ ની તકલીફ પડતી હોવાથી લોકોને છાશની સગવડથી ઘણી રાહત મળે છે. રાજકોટના સોની મોહનલાલ વગેરે ‘ સ્વયંસેવકો ’ એ છાશ માટેની સગવડ પણ કરી હતી. મુંબઇની એક પારસી બાનુએ ‘ છાશ ’ અમુક માસ પોતાના ખર્ચેજ આપવાની ઇચ્છા બતાવવાથી ઘણા મોટા પ્રમાણમાં છાશ બનાવી વહેંચાતી.

'છાશ' વહેંચવાની સંસ્થાનું પાસેનું ચિત્ર જોવાથી વાંચકોને જરા ખ્યાલ આવશે.

તા. ૧૦-૬-૧૯૩૧ના રોજ નામદાર રાજકોટના ઠાકોર સાહેબ પૂજ્યશ્રીનો સદુપદેશ શ્રવણ કરવા પધાર્યા હતા, અને દોઢ કલાક સુધી કાળજીથી પૂજ્યશ્રીનું પ્રવચન શ્રવણ કર્યું હતું. આ પ્રસંગે ૨૦૦૦થી ૩૦૦૦ શ્રોતાઓની હાજરીમાં પૂજ્યશ્રીએ 'મનુષ્ય કર્તવ્ય' સમજાવ્યું.

પ્રથમ શ્લોકમાં પ્રભુસ્તુતિ કર્યા બાદ દેવના, મનુષ્ય, તિર્યંચ. અને નારકી એ ચાર ગતિમાં મનુષ્ય કઇ રીતે વિશેષ ઉત્તમ છે, અને એ ચાર ગતિમાંથી માત્ર એક મનુષ્ય ગતિથીજ મોક્ષ મેળવી શકાય છે તે સમજાવ્યું. મનુષ્યજન્મની દુર્લભતા સમજાવી અને જ્યારે મનુષ્ય જન્મ દશ બોલ સહિત મળ્યો છે. ત્યારે તેને શી રીતે સફળ કરવો તે વિષે વિવેચન કર્યું. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પંચ યામ વિષે મહાભારતના શાંતિપર્વમાંથી કેટલાંક ઉદાહરણો આપી મનુષ્યના કર્તવ્યમાં તે કેવી રીતે ગણાતી પામે છે તે સમજાવ્યું. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના ધર્મો સમજાવતાં ક્ષત્રિય રાજાનું ચારિત્ર કેવું નિર્મળ હોવું જોઇએ તે બતાવ્યું. એક ધર્મના આચાર્ય બીજા ધર્મના આચાર્ય ઉપર હુમલા કરે તેથી તેમજ ધર્મનું જુદું જુદું સ્વરૂપ શા હેતુથી ઘડવામાં આવ્યું છે તે નહિ સમજી, અનેક શાખામતોએ લોકોમાં જે ભ્રાન્તિ ઉત્પન્ન કરી છે અને વિખવાદ વધાર્યો છે તેથી આપણને કેટલું બધું નુકસાન પહોંચ્યું છે, તે સમજાવી સંપને મનુષ્ય કર્તવ્યની કોટીમાં દાખલ

કરી તેવાં કેટલાંક ઉદાહરણોથી સમજાવી પછી નીચેના શ્લોક પર વિવેચન કરી તત્ત્વ, વ્રત, દાન અને વાણી વિષે બહુ છૂટથી વિવેચન કર્યું.

बुद्धेः फलं तत्त्व विचारणं च,
देहस्य सारं व्रत धारणं च,
वित्तस्य सारं कर पात्र दानम्
वाचां फलं प्रीतिकरं नराणाम्

ગૌરક્ષા* તથા પ્રજાના ચારિત્રની સુધારણા સંબંધી લીધેલાં પગલાં માટે ના. ઠાકોર સાહેબનાં યોગ્ય વખાણ કરી સર્વે શ્રોતાજનોને જીવરક્ષા સંબંધી અસરકારક ઉપદેશ આપી પોતાનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું હતું. ના. ઠાકોર સાહેબે વ્યાખ્યાન સમાપ્ત થતાં પોતાની બેઠક છોડી હતી. હાજર રહેલા ગૃહસ્થોએ તેઓ નામદારનો ઉપકાર માન્યો હતો. ત્યાર પછી લોકો આ ભાષણનાં ભારે વખાણ કરતા વિખરાયા હતા

ગોંડલ સંઘાણી સંઘાડાનાં પવિત્ર પુણ્યશાળી તપસ્વિની મહાસતીજી છબીબાઇ મહાસતીએ મંદવાડમા આચાર્યશ્રીના શ્રીમુખે ધર્મ સાભળવાની ઇચ્છા કરતાં શ્રીયુત પોપટલાલ કેવળચંદ શાહે આચાર્યશ્રીને એ વિનંતિ નિવેદન કરતા તેઓશ્રી ત્યા પધાર્યા

* રાજકોટ નરેશ ગાદી ઉપર આવ્યા પછી પોતાના આખા રાજ્યની અંદર તેમજ રાજકોટ સીવીલ સ્ટેશનમા એજંટ સુધી ગવર્નરને લખાણ કરી ગૌવધ હમેશને માટે તેઓશ્રીએ બંધ કરાવેલ છે.

પણ ઉપાશ્રયમાં પેસવાની ચોક્ખી ના પાડી. પરંપરા પ્રમાણે તેમણે તેમ કહ્યું, પણ એથી માંદાં મહાસતીની તકલીફમાં વધારો થશે એમ અમને લાગ્યું; અંતે બીજે બારણે મહાસતીજીની પાટને જરા ખસેડીને લાવવી પડી અને ત્યાંથી આચાર્યશ્રીએ તેમને સાધુધર્મની અપેક્ષાએ ઘણો સરસ બોધ આપ્યો. મહાસતી બહુ ગુણવાન અને સિદ્ધાંતરસનાં પિયાસુ હતાં, તેમણે તહેત્તિ કરી એ બોધ માથે ચડાવ્યો. એવાં મહાસતી આજને કાળે વિરલ છે. ગોંડલ સંઘાડાના આચાર્યશ્રી જસરાજજી મહારાજ જે ઉપાશ્રયે બિરાજતા હતા તે ઉપાશ્રય માર્ગમાં હોવાથી બારણેથી સુખશાતા પૂછી સહેજ ધર્માલાપ કરી આચાર્યશ્રી ખુશી થયા હતા.

પરમપૂજ્ય ગચ્છાધિપતિ શ્રીલાલજી મહારાજ સાહેબે રાજકોટમાં ચાતુર્માસ કરી જૈનધર્મનો પ્રભાવ વધાર્યો હતો. અન્યકોમોમાં પણ તેઓ સ્પષ્ટ રીતે જૈન ધર્મની ખુબી બતાવી સારી અસર નીપજાવી શકયા હતા. આધ્યાત્મિક બાજુ સર્વે શ્રોતાઓમાં સારી રીતે ખીલી નીકળે એવો તેમનો સચોટ ઉપદેશ હતો. સેવા ધર્મની ખરી ખુબી તેમણે પ્રત્યક્ષ અને પરોક્ષ બંને રીતે જૈન અને જૈનેતરમાં સમજાવી દીધી હતી. પરિણામ એ થયું કે રાજકોટમાં જનસેવા, પશુસેવા વગેરે જીવ દયાનાં કામ સંબંધી લોકોમાં અપૂર્વ ઉત્સાહ ફેલાયો હતો. બબ્બે કલાક અસ્ખલિત ને ઉમંગવર્ધક વ્યાખ્યાનથી પાષાણ જેવાં હૃદયો પણ પીગળી ગયાં હતાં, ને જ્યારે દુકાળ જેવી સ્થિતિનું તેમનું અસરકારક વિવેચન શ્રોતાજનોએ સાંભળ્યું ત્યારે લોકો જાગ્રત અને પ્રયત્નશીલ થઇ ગયા, અને પશુરક્ષાની હીલચાલ

એવી તો સરસ રીતે ઉપાડી લીધી કે તેનું અનુકરણ ધીમેધીમે આખા સૌરાષ્ટ્રમાં થયું.

મહારાજશ્રીના શિષ્ય મુનિશ્રી છગનલાલજી મહારાજે આ ચાતુર્માસમાં પાંત્રીશ ઉપવાસની તપશ્ચર્યા કરી હતી અને તેમના છેલ્લા ઉપવાસને તથા પારણાના દિવસે નામદાર ઠાકોર સાહેબના હુકમથી કસાઇખાનાં બંધ રાખવામાં આવ્યાં હતાં.

રાજકોટના ચાતુર્માસ દરમ્યાન રાજકોટ તાબાના પાડાસણના દરબારશ્રી કેશરીસિંહજી, કનુભા અને તેમના કુમારશ્રી મદારસિંહજી સંઘાણી દીપચંદ અંદરજી સાથે પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં આવ્યા અને પૂજ્યશ્રીના સદુપદેશથી સભામાં ઉભા થઇને સંવત્ ૧૯૬૭ના શ્રાવણ વદ ૩ના રોજ કેટલીક બાધાઓ લીધી અને હમેશાં દીપચંદભાઇ સાથે વ્યાખ્યાનમાં આવતા હતા.

કાઠીયાવાડમાં રાજકોટ શહેર ઇંગ્રેજી કેળવણીમાં સૌથી વિશેષ આગળ વધેલું છે. આધુનિક કેળવણીમાં ધાર્મિક શિક્ષણનો અભાવ હોવાથી નવી રોશની પામેલાઓનાં હૃદય આર્યાવર્તના અધ્યાત્મવાદના કરતાં પશ્ચિમના જડવાદ તરફ વિશેષ ઢળેલાં આપણે ઘણા દાખલામાં જોઇએ છીએ. આજકાલ કેળવાયલા ઘણા નવયુવકો ધર્મથી પરાઙ્મુખ થતા જાય છે. આવા કેટલાક યુવાનો પૂજ્યશ્રીના સત્સમાગમથી ધર્મપ્રેમી બની આત્મોન્નતિના માર્ગપર ચડી ગયા છે. પૂજ્યશ્રીના ચારિત્ર અને વાણીનો પ્રભાવજ એવો અલૌકિક હતો. सत्संगात् भवति हि साधुता खलानाम् અર્થાત્ સત્સંગથી ખલ પુરૂષોમાં પણ સાધુતા પ્રગટ થાય છે

તેપછી ભણેલા ગણેલા બુદ્ધિમાન્ પુરૂષોને સત્સંગથી અપૂર્વ લાભ થવા પામે એમા આશ્ચર્ય શું ?

પૂજ્યશ્રીની પ્રશસા સાંભળી ઉંચી અંગ્રેજી કેળવણી પામેલા વકીલો, બારીસ્ટરો અને સરકારી હોદ્દેદારો વગેરે તેમની પાસે આવવા લાગ્યા. પૂજ્યશ્રીને ઇંગ્રેજીનો લગાર પણ અભ્યાસ નહોતો, છતાં એ નવી રોશની પામેલા શિક્ષિત વર્ગ પર તેમના ચારિત્ર બળની અપૂર્વ છાપ પડી, અને ધીમે ધીમે તેઓ પૂજ્યશ્રીના પ્રશંસક, અધ્યાત્મમાર્ગના અનન્ય ઉપાસક અને ધર્મપર સંપૂર્ણ આસ્તાવાળા બની ગયા. આ પ્રમાણે પૂજ્યશ્રીના સસંગથી ઘણા વિદ્વાનોએ મોટો લાભ ઉઠાવ્યો. મીસીસ સ્ટીવનસન નામે એક અગ્રેજ બાનુ પણ પૂજ્યશ્રીની પ્રશંસા સાંભળી પોતાના પતિ સાથે તેઓશ્રીના વ્યાખ્યાનનો લાભ ખુરશી પર નહિ પણ નીચે બેસીને લેવા લાગી. પૂજ્યશ્રી સાથેના ધર્મ વિષયક ચર્ચામા તેને બહુ આનદ આવતો. સવસરીના પ્રતિક્રમણમા હાજર રહી બધી વિધિઓથી વાકેફ થઇ હતી આ બાઈ વ્યાખ્યાનમા મુહ પત્તિ બાધીને બેસતી. વ્યાખ્યાનના મુદ્દાઓનુ ટીપ્પણ કરી લેતી આ વિદુષી અંગ્રેજ બાનુએ જૈનધર્મ પર Heart of Jainism નામનું એક પુસ્તક લખ્યુ છે, તેમા તેણે પૂજ્યશ્રી સબધી આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે

"The present writer had the pleasure of meeting the Acharya of the Sthanakvasi sect, a gentleman named Sri Lalji, *whom his followers hold to be the 78th Acharya in* direct succession to Mahavira. Many sub-sects have risen amongst the Sthanakvasi Jaina and each of these has its

own Acharya, but they all unite in honouring Shri Lalji as a true Ascetic...............When the writer, for instance, had the pleasure in Rajkot of meeting Shrilalji Maharaji (who is considered the most learned Sthanakvasi Acharya of of the present time), he had travelled thither with 21 attendants—"Sadhoos".

ભાવાર્થ—લેખકને સ્થાનકવાસી સંપ્રદાયના એક આચાર્ય શ્રીલાલજીની મુલાકાતનો આનંદ મળ્યો હતો. જેને શ્રી મહાવીરની ગાદીના અઠોતેરમા આચાર્ય તરીકે તેના અનુયાયીઓ સ્વીકારે છે. સ્થાનકવાસી જૈનોમાં જો કે ઘણી પેટા શાખાઓ છે છતાં શ્રીલાલજી મહારાજને એક ખરા ત્યાગી સાધુ તરીકે માન આપવામાં બધા મળતા છે........શ્રીલાલજી મહારાજ જેને વર્તમાન સમયના ઘણા વિદ્વાન્ સ્થાનકવાસી આચાર્ય ગણવામાં આવે છે તેને રાજકોટ મુકામે મળવું થયું ત્યારે તેઓ ત્યાં ૨૧ મુનિઓ સાથે પધાર્યા હતા

આ સિવાય ગુર્જર ગિરાના અદ્વિતીય કવિવર જયા જયંત, ઈંદુકુમાર આદિ અનુપમ કાવ્યોના રચયિતા, સુપ્રસિદ્ધ વિદ્વાન્ શ્રીમાન્ ન્હાનાલાલ દલપતરામ કવીશ્વર M A, જેઓએ આ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું પ્રસન્નતાપૂર્વક સ્વીકાર્યું છે, તેઓશ્રી તથા તેમના સન્મિત્ર અનેક લોકોપયોગી ગ્રંથોના કર્તા, સાધુચરિત શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢીયાર આદિ જનેતર વિદ્વાનો પણ મહારાજશ્રીના સત્સંગનો પ્રેમપૂર્વક લાભ ઉઠાવતા. પરસ્પર જ્ઞાનચર્ચાથી અપૂર્વ આનંદ થતો. ઉક્ત વિદ્વાનોના અતિ ગહન અને તાત્ત્વિક પ્રશ્નોના ઉત્તર આચાર્યશ્રી ઘણી બુદ્ધિ-

મત્તાપૂર્વક અને જૈન શાસ્ત્રને અનુકૂળ આપતા, કે જે શ્રવણ કરતાં પ્રશ્નકર્તાને સાનંદાશ્ચર્ય થતું. શ્રીકૃષ્ણજન્મ વગેરે પૂજ્યશ્રીના શ્રીમુખથી સાંભળતા શ્રીકૃષ્ણ વાસુદેવને જૈનોએ કઇ ઉચ્ચ કોટીએ સ્વીકાર્યા છે તે સમજાયું. કવિશ્રી ન્હાનાલાલભાઇ કહે છે કે "મને અને સૌરાષ્ટ્રના મદ્દગત સાધુ અમૃતલાલ સુંદરજી પઢીયારને એ મહાત્મા એક પારિવ્રાજકાચાર્યથી પણ વધારે મહાન્, વધારે ઉદાર, વધારે ક્રિયાપાત્ર, વધારે તપસ્વી, અને વધારે વૈરાગ્યવંત જણાતા હતા." સાંભળવા મુજબ પૂજ્યશ્રીના વિહાર વખતે કવિશ્રી કેટલીક વખત સાથે રહેતા અને આકરી ક્રિયા અને સંયમના કાયદાઓની બારીકીથી આનંદ અનુભવતા હતા

કાશ્મીર રાજ્યના દીવાનજી શ્રીમાન્ અનંતરામજી સાહેબ એલ. એલ બી જેઓ એક સ્થાનકવાસી જૈન ગૃહસ્થ છે, તેઓ કાશમીર રાજ્ય તરફથી એક ડેપ્યુટેશન લઈ કોઇ કાર્યવશાત્ રાજકોટ આવ્યા હતા દીવાન અનંતરામજીની આગેવાની નીચે આવેલા આ ડેપ્યુટેશનમા કેટલાક રાજપુત અમીરો તથા વજીર પણ હતા. ચાર દિવસના તેમના મુકામ દરમ્યાન તેઓ હમેશ આચાર્યશ્રીના વ્યાખ્યાનમા પધારતા હતા એ સબંધમાં આ સ્થળે એક રમુજી કીસ્સાનું બ્યાન આપવાની લાલચ રોકી શકાતી નથી. હકીકત એમ હતી કે વ્યાખ્યાનમા સાથે જવા માટે શ્રીયુત છોટાલાલ તેજપાળ હમેશ સવારે દીવાનજીને ઉતારે તેમને તેડવા માટે જતા અને તા ૨૩મીની સવારે જ્યારે તેઓ દીવાનજીને તેડવા માટે ગયેલ ત્યારે અગલી રાત્રે મોડી રાત સુધીના ઉજાગરાને લીધે દીવાનજી અને તેમની પાર્ટી નિદ્રસ્થ હતી. શ્રી॰

મીયાન રાજકોટ રાજ્યના ભાયાતો તરફથી આગલે દિવસે થયેલી ગોઠવણ મુજબ ડેપ્યુટેશનમાંના રાજપુત ગૃહસ્થોને શિકારે જવા માટે ઘોડાઓ તૈયાર હોવાનું કહેણ લઈને એક માણસ આવી પહોંચ્યો. રા. છોટાલાલભાઇના ડ્રેસ ઉપરથી તેમને પણ પરદેશી અને રાજપુત માની લઇ આ માણસે સદેશો આપ્યો કેઃ—"...સિંહજી સાહેબ કહેવરાવે છે કે ગઇ કાલે કરેલી ગોઠવણ મુજબ શિકારે જવા માટે ઘોડાઓ તૈયાર છે; અને મહેમાનોની રાહ જોવાય છે." રા. છોટાલાલભાઈએ આ માણસની ભૂલનો લાભ લઇ તેને હિંદીમાં જવાબ આપી દીધો કે "...સિંહજી સાહબકો બોલ દો કિ, હમ કશમીર પંજાબ કે લોગ તિતર હરણુકા શિકાર નહીં કરેંગે, ઇસ લિયે કોઈ શેર (સિંહ) કે શિકારકા બંદોબસ્ત કરોગે તો હમ લોગ કલ જરૂર શિકાર ખેલેંગે! ઔર આજ તો હમ સબ લોગ શ્રીલાલજી મહારાજ સાહબકે વ્યાખ્યાનમેં જાનેવાલે હૈં, તો દોચાર બગી તૈયાર કરકે ફૈરન ભેજનેકા બોલ દો." આ સદેશો ખરો સમજીને તે માણસ પણ વિદાય થઇ ગયો. અને થોડી વાર પછી કાશમીર ડેપ્યુટેશનના તમામ મેમ્બરોએ પૂજ્યશ્રીના "કર્મની થીયરી" ઉપરના વ્યાખ્યાનનો લાભ લીધો હતો અને તેથી સર્વ ઘણા પ્રસન્ન થયા, અને પોતાને આવો અલભ્ય લાભ મળવા માટે તેઓએ દીવાન અનંતરામજી સાહેબનો તથા પૂજ્ય મહારાજનો આભાર માન્યો હતો.

પંજાબમાં તે વખતે વિચરતા પૂજ્યશ્રીની સંપ્રદાયના મહારાજશ્રી મન્નાલાલજી સંબંધી પૂજ્યશ્રીએ દીવાન સાહેબ સાથે

વાતચીત કરી, બિમાર મુનિરાજોને સુખશાતા પુછાવી હતી અને મુનિઓને મદદની જરૂર હોય તો પોતે મોકલવા તૈયાર છે એમ જણાવ્યું હતું. પણ દીવાન સાહેબના જમુ પહોંચ્યા પછી **"કોઈ મુનિને મદદ માટે મોકલવા જરૂર નથી"** એમ સમાચાર આવી ગયા હતા એટલે બીજા મુનિઓ તે તરફ મોકલ્યા નહોતા.

રાજકોટમાં સ્થાનકવાસી દેરાવાસી ભાઈઓમાં સંપ હતો તેને આચાર્યશ્રીના ઉપદેશથી એટલી બધી પુષ્ટિ મળી કે દેરાવાસી ભાઈઓના વરઘોડામાં ભાગ લેવા માટે સ્થાનકવાસી ભાઈઓને આમંત્રણ કરવા તેમનું એક ડેપ્યુટેશન પૂજ્યશ્રીના વખાણમાં આવ્યું હતું અને તે આમંત્રણ સ્વીકારાયું હતું.

રાજકોટ વગેરે સ્થળોમાં એમના વ્યાખ્યાનમાં એક કોમનાં નહિ પણ અનેક કોમનાં સ્ત્રી પુરૂષો ભાગ લેતાં અને એકાગ્ર ચિત્તે કલાક દોઢ કલાક તેમનું વ્યાખ્યાન સાંભળતાં. જૈન કોમના આ રાજાધિરાજની હૃદયથી જય બોલી તેઓ વ્યાખ્યાન પૂર્ણ થયે વિદાય થતા. એ વ્યાખ્યાનની અસરથી શ્રોતાજનો સારાં કામ કરવાને પ્રેરાતા અને આવા સાધુરત્નો જૈનમાં છે, એવું જાણી આનંદ પામતા. એ પ્રભાવક, પુણ્યશાળી, સર્વદેશી, સર્વપ્રિય, સામ્પ્રદાયિક સંકોચ વિનાના સંત મહાત્મા જૈન સિદ્ધાંતો એવી મધુર વાણીથી સર્વને સમજાવતા હતા કે અન્યધર્મીને પણ એમ લાગતું નહિ કે આ પૂજ્યજી અમારા ધર્મથી વિરૂદ્ધ બોલે છે. પણ ઉલટું એમ લાગતું કે અમારોજ ધર્મ સમજાવે છે. આત્મકલ્યાણનીજ વાતો કહે છે. શાંતે,

ભક્તિ, વૈરાગ્ય, અનુભવ, તપ આશ્રમધર્મનું અખંડ પાલન, હૃદયની વિશાળતા એ બધા સદ્ગુણો વડે જનસમુહનું સ્વાભાવિક રીતે શ્રીજી પ્રત્યે આકર્ષણ થતું હતું.

સેંકડો અભણ ગામડીયાઓની સભાને કથા, કવિતા કે અશક્ય ગપાટાથી રંજન કરવા સહેલ છે પરંતુ, વાક્ય વાક્ય ને શબ્દ શબ્દ પર વિવેચન અને શંકા કરવાની શકિતવાળાઓને સમજાવી ગળે ઉતરાવવું એ વિશાળ અનુભવ વિના બનેજ નહિ. અંગ્રેજી, ફારસી તો શું પણ જેમણે માતૃભાષાનું પણ બહુ ઉચ્ચ શિક્ષણ મેળવ્યું નહોતું, તેવા પૂજ્યશ્રીએ ગુરુગમ અને અનુભવથી મેળવેલ શાસ્ત્રીય અને ઐતિહાસિક જ્ઞાનથી બેરીસ્ટરો અને વિદ્વાનોને પણ સંતોષ આપ્યો હતો એ તેઓશ્રીના ઉત્કૃષ્ટ સંયમ અને પૂજ્ય પદવીનો પ્રભાવ હતો.

રાજકોટ સંસ્થાનના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર શ્રીયુત પોપટલાલ કેવળચંદ શાહ પોતાનો અનુભવ લખે છે કે :—

" આચાર્યશ્રી જ્યારે ધર્મધ્યાનમા એકાગ્ર ચિત્તે બેસતા ત્યારે ત્યારે તેઓ કાયાને તો ખરેખર વોસરાવીજ દેતા હતા. જ્યારે તેઓ એકાંતમાં સમાધિ ચિત્તમાં હોય ત્યારે બહુજ થોડા જણને તેમનાં દર્શનનો લાભ મળતો કે કેમ તેઓશ્રીના [illegible] દ્વારને રોકીને એવી રીતે બેસતા કે આચાર્યશ્રીના એકાગ્ર [illegible] કોઇ તરફથી કોઇ પણ પ્રકારનો વિક્ષેપ ન થાય. [illegible] આચાર્યશ્રીની કંઇક વિશેષ કૃપાદ્રષ્ટિ હતી, [illegible] એકાગ્ર ધર્મધ્યાનમાં હું વિક્ષેપ કરનારો નહિ થાઉં [illegible] મારા પ્રત્યે કંઇક વિશ્વાસ હતો ને તેથી કોઇ [illegible]

એવી સ્થિતિમાં એમનાં દર્શનનો લાભ મળતો. કેટલાંકો કહે છે કે જૈનમાં માત્ર ઉપવાસાદિ તપશ્ચર્યા રહી છે પણ યોગ સમાધિ તો અલોપ થઇ ગઇ છે. પણ આવા આચાર્યશ્રીએ તેમજ બીજા એક બે સુપાત્ર સાધુ મહાત્માઓએ મ ારા મનમાં તો પૂર્ણ પ્રતીત આણી છે કે જૈનોમાં પણ યોગનિષ્ઠ મહાત્માઓ છે ખરા.

દિવાળીના દિવસમાં તેઓશ્રી છઠ (બે ઉપવાસ) કરતા એક રાત્રિ દિવસ ધર્મધ્યાનમાં ગાળતા. વ્યાખ્યાન સિવાયના દિવસના સમયમાં અને ખાસ કરીને રાત્રિના સમયમાં તેઓ યોગ સમાધિમાં વિશેષ રહેતા. રાજકોટમાં દીવાળીની પાછલી રાત્રે સંવરપોષામાં રહેલા તથા બીજા શ્રોતાજનોને શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર આખું ત્રણ કલાકમાં શ્રીમુખે સંભળાવ્યું હતું. દીવાળીનો દિવસ શ્રમણભગવંત મહાવીર પ્રભુના નિર્વાણનો પવિત્ર દિવસ છે. તે મહાવીર પ્રભુએ શિષ્યોને નિર્વાણ સમયે જે બોધ આપ્યો હતો–સોળપહોર સુધી જે દેશના દીધી હતી તે દેશનાને ગુંથી ગણધરોએ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની રચના કરી છે, તેથી દીવાળીની પાછલી રાત્રે સમર્થ પવિત્ર આચાર્યશ્રીને મુખે ઉત્તરાધ્યયન સંભળાય તો ઠીક, એ ઇચ્છાથી બીજું ચાતુર્માસ તેમણે મોરબી કરેલું ત્યારે દીવાળીને દિવસે હું મોરબી ગયો. ત્યાં મારા જાણવામાં આવ્યું કે આચાર્યશ્રી શ્રાવકોને શ્રી ઉત્તરાધ્યયન સવારે એટલે કાર્તિક શુદ ૧ ની સવારે સંભળાવવાના છે. આથી હું કંઇ કંઇ નિરાશ થયો. કેમકે શ્રમણ ભગવંત દિવાળીની પાછલી રાત્રે નિર્વાણ પામ્યા હતા તે ઉત્તરાધ્યયન

પાછલી રાત્રે પૂર્ણ થયું હતું,. તેથી તે વખતે સાંભળવામાં આવે તો તે સામયિક ગણાય. આથી મેં તો મારી નિરાશા આચાર્યશ્રીને નિવેદન કરી. આચાર્યશ્રીએ જણાવ્યું કે રાજકોટમાં શ્રાવકોના જાણવામાં આવી ગયેલું કે પાછલી રાત્રે ઉત્તરાધ્યયન સંભળાવવાનું છે, તેથી કેટલાક શ્રાવકો ઘેરથી વહેલા ઉઠી ફાનસો લઇ કોઇ એકેંદ્રિયાદિ જીવોને કચરી ઉત્તરાધ્યયન સાંભળવા મારી પાસે આવ્યા હતા. આથી બીજી સવારે ગુલાબચંદજીએ ટીકા કરી હતી કે આમાં તો લાભ કરતાં હાનિ વધારે થઇ. ગુલાબચંદજીની ટીકા મને વાજબી લાગી છે, ને તેથી મેં અહિં શ્રાવકભાઇઓને સ્પષ્ટ કહી દીધું છે કે હું સવારે વ્યાખ્યાનને વખતે ઉત્તરાધ્યયન સંભળાવીશ. બેશક તું રાજકોટથી ખાસ એટલા માટે આવ્યો હો તો સંવર કે પોષો કરજે અને ધર્મ જાગરણ કરતાં જાગતો હો તો આ ઉપરના સ્થાનમાં ત્રણેક વાગે આવી ચાંદમલજી સાધુને કહેજે એટલે હું મારા ધ્યાનમાંથી નિવૃત્ત થયો હોઇશ કે થઇશ ત્યારે તરત બોલાવીશ. આ ઉત્તરથી હું બહુ રાજી થયો, પરંતુ કહ્યા વિના રહી શકયો નહિ કે પૂજ્યજી સાહેબ! આથી આપને બેવાર ઉત્તરાધ્યયન સંભળાવવાનો બેવડો શ્રમ પડશે. તેઓશ્રીએ ફરમાવ્યું કે "મને સ્વાધ્યાયનો બેવડો લાભ થશે. હમેશનો દસ્તુર એવો છે કે દીવાળીની પાછલી રાત્રે ઉત્તરાધ્યયન સજ્ઝાય તરીકે મુખ પાઠે સંભારવું, તેથી તે પ્રમાણે કરીશ અને શ્રાવક શ્રાવિકાઓ પણ સાંભળે માટે ફરીથી સવારે સંભારીશ."

દીવાળીની સાંજે મોરબીમાં નિર્મળાબ્હેને મહારાજ સાહેબના ગુણગાનની કવિતા પરિષદામાં ગાઇ, મેં શાસ્ત્રીજીના શ્લોકો

ગાયા ને મારા તરફથી મહારાજશ્રીના જીવનચરિત્રની ટુંકી રૂપરેખા દેખાડનારી કવિતા ગવાયા પછી શ્રીયુત મગનલાલ દફતરી, ભાઈ દુર્લભજી ઝવેરી અને મેં સમયાનુસાર થોડુંક વિવેચન કરી આચાર્યશ્રીએ કાઠીયાવાડમાં અને ખાસ કરીને હાલારમાં ચાતુર્માસ કરવાથી કેટલો ઉપકાર કર્યો છે તે બતાવ્યું. પાછલી રાત્રે મને તો ઉત્તરાધ્યયન સાંભળવાનો પુણ્યયોગ પ્રાપ્ત થયો અને સવારે પણ લાભ મળ્યો. સવારે જ્યારે મેં કેટલાંક અધ્યયનો બોલાયા પછી મારી પાસે બેઠેલા શ્રીયુત્ ઝવેરીને કહ્યું કે મહારાજ સાહેબ આ બીજીવાર સ્વાધ્યાય કરે છે; તેથી એ બેવડી તસ્દીના માનમાં શ્રીયુત્ દુર્લભજી ઝવેરીની પ્રેરણાથી આખી પરિષદ ઉભી થઇ ગઇ ને જ્યારે મહારાજ સાહેબે જાણ્યું કે ઉભાં ઉભાં સાંભળવાનું આ કારણ છે, ત્યારે તેઓશ્રી પણ શિષ્યો સહિત ઉભા થયા. ને જે તીર્થંકરો પણ "નમોતીથ્થસ" કહી ચતુર્વિધ સંઘને માન આપે છે, તેમ ઉભા થઇને શ્રીમુખે ઉત્તરાધ્યયન પુરૂં સંભળાવ્યું. આટલી ટુંકી હકીકત આચાર્યશ્રીના કેટલાક ગુણોની સમજણ આપશે.

ગોંડલ, જેતપુર, જામનગર, પોરબંદર જેવાં શહેરોમાં ને થોરાળા જેવાં ગામડામાં જ્યાં જ્યાં હું મહારાજ સાહેબના વિહારમાં તેઓશ્રીનાં દર્શનાર્થે બીજાઓ સાથે ગયેલો ત્યારે હિંદુ મુસલમાનો સૌ તરફથી તેમને માટે જે માનવાચક અને પૂજ્યતાપ્રદર્શક બોલાતું હતું તે સાંભળી મનને બહુ આનંદ થતો ને ઇચ્છતો કે આપણા જૈનોમાં આવા પ્રભાવક મહાપુરૂષો વધારે હોય તો કેવું સારૂં ? અહિંસામયધર્મનો કેટલો બધો ફેલાવો

થાય. પોરબંદરથી અમે રાજકોટ પાંજરાપોળનો ફાળો કરવા માળવા મારવાડ તરફ જતા હતા, ત્યારે પોરબંદરના આપણા ભાઈઓએ તથા માર્ગમાં પાલણપુરના ભાઈઓ તેમજ માળવા, મેવાડ, મારવાડમાં અમારો જે આદર સત્કાર થયો હતો તે હજી કૃતજ્ઞચિત્તે હું સંભારૂં છું. એ આદર સત્કાર અને મળેલી આર્થિક મદદ એ બધું એ નિર્લેપ મહાનુભાવ આચાર્યશ્રીના પ્રભાવને પ્રતાપને લઈને હતું એમ કહું તો તેમાં કશી અતિશયોક્તિ નથી."

રાજકોટ જૈનવણિક બોર્ડીંગ હાઉસના સ્થાનકવાસી વિદ્યાર્થિઓ હમેશાં પૂજ્યશ્રીનાં દર્શન કરવા અને રજા વગેરેની અનુકૂળતાએ વ્યાખ્યાન સાંભળવા આવતા હતા. પશ્ચિમના જડવાદનું શિક્ષણ લેતા યુવાન વર્ગમાં સ્વધર્મપ્રેમ પ્રેરનાર સદ્ગત ત્રિભુવન પ્રાગજી પારેખનું અત્ર સ્મરણ થયા વિના રહેતું નથી. ખરી લાગણીથી મુંગામુંગા ચુપચૂપ પરોપકારનું કામ કરનારા એવા નરો થોડાજ નીકળવાના. પોતાના પરોપકારી જીવનથી ઉત્તમ દ્રષ્ટાંત મૂકી જનાર પૂજ્યશ્રીના આ ભકતના જીવન ઉપર પ્રકાશ પાડવાનું અત્ર અસ્થાને નહિ ગણાય

તેઓ સંવત્ ૧૯૫૬ના દુષ્કાળમાં દાણા મારકીટમાં અનાજ ખરીદવા ગયા હતા, ત્યાંના કરૂણાજનક દેખાવે, તેઓને સસ્તા ભાવની અનાજની દુકાન ખોલાવી અને શેઠ કરશનજી મૂળચંદની મદદથી તેમના ડેલામાં ભોજનગૃહ શરૂ કર્યું, પરંતુ પરબારૂં ખાવાનું મળવાથી લોકો આળસુ બન્યા. આ ઉપરથી ઉદ્યોગ-

ગાયા ને મારા તરફથી મહારાજશ્રીના જીવનચરિત્રની ટુંકી રૂપરેખા દેખાડનારી કવિતા ગવાયા પછી શ્રીયુત મગનલાલ દફતરી, ભાઈ દુર્લભજી ઝવેરી અને મેં સમયાનુસાર થોડુંક વિવેચન કરી આચાર્યશ્રીએ કાઠીયાવાડમાં અને ખાસ કરીને હાલારમાં ચાતુર્માસ કરવાથી કેટલો ઉપકાર કર્યો છે તે બતાવ્યું. પાછલી રાત્રે મને તો ઉત્તરાધ્યયન સાંભળવાનો પુણ્યયોગ પ્રાપ્ત થયો અને સવારે પણ લાભ મળ્યો. સવારે જ્યારે મેં કેટલાંક અધ્યયનો બોલાયા પછી મારી પાસે બેઠેલા શ્રીયુત્ ઝવેરીને કહ્યું કે મહારાજ સાહેબ આ બીજીવાર સ્વાધ્યાય કરે છે; તેથી એ બેવડી તસદીના માનમાં શ્રીયુત્ દુર્લભજી ઝવેરીની પ્રેરણાથી આખી પરિષદ ઉભી થઇ ગઇ ને જ્યારે મહારાજ સાહેબે જાણ્યું કે ઉભાં ઉભાં સાંભળવાનું આ કારણ છે, ત્યારે તેઓશ્રી પણ શિષ્યો સહિત ઉભા થયા. ને જે તીર્થંકરો પણ "નમોતીથ્થસ્સ" કહી ચતુર્વિધ સંઘને માન આપે છે, તેમ ઉભા થઇને શ્રીમુખે ઉત્તરાધ્યયન પુરૂં સંભળાવ્યું. આટલી ટુંકી હકીકત આચાર્યશ્રીના કેટલાક ગુણોની સમજણ આપશે.

ગોંડલ, જેતપુર, જામનગર, પોરબંદર જેવાં શહેરોમાં ને ચોરાળા જેવાં ગામડામાં જ્યાં જ્યાં હું મહારાજ સાહેબના વિહારમાં તેઓશ્રીનાં દર્શનાર્થે બીજાઓ સાથે ગયેલો ત્યારે હિંદુ મુસલમાનો સૌ તરફથી તેમને માટે જે માનવાચક અને પૂજ્યતાપ્રદર્શક બોલાતું હતું તે સાંભળી મનને બહુ આનંદ થતો ને ઇચ્છતો કે આપણા જૈનોમાં આવા પ્રભાવક મહાપુરૂષો વધારે હોય તો કેવું સારૂં ? અહિંસામયધર્મનો કેટલો બધો ફેલાવો

લાભ થાય તે માટે તેઓએ એક મોટી સંસ્થા સ્થાપવા પ્રયાસ કર્યો હતો. રતલામ જૈન ટ્રેનીંગ કોલેજ ત્યાંથી ખસેડી રાજકોટ લાવવા તેઓ રતલામ કમીટીમાં ગયા હતા. અને કમીટીએ ઘણી ખુશીથી તે સંસ્થા તેમને સોંપી હતી, પરંતુ સમાજની આવી સેવા બજાવવાની તેઓની હોંશ પૂરી ન થઇ. અને સંવત્ ૧૯૭૪ના વૈશાખ વદ ૧૧ ના રોજ તેઓશ્રીનો સ્વર્ગવાસ થતા રતલામ સ્ટેશને ગયેલો કોલેજનો સામાન પાછો લાવવો પડયો. પરોપકારનાં કાર્યો માટેજ તેઓએ ભવિષ્યની સારી આશાઓ છતાં નોકરીમાંથી ફારગત થઈ પરોપકારી જીવનમા ઝંપલાવ્યું હતું. તેઓશ્રીના સ્મરણાર્થે તેમના મિત્રોએ રૂા. ૩૦૦૦ એકઠા કરી તેમના નામનો રાજકોટ પાજરાપોળમા એક વોર્ડ કરાવેલ છે, જેનો પાયો ધરમપુરના મરહુમ મહારાણાશ્રી મોહનદેવજીએ નાખ્યો હતો.

સદ્‌ગત ત્રિભુવનભાઇના જયેષ્ઠ બંધુ દેવજીભાઇ મરહુમને પગલે ચાલી, પોતાના દ્રવ્યનો સદુપયોગ કરે છે. આ લખનારને તેઓશ્રી સાથે ધાર્મિક સગાઇ હતી. અને વખતો વખત પરસ્પર મળવું થતુ હતુ. તેઓશ્રી સંતસમાગમ અર્થે જૈપુર પણ પધાર્યા હતા અને જયા જયા પૂજ્ય સાહેબનું ચાતુર્માસ હોય ત્યાં પહોંચતા હતા.

સદ્‌ગતની પ્રેરણાનુસાર **બોર્ડીંગનું કાયમી મકાન** અને એક **'સેનીટેરીયમ'** રાજકોટમા તુરતમા તૈયાર થયેલા આપણે જોઇશું. અન્યને અનુકરણ કરવા લલચાવવાજ આટલુ લંબાણ કરવું પડેલ છે

- પૂજ્યશ્રીએ રાજકોટનું ચાતુર્માસ પૂર્ણ કરી વિહાર કર્યો ત્યારે શ્રોતાઓને બહુ લાગી આવ્યું હતું.

શાળાની યોજના કરી. તે પ્રારંભી, પરંતુ પોતાને બહારગામ રહેવાનું થવાથી અંતે એ ઉદ્યોગશાળા અટકી પડી, છતાં પણ એ ઉદ્યોગશાળામાં શીખેલાઓ આજે પણ તેઓશ્રીને આશીર્વાદ આપે છે, કારણ બધા ધંધે ચડી ગયા છે.

પરગામથી રાજકોટ ભણવા આવનાર વિદ્યાર્થિઓની સુશીખતો અનુભવી રાજકોટમાં વણિક જૈન બોર્ડીંગ શરૂ કરનાર તેજ ગૃહસ્થ છે, તેઓએ જીવનપર્યંત તે માટે શ્રમ સેવ્યો છે એટલુંજ નહિ પણ સાડાતેર હજાર વાર જમીન બોર્ડીંગના મકાન માટે હાલ આપી છે, અને હવે તે ઉપર રૂા. ૨૫,૦૦૦ ખર્ચી બોર્ડીંગનું મકાન થવાનું છે. આ સંસ્થાનો આજે સંખ્યાબંધ વિદ્યાર્થીઓ લાભ લે છે અને સ્વધર્મનાં તત્ત્વોનું પાલન પણ કરવા ભાગ્યશાળી થાય છે.

તેઓ અનાથ કે નિરાધાર વિદ્યાર્થિઓને પોતાને ત્યાં રાખી જમાડી સેવા ચાકરી કરી ભણાવતા અને તેમનાં પત્ની પણ તેમાં સહાય કરતાં. જ્યાં જ્યાં તેમની બદલી થઇ ત્યાં ત્યાં તેમણે પરોપકારનાં ઘણાં કાર્યો કરેલાં છે. તેઓશ્રીનું વિસ્તારપૂર્વક જીવન ઘણું લાંબુ થાય અને આ પુસ્તકમાં તો પૂજ્યશ્રીના ઘણા ભકતોનો પરિચય કરાવવાનો છે.

તેઓશ્રીનો આ સાથે આપેલો ફોટો તેઓના શાન્ત અને નિરભિમાની પરોપકારી જીવનની વાંચકોને ખાત્રી આપશે, તેઓને સ્વધર્મ પર દ્દઢ શ્રદ્ધા હતી અને પોષા સંવર ઘણા કરતા. સ્વધર્મના જ્ઞાન સાથે વ્યવહારિક જ્ઞાનની ગોઠવણ થાય તો ઘણો

લાભ થાય તે માટે તેઓએ એક મોટી સંસ્થા સ્થાપવા પ્રયાસ કર્યો હતો. રતલામ જૈન ટ્રેનીંગ કોલેજ ત્યાંથી ખસેડી રાજકોટ લાવવા તેઓ રતલામ કમીટીમાં ગયા હતા. અને કમીટીએ ઘણી ખુશીથી તે સંસ્થા તેમને સોંપી હતી, પરંતુ સમાજની આવી સેવા બજાવવાની તેઓની હોંશ પૂરી ન થઇ. અને સંવત્ ૧૯૭૪ના વૈશાખ વદ ૧૧ ના રોજ તેઓશ્રીનો સ્વર્ગવાસ થતાં રતલામ સ્ટેશને ગયેલો કોલેજનો સામાન પાછો લાવવો પડયો. પરોપકારનાં કાર્યો માટેજ તેઓએ ભવિષ્યની સારી આશાઓ છતાં નોકરીમાંથી ફારગત થઈ પરોપકારી જીવનમાં ઝંપલાવ્યું હતું. તેઓશ્રીના સ્મરણાર્થે તેમના મિત્રોએ રૂા. ૩૦૦૦ એકઠા કરી તેમના નામનો રાજકોટ પાંજરાપોળમાં એક વોર્ડ કરાવેલ છે, જેનો પાયો ધરમપુરના મરહુમ મહારાણાશ્રી મોહનદેવજીએ નાંખ્યો હતો.

સદ્ગત ત્રિભુવનભાઇના જ્યેષ્ઠ બંધુ દેવજીભાઇ મરહુમને પગલે ચાલી, પોતાના દ્રવ્યનો સદુપયોગ કરે છે. આ લખનારને તેઓશ્રી સાથે ધાર્મિક સગાઇ હતી. અને વખતો વખત પરસ્પર મળવું થતું હતું. તેઓશ્રી સંતસમાગમ અર્થે જેપુર પણ પધાર્યા હતા અને જ્યાં જ્યાં પૂજ્ય સાહેબનું ચાતુર્માસ હોય ત્યાં પહોંચતા હતા.

સદ્ગતની પ્રેરણાનુસાર **બોર્ડીંગનું કાયમી મકાન** અને એક '**સેનીટેરીયમ**' રાજકોટમા તુરતમા તૈયાર થયેલા આપણે જોઇશું. અન્યને અનુકરણ કરવા લલચાવવાજ આટલું લંબાણ કરવું પડેલ છે.

- પૂજ્યશ્રીએ રાજકોટનું ચાતુર્માસ પૂર્ણ કરી વિહાર કર્યો ત્યારે શ્રોતાઓને બહુ લાગી આવ્યું હતું.

શ્રીયુત્ સૌભાગ્યચંદ વીરચંદ મોદી જેઓ ' **સુભાગી** 'ના નામથી પ્રસિદ્ધ છે, તેમણે ગદ્ગદ્ કંઠે નીચેનાં કાવ્યોથી શ્રોતાઓને ધીરજ **પીરી** હતી.



સવૈયો.

બુલ્બુલ બાગથી ઉડી જશે, પણ રાગથી રાગી જનો રિઝવીને ;
ઇન્દ્ર ધનુષ્ય સમાઇ જશે, પણ રંગથી સર્વની આંખ ભરીને ,
કેશરી અન્ય અરણ્ય જશે, વીર હાકથી જંગલને ગજવીને ;
તેમજ સંત **શ્રીલાલ** જશે, બહુ ભેખ અલેખ અહિં જગવીને.

એક પંડિતે આ પ્રસંગે આ કાવ્ય યાદ કર્યું હતું—

તુલસી આ સંસારમેં પંચ રત્ન હે સાર,
**સંતસમાગમ હરીકથા દયા દાન ઉપકાર ;**
સંતનકી સેવા કીજે, પ્રભુ રીઝત હે આપ,
જ્યાકા બાળ ખિલાઇએ, તાકા રીઝે બાપ.'

આ ઉપરાંત શ્રીયુત સુભાગીએ પ્રસંગોપાત કેટલાંક હૃદયદ્રાવક કાવ્યો ચાતુર્માસ દરમ્યાન બનાવી વ્યાખ્યાનની પરિષદ્માં ગયેલાં તેમાંથી થોડાંક નીચે ઉદ્ધૃત કરવામાં આવે છે.

## સદ્ગુરૂ ચરણે.

### સોરઠ.

અમારે અંતર ગરવી ગુરૂભક્તિ ઉભરાય છે રે—
ક્ષુદ્ર વાણી અમ, ગુરૂ ગુણ ગરવા, નથી યોગ્ય તેને અનુસરવા;
દરશાને તો પણ કંઇ હેડું ન્હાય છે રે. અમારે.

મન મંદિર અમ વાસ કર્યો છે, ઉજાડ માંહિ ઉજાસ ભર્યો છે;
હૃદય ક્ષેત્ર વાણી વર્ષાથી ભીંજાય છે રે. અમારે.

તિમિર હતું હૃદયે છાયેલું, પડયું દિવ્ય કંઇ તેજ નવેલું;
વિકસેલું આ હૈડું શુભ કંઇ ન્હાય છે રે. અમારે.

કાષ્ટ કલ્પતરૂ પત્થર પારસ, આપ અધિક ગુણ કેરા વારસ;
કોનાથી નિજ તુલ્યે અન્ય કરાય છે રે. અમારે.

ઉગ્ર ભાવના અર્કથી પૂજી, પરમ પૂજ્ય શ્રીલાલ ગુરૂજી;
નામ રટીશું અંતર પાવન થાય છે રે. અમારે.

આપ મુકિતને મારગ ચાલ્યા, અમો આંધળાના કર ઝાલ્યા;
પુણ્ય વગર અમ તો પણ પગ ઘસડાય છે રે. અમારે.

જ્યાં જેવી ગતિમાં વિચરીશું, આપતણા ઉપદેશે તરીશું;
પતિત પાવની વાણી તરણી જણાય છે રે. અમારે.

પાવન પતિત હૃદય કરનારૂં, આપ ચરણમાં વંદન મ્હારૂં;
શાંત ચિત્ત ગુણ ગાન તમારૂં ગાય છે રે. અમારે.

અનંતગુણ આપમાં વિરાગી! આપતણી ભકિત મન જાગી;
લ્હે લાગી તવ ચરણ સુભાગી ન્હાય છે રે. અમારે.

## મનહર છંદ.

આજ મળી ટોળે હર્ષઘેલા જન જાય છે ક્યાં ?
તમાસાનું જંગ કોઇ પ્હાડુરે જગાવ્યું છે ?

પૂછતાં જવાબ એક આપિયો અનુભવિયે,
ભલું થયું રાજકોટ પ્રભુ મન ભાવ્યું છે.

ઘણું જોયું અને વળી સાંભળ્યું ઘણુંય અમે,
આજકાલ આણે અહીં કૌતુક જગાવ્યું છે;

ધરાઇ ધરાઇ જઇ જુઓ ભાઇ ભાઇ તમે,
'મુક્તિશીલા' દેખવાનું 'દુરબીન' આવ્યું છે—

---

હળાહળ ઝેરવાળા હજારો ફણીધરોને,
એક દિવ્ય મોરલીની ઉપર નચાવિયા;

માનવના જન્મ મસાણે ભુલાઇ જતા જોઈ,
દિવ્ય દંડે પ્રહરીને અમર રખાવિયા.

મરવાથી ડરવાનું વિસરી જવાય એવા,
ભુરકીની સાથ મંત્ર અમને ભણાવિયા;

મારવાડ લાવી કાઠીઆવાડથી મેળવિયું,
આફરીન! એવા મંત્ર શાસ્ત્રી અહિં આવિયા.

---

દારિદ્રયના મારથી પીડાય અરે પંથી કેમ?
રસ્તો બતાવું તેથી તારું દુઃખ તું તજે;

ઉત્તર દશામા વસે એક ઉપકારી જન,
મુક્તિની લોટરી દ્વાર પાટીયું જેનું સજે.

જાહેર છે કામ જેનું ઠામ જેનું જાહેર છે,
નામ જેનું જાહેર તમામ ભકતો- ભજે;
હમેશાં હજારો વિણુ મૂલ્ય વ્હેંચે ટીકીટો તે,
શેઠજી શ્રીલાલ તણી પેઢી પૂછતો જજે.

---

પુરાતન કાળ થકી ઉતારૂઓ તારવાને,
'સ્ટીમ નેવીગેશન' ની કંપની સ્થપાણી છે;
મહામૂલી સેવા જેની કબૂલે માનવી જાત,
દુનિયાયે શાખ ડીરેકટરોની વખાણી છે.
સોંઘા શેર છતાં બહુ મોંઘું વ્યાજ આપનાર,
આજ સુધીમાં તો એજ કંપની જણાણી છે;
પરમ પુનિત એના એજંટ શ્રીલાલ હથ્થુ,
શેર મહીં રોકીયે જે આપણી કમાણી છે.



## સોરઠ.

અનુપમ અતિથિ! અરજ અમારી ઉર મહીં ધારજોરે,
દયા દૃષ્ટિ કરી આ ભૂમિ માંહી પુનઃ પધારજોરે,
અતિશય આપ તણા ઉપકારો, કેમ ભૂલી જન જાય હજારો;
હ્રદયનાથ અમ હાથ ગ્રહ્યો તો તારજોરે- અનુપમ૦
પ્રિય ભૂમિ છે આ પરમ પ્રભુની, નાથ વિયોગ થકી થઈ સુની;
પ્રભુના દિવ્ય ફિરિસ્તા ધીર ધરાવજોરે- અનુપમ૦

જડ પહાડમાં મારગ પાડે, એકજ પ્રૌઢ પ્રતાપી પ્રહારે;
એ વિજળડી ફરી ફરી અહીં ઝળકાવજોરે— અનુપમ૦
અવિનય હોય હજાર અમારા, તોપણ રેડી ક્ષમાની ધારા;
તસ હૃદયને શાશ્વત શાન્તિ અપાવજોરે— અનુપમ૦
સકળ સંઘ ફરી ફરી વિનવે છે, આતુર મનથી એ ઇચ્છે છે;
અમ આંગણ તવ પદ ધુલીથી પાવન થજોરે— અનુપમ૦

---

ચિત્ત નિત્ય ચોટયું રહે, તવપદ પૂરણ કૃપાલ
હૃદય નિત્ય નમતું રહે, હૃદયનાથ શ્રીલાલ.

સુભાગી.



## પ્રકરણ ૨૬મું.

# સૌરાષ્ટ્રનો સફળ પ્રવાસ.



રાજકોટનું ચાતુર્માસ પૂર્ણ થયે સંવત્ ૧૯૬૮ના કાર્તિક વદ ૧ ના રોજ વિહાર કરી પૂજ્યશ્રી ગોંડલ પધાર્યા. ગોંડલમાં શ્રીજી મહારાજના વ્યાખ્યાનમાં ઘણા મુસલમાન ભાઈઓ પણ આવતા હતા, પૂજ્યશ્રીના સદુપદેશની રૂડી અસર એમના હૃદય ઉપર એટલી બધી થવા પામી હતી કે, જીવદયા માટે થયેલ ફંડમાં મુસલમાન ભાઇઓએ પણ સારી રકમો ભરી હતી. પૂજ્યશ્રીએ ગોંડલથી વિહાર કર્યો ત્યારે મુસલમાન ભાઇઓએ ગોંડલમાં વધારે રોકાઇ તેમની અમૃતમય વાણી શ્રવણ કરવાનો લાભ આપવા બહુ આગ્રહપૂર્વક અરજ કરી હતી.

ગોંડલથી વિહાર કરી ગોમટા; વીરપુર, પીઠડીયા, જેતપુર અને જેતલસર થઇ ધોરાજી પધાર્યા. અહિં દશાશ્રીમાળી જ્ઞાતિની વંડીના ભવ્ય મકાનમાં પૂજ્યશ્રી બિરાજતા હતા અને વ્યાખ્યાનમાં સ્વપરમતી હિંદુ મુસલમાન તથા અમલદાર વગેરે હજારોની સંખ્યામાં હાજરી આપતા હતા. ધોરાજીથી તુરતમાં વિહાર કરવાનો પૂજ્યશ્રીનો વિચાર હતો, પણ પગમાં તકલીફ થઇ

જવાથી એક માસ ધોરાજીમાં રોકાવું પડયું હતું, અને તેના પરિણામે ત્યાં બહુજ ધર્મોન્નતિ થવા પામી હતી. બહારથી પણ લોકો મોટી સંખ્યામાં શ્રીજી મહારાજનાં દર્શનાર્થે આવતા હતા.

કંઠાળના ભાવિક શ્રાવકોનો ઘણો આગ્રહ જોઇ તેમજ તેમના ધર્માનુરાગની પ્રશંસા સાંભળી પૂજ્યશ્રીની ઇચ્છા કંઠાળ (વેરાવળ, માંગરોળ અને પોરબંદર) મા વિચરવાની હતી તેથી ધોરાજીથી વિહાર કરી જુનાગઢ પધાર્યા. ત્યાં પણ ધર્મનો ઘણો ઉદ્યોત થયો. ત્યાંથી અનુક્રમે વિહાર કરતા શ્રીજી મહારાજ વેરાવળ પધાર્યા અને ત્યાં ઘણો ઉપકાર થયો.

વેરાવળથી વિહાર કરી ચોરવાડ થઇ શ્રીજી મહારાજ મહા વદ ૧૦ નાં રોજ માંગરોળ પધાર્યા. આ વખતે માંગરોળમાં ગોંડલ સમ્પ્રદાયના મુનિશ્રી જયચંદ્રજી સ્વામી બિરાજતા હતા તેઓ આચાર્યશ્રીના પધારવાના સમાચાર જાણી બહુજ આનંદ પામ્યા. અને તેમને લેવા માટે માગરોળ શહેરની બહાર કેટલેક દૂર સુધી આવ્યા હતા. શ્રાવકો પણ બહુ મોટી સંખ્યામાં સામે આવ્યા હતા. અહિં પણ સ્વમતી અન્યમતી લોકો મોટી સંખ્યામાં પૂજ્યશ્રીના વ્યાખ્યાનનો લાભ લેતા હતા, અને મુનિશ્રી જયચંદ્રજી સ્વામી વગેરે તેમના વ્યાખ્યાનમાં હાજરી આપતા હતા. પૂજ્યશ્રી અહિં ૧૫ દિવસ રોકાયા હતા.

અહિંથી વિહાર કરી શ્રીજી મહારાજ પોરબંદર પધાર્યા હતા, અને પોતાના અમૂલ્ય સદ્બોધથી પોરબંદરવાસી જૈન અજૈન પ્રજાપર રૂડી અસર ઉપજાવી હતી. માંગરોળ, પોરબંદર અને વેરાવળના લોકોના ધર્મપ્રેમની પૂજ્યશ્રીએ ઘણી પ્રશંસા કરી હતી, અને શ્રાવિકાઓનો જ્ઞાનાભ્યાસ બહુ સંતોષકારક જોઈ તેમને સાનંદાશ્ચર્ય થયું હતું. સ્ત્રી કેળવણી તરફ અધિક લક્ષ આપવું જોઇએ અને તેમને જૈનધર્મનાં રહસ્યો બહુ સારી રીતે સમજાવવાં જોઇએ એવી પૂજ્યશ્રીની માન્યતા હતી.

પોરબંદરથી અનુક્રમે વિહાર કરતા ભાણવડ થઇ શ્રીજી મહારાજ જામનગર પધાર્યા અને ત્યાં એક માસની સ્થિરતા કરી. જામનગરના શાસ્ત્રના જાણકાર શ્રાવકો સાથેની ચર્ચામાં પૂજ્યશ્રીને બહુ આનંદ આવતો અને પૂજ્યશ્રીના પ્રતાપથી શ્રાવકોના જ્ઞાનમાં પણ ઘણી અભિવૃદ્ધિ થવા પામી.



## પ્રકરણ ૨૭મું.

# મોરબીનું મંગળ ચાતુર્માસ.

## "કુભામાં હાથી."

મોરબીના નામદાર મહારાજા સાહેબ અને શ્રાવકોના લાંબા વખતના આગ્રહ અને ઇચ્છા લાંબે કાળે પણ સફળ થયાં. સંવત્ ૧૯૬૮નું ચાતુર્માસ મોરબીમાં કર્યું. પાઇલોટની પેઠે પ્રથમ કેટલાક શિષ્યો આવ્યા હતા, જેઓ જૈનશાળામાં ઉતર્યા હતા. પૂજ્ય સાહેબનું સ્વાગત સંખ્યાબંધ શ્રાવક શ્રાવિકાઓએ સામે જઇ કર્યું હતું. તેઓશ્રી મંદિરમાર્ગી ભાઇઓની ધર્મશાળામાં ઉતર્યા. જૈનશાળાના મકાનમાં અને એક બીજા ભવ્ય મકાનમાં પોતા નિમિત્તે કાંઇક રીપેર કામ થયેલું જાણી પૂજ્ય સાહેબ દિલગીર થયા અને તેમાં ઉતરેલા શિષ્યોને પ્રાયશ્ચિત આપ્યું. એ બન્ને મકાનો ચાતુર્માસ માટે અકલ્પનિક થવાથી તેઓશ્રી શેઠ સુખલાલ મોનજીના મકાનમાં પધાર્યા, પરંતુ તેઓશ્રીના પ્રભાવશાલી વ્યાખ્યાન અને દર્શનને માટે ઘણી ગીરદી થવા લાગી.

મોરબીમાં પધારતાંજ, અમુક મુદતમાં પચીશ લાખ ગાથાઓની સજ્ઝાય કરવાનો તેઓએ નિશ્ચય કર્યો હતો. એટલે વધારે વખત તેઓશ્રી એકાંતમાં સજ્ઝાય કરવામાંજ મસ્ત રહેતા. મોરબીનાં બે હજાર તો સંઘનાંજ માણસો તે ઉપરાંત મંદિરમાર્ગી તથા બીજી જૈનેતર પ્રજા પણ વ્યાખ્યાન માટે આતુર હતી. આ

બધાને લાભ મળે તે માટે મોટા મકાનની જરૂર હતી. જે રા. રા. હેમચંદ રામજીભાઈ મહેતા એલ. સી. ઇ. એન્જીનીયરના સખ્ત શ્રમથી સફળ થઇ. તેઓએ મહારાજા સાહેબને અરજ કરી દરબારગઢ પાસેની નિશાળના વિદ્યાર્થીઓને બીજા મકાનમાં મોકલાવ્યા અને નિશાળમાં પૂજ્યશ્રીએ ચાતુર્માસ કર્યું.

આ ચાતુર્માસ એવું તો સફળ થયું કે વૃદ્ધમાં વૃદ્ધ શ્રાવકોને મોઢે મેં સાંભળ્યું છે કે '**આવું ચોમાસું મોરબીમાં અમારી જીંદગીમાં અમે જોયું નથી.**' આવા વૃદ્ધોમાંના એક સંઘવી સાંકળચંદ કે જે રતલામ યુવરાજ પદવીના ઉત્સવ પ્રસંગે પણ હાજર હતા તે વખતો વખત કહેતા કે '**કુબામાં હાથી** કેવો ઘાલી દીધો ? ' એટલે મોરબી જેવા ખૂણે પડેલા ન્હાના ગામમાં પૂજ્ય સાહેબ જેવા પ્રસિદ્ધ વિદેશી મુનિરાજનું ચોમાસું સફળ કેવું થયું ? વિશેષ આનંદની વાત તો એ હતી કે દર્શન નિમિત્તે આવતા તમામ શ્રાવકોનું સ્વાગત કરવાનું તમામ ખર્ચ એકજ ગૃહસ્થ '**શેઠ સુખલાલ મોનજી**' એ ઉપાડી લીધું હતું. દૂર દેશાવરથી આવનાર સ્વધર્મીઓને સ્વયંસેવકો તમામ પ્રકારની સગવડ કરી આપતા હતા, એટલુંજ નહિ પણ મોરબીના નગરશેઠ પોતે બીજા શેઠીયાઓ સાથે હમેશાં મીજમાનોના ઉતારા પર તેમની ખબર અંતર પૂછવા જાતે પધારતા અને જુદે જુદે ઘેર આમંત્રણ આપી કૃતાર્થ થતા.

સંવત્ ૧૯૬૮ના આષાઢમાં મોરબીમાં કોલેરાનો ઉપદ્રવ શરૂ થયો હતો, કેટલાક શ્રીમંતો ગામ છોડી બહાર જવાની તૈયારીમાં હતા, પરંતુ પૂજ્ય સાહેબના પધારવાથી એ બીમારી

નરમ પડી હતી. એક દિવસ સાંજરે બારી પાસે સજ્ઝાય કરતાં, પવન બદલાયલો જોઇ, આવા કુદરતી પલટાઓનો બ્હોળો અનુભવ ધરાવનાર પૂજ્ય સાહિબે પાસે બેઠેલાઓને તુરત સમજાવ્યું કે આ પવનનો પલટો હવા સુધરવાની આશા આપનાર છે, છતાં આવે પ્રસંગે શ્રી શાન્તિનાથના જાપથી ઘણે સ્થળે શાંતિ થયેલી છે. મિત્રમંડળ સાથે યુવાન વર્ગ મોડી રાત્રિ સુધી પૂજ્યશ્રી પાસે ધર્મચર્ચા કરી ધર્મજ્ઞાનમાં ઉમેરો કરતા હતા. બીજે દિવસે સોમવારની રજા હોવાથી શ્રી શાંતિજપની યોજના કરવામાં આવી, અને ૫૧ ઉત્સાહીઓને તેજ નિશાળના નીચેના શાન્ત ભાગમાં બરોબર બાર વાગતે, આવી સામાયિક બાંધવાની આ પુસ્તકના લખનારે ખાનગી રીતે સૂચના આપી; જેને પરિણામે બરોબર બારના ડંકા થતાંજ શ્રી શાન્તિનાથનો જપ શરૂ થયો. સવા લાખ જાપ થયા પછી બધા સાથે પૂજ્યશ્રી પાસે માંગલિક સાંભળવા ગયા. આ જાપ વખતની શાન્તિ અને અલૌકિક દેખાવ તથા પવિત્ર આંદોલનોના ફુવારાએ હાજર રહેલાઓનાં મગજ એટલાં બધાં તર કરી દીધાં હતાં કે પોતાની જીંદગીમાં આવો લ્હાવો પ્રથમજ અને અપૂર્વ છે, એમ કહેતા હતા. શુભ શુકન ગણી બધા સાધકોને નાળીયેર આપવામાં આવ્યાં હતાં. પૂજ્યશ્રીના અનુમાન મુજબ પવન બદલાતાં, બીમારી શાંત થઈ ગઇ, અને ઉંચ વર્ણમાંથી તો એક પણ ભોગ લીધા વિના બીમારી પલાયન કરી ગઈ.

પોતાની જન્મભૂમિમાં સદ્ભાગ્યે શરૂ થયેલા ઉપદેશામૃતનું પાન કરવા લેખક પણ ચાતુર્માસ દરમ્યાન મોરબીમાં રહ્યો હતો.

દેશદેશના રીવાજ મુજબ પોતાને વાકેફ કરવા પૂજ્યશ્રીએ મને ચેતવેલ હતું, તે મુજબ તેઓશ્રીને પ્રસંગોપાત થતી અરજનો તેઓ સહર્ષ સ્વીકાર કરતા. પૂજ્યશ્રીની વાણી એવી તો મીઠી અને સરલ હતી કે, બોલી હિંદી છતાં અભણ બૈરાંઓ પણ તેઓશ્રીને બરોબર સમજી શકતાં. એક વખત ગૌચરીનો સમય સાધી, એક દરજીએ પૂજ્યશ્રીને પોતાને ત્યાં પધારવા આગ્રહ કર્યો. મોરબી કે જ્યાં છસો ઘર વાણીયાનાં ઉપરાંત, વાણીયા સોની, વાણીયા કંદોઇ ને બ્રાહ્મણો વગેરેની મોટી સંખ્યા હોવાથી વસવાયાને ત્યાં પોતાના ધર્મગુરૂઓ વ્હોરવા જાય એ જરા આ તરફ ગૌરવ ભર્યું ન મનાતું હોવાથી પૂજ્યશ્રીએ ફરી એવા વર્ણની ગોચરી ખાસ કરી નહોતી કરી. રાજકોટમાં પણ વસ્ત્ર સંબંધી સહેજ અરજ કરેલ તેને પરિણામે શુદ્ધ વૈષ્ણવ પણ પૂજ્યશ્રી પાસે બેસી તેમનાં કપડાંને સ્પર્શવા અચકાતો નહિ.

મોરબીની અનુકૂળતા મુજબ સવારના સાડા છએ વ્યાખ્યાન એક મુનિ શરૂ કરી દેતા અને પૂજ્ય સાહેબ સાતથી નવ વાગતા સુધી અખંડધારાએ ઉપદેશામૃત વરસાવતા. જૈન અને જૈનેતર પ્રજા વ્યાખ્યાનમાંથી પોતાને ગ્રહણ કરવા લાયક ઘણું લઇ જતા અને લોકો મુક્ત કંઠે કહેતા કે અહિં તો અત્યારે 'ચોથો આરો' વર્તે છે. શ્રી જંબુચરિત્ર ઉપરનું તેઓશ્રીનું વ્યાખ્યાન હમેશાં થોડાંઓની આંખો તો ભીની કરાવતુંજ. 'ચલતીમાં ચીલતી', 'ખાડા પાપડ,' 'ઉદેપુરના રાણાઓ,' 'જોધપુરના મહારાજાઓ,' 'જેપુરના મહારાજા પર એક કવિએ લખેલી હુંડી,' 'કચ્છના લાખા ફુલાણી,' વગેરે અસરકારક તથા

ઐતિહાસિક દૃષ્ટાંતોથી શ્રોતાઓ પર ધારી અસર થતી અને
વ્યાખ્યાનનો લાભ ચૂકનાર પોતાના અંતરાયે કર્મ માટે દીલગી
થતાં. કાવકોની દુકાનો તો વ્યાખ્યાન બાદજ ખુલતી.

બનાવટી અને કલ્પિત કથાઓના તેઓ કાયર હતા, સત્ય
બનેલ અથવા તો બનતાં સુધી પોતે અનુભવેલ અથવા ઐતિહાસિક
દૃષ્ટાંતોથી જ તેઓશ્રી પોતાના સિદ્ધાંતોને પુષ્ટિ આપતા. તેઓના
કાઠિયાવાડના પ્રવાસ દરમ્યાન તેઓશ્રીએ તેના પ્રાચીન અર્વાચીન
ઇતિહાસોનો અભ્યાસ કર્યો હતો. જુદા જુદા રાજ્યના અનુભવી
અમલદારો અને ગરાસીયાઓ પાસેથી કાઠિયાવાડની કીર્તિનું પાન
કર્યું હતું. હું હંમેશા તેઓશ્રીને એક કલાક ઇતિહાસ વાંચી
સંભળાવતો. પ્રસિદ્ધ વક્તા રા રા. દફતરી મગનલાલ 'સાધના'
નામનું પુસ્તક સમજાવતા અને દેશાઇ વનેચંદ રાજપાળ જેવા
શ્રીમંત શ્રાવક બપોરની ઉંઘને બાજુએ મૂકી બપોરના બારથી
બે વાગતાં સુધી ઇતિહાસ વગેરેનાં પુસ્તકો વાંચી સંભળાવતા.
જેઓ હમેશા ખસની ટટીના પવનમાં નિરાંતે બપોરે આરામ
કરનાર તેઓ નિદ્રાને યાદ ન કરતાં પૂજ્યશ્રીના પ્રતાપે ખરે
બપોરે વાચનમાં લીન થઇ જતા. તેઓશ્રીનાં સુપત્ની અ. સૌ.
નાનુબાઇ તથા તેમની વિદ્યાવિલાસી પુત્રીઓ પણ પૂજ્યશ્રીની
સેવા કરી વિવિધ રીતે જ્ઞાનમાં ઉમેરો કરી રહી હતી. ગોંડલ
સમુદાયના આર્યાજી મણીબાઇને પૂજ્યશ્રીએ સૂત્રો શીખવ્યાં હતાં.
મારવાડી શ્રાવક શ્રાવિકાઓ દર્શને આવતાં તેને માટે પૂજ્યશ્રીની
સામેજ પ્રથમ પંક્તિમાં જગો રીઝર્વ રાખવામાં આવતી, અને
દેશાઇ વનેચંદભાઈ એવા આવનારનું ઉભા થઇ સન્માન કરી

આગળ બેસાડતા. શ્રીમતી નાનુબાઈએ તો નિડરપણે પૂજ્યશ્રીને કહી દીધું હતું કે "મારવાડી શ્રાવકોને આપ ગમે તેટલા દ્રઢ સમકિતી ગણો, પરંતુ તેમાંનાં સેંકડે નેવુંના ગળામાં કે હાથે કે કેડે ડોડીઓ ને તાવીજો બંધાયેલાં છે. શ્રી જીનેશ્વર દેવપરની શ્રદ્ધા ને સમકિતનાં એ માદળીયાં હોય તો તો અમારે કેશું કહેવાપણું નથી પણ જો બીજાનાં હોય તો સ્વધર્મપર તેઓને પૂર્ણ વિશ્વાસ કે શ્રદ્ધા નથી એમ અમે માનીશું. તેમની પુત્રીઓ પ્રસંગોપાત પૂજ્યશ્રીની સ્તુતિ સંસ્કૃત કાવ્યો બનાવી બોલતી અને લુંટાય તેટલો લાભ લુંટતી હતી. પૂજ્યશ્રી સાહેબે તેમના શાસ્ત્રી પાસે મુનિશ્રી ચાંદમલજી વગેરેને સંસ્કૃત અભ્યાસ કરાવ્યો હતો.

પૂજ્યશ્રી પંદર સાધુઓ સહિત ચાતુર્માસ હતા; જ્યાં શિષ્ય મંડળે સ્વાધ્યાય અને ધ્યાનમાં એટલા બધા લીન રહેતા કે તેમાંનાં બેચારને મળી કદિ અમે ગામ ગપાટા કે નકામી કુથલી કરતાં જોયા નથી. સજઝાય અને શાસ્ત્રવચનોની ધૂન લાગી રહેતી. સાંજરે પ્રતિક્રમણ કર્યા બાદ જ્ઞાનચર્ચા અને પ્રશ્નોત્તરીની ધૂન જામતી, પ્રતિક્રમણ પૂરૂં થતાજ જૈનશાળાના વિદ્યાર્થીઓ પૂજ્યશ્રીની વંદના કરતા અને બધા હાથ જોડી સ્તુતિ બોલતા. પૂજ્યશ્રીને પ્રિય નીચેની સ્તુતિ હમેશાં નિયમિત બોલાતી તે સમયે પૂજ્યશ્રી આંખો મીચી તેમાં તલ્લીન થઇ જતા. પૂજ્ય સાહેબે તે કંઠસ્થ કરી હતી, ઉપરાંત તેઓશ્રી સાથે આવેલા મુનિમંડળે પણ મુખ પાઠ કરી લીધી હતી.

---

## ગુણવંતી ગુજરાત—એ રાગ.

જયવંતા પ્રભુ વીર, અમારા જયવંતા પ્રભુ વીર ;
શાસન નાયક ધીર, અમારા જયવંતા પ્રભુ વીર.

શાસ્ત્ર સરોવર સરસ આપનું, તત્ત્વ રસે ભરપૂર,
તેમાં ન્હાતાં તરતાં નિત્યે, શુદ્ધ થાય અમ ઉર; અમારા.

સાત્વિક ભાવે જેહ પ્રકાશ્યું, વાસ્તવિક તત્ત્વ સ્વરૂપ,
આસ્તિકતામાં રમીએ એથી, આનંદ થાય અનૂપ ; અમારા.

આપ પ્રકાશિત જ્ઞાન બગીચે, ખીલ્યાં છે બહુ ફૂલ,
સુગંધી વાયુની સરસ લ્હેરથી, અમે છીએ મશગૂલ; અમારા.

આપ વિશાળ વિચાર ભૂમિએ, ઉછર્યાં કલ્પ અંકૂર,
રસભર તેનાં ફળ ચાખીને, રહીશું આપ હજુર ; અમારા.

નામ આપનું નિશદિન પ્યારૂં રમી રહ્યું અમ ઉર,
તેની ખાતર પ્રાણ અર્પવા, અમને છે મંજૂર ; અમારા.

માર્ગ બતાવા અમ ઉપર જે, કર્યો મહા ઉપકાર,
અર્પણ કરીએ સર્વ તથાપિ, થાય ન પ્રત્યુપકાર, અમારા.

ચરણ આપનાં શરણ હમારે, મરણ જન્મ ભય દૂર,
રત્નચંદ્ર જેમ લોભી ચાતક, તમ દર્શન આતુર. અમારા.

શતાવધાની પંડિત રત્નચંદ્રજી.

જૈનશાળાના વિદ્યાર્થીઓ કે જેના પ્રત્યે પૂજ્યશ્રીનો ઘણો ભાવ હતો એ વિદ્યાર્થીઓ પાસેના ચિત્રમાં જોઇ શકાશે.

નામદાર મોરબી મહારાજા સાહેબના નજીકના સગા જાડેજા

શિવસિંહજી વ્યાખ્યાનમાં વખતોવખત પધારતા. તેઓનું નીચેનું કાવ્ય તેઓના ભાવની ખાત્રી આપશે.

( कवित )

मालव देश पवित्र करी, श्री मुनीशजी मोरबी मांहि पधार्या;
मोरबी संघ तणी जोइ लागणी, दीनदयाळ दिले हरखाया.

श्रीलालजी स्वामी छो विद्या विशारद, शास्त्रतणा प्रभु ! पारने पाम्या;
अधम उधारी करीने कृपा, मुनि आशीर्वाद अनेक पाम्या.

महान् आभार मयूरपुरी संघ, आपतणो स्वामी दिलमां माने;
दर्शन आप तणां शिष्य मंडळी, सहित थयां गणे पूरव दाने.

एवा गृहरुप शिष्य संघाते, चंद्र तुल्य गुरु पूर्ण प्रकाशी;
मोरबी संघ हृदय कुमुदो, दर्शनथी प्रभु थाय विकासी.

पावन करी भूमि पादपद्मथी, सहज दयाळु दया दिले लावी;
धर्मांकुरो करो फरी जीवित, उपदेशामृत वारि वरसावी.

एज इच्छा आगमनथी आपना, कल्याणकारक अम उर भावी;
संसार सागर तारो 'शिव' कहे, अरिहंत, अरिहंत, मुख भजावी.



## પ્રકરણ ૨૮મું.

# મોરબીમાં તપશ્ચર્યા મહોત્સવ.



સોમવાર અથવા એની રજાને દિવસે મોરબીમાં બિરાજતા મુનિઓ પાસે જૈન અને જૈનેતર વિદ્વાનો, વકીલો અને અમલદારો મળી જ્ઞાનચર્ચા ચલાવતા અને હેડ માસ્તર તથા રાજ્ય વૈદ્ય ઉપરાંત, મહામહોપાધ્યાય સાક્ષરોત્તમ શ્રીયુત શંકરલાલ માહેશ્વર પણ વખતોવખત પૂજ્યશ્રી પાસે આવતા.

પૂજ્યશ્રીના પધારવાથી કોલેરા તદન બંધ થયો, તેથી આખા ગામની તેઓશ્રી પ્રત્યે પૂજ્યબુદ્ધિ થઇ હતી, અને આબાલવૃદ્ધ સર્વની એમજ માન્યતા હતી કે મહાત્માના પધારવાથી દુઃખ દૂર થયું રસ્તામા નીકળતા ત્યારે રાજા મહારાજાને ન મળે એવું આંતરિક માન સર્વ કોમ અને સર્વ ધર્મનાં મનુષ્યો તરફથી મળતું. તપસ્વી મુનિશ્રી છગનલાલજીએ ૬૧ એકસઠ ઉપવાસ કર્યા હતા. આવી તપશ્ચર્યા મોરબીમાં પ્રથમજ હોવાથી શ્રાવકોમાં પણ ઘણો ઉત્સાહ હતો. સવાર બપોર બન્ને વ્યાખ્યા વખતે લાગટ ૬૧ દિવસ સુધી પ્રભાવના અખંડિત શરૂ હતી; તેમાં ખરો પ્રભાવ તો એ હતો કે પ્રભાવના માટે કોઇને કહેવું નજ પડતું. મારી દુકાને આવીને વારાઓ લખાવી જતા હતા. પારણાને દિવસે પૂજ્યશ્રી તપસ્વીજી સાથે ગોચરીએ પધાર્યા હતા. ને ચાર કલાક સુધી ફરી બજારમા કોઇ પણ ઘર પડતું ન મુકતા, સુઝતું મળ્યું તે લઇ બધાને લાભ આપ્યો હતો. કેટલાકે પારણાંનો પહેલો લાભ

પોતાને મળે તો અમુક પ્રતિજ્ઞાઓ કરવા પૂજ્યશ્રીને અરજ કરેલ, પણ પૂજ્યશ્રી તો પક્ષપાત રાખ્યા વિના રંક શ્રીમંત બધાને ત્યાં પધાર્યા હતા.

તપસ્વીજીનાં દર્શન કરવા દેશાવરના શ્રાવકો એકઠા થયા હતા. તેનું યોગ્ય સ્વાગત કર્યું હતું. તપશ્ચર્યાના પૂરા છેલ્લા દિવસે સંવર, પોષા, ઉપવાસ અનેક થયા હતા. અને પારણાને દિવસે ઉત્સવ જેવો દેખાવ હતો. જીવોને અભયદાન અપાયું લૂલાં લંગડાં જાનવરોને ગોળ વગેરે ખવડાવવામાં આવ્યું, અને દાન પુણ્ય થયાં. જીવદયાનું ફંડ થયું હતું જેમાથી ઘણા જીવોને શાતા ઉપજાવવામાં આવી હતી

પૂજ્યશ્રીનું શિષ્ય મંડળ હમેશાં સંયમને લગતી ક્રિયાઓ અને સ્વાધ્યાયમાંજ તલાલિન રહેતું, અને પરદેશ સાથેનો પત્ર વ્યવહાર તેમને કલ્પતો નહિ હોવાથી જ્ઞાનચર્ચા સિવાય બીજી પ્રવૃત્તિમાં પડવાનું હતુંજ નહિ. બીજબાન મુનિમંડળની આવી પ્રવૃત્તિએ, આળસમાં અમૂલ્ય જીવન વીતાવનાર અને નકામી કુથલીમાં કલાકોના કલાકોનો અવકાશ લેનાર અને પત્ર વ્યવહાર માટે સ્ટામ્પો વગેરે સાધનો સાથે લઇ ફરનારા કેટલાક સાધુઓને ઉત્તમ બોધપાઠ આપ્યો, અને કેટલાક ભવ્ય જીવોએ એ પ્રવૃત્તિનું અનુકરણ પણ કર્યું. પ્રતિક્રમણ કર્યા બાદ ખાસ દોષ કે પાપના પ્રાયશ્ચિત માટે સાષ્ટાંગ નમન કર્યા બાદ બે હાથ જોડી શુદ્ધ હૃદયે આત્મવિશુદ્ધિની ઔષધિની યાચના થતી અને પૂજ્ય શ્રી ઉપવાસ, બેલો, તેલો વગેરે પ્રાયશ્ચિત ફરમાવતા. ત્યારે એ પદવીનો પ્રભાવ અને શિષ્યોની વિશુદ્ધ થવાની કાળજી નજરે

જોનારમાં, રાજા મહારાજાઓથી પણ વિશેષ પ્રભાવવાળી પૂજ્ય પદવી પ્રત્યે, પૂજ્યભાવ ઉત્પન્ન થયા વિના રહેતો નહિ. વારા ફરતી નવા નવા પાઠ લેવા આવનારાઓ અને પ્રશ્નો પૂછનારાઓનું મન માનતું સમાધાન કર્યે જતા, અને પોતાના નિત્ય નિયમમાં મશગુલ રહેતા. તેઓશ્રીના સવારના ચારથી રાતના અગ્યાર વાગતા સુધીના કાર્યક્રમની નકલ જે મુનિરાજોએ નોંધી લીધી હશે તેઓ ચોથા આરાની વાનકીનાં વખાણ કર્યા વિના રહી શકશેજ નહિ. આ પવિત્ર ભારત ભૂમિમાં અનેક ધર્માત્માઓ હશે, પરંતુ સ્થા. જૈન સમાજમાં તેઓશ્રીની સરખામણીમાં ઉભા રહેનાર તે વખતે ભુજ મુનિરાજોજ હતા. છતાં પણ તેઓશ્રીની ખાસ ખુબી તો એ હતી કે વ્યાખ્યાનમાં કે વાતચીતમાં કદી પણ કોઇ સાધુની આચારશિથિલતા કે નિંદારૂપ એક અક્ષર પણ તેઓશ્રીના મોટામાંથી નીકળ્યો નથી. ગુણગ્રાહકબુદ્ધિ એ તેમનો આદર્શ ગુણ તેમના હરીફોનું પણ આકર્ષણ કરાવતું. આહાર લાવવામાં તેઓ ખાસ ચેતવણી આપતા અને યુવાન શિષ્યોને અમુક દિવસ લુખોજ ખોરાક ખાવા દેતા. ઇન્દ્રિયોને વશ રાખવા ખાતર ખોરાકની ઘણીજ સંભાળ રાખવાનો તેઓશ્રીનો આદેશ હતો. કાઠીયાવાડ અને ખાસ કરીને મોરબીમાં ગરમાગરમ રોટલા અને અડદની દાળને તેઓ બહુજ પસંદ કરતા અને કહેતા કે શ્રાવકો પોતે પેટમાં ન ખાય પણ મુનિરાજોનાં પાતરા ઘી દુધ ને મિષ્ટાન્નના પૌષ્ટિક ખોરાકથી ભરે એ તેઓનો સાધુઓ પ્રત્યેનો સ્તુત્ય ભાવ છે, પણ પરિણામ હમેશાં વિચારવું. આવો પૌષ્ટિક આહાર લેવો, આળસુ થઇ આળોટવું. અને પછી ઇન્દ્રિયો ગરતી કરે ત્યારે પોતાના વેષને ભૂલી

ઇન્દ્રિયોના દાસ થવું તેના કરતાં પ્રથમથીજ સાત્વિક સાદો ખોરાક લેવો એ સાધુઓનો પ્રથમ ધર્મ છે, અને કદાચ પૌષ્ટિક ખોરાક ખવાઇ પણ ગયો તો તપશ્ચર્યા વગેરેથી તેનો વેગ ઓછો કરી નાંખવો.

પોતેજ તપશ્ચર્યા ન કરી શકે તેઓ તરફથી બીજાઓને એવો બોધ ક્યાથી મળે ? પ્રથમ કાંઠા પર નંખાય, પ્રથમ પોતાનું વર્તન એવું થાય ત્યારેજ ઉપદેશ અપાય છે. પાટ પર બેસી લલકારનારા તો લાખો છે, પણ કહેણી તેવી રહેણી રાખનારાઓનેજ ધન્ય છે. તેઓજ વંદનીય છે, તેઓનોજ સંયમ સફળ છે.

તેઓશ્રી ફરમાવતા કે રોગીઓને સુધારવાનાં ઔષધોને બદલે આ જડવાદના જમાનામા અનીતિવાન, આળસુ અને વ્યર્થ જીવન ગાળનારાઓને સુધારવાની સંસ્થાઓ સ્થાપવી જોઈએ. શાસ્ત્ર સદુપદેશના શ્રવણરૂપી ઔષધસહ નીતિમય જીવનનું અનુપાન જોઈએ.

મોરબીના તે વખતના નગરશેઠ અમૃતલાલ વર્ધમાનની નમ્રતા અને કાર્યદક્ષતાના તેઓ વખાણ કરતા અને મોરબીના સંપનું અનુકરણ કરવા તેઓ બધાને બોધ આપતા. સવા પાંચસો ઘરનો મોટો શ્રીસંઘ ફક્ત એકજ આગેવાનની આજ્ઞામાં ચાલે એ અનુભવ તેઓશ્રીને મોરબીમાજ થયો. નગરશેઠના પ્રમુખપણા નીચે બીજા ચાર શ્રીસંઘ તરફથી ચુંટાયેલા સભ્યો હોય છે. એ પંચને સર્વ સત્તા છે અને એ પંચ જે કરે તે સવા પાંચસો ઘરને મંજુર છે જોકે જુના વિચારના સભ્યથી, વખતે ચાલુ જમાનાની પ્રવૃત્તિ મુજબ વર્તન રહી શકતું નથી, પરંતુ મોરબીના યુવાન મંડળમા પણ એટલો બધો વિનય ગુણ છે કે

પંચની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો અવિનય તેઓ કરતા નથી. જમાનો સુધરતો જાય છે તેમ મોરબીના શ્રીસંઘના પટેલીયાઓ પણ પોતાની જોખમદારી અને કર્તવ્ય સમજતા જાય છે અને ભવિષ્યમા પણ પોતાની પુરાણી પ્રતિષ્ઠા જાળવશે એમ આશા રહે છે

અજમેરથી રાય બહાદુર શેઠ છગનમલજી પણ મોરબીમા પૂજ્યશ્રીના દર્શન કરવા પધાર્યા હતા, અને મોરબીની પ્રજામા મીઠા ટોળીયાની બાધી હજુરશ્રીને અરજ કરી છોડાવી અને પોતે પણ શ્રીસ્વામીવાત્સલ્યનો ગરઠ કરી, એકજ ઠેકાણે બધા સ્વધર્મી ભાઈઓના દર્શનનો લાભ લીધો આ વખતે શેઠ બરદ ભાણજી પીતળીયા પણ હાજર હતા, તેઓએ પણ લ્હાણી કરી લાભ લીધો હતો દર્શન કરવા આવનાર બીજા શ્રીમતોએ જીવ દયા વગેરેમા સારૂ ખર્ચ કર્યું હતું

પૂજ્યશ્રીએ એક દિવસે 'કુરાગના મોતી' બનવાનુ દ્રષ્ટાન્ત આપ્યું હતુ, આ તકનો લાભ લઈ મારા પિતાશ્રીએ સજોડે શિયળ વ્રત આદર્યું હતુ અને આ ધાર્મિક નતની ખુશાલીમા 'નવકારશી'નું જમણ કરવાની અમને તક મળી હતી તેઓશ્રીને પ્રભાતમા વખતે આજ્ઞા આપવાની મને તક મળતી અને એ નિમિત્તે ત્યાગ વ્રતનો પણ લાભ મળતો તેઓશ્રીએ ચાતુર્માસમા ચારે સ્કંધ મને કરાવ્યા હતા એને આત્મ પ્રશસા માટે મને માફી આપવામા આવે તો મારે અત્રે કહી લેવુ જોઈએ કે પૂજ્યશ્રીએ મને વિશેષ પ્રવૃત્તિઓ પરતી રુચવા અને નિવૃત્તિમય જીવન ગાળવાને શીખવ્યુ હતુ વિસ્તારી કુટુંબ અને વિશાળ વ્યાપાર હોવાથી દોડાદોડ કરવી પડતી પરન્તુ પૂજ્યશ્રીની અમી દ્રષ્ટિથી

આ ચાતુર્માસમાં આરામ સાથે આનંદ અનુભવ્યો હતો. તેઓશ્રીનાં વ્યાખ્યાનોમાં હમેશાં કાંઇને કાંઇ નવું જાણવાનું મળતું. શાસ્ત્રોના અર્થ સરળ કરી ખુબીથી સમજાવતા અને વચ્ચે કાવ્યો અને દ્રષ્ટાંતોથી એવો અદ્ભુત રસ ઉત્પન્ન કરતા કે ગમે તેટલું મોડું થાય તોપણ કોઇને ઉઠવાનું મન ન થતું. તેઓશ્રીનાં ઘણાં વચનામૃતો અને કાવ્યોનું ટીપણ કરી રાખ્યું છે, તે અન્ય પ્રસંગે આપીશું.

રાજકોટના રા. બા. ભીમજીભાઇના વયોવૃદ્ધ ભાઇ જેઠાલાલભાઈ જે પૂજ્યશ્રીના વ્યાખ્યાન વખતે મોરલીની પેઠે ડોલતા, તેઓ પણ મોરબી પધાર્યા હતા, અને ભક્તિભાવમાં રસબસ થઈ, નીચેનું કાવ્ય લલકાર્યું હતું—

રાગ દેશ.

પ્યારા પૂજ્ય શ્રમણ શ્રીલાલ, નમન સ્વીકારજો રે;
આપી બોધ અમૂલો સૌને, સુખ ઉપજાવજો રે—પ્યારા૦
આપ પધાર્યા રાજકોટમાં, હતા પશુજન કાળ ચોટમાં;
આપ્યો બોધ થયો ત્યાં, પશુ જન બચાવજો રે—પ્યારા૦
બોધ અસરકારક બહુ દીધો, સર્વ ધર્મીઓએ લાભજ લીધો;
ધનનો ઢગલો કીધો, અહિં એ કરાવજો રે—પ્યારા૦
અડસઠીયામાં આવી ઉગાર્યા, પાંચ હજાર પશુ જીવ તાર્યા;
કામ હમારાં સાર્યાં, અહિં પણ સારજો રે—પ્યારા૦
આપ પધાર્યા નોત નૃપપુરમાં, પશુ મરત સઘળાંએ પળમાં;
જીવ રહ્યાં સહુ બળમા, કળ એ કળાવજો રે—પ્યારા૦
મયુરપુરીનો મહિમા મોટો, નથી નૃપદુર્ગ થકી કંઇ છોટો;
ધર્મ વિષે નહિ જોટો, અન્ય નિહાળશો રે—પ્યારા૦

જ્ઞાન તણી કીંમત અધિકી છે, પહેલું જ્ઞાન દયા પછીથી છે;
સમજાવી એ જ્ઞાને, ધન પથરાવજો રે—પ્યારા૦
નવો જમાનો જોઇ કરીને, સમયસૂચક સહુ ભાઇ બનીને;
જ્ઞાનદાનમાં પ્રીતિ, વધુ વવરાવજો રે—પ્યારા૦
જ્ઞાન વિના દર્શન નહીં દીપે, ધુળ ઉપર લીંપણુ જેમ લીંપે;
વર્તન તર નવ દીપે, જ્ઞાન વધરાવજો રે—પ્યારા૦
બીજાં શુભ કાર્યો કંઇ કરવા, કરવા કર્મથી અમને હળવા;
દુ:ખ અમારાં દળવા, ફરીથી પધારજો રે—પ્યારા૦

પૂજ્યશ્રીના વિહાર વખતનો દેખાવ મને જીંદગીભર યાદ રહી જશે. ઉંચી બજાર વચ્ચે 'જય જય' ના ગગનભેદી અવાજો અને 'ઘણી ખમ્મા' ના મારવાડી પોકારો, જે મોટા મહારાણાઓની સ્વારીમાં પણ ન સંભળાય એવા પૂજ્યશ્રીની કીર્તિને પ્રસરાવતા હતા. મારવાડી સ્ત્રીઓ પૂજ્યનાં પગલાં પડયાં હોય તે ધુળને ખોળામાં લઇ મસ્તકે ચડાવતી હતી, અને જાણે એ અમૂલ્ય પ્રસાદ હોય એમ સાથે લઇ જવા રૂમાલે બાંધતી હતી. તેઓશ્રીએ મોરબીને એટલું બધું ઘેલું બનાવ્યું હતું કે તેઓશ્રીની રજા લેતાં સંખ્યાબંધ ઉમ્મરલાયક શ્રાવકોની આંખો પણ ભીંજાણી હતી. અને નગરશેઠના ભાઇ શેઠ દુર્લભજી વર્ધમાનને તો મૂર્છા આવી ગઇ હતી. મારા પિતાશ્રી બે ચાર દિવસ પૂરૂં જમ્યા નહોતા. અને પાછળ પાછળ સનાળા, ટંકારા તથા ઠેઠ જામનગર સુધી ગયા હતા. સ્વર્ગવાસી એન્જીનીઅર ગોકળદાસભાઇ પણ સનાળામાં પૂજ્યશ્રીની રજા લેતાં રડી પડયા હતા, આ સરળ સ્વભાવી ભોળા ભક્તોને ફરી લાભ આપવા, કાઠી-આવાડમાં વિશેષ રોકવા તેઓની ઇચ્છા હતી, પરંતુ તે પાર ન પડી.



श्री मोरवी जैनशाळा—मास्तरो अने कार्यवाहको पूज्यश्री पासे धर्मशिक्षण श्रवण करे छे. परिचय–प्रकरण २७.

આવી હતી. એટલે ધર્મશાળામાં વ્યાખ્યાન ચાલતું; ત્યાં અમે પૂજ્યપાદની વાણી સાંભળવાને ઉપસ્થિત રહેતા કોઇ વખત જ્યારે પૂજ્યશ્રી મને ફરમાવતા ત્યારે હું પણ ચાલતા વિષય પરત્વે બોલતો. સભામાં બાઇઓ અને ભાઇઓથી હોલ ચિકાર ભરાઇ જતો. લોકોને પૂજ્યશ્રીની વાણી એવી તો રસ પાઇ રહી હતી કે બે ત્રણ કલાક કે તેથી પણ વધારે વ્યાખ્યાન ચાલતું. તોપણ કોઇને ઉઠવાનું મન થતું નહિં. હજીપણ વધારે વંચાય તો સારૂં એમ દરેકને જીજ્ઞાસા રહેતી. વ્યાખ્યાનમાં શાસ્ત્રીય તાત્વિક બોધ ઉપરાત ઐતિહાસિક દાખલાઓ મ્હોટા પ્રમાણમાં આવતા તેની શાસ્રીય વિષય સાથે એવી તો ઘટના કરવામાં આવતી કે શ્રોતાઓ તે વખતે તન્મય બની જતા અને કરુણાર્ત્ત પ્રસંગે અશ્રુપ્રવાહ ઝરતો, અને વીર રસને પ્રસંગે રોમાંચ ખડાં થતાં જોવામાં આવતાં હતાં. વ્યાખ્યાનની આ ખુબીથી શું જૈન અને શું જૈનેતર એટલા તો પ્રીહા થતા કે બીજા દિવસની સવાર ક્યારે થાય અને ક્યારે ફરી વ્યાખ્યાન વંચાય તેની આતુરતાથી દરેક રાહ જોતા. સત્તર દિવસ અમે સાથે રહ્યા. તેમાં પહેલેથી છેવટ સુધી સ્હડતો ને સ્હડતો ઉત્સાહ જોવામાં આવ્યો હતો.

અમે ગયા તેજ દિવસે પૂજ્યશ્રીએ ફરમાવ્યું કે મ્હારે ચંદપન્નત્તિ સૂત્ર વાંચવું છે. મેં કહ્યું, આપને વંચાવવાને હું લાયક નથી. તેમણે કહ્યું તમે ગુરૂગમપૂર્વક વાચ્યું છે તો મને વંચાવો. મારે એવો નિયમ છે કે કોઇ પણ સૂત્ર એક વાર કોઇની પાસે [illegible] પછી મારે પછે વાંચવું. તેમાં પણ ચંદપન્નત્તિ જેવું શાસ્ત્ર [illegible] વાંચવું એવો [illegible] રો છે. ત્યારે મેં કહ્યું

કમા

ભલે આપનો આગ્રહ છે તો આપણે બે સાથે વાંચીશું. તેજ દિવસથી વાંચન ચાલુ કર્યું. આગમની એકેક પ્રત તો તેમની સાથે રાખતા. બીજી એક પ્રત ટીકાવાળી મેળવી બપોરના એક વાગ્યાથી સાંજના પાંચ વાગ્યા સુધી વાંચન ચાલતું. લગભગ પંદર દિવસમાં ચંદપન્નત્તિ સૂત્ર પુરૂં કર્યું. પૂજ્યશ્રીની સમજણ અને પ્રજ્ઞા એટલી તો સરસ કે ચંદપન્નત્તિ કરતાં પણ કદાચ ગહન વિષય હોય તો તે પોતાની મેળે સારી પેઠે સમજી બીજાને સમજાવી શકે, છતાં એક સાદું સૂત્ર પણ પોતાની મેળે ન વાંચવું એ ભાવના કેટલા બધા વિનય અને વિવેકથી ભરેલી છે તે સહજ સમજી શકાય તેમ છે; એટલા માટે તેમની સ્તુતિમાં કહેવામાં આવ્યું છે કે " विद्या विवादरहिता विनयेन युक्ता "

## જુનું કે નવું પણ સારૂં તે મારૂં.

કેટલાએક વૃદ્ધો જુની પદ્ધતિનેજ માન આપે છે તો કેટલાએક યુવકો નવું નવું હોય તેનેજ સ્વીકારે છે; ખરી રીતે આ બંને ખ્યાલો ભૂલભરેલ છે. જુનું કે નવું ગમે તે હો પણ સારૂં એટલું સ્વીકારવું અને નરસું હોય તે મૂકી દેવું, આ સમજુ માણસનું લક્ષણ છે. પૂજ્યપાદ જુની કે નવી પદ્ધતિનો આગ્રહ કરનારા ન હતા પણ **સારૂં તે મારૂં** એ મંત્રને સ્વીકારનાર હોવાથી વૃદ્ધ તેમજ યુવાન વર્ગ બંને વર્ગને એક સરખી રીતે પ્રિય થઇ પડયા હતા. રાજકોટમાંના યુવકોનો મ્હોટો ભાગ ધર્મ તરફ બેદરકારી રાખનારો ગણાય છે, પણ પૂજ્યશ્રીના રાજકોટ ચાતુર્માસ્ય દરમ્યાન નાસ્તિક કોટિમાં ગણાતો યુવકવર્ગ પૂજ્યપાદ તરફ આકર્ષાઇ આસ્તિક બની ગયો હતો, એમ ઘણાને મોઢે



श्री उदयपुर स्था. जैन पाठशाला तथा कार्यवाहक।

परिचय–प्रकरण ३५

# પ્રકરણ ૨૯મું.

# પરિચય.



(લેખકઃ—શતાવધાની પં. રત્નચંદ્રજી મહારાજ.)

પ્રવર પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ કાઠીઆવાડમાં પધાર્યા ત્યારે અમે કચ્છમાં હતા, પણ ત્યાં તેમની કારકીર્દિ સાંભળી તેમને મળવા મનમાં ઉત્કંઠા થઇ હતી. સંવત્ ૧૯૬૮ની સાલમાં કચ્છનું રણ ઉતરી ઝાલાવાડમાં આવ્યા. લીંબડી સાધુ પરિષદ્દનું કામ પૂર્ણ થયા પછી અમારૂં ચોમાસું ધોરાજી ઠર્યું હતું એટલે તે તરફ પ્રયાણ કર્યું; ત્યારે શ્રીલાલજી મહારાજ વાંકાનેર બિરાજે છે તેવા સમાચાર સાંભળી સંવત્ ૧૯૬૮ના જેઠ વદ ૧૩ના રોજ મહારાજશ્રી ગુલાબચંદજી સ્વામી, મહારાજશ્રી વીરજી સ્વામી આદિ થાણા ચાર વાંકાનેર પહોંચ્યા. ત્યાં પૂજ્યપાદના દર્શન થયાં. અમો ઉપાશ્રયમાં ઉતર્યા; તેઓશ્રી થાણા ૧૦ ઉપાશ્રયની પાસેજ દશાશ્રીમાળીની ધર્મશાળામાં ઉતર્યા હતા. દિવસ આખો અને રાત્રે દશ વાગ્યા સુધી અવારનવાર જ્ઞાનચર્ચા ચાલતી. ઉપાશ્રય અને ધર્મશાળા એક બીજાથી એટલાં નજીક છે કે રાત્રે પણ બારીમાં સ્હામસ્હામે એક બીજાની વાતચીત સાંભળી શકાય.

કાઠીયાવાડનાં બીજાં શહેરોની માફક અહિં પણ પૂજ્યપાદ વ્યાખ્યાન આપે એ વાત પહેલેજ દિવસે નક્કી કરવામાં

આવી હતી એટલે ધર્મશાળામા વ્યાખ્યાન ચાલતું, ત્યાં અમે પૂજ્યપાદની વાણી સાભળવાને ઉપસ્થિત રહેતા કોઇ વખત જ્યારે પૂજ્યશ્રી મને ફરમાવતા ત્યારે હુ પણ ચાલતા વિષય પરત્વે બોલતો સભામા બાઇઓ અને ભાઇઓથી હોલ ચિકાર ભરાઇ જતો લોકોને પૂજ્યશ્રીની વાણી એવી તો રસ પાઇ રહી હતી કે બે ત્રણ કલાક કે તેથી પણ વધારે વ્યાખ્યાન ચાલતુ. તોપણ કોઇને ઉઠવાનું મન થતુ નહિ હજીપણ વધારે વચાય તો સારૂ એમ દરેકને જીજ્ઞાસા રહેતી વ્યાખ્યાનમા શાસ્ત્રીય તાત્ત્વિક બોધ ઉપરાત ઐતિહાસિક દાખલાઓ મ્હોટા પ્રમાણમા આવતા તેની શાસ્ત્રીય વિષય સાથે એવી તો ઘટના કરવામા આવતી કે શ્રોતાઓ તે વખતે તન્મય બની જતા અને કરુણાર્ત્ત પ્રસગે અશ્રુપ્રવાહ ઝરતો, અને વીર રસને પ્રસગે રોમાચ ખડા થતા જોવામા આવતા હતા વ્યાખ્યાનની આ ખુબીથી શુ જૈન અને શુ જૈનેતર એટલા તો ફીદા થતા કે બીજા દિવસની સવાર ક્યારે થાય અને ક્યારે ફરી વ્યાખ્યાન વચાય તેની આતુરતાથી દરેક રાહ જોતા સત્તર દિવસ અમે સાથે રહ્યા. તેમા પહેલેથી છેવટ સુધી ચ્હડતો ને ચ્હડતો ઉત્સાહ જોવામા આવ્યો હતો

અમે ગયા તેજ દિવસે પૂજ્યશ્રીએ ફરમાવ્યુ કે મ્હારે ચદપન્નત્તિ સૂત્ર વાચવુ છે મે કહ્યુ, આપને વચાવવાને હુ લાયક નથી તેમણે કહ્યુ તમે ગુરૂગમપૂર્વક વાચ્યુ છે તો મને વચાવો મારો એવો નિયમ છે કે કોઇ પણ સૂત્ર એક વાર કોઇની પાસે વાચ્યા પછી મારે પઢે વાચવુ તેમા પણ ચદપન્નત્તિ જેવુ શાસ્ત્ર ગુરૂગમપૂર્વકજ વાચવુ એવો મારો ઇરાદો છે. ત્યારે મે કહ્યુ

ભલે આપનો આગ્રહ છે તો આપણે બે સાથે વાંચીશું. તેજ દિવસથી વાંચન ચાલુ કર્યું. આગમની એકેક પ્રત તો તેમની સાથે રાખતા. બીજી એક પ્રત ટીકાવાળી મેળવી બપોરના એક વાગ્યાથી સાંજના પાંચ વાગ્યા સુધી વાંચન ચાલતું. લગભગ પંદર દિવસમાં ચંદપન્નત્તિ સૂત્ર પુરૂં કર્યું. પૂજ્યશ્રીની સમજણ અને પ્રજ્ઞા એટલી તો સરસ કે ચંદપન્નત્તિ કરતાં પણ કદાચ ગહન વિષય હોય તો તે પોતાની મેળે સારી પેઠે સમજી બીજાને સમજાવી શકે, છતાં એક સાદું સૂત્ર પણ પોતાની મેળે ન વાંચવું એ ભાવના કેટલા બધા વિનય અને વિવેકથી ભરેલી છે તે સહજ સમજી શકાય તેમ છે; એટલા માટે તેમની સ્તુતિમાં કહેવામાં આવ્યું છે કે " विद्या विवादरहिता विनयेन युक्ता "

## જુનું કે નવું પણ સારૂં તે મારૂં.

કેટલાએક વૃદ્ધો જુની પદ્ધતિનેજ માન આપે છે તો કેટલાએક યુવકો નવું નવું હોય તેનેજ સ્વીકારે છે; ખરી રીતે આ બંને ખ્યાલો ભૂલભરેલ છે. જુનું કે નવું ગમે તે હો પણ સારૂં એટલું સ્વીકારવું અને નરસું હોય તે મૂકી દેવું, આ સમજુ માણસનું લક્ષણ છે. પૂજ્યપાદ જુની કે નવી પદ્ધતિનો આગ્રહ કરનારા ન હતા પણ **સારૂં તે મારૂં** એ મંત્રને સ્વીકારનાર હોવાથી વૃદ્ધ તેમજ યુવાન વર્ગ બંને વર્ગને એક સરખી રીતે પ્રિય થઇ પડયા હતા. રાજકોટમાંના યુવકોનો મ્હોટો ભાગ ધર્મ તરફ બેદરકારી રાખનારો ગણાય છે, પણ પૂજ્યશ્રીના રાજકોટ ચાતુર્માસ્ય દરમ્યાન નાસ્તિક કોટિમાં ગણાતો યુવકવર્ગ પૂજ્યપાદ તરફ આકર્ષાઇ આસ્તિક બની ગયો હતો, એમ ઘણાને મોઢે

સાંભળ્યું છે. વાંકાનેરમાં તો મને જાત અનુભવ થયો છે. વાંકાનેરની જાહેર પ્રજા તરફથી જાહેર વ્યાખ્યાન માટે મને જ્યારે આગ્રહ થયો ત્યારે વાંકાનેરના જૈન યુવકોએ સ્કુલમાં જાહેર વ્યાખ્યાન માટે વ્યવસ્થા કરી. વાંકાનેર મહારાજા સાહેબને પણ આમંત્રણ આપ્યું, એટલે દરબારશ્રી પોતાના સ્ટાફ સાથે ત્યાં પધાર્યા. તમામ અમલદારો અને દરેક વર્ગના લોકોથી સભા ચીકાર ભરાઇ ગઇ હતી. આ તરફ થોડે ભાગે અને મારવાડમાં વિશેષ ભાગે જુના વિચારવાળા જાહેર વ્યાખ્યાનની પદ્ધતિને આ નવીન છે એમ કહી વખોડી કાઢે છે. ત્યારે પૂજ્યપાદ તો તે રસ્તેથી નીકળતાં સ્કૂલમાં પધારવા વિનંતિ કરતાં, પોતે ત્યાં પધાર્યા એટલુંજ નહિ પણ ચાલેલ વિષયને સજ્જડ બનાવવાને પોતે એટલું સરસ બોલ્યા હતા કે તે સાંભળવાને સભા એક તાર લીન બની ગયેલી હતી. જુના શાસ્ત્રીય વિષયને નવીન શૈલીથી ચર્ચવાની પણ તેમની એવી ખુબી હતી કે જુના તેમજ નવીન બંને વર્ગને તે રૂચિકર થઇ પડયું હતું, દરબારશ્રી તેમજ અન્ય શ્રોતાઓએ બીજા વ્યાખ્યાન માટે આમંત્રણ કર્યું, એટલે બીજું વ્યાખ્યાન વીશાશ્રીમાળીની ધર્મશાળામાં આપવામાં આવ્યું હતું. બંને વ્યાખ્યાનની જાહેર પ્રજા ઉપર ઘણી સારી અસર થઇ હતી-ટુંકામાં કહેવાનું એટલુંજ કે પૂજ્યશ્રી રૂઢિને ભલે માન આપતા તથાપિ અંતરમાં યોગ્યાયોગ્યનો વિચાર કરી રૂઢિનો આત્મા જે શ્રેયાશ્રેય વિચાર તેને વધારે માન આપતા હતા. તેથીજ નવીન અને જુની બંને પદ્ધતિને પોતે તરત અનુકૂલ થઇ જતા અને જેમાં વધારે શ્રેય હોય તેનું અનુકરણ કરી લોકોને લાભ આપતા.

## પૂજ્યપાદનો સાહિત્ય તરફ શોખ.

પૂજ્યશ્રી જૈન શાસ્ત્રના સમર્થ વિદ્વાન્ હતા; બહુસૂત્રી, ગીતાર્થી, શાસ્ત્રવેત્તા; આગમવેત્તા જે ઉપનામ તેને લગાડીયે તે છાજે તેવું હતું. મારવાડ તરફ મુનિવર્ગમાં સંસ્કૃત અભ્યાસ કરવાનું પ્રચલિત હોત તો આચાર્યશ્રી સંસ્કૃતના સમર્થ પંડિત હોત, પણ તે તરફ તેનું પ્રવર્તન ન હોવાને લીધે તે ઈચ્છા મનમાંજ રહી ગઇ હતી. વાંકાનેરમાં થોડા દિવસના પરિચય પછી પૂજ્યશ્રીએ નિવેદન કર્યું કે આપણે આવતું ચોમાસું રહેવાનું સાથે બને તો ન્હાના સાધુ ચાંદમલજી મુનિને સંસ્કૃતનો અભ્યાસ તમારી પાસે ચાલુ કરાવું અને હું પણ સંસ્કૃત ન્યાયનાં પુસ્તકો સાંભળું અને વિચારૂં. પૂજ્યશ્રીની આ દરખાસ્તથી મારા મનમાં ઘણો ઉત્સાહ વધ્યો હતો. જો અમારે સાંપ્રદાયિક કેટલીએક રૂઢિઓ અને શ્રાવકોની રૂઢિઓનું બંધન ન હોત તો એક ચાતુર્માસ્ય તો શું પણ વરસોનાં વરસો સાથે રહી શાસ્ત્ર વિચારણા અને સાહિત્યસેવાનો લાભ અરસપરસ લેત દેત પણ પ્રકૃત બાબતમાં ત્રણ મુશ્કેલીઓનો વિચાર કરવાનો હતો; એક તો ધોરાજી અને મોરબીના ઠરેલ ચોમાસામાં ફેરફાર કરવો કે જેના માટે વખત બહુ થોડો રહ્યો હતો; બીજું તેમાં લીંબડીના સંઘની અને પૂજ્યશ્રીની સંમતિ મળવી જોઇએ. ત્રીજું જે ગામમાં રહેવું ત્યાંના શ્રાવકોની પણ સંમતિ જોઇએ. વચલી બાબત માટે તો પૂજ્યશ્રીએ એટલી હામ ભીડીને કહ્યું કે હું મારા બે સાધુને લીંબડી મંજુરી મેળવવા મોકલું. મને ખાત્રી છે કે લીંબડી સંઘના અગ્રેસરો મારૂં માન જાળવી જરૂર મંજુરી આપશે, એટલે એ મુશ્કેલી દૂર થશે, પણ વચ્ચે એક નડતર એ હતી કે ધોરાજી

ખાલી ન રહે અને સૌનાં ચોમાસાં ઠરી ગયેલ હોવાથી ત્યાં જનાર કોઇ હતું નહિ. ત્યારે પૂજ્યશ્રીએ કહ્યું કે તમારાં ચાર ઠાણામાંથી બબ્બે ઠાણા કરો. બે ઠાણા ધોરાજી જાય અને બે ઠાણા મોરબી ચાલો; મોરબીનું ફેરવી શકાય તેમ હતું નહીં આને માટે એક ત્રીજી મુશ્કેલી દૂર કરવાની હતી જેના માટે કોશીશ કરવામાં આવી પણ અંતરાયના જોગથી ઇચ્છા પાર ન પડી, ત્યારે ચોમાસું ઉતર્યા પછી ભેગા થવું અને અમુક વખત સાથે સાથે રહી અભ્યાસ કરવો એવો વિચાર મનમાં ગોઠવી પ્રથમ આષાઢ વદ ૧ના પૂજ્યશ્રીએ મોરબી ચોમાસું જવાને વાંકાનેરથી વિહાર કર્યો અને અમોએ ધોરાજી તરફ વિહાર કર્યો, મોરબીનું ચોમાસું પૂરું થતાં કેટલાક કારણસર પૂજ્યશ્રીને મારવાડ તરફ પધારવાનું થયું. અંતરાયનો યોગ તે ભેગા ન થયા તો નજ થયા. મનની ઇચ્છા મનમાંજ રહી. આ ઉપરથી પૂજ્ય શ્રીને વિદ્યા તરફ કેટલો શોખ હતો તેનો કંઇક ખ્યાલ આવી શકશે.

## મિલનસાર વૃત્તિ.

આ વૃત્તિને માટે આ તરફના ઘણા માણસોને મોઢથી મેં સાંભળ્યું છે અને જાતે પણ અનુભવ થયો છે કે ગમે તેવો અજાણ્યો માણસ આવ્યો હોય પણ તે જાણે પૂર્વનો પરિચિતજ હોયની તેમ તેની સાથે પૂજ્યશ્રી વાતચીત કરતા. આચાર વિચારમાં ભલે જમીન આકાશ જેટલી ભિન્નતા હોય છતાં બેની વચ્ચે જાણે જરી પણ ભિન્નતા ન હોય તેમ નિખાલસપણાથી તેની સાથે વાતચિત કરતા કે સામા માણસને પોતાના મનમાં રહેલ ભિન્નતા દૂર કરવાની ફરજ પડે.

## ગુણગ્રાહકતા.

આ તરફ મારવાડ તરફના કેટલાએક સાધુઓ આવે છે પણ ઘણે ભાગે તેમનામાં પોતાના આચારની વિશેષતા બતાવવાની સાથે બીજાની નિંદા કરવાનો દોષ વિશેષપણે જોવામાં આવે છે, પૂજ્યશ્રીના આચાર વગેરેની વિશેષતા છતાં તે વિશેષતા પોતાને મોઢે દર્શાવવાનો કે તેને મુકાબલે બીજાની હલકાઈ શિથિલતા બતાવવાનો કે કોઇની પણ નિંદા કરવાનો સ્વભાવ મુદ્દલ પણ જોવામાં આવતો નહીં તેને બદલે તેમની ગુણગ્રાહક વૃત્તિનો તો ઘણીવાર પરિચય થયો છે. વ્યાખ્યાનના પ્રસંગમાં પણ પોતાના પરિચયમાં આવેલ સાધુ સાધ્વી શ્રાવક કે અન્ય કોઈ ગૃહસ્થના જે ગુણનો પોતાને કઇ પરિચય થયો હોય તે ગુણને લઇ મુક્તકંઠે તેની પ્રશંસા કરતા પછી ભલેને તે બીજી રીતે પોતાના કરતાં ઉતરતા હોય તોપણ પ્રકૃત ગુણને લઇ તેની પ્રશંસા કરવામા જરા પણ અચકાતા નહિ, આ ગુણગ્રાહકવૃત્તિ ખરેખર વખાણવાજોગ છે. આ વૃત્તિને અમારા મુનિઓ તેમજ ગૃહસ્થો માન આપે તો સમાજનો કલેશ કેટલેક અંશે દૂર થાય. આ બધા ગુણોને લીધે અમારો સહવાસ એટલો રસમય બન્યો હતો કે છુટા પડતી વખતે બંનેનાં હૃદય ભરાઇ ગયા હતાં, અને સહવાસરૂપ આનંદ બાગમા આશ્રય લેવાનો ફરી કયારે વખત મળશે તેનો સોચ કરી રહ્યા હતા, તે વખતે તરતમાં એટલે થોડા માસ પછી મળવાની આશાનુ આશ્વાસન હતું. પણ ("દૈવી વિચિત્રા ગતિઃ") માણુસ ધારે છે કંઇ અને બને છે કંઇ. એ મુજબજ બન્યું. છુટા પડયા પછી સ્થૂલ શરીર રૂપે તો ભેગા

ન થયા પણ "गिरौ मयूरा गगने पयोदाः") એ મિસાલે જેને જેની લાગણી છે તેને તે દૂર નથી એટલે અંતરમાં ગુણસ્મરણ રૂપે સાંનિધ્યજ હતું; વળી કયારેક ભેગા થઇશું એ પણ આશા અવશિષ્ટ હતી. પણ છેવટના ખબરે આશાને નિરાશામાં ફેરવી નાખી છે. હવે માત્ર આપણે તેમના ગુણોનું સ્મરણ કરી તેમણે વાવેલ બીને સિંચણ કરી વિકાશ પમાડવાનું છે. તેમની યાદગીરીમાં સૌ પહેલાં તો એ કામ કરવાનું છે કે સંપ્રદાયમાં ચાલતો કલેશ કંઇ પણ ભોગે દૂર કરવો જોઈએ. સંયુક્ત બલ વધારી તેમના બનાવેલ જ્ઞાન અને આનંદ બાગમાંનાં સુવાસિત પુષ્પોની પરિમલ સુગંધ દિગંત પર્યંત પ્રસરતી રહે તેને ટેકો આપવાનો છે. પૂજ્યપાદના ગુણો અનેક છે મારામાં તે બધાને વર્ણવાની શક્તિ નથી. અવકાશ પણ થોડો એટલે હાલ આટલેથી સંતોષ માની પૂજ્યપાદના આત્માને પરમશાંતિ મળો એટલું ઇચ્છિ આંહિ વિરમું છું. સુજ્ઞેષુ કિં બહુના. ॐ शान्ति !



## પ્રકરણ ૩૦મું.

# કાઠીયાવાડ માટેનો અભિપ્રાય.



કાઠીયાવાડમાં અનુક્રમે વિહાર કરતાં આચાર્યશ્રી ભાવનગર પધાર્યા. રસ્તામાં ઘણાં ગામોમાં ઘણો ઘણો ઉપકાર થવા પામ્યો. ભાવનગરમાં આ વખતે લીંબડી સમ્પ્રદાયના સુપ્રસિદ્ધ વક્તા પં. મુનિશ્રી નાગજી સ્વામી પણ બિરાજતા હતા. પરસ્પર જ્ઞાનચર્ચા અને વાર્તાલાપથી બહુ આનંદ થતો હતો. વ્યાખ્યાન એકજ ઠેકાણે વંચાતું અને પં. શ્રી નાગજીસ્વામી ત્યાં પધારતા, ત્યારે તેમનો યોગ્ય આસનાદિનો સત્કાર તથા પરસ્પર વિનય બહુ જાળવવામાં આવતો. ઘણીવાર પૂજ્યશ્રી પોતાનું વ્યાખ્યાન બંધ રાખી પં. નાગજીસ્વામીનું વ્યાખ્યાન સાંભળવાની આતુરતા બતાવતા અને તેમને વ્યાખ્યાન વાંચવા માટે આગ્રહ કરતા. પંડિતજી નાગજી સ્વામી લખાવે છે કે "અમે એમના જેવા ગુણગ્રાહક સાધુ બીજા કોઇ જોયા નથી. વ્યાખ્યાનમાં દ્રષ્ટાંતો કહેવાની અને સિદ્ધાંત સાથે તેને મેળવવાની તેમની અજબ શકિત હતી. અને તેથી લોકોને ઘણુ આકર્ષણ થતું. અને ઉંડી અસર થતી. ખરેખર કહેવું જોઇએ કે તે બાબતમાં તેમનો અનુભવ અને શકિત ઘણાં હતા. બપોરના વખતમાં જ્ઞાનચર્ચા ચાલતી. ઉત્તરાધ્યયન, ભગવતી, સૂયગડાંગ વગેરે સૂત્રો સંબંધી ઘણી ઉંડી ચર્ચા ચાલતી, ત્યારે તેઓ એમ કહેતા કે આ વાત અમને નવી જાણવામા આવી છે, તેથી તમારી આજ્ઞા હોય તો

ધારી રાખીએ. તેઓ હમેશ આગ્રહ કરતા કે તમો માળવા મારવાડમાં પધારો; હું રતલામ સુધી સામો આવું; અને સાથે ફરી દેશનો અનુભવ કરાવું; મને વિદ્વાનો માટે ઘણું માન છે. આમ તેઓશ્રી કહેતા હતા. અમે દશ દિવસ સાથે રહ્યા. તેઓશ્રી પોતાના વિહારનો સમય બીજાને કહેતા નહિ, પણ અમને ( મુનિશ્રી નાગજીસ્વામીને ) જણાવ્યો હતો અમે તેમને પોણો ગાઉ સુધી વળાવવા ગયા હતા. ત્યાં થોડીવાર બેઞી પ્રેમપૂર્વક ઘણી વાતો કરી, અને જેમ લાંબા વખતના સ્નેહીઓ છૂટા પડે તેમ ગદગદિત થતાં છૂટા પડયા. છેવટે જણાવવાનું કે તેમના સહવાસથી અમોને ઘણો આનંદ થયો હતો એમનામાં મિલનસાર શક્તિ અને સામા માણસને ખેંચવાની કોઇ અલૌકિક શક્તિ જોવાતી હતી ” વગેરે વગેરે.

કાઠીયાવાડના પ્રવાસ દરમ્યાન આચાર્ય મહારાજને ઘણો સંતોષ મળ્યો હતો. તેઓશ્રી વ્યાખ્યાનમા ઘણીવાર ફરમાવતા હતા કે “ કાઠીયાવાડના લોકો સરલ સ્વભાવના છે. કેળવણીમાં આગળ વધેલા હોવાથી તેઓ શાસ્ત્રના ગમે તેવા ગહન વિષયોને પણ સહેલાઇથી સમજી શકે છે, એ જોઈ મને ઘણો આનંદ થાય છે. અને મારો શ્રમ સફળ થાય છે. શ્રાવિકાઓનો અભ્યાસ જોઇ મને ઘણો સંતોષ થયો છે. બીજા દેશોની અપેક્ષાએ કાઠીયાવાડમાં જીવહિંસા બહુજ થોડી થાય છે. અને માસાહારનો પ્રચાર પણ થોડો છે ઘણી કોમોમાં તો બીલકુલ માંસાહાર થતોજ નથી, એ સંતોષ પામવા જેવું છે. કાઠીયાવાડમાં વિચરતા આપણા સાધુઓ વિદ્વાન્, માયાળુ, અવસરના જાણ અને વિવેકી છે. તેઓ મારવાડ તરફ વિચરે તો તે દેશને ઘણો લાભ પહોંચે

ચાડી શકે એમ છે. પૂજ્યશ્રી મારવાડ મેવાડના લોકોને કહેતા કે—કાઠીયાવાડ વગેરે વેશ્યાઓથી દૂર રહેનાર દેશોમાં વસતા ગૃહસ્થોના અંગણાં બાળકોના કલ્લોલથી શોભી રહ્યા છે, તેથી ત્યાં દત્તક કે ગોદ લેવાના રિવાજ કે કાયદાની જરૂર નથી. ભાગ્યેજ સેકડે પાચ પુરૂષો કમનશીબે સંતાન વિનાના નીકળશે! તમારા દેશ તરફ અને મારવાડમાં નજર કરો, સ્વપુત્ર કેટલા છે ને દત્તક કેટલા છે? આ બધો અનર્થ વેશ્યાઓના વધારાને આભારી છે. લગ્ન જેવા શુભ પ્રસંગમાં પણ તમારાં પરમાણુઓ, તે કુલટાઓના નાચનાં અપવિત્ર પુદ્ગલોથી અપવિત્ર થાય છે, અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતા કોમળ બાળકો પાસેજ તેનો નાચ કરાવવામાં તમે વરઘોડા અને મંડપની શોભા સમજો છો, તેથી તમો વિષવૃક્ષ રોપી સિંચન કરો છો એ ભૂલી જાઓછો.

સંગીતનો શોખ હોય તો ઘરના છોકરાઓ અને બાલિકાઓને શીખવો કે તેમને ગુલામગિરીમાં એટલો તો આરામ રહે. અને જીવતાં જેલ જેવી જન્મકેદમાં સુખ અનુભવે સંગીતનો ખરો શોખ હોય તો પ્રભુભક્તિ, અને પરોપકારાદિ જીંદગી કર્તવ્યના કાવ્યો ક્યાં થોડા છે, કે ભ્રષ્ટ ભાડુતી અને સડેલ પરમાણુવાળી નીચ નારીઓને મકાન અને મંડપમાં લાવી તમારા પોતાનાં, ઉપરાંત સ્ત્રીઓનાં જીવન પણ બગાડો છો? ભાઇઓ! ચેતજો, મારા જેવા સાચુ કહેનાર થોડા મળશે, ઘણા પુણ્યયોગે મનુષ્ય જન્મ મળ્યો છે, ઉત્તમ ક્ષેત્ર, ઉત્તમ ગોત્ર અને નિરોગી કાયા—એ બધું એળે ન ગુમાવતાં,—એક ક્ષણુ માત્રનો પણ પ્રમાદ ન કરતા, મોંઘા મનુષ્યભવનુ સાર્થક કરવાનું સ્મરણ રાખજો.

પૂજ્યશ્રીના પ્રભાવથી કાઠીયાવાડમાં ઘણા સજ્જનો તેઓશ્રીના અનન્ય ભક્ત બની ગયા હતા. જ્યાં જ્યાં શ્રીજી મહારાજે પદાર્પણ કર્યું ત્યાં ત્યાંના સંઘે તેઓશ્રીની અત્યંત હર્ષોત્સાહ પૂર્વક સેવાભક્તિ કરી, તે જોઇ પૂજ્યશ્રીના ચિત્તમાં પણ ઘણી પ્રસન્નતા થઇ પરંતુ સમ્પ્રદાયનો પરિવાર માળવા મારવાડમાં હોવાથી તે તરફ જવાની તેઓશ્રીને આવશ્યકતા જણાઇ તેથી તેઓ મારવાડ તરફ વિચરતાં આર્યાજી શ્રી* નાનૂબાઇની તબીયત

---

* તેઓ આ જમાનાનાં લબ્ધિવાન આર્યાજી હતાં. તેમણે સંસારી અવસ્થામાં સંસારની વિચિત્રતા અનુભવેલી હોવાથી વૈરાગ્ય તેમના હાડહાડની મીંજાએ ઉતરી ગયો હતો અને હમેશાં તપશ્ચર્યામાંજ મશગુલ હતાં. એક માસમાં ભાગ્યેજ ચાર પાંચ દિવસ આહાર લેતાં અને તેપણ નિરસ. સૂત્રોની સજ્ઝાયમાંજ હમેશાં મચ્યાં રહેતાં. મને તેઓશ્રીની સજ્ઝાય '**મહામંદીરમાં**' સાંભળવાની તક મળી હતી. કેટલીક આર્યાજીઓની બીમારી તેમણે હાથ ફેરવીને મટાડી હતી પરંતુ આ વાત પ્રકાશમાં લાવવા ન દેતાં. એક આર્યાજીની આંખો અનુભવી ડોકટરો પણ સાજી ન કરી શકર્યા, એ આંખો આર્યાજીએ અઠ્ઠાઇને પારણે ફક્ત પોતાની જીવ્હા ફેરવીનેજ દીવા જેવી કરી દીધી હતી અને એ આંખથી આર્યાજી વ્યાખ્યાન વાચતાં થયાં હતાં. આવા આવા અનેક ચમત્કારો અનુભવાએલા છે પરંતુ તે તમામ અત્રે પ્રકાશમાં લાવવાથી ભોળો ભાવિક વર્ગ ઉંધો અર્થ લે અને શુદ્ધ સંયમ અને તપશ્ચર્યાના ફળ રૂપે એવી લબ્ધિઓની ઇચ્છામાં અટકી પડી, પોતાનું સાધ્ય ચુકે. આ આર્યાજીના સંસારાવસ્થાના

ઘણીજ ખરાબ થઈ જવાથી તેમજ તેમને પૂજ્યશ્રીનાં દર્શનની તેમજ તેમની પાસેથી આલોયણ પ્રાયશ્ચિત લેવાની પ્રબલતર: અભિલાષા છે એવા ખબર મળતાં પૂજ્યશ્રીએ મારવાડ તરફ વિહાર કર્યો અને ભાવનગરથી બહુ ટુંકે રસ્તે ધોળકા ધંધુકા થઇને તેઓશ્રી અમદાવાદ પધાર્યા.

અમદાવાદમાં શહેરથી ૧-૧॥ માઇલ દુર શેઠ કચરાભાઈ હઠેશભાઈના બંગલો છે ત્યાં પૂજ્યશ્રી બિરાજતા હતા. પરંતુ વ્યાખ્યાનમાં લોકો મોટી સંખ્યામાં આવવા લાગ્યા તેથી શેઠ કેવળદાસ ત્રિભુવનદાસના વિશાળ બંગલામાં શ્રીજી મહારાજ વ્યાખ્યાન આપતા. વ્યાખ્યાનમાં મંદિરમાર્ગી ભાઈઓ પણ મોટી સંખ્યામાં હાજરી આપતા અને મહારાજશ્રીને ઘણા ભાવથી આહારપાણી વહોરાવતા હતા અમદાવાદમાં આચાર્ય મહારાજનાં દર્શનાર્થે મારવાડ વગેરે દેશાવરમાંથી સેંકડો સ્વધર્મીઓ આવ્યા હતા. જેમનું સ્વાગત શેઠ જેશીંગભાઈ વગેરેએ પ્રેમપૂર્વક કર્યું હતું.

---

પતિને, પૂર્વકર્માનુસાર 'પત' નો રોગ લાગુ પડયો હતો અને તેમાંજ તેમનું મૃત્યુ થવાથી એ પતીયલ શરીરના મુડદાને મશાણે લઇ જવા તેના સગાઓ પણ ન આવ્યા. નાનુબાઇએ ઘણાંઓને વિનવ્યા પણ જ્યારે કોઇને દયા ન આવી ત્યારે મુડદામાં અસંખ્ય જીવો ઉત્પન્ન થતાં અટકાવવા, પોતે હિમ્મત ધરી કછોટો માર્યો અને પોતાના કદાવર પતિને પીઠપર ઉંચકી પોતેજ અગ્નિદાહ દઇ આવ્યાં. ઉત્કૃષ્ટ વૈરાગ્ય આ અનિવાર્ય અનુભવને આભારી હતો.

મખીઆવના ઠાકોર સરદાર દેવીસિંહજી રાયસિંહજી જેઓ વાઘેલા ગરાશીયા અને ઠાકોર છે તેઓ દર્શનાર્થે આવતાં વ્યાખ્યાનથી બહુ સંતુષ્ટ થયા હતા અને ઘણા ગરાશીયાઓ પાસે તેઓ પૂજ્યશ્રીની પ્રશંસા કરતા હતા.

અમદાવાદ તથા ગુજરાતમાં આપણા શ્વેતામ્બર મૂર્તિપૂજક ભાઈઓની ધર્મશાળાઓ ઘણી છે. સ્થાનકવાસી તથા દેરાવાસી ભાઈઓ વચ્ચે ત્યાં જેવો જોઇએ તેવો ભ્રાતૃભાવ ન હોવા છતાં પણ આચાર્યશ્રી જ્યારે અમદાવાદ, પાટણ, સિદ્ધપુર, મેસાણા વગેરે શહેરમાં પધાર્યા ત્યારે આપણા શ્વેતાંબર મૂર્તિપૂજક ભાઈઓએ પણ તેઓશ્રીની હરેક પ્રકારે સેવા સુશ્રુષા કરી. અને ભક્તિપૂર્વક આહારપાણી આદિ વહોરાવી લાભ ઉઠાવ્યો એટલુંજ નહિ પણ સેંકડો મૂર્તિપૂજક ભાઈઓ વ્યાખ્યાન શ્રવણ કરતા હતા. કદાચ કોઈ શ્રાવક યોગ્ય વર્તન ન કરતા તો તેમને તેમના અન્ય સ્વધર્મી બન્ધુઓ ઉપાલમ્ભ આપી પૂજ્યશ્રીની સન્મુખ કરતા હતા.

અમદાવાદમાં શ્રીજી બિરાજમાન હતા ત્યારે પાલણપુરના સુશ્રાવકોનો સત્યાગ્રહ થવાથી પૂજ્ય મહારાજ પાલણપુર પધાર્યા અને લગભગ ૨૦ દિવસ રોકાણા. આ વખતે પણ મહેતાજી સાહેબની ધર્મશાળામાજ ઉતર્યા હતા. આ વખતે પાલનપુરના નેક નામદાર ખુદાવિંદ નવાબ સાહેબ બહાદુર સર શેરમહમદખાનજી સાહેબ બહાદુર જી. સી. આઇ. ઇ. કે જેમનો સર્વ ધર્મપર અચળ પ્રેમ હતો તેઓ સાહેબ પોતે પોતાના મુસાહેબો તથા સ્ટાફ સહિત પૂજ્યજી સાહેબનાં દર્શનાર્થે પધાર્યા હતા અને

તેઓ દરેક ધર્મનું રહસ્ય જાણતા હોવાથી લગભગ બે કલાક સુધી ધર્મચર્ચા કર્યા પછી પૂજ્યજી સાહેબની સમ્પૂર્ણ તારીફ કરી હતી અને થોડા દિવસમંજ બીજી વખત દર્શનાર્થે પધારી વધુ સદુપદેશ શ્રવણ કર્યો હતો અને બે વખત અહિંના જ્ઞાનખાતાને સારી મદદ કરી હતી

પુજ્યજી મહારાજનો પવિત્ર ધાર્મિક બોધ અને સામાજિક કેળવણી તથા વ્યાવહારિક અને એતિહાસિક બોધથી પાલનપુરની જૈન કોમના પૂજ્યભાવની ભરતી આવી હતી અને તે પૂજ્યશ્રીના અવસાન પર્યંત કાયમ રહેવા પામી હતી એટલુંજ નહિં પણ વર્તમાન પૂજ્યશ્રી પ્રત્યે પણ એવોજ ભાવ કાયમ છે અને જ્યાં જ્યા પૂજ્ય સાહેબનાં ચાતુર્માસ હોય છે ત્યાં પાલનપુરના શ્રાવકો લંબો વખત રોકાઇ ઉપદેશામૃતનું પાન કરે છે.

પાલણપુરથી અનુક્રમે વિહાર કરતા મારવાડની ભૂમિને પોતાની પદરજથી પાવન કરતા શ્રીજી મહારાજ પાલી પધાર્યા અને ત્યાં જોધપુર સંઘની વિનંતિ પરથી તેઓશ્રીએ સંવત્ ૧૯૬૯નું ચાતુર્માસ જોધપુર કર્યું આ ચાતુર્માસમાં જોધપુરમાં જે જે મહાન ઉપકારો થયા તે અવર્ણનીય છે.



## પ્રકરણ ૩૧મું.

# મૌલવી જીવદયાના વકીલ તરીકે–



**જોધપુર** (ચાતુર્માસ)—પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં સ્વમતી અન્યમતી મોટી સંખ્યામાં હાજરી આવતા હતા. સરકારી તોષાખાનાના કારભારી માલી નાનૂરામજી કે જેઓ પૂજ્યશ્રીના પરમ ભક્ત છે તેમણે શુમારે ૨૦૦ રજપુત લોકોને ઉપદેશ આપીને તે પૈકી કેટલાકને જીંદગીપર્યંત શિકાર છોડાવ્યો તેમજ કેટલાકને વર્ષો માટે અને કેટલાકને અમુક દિવસો માટે શિકાર છોડાવ્યો હતો.

જોધપુરના મૌલવી સાહેબ સૈયદ આસદઅલી M. R. A. S. (લંડન) F. T. C. કે જેઓ રાજ્યમાં મોટા હોદ્દેદાર હતા તેઓ શ્રીયુત્ નાનૂરામજી માલી સાથે પૂજ્યશ્રી પાસે આવ્યા. વ્યાખ્યાન સાંભળતાં બહુ આનંદ પામ્યા અને એકજ વ્યાખ્યાનની એવી તો અદ્ભુત અસર થઇ કે તેઓએ જીંદગીભરને માટે માંસભક્ષણનો ત્યાગ કર્યો ઉપરાંત પરસ્ત્રીનો ત્યાગ કર્યો અને ઘરની સ્ત્રી માટે મર્યાદા કરી. મૌલવી સાહેબનો સાથે બીજા પણ પાંચ મુસલમાન ભાઇઓએ જીંદગીપર્યંત માંસ ખાવાનું છોડી દીધું. મૌલવી સાહેબના તથા શ્રીયુત્ નાનૂરામજી સાહેબના સંયુક્ત પ્રયાસથી શુમારે ૧૫૦ મનુષ્યોએ પૂજ્યશ્રીની સમીપે આવી કેટલાક મહિનાને માટે માંસભક્ષણનો ત્યાગ કર્યો. અને બીજા પણ ઘણા લોકોએ માંસભક્ષણનો હમેશને માટે ત્યાગ કર્યો.

पूज्यश्रीना मुसलमीन भक्त.



मौलवी सेयद आसद अली M R A S (लडन)

F T S जोधपुर.

श्री पचेड

ठाकार साहिब



स्व ठाकार साहेब श्री रगनाथसिंहजी

परिचय

प्रकरण १६



ठाकोर श्री चेनसिंहजी साहेब

મૌલવી સાહેબે એક મુનિ પાસે માંસભક્ષણના સોગંદ લેવાની હકીકત તેમના જાતિવાલાઓના જાણવામાં આવી ત્યારે તેમણે તેમને જાતિ બહાર મૂકવાની ધમકી આપી. પૂજ્યશ્રીના જાણવામાં પણ આ હકીકત આવી. પુનઃ જ્યારે તેઓ પૂજ્યશ્રી પાસે આવ્યા ત્યારે પૂજ્યશ્રીએ કહ્યું કે "ભાઇ! તમો તમારી પ્રતિજ્ઞા પર દૃઢ રહેશો તો ન્યાય થઇ જશે." મૌલવી સાહેબ પોતાની પ્રતિજ્ઞાને મક્કમપણે વળગી રહ્યા અને તેનું પરિણામ એ આવ્યું કે પ્રથમ જેઓ તેમના વિરોધી હતા તેઓ પણ તેમના પ્રશંસક બન્યા એટલુંજ નહિ પણ મૌલવી સાહેબની સત્પ્રેરણાથી તેઓએ પણ માંસભક્ષણ તજી દીધું. એ રીતે તેમણે પોતાની જ્ઞાતિનાં ઘણાં માણસોને પોતાના પક્ષમાં લીધાં અને તેમને માંસાહાર કરવાના સોગંદ લેવરાવ્યા. મૌલવી સાહેબ હમેશ પૂજ્યશ્રી પાસે આવતા. હજુપણ તેઓ વિદ્યમાન છે અને તેમણે *જીવ-

* મૌલવી સાહેબ એક વાર રેવવાડી ગયા હતા. ત્યાં ઘણી ગાયો કપાતી હતી તે જોઇ તેમને ઘણુંજ દુઃખ થયું. અહિં રેવવાડીમાં તેમના એક ભાણેજ ડાકટર હતા. તેમણે કહ્યું કે 'અમે આપની શી ખાતર બરદાસ કરીએ?" ત્યારે સૈયદ આસદઅલી સાહેબે કહ્યુ કે અહિં સેંકડો ગાયો કપાય છે, તે જોઈ મારૂં દિલ બહુ દુખાયું છે. જો કોઇ પણ પ્રકારે એ વધ બંધ થવા પામે તો સારૂં. તેમના ભાણેજે કહ્યું કે હું તે બંધ કરાવવા જરૂર કોશીશ કરીશ. એ અરસામાં ત્યાં પ્લેગનો ઉપદ્રવ થયો. અને એક અંગ્રેજ અમલદારે પ્લેગની ઉત્પત્તિનું કારણ ડાકટરને પૂછયું તેના જવાબમાં તેમણે કહ્યું કે, અહિં સેંકડો

રક્ષાનાં મહાન કાર્યો કર્યાં છે અને કરે છે. આ ગૃહસ્થે જીવ-
દયા સંબંધમાં કરેલાં ઉપકારોની નોંધ 'પરિશીષ્ટ'માં પાછળ
આપી છે.

અહિં ચાતુર્માસ કરવા પૂજ્યશ્રી પધાર્યા તે પહેલાં પૂજ્યશ્રી
શેષકાળ પધાર્યા હતા. આ વખતે જોધપુરના ધર્મપરાયણ સુ-
શ્રાવક કિરતમલજી મુથા (ચંદનમલજી સાહેબના પિતા) એ
જોધપુર બહારના શનિશ્ચરના મંદિરમાં મંથારો કર્યો હતો. એક
વખતે પૂજ્યશ્રી કિરતમલજી મુથાને દર્શન આપી પાછા ફરતા
હતા ત્યારે જગતસાગર તળાવ પર એક મુસલમાન હાથમાં
બંદૂક સહિત પક્ષીને મારવાની તૈયારીમાં હતો તેને શ્રીજી મહા-
રાજે દૂરથી પક્ષી તરફ બંદૂક તાકતાં જોયો. એટલે પૂજ્યશ્રીએ

---

ગાયો કપાય છે તેથી વાતાવરણ ઘણું અશુદ્ધ રહે છે અને તેમાંથી
અનેક પ્રકારના ઝેરી જંતુઓની ઉત્પત્તિ થવા સંભવ રહે છે.
મજકુર અમલદારે ગૌવધ બંધ કરાવી બધા કમાઇઓની સહી લીધી.
આ મહાશય પણ સાંભળવા પ્રમાણે કલીદી મુકીને શ્રીજી મહા-
રાજના દર્શનાર્થે આવ્યા હતા. જોધપુરમા ગૌશાળા ન હોવાથી
માલી નાનૂરામજીએ રૂા. ૧૦૦૦ની જગા ગૌશાળા માટે અર્પણ
કરી "મહારાજા સુમેર ગૌશાળા" નામ રાખી ફંડની શરૂઆત
કરી હતી અને પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં ગામપરગામના મળી
શુમારે રૂા. ૨૦૦૦ થઈ ગયા હતા. જોધપુર કૌન્સીલના મેમ્બર
શ્રીમાન્ શામબિહારી સાહેબ આદિ ઘણા સજ્જનો ગૌશાળાના
કામમાં ઉત્સાહભર્યો ભાગ લેતા હતા. આ સિવાય ચાતુર્માસ
**દરમ્યાન શુમારે બે હજાર બકરાને અભયદાન મળ્યું હતું.**

મોટેથી અવાજ દીધો કે "અલ્લા કે પ્યારે! ખુદાકે પ્યારે! સબૂર! સબૂર!" આ અવાજ સાંભળી પેલો મુસલમાન આમતેમ જોવા લાગ્યો. દૂરથી સાધુઓને આવતા જોઇ તેણે સબૂરી પકડી. પૂજ્યશ્રી છેક નજીક આવ્યા ત્યારે તે મુસલમાને તેમને નમન કર્યું અને બોલ્યો કે "મહારાજ! મારી સ્ત્રી બીમાર છે અને તેની દવાને માટે આ ધનંતર પક્ષીનું માંસ હકીમે મંગાવેલ છે તેથી તેને હું મારતો હતો." આ વખતે ટુંકામાં પણ ઘણાજ અસરકારક બોધવચનો શ્રીજી મહારાજે તે મુસલમાનને કહ્યાં તેથી તેનું હૃદય કંઇક પીગળ્યું ખરૂં પણ તેણે કહ્યું કે આ પક્ષીને તો હું મારવાનો. કારણકે તેમ ન કરૂં તો વખતે મારી સ્ત્રીનો જીવ ન બચે. ત્યારે પૂજ્યશ્રીએ કહ્યું કે "અમે ફકીર છીએ અમારા વચનને ખાતર તમે આ પક્ષીની જાન બચાવશો તો રૂડાં કામનો રૂડો બદલો તમને મળ્યા વિના નહિ રહે. બીજાને સુખ દેવાથીજ આપણે સુખી થઇ શકીએ છીએ." આ ઉપરથી પેલો મુસલમાન મહારાજશ્રીની આજ્ઞા માથે ચડાવી પક્ષીને અભયદાન આપી પોતાને ઘેર ગયો. અને કંઇપણ દવા કરવા વગરજ તેની સ્ત્રીની તબીયત સુધરી ગઇ. તેથી તે ઘણોજ આનંદ પામ્યો અને મહારાજશ્રીની પાસે આવીને કહેવા લાગ્યો કે આપની કૃપાથી મારી સ્ત્રીને આરામ થયો છે; આપ સાચા ફકીર છો. પછી તે મુસલમાને જીવ મારવાના મહારાજશ્રી પાસેથી સોગંદ લીધા.

આ ચાતુર્માસમાં તપશ્ચર્યા પણ પુષ્કળ થઇ હતી. તપસ્વીજી શ્રી છગનલાલજી મહારાજે ૬૫ ઉપવાસ કર્યા હતા. પન્નાલાલજી મહારાજે ૪૧ ઉપવાસ કર્યા હતા. સતીજી શ્રી સોણા-

ગકુંવરજીએ ૫૧ ઉપવાસ કર્યા હતા. તપસ્વીજી સતીજીશ્રી નાનકુંવરજીએ ચાર માસમાં માત્ર ૧૦ દિવસ આહાર લીધો હતો. પૂજ્યશ્રીએ તથા અન્ય સાધુ સાધ્વીઓએ પણ એકાંતર વગેરે વિવિધ પ્રકારની તપશ્ચર્યા ઘણીજ કરી હતી.

તપસ્વીજી છગનલાલજી મહારાજના ૬૫ ઉપવાસના પારણાને દિવસે પૂજ્યશ્રી સરૂપચંદજી ભંડારીને ઘેર ગોચરી નિમિત્તે પધાર્યા. ભંડારીજીનો પુત્ર ગોડીદાસજી ચાર વર્ષથી વાના દર્દથી પીડાતો હતો. તેનાથી મુદ્દલ ચાલી શકાતું નહિ. બે જણ તેને ખભે ઉંચકી પૂજ્યશ્રી પધાર્યા ત્યારે મેડી ઉપરથી નીચે લાવ્યા. ગોડીદાસજીને પૂજ્યશ્રીનાં દર્શન કરતાં બહુંજ પ્રેમ ઉપજ્યો. ગદગદિત કંઠે તે પૂજ્યશ્રીને નમન કરી કહેવા લાગ્યો "મહારાજ! હું ચાર ચાર વર્ષથી પીડા પામું છું, મારે માટે મારા બાપે દવામાં હજારો રૂપિયા ખર્ચ્યા પણ આરામ થતો નથી. ત્યારે પૂજ્યશ્રીએ કહ્યું કે, દવા છોડી દો, નવકાર મંત્ર ગણો, અને આસ્થા રાખો." તેજ દિવસથી તેણે દવા છોડી દીધી અને નવકાર મંત્ર ગણવા મંડયો. થોડાજ સમયમાં તેને તદ્દન આરામ થઇ ગયો અને તે પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં પગે ચાલીને આવવા લાગ્યો. તેઓ પ્રથમ વૈષ્ણવ ધર્મ પાળતા હતા પણ પૂજ્યશ્રીના સદુપદેશથી આખું કુટુંબ જૈનધર્મ પાળવા લાગ્યું.

આ પ્રમાણે જોધપુરના ચાતુર્માસમાં અનેક ઉપકારો થયા.

જોધપુરના એ ચાતુર્માસનો ખ્યાલ આપવા કાયસ્થ જાતિના એક અજૈન શ્રોતા ડોકટર રામનાથજી જે હાલ ગઢઝાલોરમાં છે, તેના પોતાનાજ શબ્દો તેની હિંદી ભાષામાં અત્રે ટાંકું છું.

पूज्यश्री १००८ श्री श्री लालजी महाराजका चातुर्मास मारवाडके मुख्य नगर जोधपुरमें हुवे, उस समय इस दासकोभी आपके दर्शन व सत्सग और उपदेश सुननेका गौरव प्राप्त हुवा. आपकी कान्ती, चित्तशुद्धि, और तपश्चर्याके प्रमाणुका आभास इनना जबरदस्त पडताथा कि श्रोतालोक हर्षरूपी सुधा समुद्रमें लहराते हुवे मानो तुरियाऽवस्थाका आनद प्राप्त करते थे

आपके सदुपदेशका लाभ उठानेकी आकांक्षाके लिये नियत समयसे पहले ही उत्साही राज्यकर्मचारी, पडितलोक और वौपारी समूहका मेला प्रात काल व सायकाल खचाखच भर जाता था. शरीरमें खेदभी उन दिनोंथी किन्तु इसका पचभूती पुतला व्याख्यान समय तनिकभी बिचार न कर आप समय पर बराबर उपदेश फरमाते आपके उपदेश श्रवणार्थ केवल हिन्दुही नहीं किन्तु कई मुसल्मानभाई भी लाभ उठाते. और जीव हिंसा पर घृणा प्रगट कर **अहिंसा परमो धर्मके** अटल सिद्धात पर विनय करते. और अगीकार कर स्वय लाभ उठाकर ऐसे परोपकारी योगीजनोंके गुणाऽनुवाद गाकर धन्यवाद देते थे. आपके जोधपुर बिराजनेसे जो जो लाभ देशको, स्त्री पुरुषोंको हुवे है उनका प्रकट करना तुच्छ लेखनीकी शक्तिके बाहिर ह किन्तु इतना तो स्पष्ट ही है की —

(१) कई अधिकारी आत्माओंका सशय दूर होकर जीवदया पर परिपूर्ण विश्वास हुवा, और कई पुरुषोंने बिना छाणा जल

रात्री भोजन और जमीकंद इत्यादिकोंको निशेध समज छोडकर लाभ उठाया.

(२) कोई मांसाहारी क्षत्री ओर अन्यमती लोकोने मांस अंगिकार करना छोड दिया.

(३) इस दासकोभी श्री श्री श्री १००८ श्री 'पूज्य वैकुंठवासी महाराजके उपदेशसे उस साल ५१ मांस खानेवालोंसे (जो इलाजमें आये) मांसके दोप बताकर उसका बुरा असर उनके हृदय व कलेजे पर होता है उसको समझा छुडानेका शुभ अवसर प्राप्त हुवा.

(४) मेरे मित्र सैयद असद अलीजी साहेब एम. आर. ए. एन. (जो जोधपुरमें मुसलमान होते हुवेभी हिन्दुओंमें सर्व प्रिय है और खुदभी मांस भक्षण नहीं करते) ने भी महाराजके उपदेशसें कई मुसलमानोंका मांस छुडवाया और उन दिनो घासकी कमीसें जो लूली, लंगडी, दुःखित गौ माताएं बिना रक्षित थी एक स्थान मुकरिर कर उनके कष्ट मिटानेका प्रबन्ध किया.



પ્રકરણ ૩૨મું.

# વિજયી વિહાર.



જોધપુરથી અનુક્રમે વિહાર કરતા પૂજ્યશ્રી નવાનગર પધાર્યા ત્યાં મુનિશ્રી દેવીલાલજી સ્વામીનો મેળાપ થયો. કાઠીયાવાડમાં પૂજ્યશ્રી વિચરતા હતા ત્યારે જાવરાવાળા સંતોના સંબંધમાં પૂછપરછ કરી તો તેમણે ઉત્તર આપ્યો કે, માળવામાં પધારી આપ ઉચિત નિર્ણય કરો. પરંતુ જેપુરના શ્રાવકોએ શ્રીજી મહારાજને જયપુર પધારવા વિનંતી કરેલ હતી તેના ઉત્તરમાં તેમણે જયપુર પધારવા કંઇક આશાવચન આપ્યું હતું. તે ઉપરથી તેમણે જયપુર થઇ પછી માળવા તરફ વિચરવાનો વિચાર દર્શાવ્યો. ત્યારે દેવીલાલજી મહારાજે પણ જયપુર પધારવાની ઇચ્છા પ્રગટ કરી.

નવાનગરમાં આ વખતે પૂજ્યશ્રીના પધારવાથી અપૂર્વ આનંદોત્સવ વર્તાઇ રહ્યો હતો. પૂજ્યશ્રી તથા દેવીલાલજી મહારાજ ઉપરાંત પૂજ્યશ્રી ધર્મદાસજી મહારાજની સમ્પ્રદાયના પૂજ્ય શ્રી નંદલાલજી મહારાજ થાણા ૫ તથા શ્રી પન્નાલાલજી કેવળચંદજી મહારાજ થાણા ૭ તથા આચાર્યશ્રીના મુનીવરો પૈકી મુનિશ્રી લાલચંદજી, સોભાલાલજી આદિ કુલ ૫૪ મુનિરાજ તથા ૩૩ આર્યાજી આ વખતે અહિં બિરાજમાન હતા. પૂજ્યશ્રીની વિદ્વતા, વિચક્ષણતા, તથા ભિન્નભિન્ન સમ્પ્રદાયનાઙ્નાના મોટા મુનિઓની સાથે યથોચિત્ વાત્સલ્યતા અને સન્માનપૂર્વક સર્વને

સંતોષ આપવાની અજબ શક્તિને લીધે પરસ્પર જે આનંદની વૃદ્ધિ અને ધર્મની ઉન્નતિ થઇ તે અવર્ણનીય છે. આવા પ્રસંગોમાં ભિન્ન ભિન્ન મગજના સંખ્યાબંધ સાધુઓ છતાં પરસ્પર વાત્સલ્યતા રહેવી અને એકજ ઠેકાણે વ્યાખ્યાનનું વંચાવું એ બધું એજ પરમપ્રતાપી આચાર્ય મહારાજની વિચક્ષણતા અને પુણ્યવાનીનો પ્રતાપ છે.

તપસ્વીજી શ્રી સુલતાનચંદજીની તપશ્ચર્યાના પૂર ઉપર પૂજ્યશ્રીના અપૂર્વ વૈરાગ્યયુક્ત સદુપદેશથી તપશ્ચર્યા, સ્કંધ, દયા, પોષા, ત્યાગ, પચ્ચખાણ, જીવરક્ષા આદિ ઉપકાર ઘણો થયો. ચાર શ્રાવક ભાઇઓએ સજોડે બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું બીજા પણ ઘણા વ્રત નિયમ સ્કંધાદિ થયાં.

આ વખતે એક મુનિએ ૨૧, બે મુનિરાજોએ ૧૫, એકે ૧૪ ઉપવાસ કર્યા હતા અને ત્રણ પચરંગી તપસ્યાની થઇ હતી. એક મુનિરાજ લગભગ ૨૦ મહિનાથી રાત્રિના શયન કરતા નહિ પણ ધ્યાનમાંજ બેસી રહેતા અને ગમે તેવી શીતઋતુમાં પણ એકજ પછેડી ઓઢતા હતા.

આ પ્રસંગે ખરવા નિવાસી ભાઇ ધીસુલાલજી સંચેતીએ પૂર્ણ વૈરાગ્યપૂર્વક શ્રીપૂજ્યશ્રી મહારાજ સમીપે દિક્ષા ગ્રહણ કરી. આ દિક્ષા મહોત્સવ પ્રસંગે આશરે ૪થી ૫ હજાર મનુષ્યો ઉપસ્થિત હતા.

શ્રીમાન્ ગચ્છાધિપતીનાં દર્શનાર્થે પંજાબ, રજપુતાના, મેવાડ, મારવાડ, માળવા, ગુજરાત, કાઠીયાવાડ આદિ દેશોનાં

સેંકડો મનુષ્યો આવેલ હતાં. જેમનો તન, મન, ધનથી નવાનગરના સંઘે ઉત્તમ પ્રકારે આતિથ્ય સત્કાર કર્યો હતો.

પૂજ્યશ્રીના પધારવાથી બ્યાવર આ વખતે એક તીર્થક્ષેત્ર સમાન બની રહ્યું હતું.

પૂજ્યશ્રી નવાનગરથી અજમેર પધાર્યાં અને જેપુર પધારવાની તાકીદ હોવાથી અજમેર નગરની બહારજ શેઠ ગુમાનમનજી લોઢાની કોઠીમાં બિરાજ્યા. પરંતુ તેઓશ્રીનો પુણ્યપ્રભાવ તથા આકર્ષણ શક્તિ એટલી બધી પ્રબલ હતી કે, વ્યાખ્યાનમાં સાધુમાર્ગી શ્રાવકો ઉપરાત સેંકડો હજારોની સંખ્યામાં જૈન અજૈન સજ્જનો ઉપસ્થિત થતા હતા અને શેઠ ગુમાનમલજી સાહેબની વિશાળ કોઠી મધ્યેના તબેલાની વિશાળ અગાશીપરના ચોકમાં પણ પાછળથી આવનારને જગ્યા મળતી ન હતી. આ વખતે પ્રસંગોપાત પ્રાણીરક્ષાના સબંધમા પૂજ્યશ્રીએ ઉપદેશ આપ્યો તે ઉપરથી શ્રીમાન્ રાયશેઠ ચાદમલજી સાહેબની પ્રેરણાથી શ્રીમાન્ દી. બ. શેઠ ઉમેદમલજી સાહેબ તથા રા. બ. શેઠ સોભાગમલજી ઢઢા વગેરેએ વિચાર કરી એક પશુશાળા સ્થાપન કરી, જેમા આજે ઘણાક અનાથ પશુઓનું પ્રતિપાલન થાય છે.

આ ઉપરાત પૂજ્યશ્રીએ બાળલગ્ન નહિ કરવાનો ઉપદેશ આપ્યો. તેની અસરથી ઘણા લોકોએ ૧૯ વર્ષ પહેલાં પુત્રનાં અને ૧૩ વર્ષ પહેલા પુત્રીના લગ્ન નહિ કરવા પ્રતિજ્ઞા લીધી.

અજમેરમા પાચ છ દિવસ રોકાઇ પૂજ્યશ્રી જયપુર પધાર્યા ત્યાં ઘણી ધર્મોન્નતિ થઈ. જયપુરના શ્રી સંઘે ચાતુર્માસ કરવા

માટે અત્યાગ્રહપૂર્વક અરજ કરી ઉત્તરમા પૂજ્યશ્રીએ ફરમાવ્યુ કે જેવો અવસર

જયપુરથી વિહાર કરી શ્રીજી મહારાજ ટોક પધાર્યા, ત્યા સંવત ૧૯૭૦ના ફાલ્ગુન શુદ ૨ના રોજ તેઓશ્રીના સદુપદેશથી તેમના સસારપક્ષના ભાણેજી અને ભાણેજીવર શ્રીયુત્ માગીલાલજી ચુગલીયાએ ૩૦ વર્ષની ભર જુવાન અવસ્થામા સર્વથા બ્રહ્મચર્યવ્રત સજોડે અગીકાર કર્યુ તદુપરાત તે ભાઈએ (પૂજ્યશ્રીના સ. ની ભાણેજીએ) રાત્રિભોજન, લીલોત્રી તથા કાચુ પાણી પીવાનો પણ જાવજીવને માટે ત્યાગ કર્યો, આના ઉપલક્ષ્યમાં ટોકમા ઉત્સવ કરવામા આવ્યો હતો. ઘણા મુસલમાન લોકોએ પૂજ્યશ્રીના સદુપદેશના પ્રભાવથી જીવહિસા કરવાનો તથા માસભક્ષણનો ત્યાગ કર્યો. કેટલાક શુદ્ર લોકોએ મદિરાપાનનો ત્યાગ કર્યો. ટોકમા પૂજ્યશ્રીના વ્યાખ્યાનમા હિદુ મુસલમાનો મોટી સખ્યામા આવતા અને વ્યાખ્યાનની ઘણીવાર એટલીતો અસર થતી કે શ્રોતાઓની આખમાથી આસુ ચાલ્યા જતા

અહિથી અનુક્રમે વિહાર કરતા શ્રીજી મહારાજ રામપુરા પધાર્યા, ત્યા શેષકાલ લગભગ એક માસ રોકાણા ઘણો ઉપકાર અને ઘણા ત્યાગ પચ્ચખાણ થયા ત્યાથી વિહાર કરી કણજોડા (હોલકરસ્ટેટ) પધાર્યા ત્યા સવત્ ૧૯૭૦ના ચૈત્ર ૧ ૩ના રોજ શ્રીયુત્ ગમ્ભાલાલજી નામના એક ઓશવાળ ગૃહસ્થે નાની વયમા વૈરાગ્ય પામી પૂજ્યશ્રી સમીપે દિક્ષા લીધી

અહિથી કોટા તથા શાહપુરા તરફ થઈને પૂજ્યશ્રી મેવાડ પધાર્યા ત્યાં ઉદયપુરના શ્રાવકોએ ચાતુર્માસ માટે શ્રીજી મહારાજને

ઘણી અરજ કરી. જાવરાના સંઘે પણ બહુ વિનંતી કરી પરંતુ પૂજ્યશ્રીની ઇચ્છા રતલામ ચાતુર્માસ કરવાની હોવાથી તે તરફ વિહાર કર્યો.

પૂજ્યશ્રીના અપૂર્વ ઉપદેશામૃતનું પાન કરતાં મંદસોર નિવાસી પોરવાળ ગૃહસ્થ સૂરજમલજી તથા તેમની સ્ત્રી ચતુરભાઈ ને વૈરાગ્ય ઉદ્ભવ્યો અને તેમણે સંવત ૧૯૭૦ના વૈશાખ માસમાં સજોડે બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું. આ વખતે સૂરજમલજીની ઉમર ૨૮ વર્ષની અને તેમની સ્ત્રીની ઉમર ફક્ત ૨૫ વર્ષની હતી. તેઓ જ્યારે ભરયુવાવસ્થામાં આવી ભીષણ પ્રતિજ્ઞા લેવા માટે વ્યાખ્યાનની પરિષદામાં ઉભાં થયાં ત્યારે ઉપસ્થિત સજ્જનોમાંથી ઘણાંઓની આંખમાંથી આંસૂ વહેવા લાગ્યાં હતાં. અને ઘણાં સ્ત્રી પુરૂષોએ આ દંપતીનું અદ્ભુત પરાક્રમ, અને વૈરાગ્યજનક દ્રશ્ય જોઇ છટકર બંધ તથા તપશ્ચર્યા અને વિવિધ પ્રકારના વ્રતનિયમો કર્યા હતા. બાદ ચતુરબાઇએ સંવત્ ૧૯૭૪માં અને સૂરજમલજીએ સંવત્ ૧૯૭૬માં પ્રબળવૈરાગ્યપૂર્વક દિક્ષા લીધી હતી.



## પ્રકરણ ૩૩મું.

# સંપ્રદાયની સુવ્યવસ્થા.



**રતલામ**....(ચાતુર્માસ) સંવત્ ૧૯૭૧—આ વખતે પણ પૂજ્યશ્રીના પધારવાથી રતલામમાં આનંદોત્સવ વર્તાઇ રહ્યો. વ્યાખ્યાનમાં લોકોનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. શ્રીમાન્ પંચેડ ઠાકોર સાહેબ પંચેડથી ખાસ પધારી વ્યાખ્યાનનો લાભ ઉઠાવતા હતા. ઉપરાંત રાજ્યકર્મચારી ગણ વગેરે તથા હિંદુ મુસલમાનો મોટી સંખ્યામાં વ્યાખ્યાન શ્રવણ કરતા અને તેના પરિણામે રતલામમાં અવર્ણનીય ઉપકારો થયા. ત્યાગ, પ્રત્યાખ્યાન, સ્કંધ, તપશ્ચર્યા વગેરે પુષ્કળ થવા પામ્યા.

આ પ્રમાણે ચાતુર્માસ બહુ શાંતિપૂર્વક વ્યતીત થયું, પરંતુ વેદનીય કર્મની પ્રબલતાથી કાર્તિક શુદ ૧૦ના રોજ પૂજ્યશ્રીના પગમાં એકાએક દર્દનું જોર ઘણું વધી ગયું. તેથી કારતક વદ ૧ના રોજ પૂજ્યશ્રી વિહાર કરી ન શકયા. તેઓશ્રીના દિલમાં એવો વિચાર આવ્યો કે મારૂં શરીર પગની વ્યાધિને લીધે વિહાર કરવા અશકત છે એટલા માટે સમ્પ્રદાયના સંખ્યાબંધ સંતોની સંભાળ જોઇએ તેવી થઇ શકશે નહિ. અને એક આચાર્ય તરીકે તેમની સંભાળ લઇને શુદ્ધ સંયમ પળાવવાની પણ પૂરી જરૂર છે. માટે સમ્પ્રદાયને ચાર પાંચ વિભાગોમાં વિભક્ત કરીને યોગ્ય સંતોને તેમની યોગ્યતાનુસાર અધિકાર સોંપવો, આ પ્રમાણે વિચાર કરી તેઓશ્રીએ સમ્પ્રદાયની સુવ્ય-

વસ્થાનો યથોચિત પ્રબંધ કરવા નિશ્ચય કર્યો. થોડા દિવસતો પૂજ્યશ્રીના પગમાં એટલી બધી પ્રબળ વેદના રહી કે જરા પણ હલન ચલન થઈ શકતું નહિ. ઉત્તમ પુરૂષોની આપત્તિ ચિરકાલ રહેતી નથી એ ન્યાયે થોડાજ દિવસમાં આરામ થવા માંડયો. પગમાં દર્દતો ઘણું થતું તોપણ પૂજ્યશ્રીની સહનશીલતા જબરદસ્ત હોવાથી તેઓ વેદનાને બહુ થોડી વેદતા હતા. તા. ૧૫-૧૧-૧૯૧૪ના રોજ શ્રીજી મહારાજ વેદનાને નહિ ગણકારતાં ધીમે પગલે ચાલતા વ્યાખ્યાનમાં પધાર્યા. શ્રીજીનાં દર્શન થતાં શ્રાવકોના આનંદનો પાર ન રહ્યો. આ વખતે શ્રીજી મહારાજે વ્યાખ્યાનમાં જાહેર કર્યું કે, "મારો વિચાર એવો છે કે સમ્પ્રદાયના સંતોની સાર સંભાળ તથા ઉન્નતિ કરવી તેમને યોગ્ય ઉપાલમ્ભ કે ધન્યવાદ દેવો તથા સંયમમાં સાહાય્ય દેવી ઇત્યાદિ આવશ્યક કામો સમ્પ્રદાયમાંના કેટલાક યોગ્ય સંતોને સુપુર્દ કરવા."

તત્પશ્ચાત્ શ્રીજી મહારાજની આજ્ઞાથી તેમજ રતલામ સંઘ તથા જાવરેથી પધારેલ કેટલાક આગેવાન શ્રાવકોની સમ્મતિથી શ્રીયુત્ મીશ્રીમલજી બોરાના વકીલે આચાર્યશ્રીના હુકમ પ્રમાણે તૈયાર કરેલો ઠરાવ ઉચ્ચસ્વરે પરિષદામાં વાંચી સંભળાવ્યો જે નીચે મુજબ હતો.

### ઠરાવની નકલનો ગુજરાતી તરજુમો.

શ્રી જૈન દયાધર્માવલંબી પૂજ્યશ્રી સ્વામીજી મહારાજશ્રી ૧૦૦૮ શ્રી હુકમીચંદજી મહારાજની પાંચમી પાટપર જૈનાચાર્ય પૂજ્યશ્રી મહારાજાધિરાજશ્રી શ્રી ૧૦૦૮ શ્રી લાલજી મહારાજ વર્તમાનમાં વિદ્યમાન છે. તેમની આજ્ઞામાં વિચરનારા ગચ્છના સાધુઓ એકસોથી અધિક છે. તેમની આજ પર્યંત સાર સંભાળ

તથા આચાર આદિની દેખરેખ શાસ્ત્ર તથા પરમ્પરાએ યુક્ત યથાવિધિ પૂજ્યશ્રી કરે છે. પરંતુ પૂજ્ય મહારાજશ્રીના શરીરમાં વ્યાધિ વગેરેના કારણથી એટલા બહુ સંખ્યક સંતોની સાર સંભાળ કરવામાં પરિશ્રમ તથા વિચાર ઉત્પન્ન થાય છે. એટલા માટે પૂજ્યશ્રીએ વિચારપૂર્વક ગચ્છના સંત મુનિરાજોની સાર સંભાલ તથા રક્ષાને માટે યોગ્ય સંતોને મુકરર કરી તેમના તાબામાં અમુક અમુક સંતોને એવી રીતે સોંપવામાં આવ્યા છે કે તે આગેવાન સંતો પોતાના ગણુની સર્વ પ્રકારની સંભાળ રાખે. અને કોઇની કોઇ પ્રકારની ભૂલ થાય તો તેમને ઉપાલંભ કે યોગ્ય દંડ આપી શુદ્ધ કરવાની કાર્યવાહીનો પ્રબંધ કરે. ફક્ત કોઇ મોટો દોષ હોય અને તેની ખબર પૂજ્ય મહારાજશ્રીને પહોંચે તો પૂજ્યશ્રીને તેનો નિકાલ કરવાનો અખત્યાર છે. તે સિવાયના કામ માટે જેજે અગ્રેસરો સંતો છે તેમણે ચાતુર્માસાદિકની થોક આજ્ઞા પૂજ્ય મહારાજશ્રી પાસેથી યથાસમય લઇ લેવી.

યદિ નીચેના ગણોમાથી કોઇ સંતને કંઇ નારાજીનું કારણ મળે અને તે પૂજ્યશ્રીની સમીપે આવે તો પૂજ્યશ્રીને યોગ્ય લાગે તેવી કાર્યવાહી કરવાને અધિકાર છે અને પૂજ્યશ્રીનો કોઇ સંત ચાલ્યો જાય તો તે અગ્રેસર પૂજ્યશ્રીની આજ્ઞા સિવાય તેની સાથે સહુભોગ ન રાખે. આ સિવાય આચાર વિચાર શ્રદ્ધા પ્રરૂપણાની ગચ્છની પરમ્પરાયની જે રીતિ છે તેનું સર્વગણ અતિ-પાલન કરતા રહે.

આ ઠરાવ રતલામ શહેરમાં પૂજ્ય મહારાજશ્રીની ઇચ્છાનુકૂલ થયો છે તેથી સંઘે તેનો બરાબર અમલ કરવો જોઇએ.

ગણોના અગ્રેસરોની તપસીલ નીચે પ્રમાણે છે.

(૧) પૂજ્ય મહારાજશ્રીના હસ્તદિક્ષિત અથવા પૂજ્ય મહારાજશ્રીની ખાસ સેવા કરવાવાળા સંતોની સાર સંભાળ પૂજ્ય મહારાજશ્રી કરશે.

(૨) સ્વામીજી મહારાજશ્રી ચતુર્ભુજજી મહારાજના પરિવારમાં હાલ વર્તમાનમાં શ્રી કસ્તૂરચંદજી મહારાજ મોટા છે એ વગેરે સંતોની સારસંભાળ કરવાનું કામ સ્વામીજી શ્રી પન્નાલાલજી મહારાજને સોંપવામાં આવેછે.

(૩) સ્વામી જી મહારાજશ્રી રાજમલજી મહારાજના પરિવારમાં શ્રી રતનચંદજી મહારાજની નેશ્રાયના સંતોની સોંપણી શ્રી દેવીલાલજી મહારાજને છે.

(૪) પૂજ્યશ્રી ચોથમલજી મહારાજ સાહેબના પરિવારના સંતોની સોપણી શ્રી હાલચંદજી મહારાજને છે.

(૫) સ્વામીજી શ્રી રાજમલજી મહારાજના શિષ્ય શ્રી ઘાસીરામજી મહારાજના પરિવારમા શ્રી જવાહિરલાલજી મહારાજ સારસંભાળ કરે.

ઉપર પ્રમાણે ગણુ પાચની સોપણી તથા આગેવાની જેજે મુનિરાજોને થઈ છે તે તે મુનિરાજો પોતપોતાના સંતોની સાર સંભાળ તથા તેમનો નિભાવ કરતા રહે.

આ ઠરાવ પૂજ્ય મહારાજશ્રીની સામે તેમની સંમતિ અનુસાર થઇ છે તેથી સર્વ સંઘે તે મંજુર કરીને તદનુસાર વર્તાવકરવો.

शुभम्

ઉપરોક્ત ઠરાવ સાંભળી સંઘના હર્ષોત્સાહમાં અધિક વૃદ્ધિ થવા પામી આ વખતે અહિં મુનિરાજ થાણા ૨૫ તથા આર્યાજી થાણા ૬૦ને આશરે બિરાજમાન હતા.

આ ચાતુર્માસ દરમ્યાન શ્વે. મૂર્તિપૂજક જૈનોના અગ્રેસર સુપ્રસિદ્ધ સાહેબ શેઠ કેશરીસિંહજી કોટાવાળા પણ શ્રીજીની સેવામાં ત્રણ ચાર વખત આવ્યા હતા અને વાર્તાલાપના પરિણામે ઘણોજ આનંદ પ્રદર્શિત કર્યો હતો. બીજા પણ કેટલાક મંદિરમાર્ગી ભાઇઓ આવતા હતાં અને પ્રશ્નોતર તથા ચર્ચા વાર્તા કરી આનંદ પામતા હતા.

પૂજ્યશ્રીના પગમાં કંઇક આરામ થતાં સંવત્ ૧૯૭૧ના માગશર શુદ ૫ના રોજ બપોરે તેઓશ્રીએ રતલામથી વિહાર કર્યો. ત્યાંથી જાવરા પધાર્યા. આ વિહાર વખતે આ પુસ્તકનો લખનાર હાજર હતો. રતલામથી એક ગાઉ દુરના ગામડામાં પૂજ્યશ્રી રોકાયા હતા અને સંખ્યાબંધ શ્રાવકો ત્યાં દર્શનાર્થે પધાર્યા હતા અને સવારનો સદુપદેશ શ્રવણ કરવા રાત્રી રોકાયા હતા. નાના ગામડામાં મકાનની તો અગવડ હતી. રાત્રીના ભાગમાં ઠંડી પડવા છતાં ઢુંટીયાવાળીને ભાવિક શ્રાવકોની લાંબી હાર ને હાર શ્રદ્ધાને આસ્થામા નિરાંતે નિદ્રા લેતી પડી હતી; સુભાગ્યે આ દ્રશ્ય જોવાનો મને પ્રસંગ પ્રાપ્ત થયો અને અશ્રુઓથી નેત્રો ભીનાં થયાં તુરત વકીલ મીસરીમલજી સાથે ગાડીમા રતલામ પાછાં આવી ત્રણ ચાર મોટી જાજમો લઇ ગામડે ગયા અને જીવજંતુ કે ઠંડીની પરવા ન કરતાં, ખુલ્લી શેરીઓમા સુતેલી હારને હારને જાજમોથી ઢાંકી. ઠંડીથી સંરક્ષણ કર્યું.

## પ્રકરણ ૩૪ મું.

# આત્મશ્રદ્ધાનો વિજય.



જાવરાના શ્રાવકોએ ચાતુર્માસ માટે પુનઃ પુનઃ આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કર્યા છતાં તેમની વિજ્ઞપ્તિનો સ્વીકાર થઇ શકયો ન હતો; તેથી ત્યાંના ભાવિક શ્રાવક ભાઈઓનાં દિલ બહુ દુઃખાયાં હતાં; તેથી આ વખતે આચાર્યશ્રીએ જાવરામાં એક માસની સ્થિરતા કરી, તેઓના મનને પ્રફુલ્લિત કર્યાં.

જાવરામાં પૂજ્યશ્રી વ્યાખ્યાન ફરમાવતા હતા તે વખતે એક શ્રાવકે ખબર આપ્યા કે, નવાબ સાહેબે (જાવરા નરેશે) તમામ કુતરાંઓને બંદૂકથી મારી નાંખવાનો પોલીસને ઓર્ડર કર્યો છે, અને તદનુસાર ભરબજારમાં એકાદ બે કુતરાંઓને મારી નખવામાં આવ્યા છે, અને હજુ પણ સિપાઈઓ મારવાના પ્રયાસમાં બંદુક લઇને ફરે છે. શ્રીજી મહારાજે પોતાના વ્યાખ્યાનમાં આ વાત ઉપાડી લીધી, અને બહુ અસરકારક ઉપદેશ આપ્યો. અને શ્રાવકોને ફરમાવ્યું કે, તમે એ હિંસા અટકાવવાનો પ્રયાસ શા માટે નથી કરતા? આગેવાન શ્રાવકોએ કહ્યું કે, મહારાજ! અમે પ્રયત્ન તો ઘણો કર્યો, પણ તે સફળ ન થયો. આ વખતે પૂજ્યશ્રીએ કહ્યું કે "જો તમારામા દ્રઢ મનોબળ હોય; તમારામા અચળ આત્મશ્રદ્ધા (આત્મિકશકિતનો વિશ્વાસ) હોય, અને તમે પરહિતાર્થે આત્મભોગ આપવાને તૈયાર હો, તો શા માટે તમારો પ્રયત્ન સફલ ન થાય? અવશ્ય થવો જોઇએ.

અત્યારેજ તમે દૃઢ સંકલ્પ કરો કે એ હિંસા ન અટકે ત્યાં સુધી અમારે અન્નપાણી ન લેવું. સિપાઇ જ્યારે તમારી સન્મુખ કુતરાંપર ગોળી છોડવાને તત્પર થાય ત્યારે તેને નીડરપણે કહી દેવું જોઇએ કે, પ્રથમ અમારા શરીરને ગોળીથી વીંધી નાંખો અને પછી અમારાં કુતરાંઓ ઉપર ગોળીબાર કરો. અગાધ મનોબળ અને અખુટ આત્મબળ ધરાવનાર એ મહાન્ પુરૂષના મુખારવિંદમાંથી નીકળેલા એ શબ્દોએ શ્રોતાઓનાં હૃદયપર અદ્ભુત અસર ઉપજાવી પૂજ્યશ્રીના સદુપદેશની એવી તો સચોટ અસર થવા પામી કે તેજ ક્ષણે ઘણા શ્રાવકોએ ઉભા થઇ મહારાજશ્રી સમીપે એ હિંસા ન અટકે ત્યાં સુધી અન્ન પાણી લેવાનો ત્યાગ કર્યો વ્યાખ્યાનાનન્તર બધા શ્રાવકો એકત્ર થઇ નવાબ સાહેબ પાસે ગયા, અને અરજ કરી કે "અમને જીવવા દેવા હોય તો અમારે આશ્રયે રહેલાં કુતરાને પણ જીવવા દો. અને અમારા પ્રાણની આપને પરવા ન હોય તો એ કુતરાંને માટે અમો પ્રાણ આપવા પણ તૈયાર છિએ એ અમારી અરજ ધ્યાનમા લઇ પછી જેમ આપને યોગ્ય લાગે તેમ કરશો." નવાબ સાહેબને વ્યાખ્યાનમા બનેલી સર્વ હકીકતની બાતમી અગાઉથીજ પહોંચી ગઇ હતી. તેઓ અત્યંત પ્રજાવત્સલ હોવાથી તેમણે મહાજનની અરજ શાન્તિપૂર્વક સાંભળી તરતજ મનાઇ હુકમ કાઢયો

કલકત્તાની ખાસ કોંગ્રેસના પ્રમુખપદેથી લલા લજપતરાયે જે શબ્દોની ગર્જના કરી હતી તે શબ્દોનું અત્રે સ્મરણ થઇ જાય છે. "તમારા પોતાના આત્મામાજ ખરી શ્રદ્ધા રાખો, આપણાં અંતર કેટલા ઉકળ્યા છે તે ઉપર, આગેવાનો કટલું

બલિદાન આપવા તૈયાર છે તે ઉપર, આમવર્ગમાંથી કાયરતા કેટલે દરજ્જે ગઇ છે તે ઉપર, શુદ્ધભાવે આગેવાની કરવાની, અને શુદ્ધ ભાવથી દોરનારા આગેવાનોની પાછળ ચાલવાની શકિત આપણામાં કેટલે અંશે આવી છે તે ઉપર આપણી ફતેહનો આધાર રહેશે. આજે એવો અણીનો વખત આવી લાગ્યો છે કે જ્યારે એક નિશ્ચય કરી લેવોજ જોઇશે અને જે પરિણામ આવવાનાં હોય તે માટે આપણે કમ્મર કસી સજ્જ રહેવું જોઇએ"

જાવરાની આ બાબત જો કે નજીવી હતી, તોપણ નાની નાની બાબતોમાં આત્મશ્રદ્ધાની સીડી ચ્હડવા માંડીએ તો, તક મળતાં પરમાત્માનો સંદેશ ઝીલી શકીયે. એક વિદ્વાનના વચનો છે કે—આત્મશ્રદ્ધા વડેજ મનુષ્ય દરેક મુશ્કેલી જીતી લે છે. આત્મશ્રદ્ધાજ રંક મનુષ્યનો મહાન્ મિત્ર અને તેની સર્વોત્તમ મૂડી છે. પાઇની પણ મૂડી વગરના આત્મશ્રદ્ધાવાન્ મનુષ્યો મહાનમાં મહાન્ કાર્યો કરી શકયા છે; જ્યારે આત્મશ્રદ્ધા વગરની અબજોની મૂડી પણ નિષ્ફળ નિવડી છે.

પૂજ્યશ્રી જાવરામા બિરાજતા હતા તે વખતે શ્રીદેવીલાલજી મહારાજ પણ જાવરે પધાર્યા, અને શ્રીજી મહારાજને મંદસોર પધારવાનો આગ્રહ કર્યો, પરંતુ પોતાના અમુક કોલકરારને વળગી રહી તેઓશ્રીએ મંદસોર પધારવાનુ મંજુર ન કર્યું. આ વખતે શ્રીમાન્ શેઠજી અમરચંદજી સાહેબ પીતળીયા પૂજ્યશ્રીની સેવાનો અંતિમ લાભ લેના માટે જાવરે પધાર્યા હતા. તેમણે અવસર જોઇ એ સાધુઓને શુદ્ધ કરી, આહાર પાણી વગેરેનો વ્યવહાર પુનઃ શરૂ કરવાની વિનતિ કરી, મંદસોર પધારવા પૂજ્યશ્રીને

આગ્રહ કર્યો. તે ઉપરથી પૂજ્યશ્રી ત્યાંથી વિહાર કરી મંદસોર પધાર્યા, અને જૈનશાસ્ત્રની રીતિ અનુસાર આલોચના કરી પ્રાયશ્ચિત લેવા ફરમાવ્યું, પરંતુ તેઓશ્રીના મનનું સમાધાન થાય તે પ્રમાણે સંતોષકારક રીતે તે સાધુઓએ (જાવરાના સંતોએ) સ્વીકાર્યું નહિ; તેથી પૂજ્યશ્રીએ ત્યાંથી વિહાર કર્યો, અને સમ્પ્રદાયના સર્વ મુનિઓને આજ્ઞા કરી કે, કોઇએ તેમની સાથે સંભોગ ન રાખવો. પણ ધન્ય છે એ મહાપુરૂષની ગંભીરતાને કે આટલે દરજ્જે વાત આવવા છતાં પણ તેઓશ્રીએ ઉક્ત સાધુઓના સંબંધમાં કોઇ પ્રકારની જાહેર હીલચાલ ન કરી. તેમજ એ સાધુઓને સમ્પ્રદાયથી અલગ કર્યા છે, માટે એમને માન સન્માન નહિ આપવા સંબંધી પણ કોઇ પણ પ્રકારની હિલચાલ ન કરી. ન એમનું બુરું ઇચ્છયું. પૂજ્ય મહારાજશ્રીનો એવોજ ખ્યાલ હતો કે, તેઓ પણ કોઇ પ્રકારે મમત્વ મૂકી શાસ્ત્રાનુસાર સમાધાન કરી પોતાનું આત્મહિત સાધી લે.

મંદસોરથી અનુક્રમે વિહાર કરતા પૂજ્યશ્રી મેવાડમાં પધાર્યા અને શ્રીઉદયપુર સંઘની વિનતિનો સ્વીકાર કરી પૂજ્યશ્રીએ સંવત્ ૧૯૭૧નું ચાતુર્માસ ઉદયપુરમાં કર્યું.



## પ્રકરણ ૩૫ મું.

# ઉદયપુરનો અપૂર્વ ઉત્સાહ.



ઉદયપુરમાં પંચાયતી નોહરાને નામે ઓળખાતું એક વિશાળ મકાન છે, ત્યાં દર વર્ષે મુનિરાજોનાં ચાતુર્માસ થતાં હતાં, પરંતુ પૂજ્યશ્રીના ચાતુર્માસની પ્રથમ ઉમેદ ન હોવાથી તેમજ તેરાપંથીના પૂજ્યશ્રી કાલૂરામજીનું ઉદયપુરનું ચોમાસું અગાઉથીજ મુકરર થયેલ હોવાથી તેરાપંથિઓએ અગાઉથી પંચાયતી નોહરાની માગણી કરી મન્જુરી મેળવી લીધી હતી. આથી પૂજ્યશ્રીના ચાતુર્માસ માટે એવુંજ બીજું કોઇ આલીશાન મકાન શોધવા ઉદયપુરના શ્રીસંઘે પ્રયત્ન કર્યો ઘણા ઉમરાવો વગેરેએ પોતાની જગામાં પૂજ્યશ્રી બિરાજે એવી ઇચ્છા દર્શાવી, પરંતુ વ્યાખ્યાન માટે જોઇએ તેવી સગવડવાળી જગા ન મળવાથી ઉદયપુરના મહારાણા સાહેબ કુમલગઢ બિરાજતા હતા, ત્યાં તેઓશ્રીના ચરણારવિંદમા અરજ કરાવી. તે ઉપરથી કમળપદના મહેલોની પાસે જે ફરાશખાનું અર્થાત્ જૂનું હોસ્પીટલ છે, તેને માટે તેઓશ્રીએ આજ્ઞા પ્રદાન કરી.

આ આલીશાન મકાનમા શ્રીમાન્ પૂજ્ય મહારાજશ્રી ચાતુર્માસ માટે પધાર્યા. અહિં પધારતાંજ વ્યાખ્યાન આપવા માટે પૂજ્યશ્રીએ ફરાશખાનાની બહારની જગા પસંદ કરી, કે જેથી ફરાશખાનાની અંદર તથા બહાર હજારો લોકોનો સમાવેશ થઇ શકે. અહિં પૂજ્યશ્રીની અમૃતમયવાણી શ્રવણ કરવા માટે સરી-

આમ રસ્તા ઉપર લોકોની એટલી ઠઠ જામતી હતી કે રસ્તામાં આવજા કરવાનું મુશ્કેલ થઇ પડતું.

તપસ્વીજી શ્રી માંગીલાલજી મહારાજે ૪૫ ઉપવાસ કર્યા હતા અને બીજા છ સાધુઓને માસખમણ (મહિના મહિનાના ઉપવાસ) હતા. એક સાધુને ૩૪ ઉપવાસ હતા તથા એક સાધુએ ૨૧ ઉપવાસ કર્યા હતા. એ અવસર પર શ્રીમાન્ હિંદવા સૂરજ મહારાણા સાહેબે કૃપા કરી શ્રાવણ વદ ૧ના રોજ અગતા પળાવવાનો હુકમ ફરમાવ્યો. તેથી કસાઇખાનાં, કલાલની દુકાનો, તેલી, ભાડભુંજા, હલવાઇ, છીપા (રંગરેજ) વગેરે દુકાનો બંધ રહી હતી.

મહારાજે ૪૫ ઉપવાસનું પારણું કર્યું, ત્યારે સેંકડો અભ્યાગતો ગરીબ ગુરબાને શ્રીસંઘ તરફથી ભોજન, મીઠાઇ વગેરે ખવરાવી સંતોષવામાં આવ્યા હતા. તથા કપડાં પણ વહેંચવામાં આવ્યાં હતા. આ સિવાય બકરાઓને અભયદાન દેવા માટે એક ફંડ કરવામાં આવ્યું હતું તેમાંથી શુમારે ૪૦૦૦ ચાર હજાર બકરાઓને અભયદાન અપાયું હતુ શ્રીમાન્ કોઠારીજી બલવંતસિંહજી સાહેબે પોતાના તરફથી ૮૦ બકરાને અભયદાન આપ્યું હતું. તદુપરાત વિવિધ પ્રકારનાં વ્રત પચ્ચખાણ તથા સ્કંધ વગેરે પુષ્કળ થયા હતાં.

પારણાને દિવસે બેદલાના રાવજી શ્રી નારસિંહજી સાહેબે પણ અગતો પળાવ્યો. પૂજ્યશ્રીના સદુપદેશથી ઉદયપુરના શ્રી સંઘે જ્ઞાતિનાં જમણવારો રાત્રિએ નહિ કરતાં દિવસે કરવાનો ઠરાવ કર્યો, તેમજ પકવાન્નાદિ બનાવવાં તે પણ દિવસેજ બનાવવાં એમ ઠરાવ્યું.

આ ચોમાસામાં બહાર દેશોમાંથી તેમજ મેવાડનાં નિકટવર્તી ગામોમાંથી ઘણા લોકો નિત્ય દર્શનાર્થે આવતા હતા. આશો શુદમાં શુમારે ૬૦૦૦ થી ૭૦૦૦ આદમી વ્યાખ્યાનમાં જમા થતાં હતાં અને આવનાર શ્રાવકોને માટે ભોજન તથા ઉતારા વગેરે કુલ પ્રબંધ ઉદયપુર સંઘના તરફથી પ્રશંસાપાત્ર થતો હતો. આટલાં મનુષ્યો આગલાં કોઈ પણ ચોમાસામાં એકી સાથે જમા થયાં નહોતાં. ઉદેપુરમાં દશેરાની સ્વારી ઘણી ધામધૂમથી ચડે છે અને ઉદેપુરના તમામ સરદારો, ઠાકોરો વગેરે પોતાના લવાજમા સાથે હાજર થાય છે. એક તો પૂજ્યશ્રીના ચાતુર્માસનો જોગ એટલે અમૃતમય વચનામૃતોનો લાભ, બબ્બે વખત મન માનતાં મિષ્ટાન્નનાં જમણ અને ઉતારા પાણીની સગવડ, એટલે આ ચાતુર્માસમાં ઉદેપુરમાં દર્શને આવનારનું પૂર એટલું બધું વધી ગયું હતું કે, આ પ્રસંગ જો બીજાં ગામોમાં બન્યો હોત તો લોકો ગભરાઇ જાત. શ્રીમાન્ કોઠારીજી સાહેબની હિમ્મત અને એવા કુશળ કેપ્ટનની નીચે કામ કરનારાઓનો અવિશ્રાન્ત શ્રમ અને પૂજ્યશ્રીનો પ્રભાવ તેને લઇનેજ તેઓ પોતાની પુરાણી પ્રતિષ્ઠા જાળવી શકયા, એક પંગતે એવી મોટી સંખ્યાને ગરમાગરમ રસોઈ જમાડી સ્વાગત કરવામાં, ઉદેપુરના શ્રાવકો વ્યાખ્યાનનો લાભ પણ જતો કરતા. રાજ્યની કચેરીઓના કામકાજ બંધ રાખીને શ્રીમાન્ કોઠારીજી સાહેબની લાગવગથી મહેમાનોને ઉતારા ની સગવડ કરી આપવામા આવી. લોકો કહેતા કે પૂજ્યશ્રીનું ચોમાસું કરાવવું તે હાથી બાંધવા જેવું છે. ખર્ચ કરતાં શ્રમ વિશેષ એટલે નાનાં ગામો બિચારાં હિમ્મતજ ન કરતાં.

દર્શન કરવાને માટે ટોળેટોળાં ઉતરી પડવું ને પંચાયતી રસોડે જમી રખડવું એ આ મોંઘવારીના વખતમાં ભારે પડતું છે. કાંગડી, હરદ્વાર અને બીજે સ્થળે ગુરૂકૂળ વગેરેના ઉત્સવોપર કે મહાત્માના દર્શનપર મોટી સંખ્યામાં લોકો એકઠા થાય છે પરંતુ પોતપોતાની રસોઇની સગવડ પોતેજ કરી લે છે, સ્થાનિક સ્વધર્મીઓને બોજારૂપ થતા નથી. અલબત સ્વામીવાત્સલ્યનો અમૂલ્ય લાભ લેવા શ્રાવકો લલચાય છે, પણ બધું હદમાંજ સારૂં લાગે. અતિ યોગ થાય એનું પરિણામ અનિષ્ટ હોય છે આવનારાઓના ઉતારા પાણીની સગવડ કરવી, અને આવે તે દિવસ સ્વાગત કરવું એટલુંજ રાખી, પછીના દિવસો માટેની સગવડનો બોજો આવનારાઓજ ઉઠાવી લે તો, જ્યાં ચાતુર્માસ હોય ત્યાંના શ્રાવકો પણ મહાત્માનાં વચનામૃતોનો લાભ લઇ શકે.

અત્રે મહાત્મા ગાંધીજીના શબ્દોનું સ્મરણ કરાવવું અપ્રાસંગિક નહિ ગણાય.—' તમે ત્યાંના લોકોના મિજાજના પંજામાં છો. તમારી અને તેની વચ્ચે રાગ છે, ત્યાં સુધી તો બધું ઠીક ચાલે છે, પણ એ રજ્જુ ત્રુટતાની સાથેજ તમે...........' તેનો વિચાર વાંચકોજ કરી શકશે. કેટલાક શ્રાવકો તો અહિં પૂજ્યશ્રીની સેવામાં ઘણા દિવસ સુધી પોતાનું અલગ મકાન લઇને રહ્યા હતા. શ્રીમાન્ બાલમુકુંદજી સાહેબ સતારાવાળા તથા શ્રીયુત બરધભાણજી સાહેબ પીતલીયા વગેરે જાણકાર શ્રાવકો પૂજ્યશ્રી સાથે જ્ઞાનગોષ્ટિ કરી અલભ્ય લાભ ઉઠાવતા હતા, એક વખતે શેઠ બાલમુકુંદજી સાહેબ "બાવીશ સમુદાય ગુરુવિલાસ" નામનું એક પુસ્તક કે જે બીકાનેરમાં છપાયેલ છે તે લઇ પૂજ્યશ્રી પાસે આવ્યા અને તેની પ્રસ્તાવના વાંચી સંભળાવી, શ્રીજી

હજુરને પ્રશ્ન કર્યો કે, આ બધું આપની સમ્મતિથી લખાયું છે કે કેમ? ત્યારે શ્રીજી મહારાજે ઉત્તર ફરમાવ્યો કે, એ પુસ્તક કોણે ક્યારે લખ્યું અને કોણે છપાવ્યું એ સંબંધમાં હું કંઈ પણ જાણતો નથી. તેમજ આ પુસ્તક આજ પહેલવહેલું મારા જોવામાં આવે છે, સદરહુ પુસ્તકની પ્રસ્તાવનામાં પૂજ્યશ્રીના નામનો આશ્રય લઇ એક યતિએ પોતાની કેટલીક માન્યતાઓને પુષ્ટ કરવા પ્રયત્ન કર્યો હતો. તેથી કેટલાક શ્રાવકોનાં ચિત્ત શંકાશીલ બન્યાં હતાં, પરંતુ શ્રીજી મહારાજનો આવો સંતોષકારક ખુલાસો મળતાં લોકોનો ભ્રમ દૂર થઇ ગયો.

પૂજ્યશ્રીએ બાળલગ્નથી કેવા કેવા ગેરલાભો થાય છે અને પુખ્ત વય સુધી વિશુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરવાથી કેવા કેવા મહાન્ લાભો થાય છે તેનું એવું તો અસરકારક વિવેચન કર્યું હતું કે ઘણા શ્રાવકોએ ૧૮ વર્ષ પહેલાં પુત્રનાં અને ૧૩ વર્ષ પહેલાં પુત્રીનાં લગ્ન નહિ કરવા પ્રતિજ્ઞા લીધી હતી.

આ વર્ષે તેરાપંથીના પૂજ્યશ્રી કાલૂરામજી તથા તપગચ્છીય આચાર્યશ્રી વિજયધર્મસૂરિના ચાતુર્માસ્ય પણ ઉદયપુરમાં હતાં. અને તેમના કેટલાક શ્રાવકો હરેકપ્રકારે કલેશવર્દ્ધક પ્રવૃત્તિઓ કરતા હતા. પરંતુ એ ક્ષમાનો સાગર કદાપિ છલકાયો નહિ. શ્રાવકો પરસ્પર ઘણી ટ્રેકટબાજી કરતા હતા. પરંતુ આચાર્યશ્રીએ ચિત્તશાંતિ સંપૂર્ણપણે જાળવી રાખી હતી. પોતાના શ્રાવકોને પણ શાંતિ જાળવવાનો સતત ઉપદેશ તેઓશ્રી આપતા હતા. પોતાની બહાદૂરી બતાવવાના ખ્યાલને દૂર કરીને તેઓશ્રી સંયમનું સંરક્ષણ કરતા હતા. કોઇ પ્રકારે તેમણે કલેશવૃદ્ધિને

ઉત્તેજન ન આપ્યું. ઉલટું તેમ કરનારને સમજાવી પ્રતિજ્ઞા આપતા હતા. આથી તે લોકો સ્વયમેવ નમ્ર થઇ પૂજ્યશ્રી પ્રત્યે વિનયવાન્ બન્યા હતા; એટલુંજ નહિ પણ જ્યારે એ શ્રાવકોને પૂજ્યશ્રીનો પરિચય થતો ત્યારે તેઓ તેમના પ્રત્યે ભક્તિભાવ દર્શાવતા હતા.

શ્રીમાન મહારાણા સાહેબ પણ પૂજ્યશ્રીની શાંતવૃત્તિની પ્રશંસા સાંભળી બહુ આનંદિત થતા. અને ક્યારેક ક્યારેક પોતાના ઑફીસર લોકોને પ્રશ્ન કરતા કે ' આજ વ્યાખ્યાનમેં ક્યા ફરમાયા ?'

સંવત્ ૧૯૭૨ના કાર્તિક વદ ૧ ના રોજ પૂજ્યશ્રીએ વિહાર કર્યો તે વખતે તેમના પગમાં અસહ્ય વેદના થતી હતી. શ્રાવકલોકોએ સ્થિરતા કરવા બહુ બહુ અરજ કરી, પણ તેઓશ્રીએ ફરમાવ્યુ કે " મારૂં ચાલશે ત્યાં સુધી હું કલ્પ નહિ તોડું.' તે દિવસે તેઓ મહા મુશ્કેલીથી ચાલીને સૂરજપોલે મહંતજીની ધર્મશાળામા બિરાજ્યા અને ત્યાં લશ્કર તરફના એક અગ્રવાલ શ્રીયુત બીજમોહનલાલે ઉત્કૃષ્ટ વૈરાગ્યથી પૂજ્ય શ્રી સમીપે દીક્ષા ગ્રહણ કરી આ મહાશય દિગમ્બર મતાનુયાયી હતા. સંવત્ ૧૯૭૧ના ચાતુર્માસમા તેમને પૂજ્ય મહારાજનો પરિચય થયો હતો. દીક્ષા ઘણીજ ધામધૂમથી હજારો મનુષ્યોની ઉપસ્થિતિમા થઇ હતી. (સંવત્ ૧૯૭૫માં બીજમોહનલાલજીનો સ્વર્ગવાસ થઇ ગયો છે).

તત્પશ્ચાત્ મહારાજશ્રીએ ઉદયપુરથી ચાર કોશ દૂર ગુરૂડી તરફ વિહાર કર્યો ગુરૂડીની ઓશવાળ બિરાદરીમાં બે તડ હતાં. પૂજ્યશ્રીના ઉપદેશથી તડા મટીને એકતા થઇ ગઇ.

ત્યાંથી પૂજ્યશ્રી ઉંટાળે પધાર્યા, ત્યાં ૪૦ બકરાને ઉંટાળા' પંચોએ તથા ૧૦૦ બકરાને ઉંટાલાના પટેલ દક્ષા વાંઘડી વાડીવાળાએ અભયદાન આપ્યું.

સાં. ૧૯૭૨ ના ઉદયપુરના ચાતુર્માસ્ય દરમ્યાન એક અંગ્રેજ અમલદાર કાંટાવાળા ટેલર સાહેબ, કે જેઓ સમસ્ત મેવાડના ઓપિયમ એજન્ટ હતા, તેઓ પૂજ્યશ્રીનાં દર્શનાર્થે ઘણીવાર આવ્યા હતા. અને પૂજ્યશ્રીનું વ્યાખ્યાન બહુ પ્રેમપૂર્વક શ્રવણ કરતા હતા. એટલુંજ નહિ પણ વ્યાખ્યાન સિવાયના બીજા સમયે પણ તેઓ પૂજ્યશ્રી પાસે આવતા અને તાત્વિક વિષયો સંબંધી પ્રશ્નોત્તર તથા ધર્મવિષયક ચર્ચાવાર્તા કરતા હતા. આ મહાનુભાવ અંગ્રેજે પક્ષીઓ વગેરે જાનવરોને નહિ મારવાની પ્રતિજ્ઞા લીધી હતી.

બીજા એક અંગ્રેજ પાદરી રેવરંડ ડો. જેમ્સ શેપર્ડ એમ. ડી. ડી. ડી. કે જેઓ વયોવૃદ્ધ અને સમર્થ વિદ્વાન્ છે, અને હાલમાં જેઓ વિલાયત ગયેલ છે તેઓ પણ મહારાજશ્રીનાં દર્શનાર્થે આવ્યા હતા. મહારાજશ્રી સાથેના વાર્તાલાપથી તેમને ઘણોજ આનંદ ઉપજ્યો અને તેઓ પોતાની પાસેનું એક પુસ્તક મહારાજશ્રીને ભેટ કરવા લાગ્યા; પરંતુ મહારાજશ્રીએ તેનો સ્વીકાર ન કર્યો. સાધુના આકરા નિયમોથી સાહેબ આશ્ચર્યચકિત થતા.

આ ચોમાસામા એક દિવસ પૂજ્યશ્રીએ ધાર્મિક શિક્ષણની આવશ્યકતા દર્શાવતાં બહુ અસરકારક ઉપદેશ આપ્યો, અને લઘુ વયથીજ બાળકોનાં કોમળ હૃદય ઉપર ધર્મની છાપ પાડવાની જરૂર દર્શાવી. ઉપદેશની અસરથી ઉદયપુરના સર્વે છોકરાઓને

ધાર્મિક શિક્ષણ આપવા માટે એક પાઠશાળા ખોલી ભાઈ રતન લાલજી મહેતાના પરિશ્રમથી આ પાઠશાળા હજી પણ સારા પાયા પર ચાલે છે આ પાઠશાળામા ધાર્મિક સાથે વ્યાવહારિક શિક્ષણ પણ અપાતું હોવાથી વિદ્યાર્થીઓ માટે સારી સગવડ છે, અને માબાપો પણ પોતાના સતાનોને આવી પાઠશાળામા દાખલ કરવા લલચાય છે

કેળવણી ખાતામા કેટલોક નડામો ઓજો એટલો બધો વધી ગયો છે કે, ખાસ ધાર્મિક શિક્ષણ આપની શાળાઓમા વિદ્યાર્થીઓનું આકર્ષણ પણ નથી થતુ, તેમ અવકશ પણ રહેતો નથી. ગુજરાત, કાઠીયાવાડની જૈનશાળાની સસ્થાઓ સપૂર્ણ સફળ નથી થતી તેના આ કારણો છે

ધાર્મિક વ્યાવહારિક અને રાષ્ટ્રીય શિક્ષણ એક સ્થળે મળે એવી પાઠશાળાઓ સ્થપાશે ત્યારેજ આપણો આશય સચવાશે. દરમીયાન ધર્મના સસ્કારો શિશુવયથી સતાનોમા સિંચવાની બેપરવાઈ ન રાખવી

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ–ભાવ–દેશકાળાનુસાર વ્યાવહારિક કેળવણી સાથે ધાર્મિક કેળવણીની યોજના થવાથી, ઉચ્ચ ભાવનાની રસી રગેરગમા પ્રસરી જાય છે સાગ્રતાદિ જૈન નિયમો જે વ્યવહાર, વૈદક અને નીતિશાસ્ત્રને અનુસરી યોજાએલા છે તેનું સત્ય રહસ્ય સમજાય છે આવા અમૃતનુ પાન કરાવવા માટે, જમાનાને અનુકૂળ અને આકર્ષક શિક્ષણપરણ બધાય તો, આપણા ભવિષ્ય રત્નો તેમા ચક્ષુપાત કરવા લલચાશે શ્રીયુત દેશાઈ સત્ય કહે છે કે– " મનુષ્ય ઉત્ક્રાંતિ કરી પશુઆદિ વૃત્તિમાથી પસાર થઇ મનુ

પ્યજીવનમાં દાખલ થયો છે તેને દિવ્યજીવન કઈ રીતે ગાળવું અને તે દિવ્યજીવન ગાળી કેવળ આનંદમયજીવન—સત્ ચિદ્ ઘનાનંદમય જીવન અંતે કઇ રીતે પ્રાપ્ત કરવું એ શીખવનાર ધર્મ છે."

ધર્મજ્ઞાન પ્રચારની પ્રભાવનામાં મહાન્ પુણ્ય સમાયલું છે. તેથી એક લખનાર આ જળી ઉદ્ગારો કાઢે છે કે—" It is the duty of the thoughtful among the Jains to see that a healthy knowledge of the valuable and basic principles of Jainism is spread liberally ' સર નારાયણ ચંદાવરકર લખે છે કે "માત્ર બુદ્ધિની કેળવણીની કીંમત નથી. હૃદયની કેળવણીની જરૂર છે. સમાજની, દેશની, તેમજ જગતની શાંતિ માટે હૃદયની કેળવણી—હૃદયોના વિકાસની જરૂર છે. અને જ્યા સુધી પ્રજાના હૃદયોનો વિકાશ થશે નહું ત્યા સુધી ખરી મહત્તા આવી શકશે નહિ. યુરોપમાં જડબળનું જોર અને આધ્યાત્મિક બળની ગેરહાજરી લડાઈ પ્રસંગે જણાઇ આવી છે...... જડબળ ઉપર આધ્યાત્મિક બળનું સ્વામીત્વ થવાની જરૂર છે. જ્યા સુધી આ બળની સત્તા નમશે નહિ ત્યા સુધી કાયમની સુલેહશાંતિ દ્રષ્ટિગોચર થશેજ નહિં."

પ્રજાની ભાવી આશા સંતાનોને ધાર્મિક અને વ્યાવહારિક શિક્ષણ કેવા પ્રકારે આપવાથી ભવિષ્ય શ્રેયં સાધી શકાય એ સબંધે 'સ્મારક' વિષય ઉપર આગળ વિસ્તારપૂર્વક વિવેચન કરવાનું હોવાથી અત્રે આ વિષય આટલેથીજ આટોપી આગળ વધીએ.

## પ્રકરણ ૩૬ મું.

# આહેડી બંધ.



નયાનગરની આસપાસનો ડુંગરાળ પ્રદેશ કે જે મગરા જીલ્લાને નામે ઓળખાય છે, ત્યાંનાં સેંકડો ગામોમાં વસતા મેરલોકો, જમીનદારો અને પશુપાલકો, તથા બીજી પછાત પડેલી કોમોનાં હજારો માણસો હુતાશનીના તહેવારોમાં આહેડીએ ચ્હડતા; અને ત્રણ દિવસ પર્યંત ડુંગરાઓમાં રખડી નિરપરાધી પશુપક્ષીઓનો સંહાર કરતા. આખો દિવસ તેઓ ડુંગરામાં આમતેમ દોડયા કરતા, અને નાનું કે મોટું ભૂચર કે ખેચર જે પ્રાણી નજરે ચ્હડે તેને જાનથી મારી નાંખતા; અને વગડામાં આડે ધડ દોડતાં જાળ ઝ ખરામાં પસાર થતાં તેમનાં શરીરો પણ લોહીલુહાણ થઈ જતાં હતાં. આ ઘાતકી અને જંગલી રીવાજ ઘણા લાંબા કાળથી આ લોકોમાં પ્રચલિત હતો, અને તેના પરિણામે પ્રતિવર્ષ લાખો નિરપરાધી જીવોનો સંહાર થઈ જતો.

સંવત્ ૧૯૭૨ના ફાગણ માસમાં પૂજ્યશ્રી નવાનગર પધાર્યા ત્યારે મગરા જીલ્લાના કેટલાક જમીનદારો પણ તેઓશ્રીના વ્યાખ્યાનમાં આવ્યા હતા. સમય જોઈ પૂજ્યશ્રીએ જીવદયાના સંબંધમા એવો તો અસરકારક અને હૃદયદ્રાવક ઉપદેશ આપ્યો કે, જે શ્રવણ કરતાં પત્થર જેવું હૃદય પણ પીગળી જાય. આ ઉપદેશનો ઉપસ્થિત જમીનદારોના હૃદયપર પણ ભારે પ્રભાવ પડયો; અને તેમને પોતાનાં અપકૃત્યો માટે બહુજ પશ્ચાત્તાપ થવા લાગ્યો.

વ્યાખ્યાન સમાપ્ત થતાં મહારાજશ્રીએ તેમજ મહાજનના અગ્રેસરોએ આ લોકોને આ ઘાતકી રિવાજ બંધ કરવાની કોશીશ કરવા સમજાવ્યું, ત્યારે કેટલાકે તેમ કરવા ઘણી ખુશીથી હા કહી, પરંતુ કેટલાક જમીનદારોએ મહાજન પાસે એવી દલીલ મૂકી કે, તમે મહાજન લોક અમારા ઉપર જરા પણ રહેમ રાખતા નથી. વ્યાજે ધીરેલાં નાણાંના એકના બમણા કે ત્રમણા દામ તમે લ્યો છો, અને લેણું વસુલ કરવામાં જરા પણ રહેમ રાખતા નથી.

આ સાંભળી ઉપસ્થિત મહાજન લોકોએ એવી પ્રતિજ્ઞા કરી કે, દર માસે દર સંકડે દોઢ રૂપિયાથી વધારે વ્યાજ અમો કદાપિ તમારી પાસેથી લઇશું નહિ. આના જવાબમાં જમીનદારોએ વચન આપ્યું, કે અમે પણ આહેડીએ નહિ રહડવા માટે બંદોબસ્ત કરીશુ. બીજાને બોધ આપવા નીકળનારે પ્રથમ પોતેજ પોતાનું વર્તન સુધારવું જોઇએ. परोपदेशे पांडित्यम् આ જમાનામાં ચાલે એમ નથી. પ્રથમ પગપર ઘા સહન કરી બીજાને પડખામાં લઈ શકાય.

તત્પશ્ચાત્ એ જમીનદારોના તથા મહાજનના કેટલાક ઉત્સાહી સજ્જનોના સંયુક્ત પ્રયાસથી થોડા દિવસ પછી ઘણાં-એક ગામોના મળી આશરે ૩૦૦ જમીનદારો બ્યાવરમાં આવ્યા; અને તેમને મહાજન તરફથી મીજબાની આપવામાં આવી. પૂજ્યશ્રીના અપૂર્વ ઉપદેશની અસરથી એ લોકોએ જીવહિંસા નહિ કરવા તેમજ આહેડીએ નહિ રહડવાની પ્રતિજ્ઞા લીધી અને તત્સંબંધી દસ્તાવેજ પણ મહાજનની વહી (ચોપડા) માં કરી

આપ્યો; અને મહાજને પણ દોઢ રૂપિયાથી અધિક વ્યાજ નહિ લેવાનો સામો દસ્તાવેજ કરી આપ્યો; અને પરસ્પર દસ્તાવેજ ઉપર સહીઓ લેવામાં આવી.

તદનંતર 'ઝાક' નામના ગામે બ્યાવરથી શ્રીયુત પન્નાલાલજી કાંકરીયા, શ્રીયુત કેશરીમલજી રાંકા વગેરે ૨૦ ગૃહસ્થો ગયા. અને ત્યંના જમીનદારોના હૃદયમાં શ્રીમાન્ પૂજ્ય મહારાજના ઉપદેશની અસર ઉપજાવી એવો ઠરાવ કરવામાં આવ્યો કે મોજે ઝાકના પટેલ, નંબરદાર, ઠાકુર, પન્ના, દલ્લા, ધીરા વગેરેએ ત્રણ અહેડીમાંથી એક અહેડી આદ ઓલાદ (પેઢી દર પેઢી) પર્યંત ચઢવું નહિ. મોજે ઝાકના તાબામાં શામગઢ, લુલવા વગેરે ઓછામાં ઓછા ૧૦૦ ગામ છે, તે બધાને માટે આ પ્રમાણે ઠરાવ થયો. તેના બદલામાં એક હતાઇ*(ચબુતરો) બંધાવી આપવાનો અને અમલ, તમાકુ, ઠંડાઇ એક દિવસની

*સંવત્ ૧૯૭૬માં શ્રીમાન્ આચાર્ય મહારાજ શેષકાલ બ્યાવર પધાર્યા હતા. અહેડાની નિગરાનીને માટે અહેડાના પાંચ દિવસ પહેલાં મહાજનમાંથી શુમારે ૪૦-૫૦ સ્વયંસેવક ગૃહસ્થો મોજે ઝાક ગયા, અને તેઓએ જમીનદારોને કહ્યું કે તમે હતાઇ બનાવી લ્યો; અને તેનો જે ખર્ચ થાય તે અમારી પાસેથી લઇ લો. ત્યારે એ લોકોએ કહ્યું કે અમોએ અંદર અંદર ઉઘરાણું કરી હતાઇ બનાવવાનો નિશ્ચય કર્યો છે. એટલા માટે મહાજન પાસેથી ખર્ચ લઇશું નહિ અને જે આહેડા શ્રીપૂજ્યજી મહારાજના ઉપદેશથી અમો લોકોએ છોડેલ છે તેનો અમે બરાબર અમલ કરીએ છીએ, અને હરહમેશ કરતા રહીશું.

દેવાને માટે મહાજને સ્વીકાર કર્યો, અને પરસ્પર દસ્તાવેજો કરી, સહીઓ મૂકવામાં આવી.

ઉપર પ્રમાણે બંદોબસ્ત થવાથી હજારો લાખો જીવોને અભયદાન મળવા પામ્યું અને સેંકડો લોકો પાપ ખાડમાં પડતા ઘણે અંશે બચવા પામ્યા.

આ પ્રમાણે શ્રીજી મહારાજના પધારવાથી અહિં મહાન ઉપકાર થવા પામ્યો. ઉપરાંત અહિંના ઓશવાળ ભાઇઓમાં કુસંપ ચાલતો હતો, અને ત્રણ તડાં પડી ગયાં હતાં, અને સાધુમાર્ગી તથા મંદિરમાર્ગી ભાઇઓમાં જમણવાર સંબંધી મતભેદ ઉભો થતાં પરસ્પર મનદુઃખ થયેલ હતાં, પરંતુ શ્રીમાન્ આચાર્યજી મહારાજનું પધારવું થતાં તેમના વ્યાખ્યાનનો લાભ શાહ ઉદયમલજી તથા શાહ ધૂલચંદજી કાંકરીયા વગેરે કેટલ ક મંદિરમાર્ગી સજ્જનો લેતા હતા. મહારાજશ્રીના સદુપદેશના પ્રતાપથી બિરાદરીમાં એક મત થઇ ત્રણે તડાં એકત્ર થઇ ગયાં, અને નાના મોટા ઝગડાઓનો પરસ્પર સમાધાનીપૂર્વક અંત આવી ગયો અને બિરાદરીમાં કુસંપને સ્થાને સુસંપ સ્થાપિત થયો.



## પ્રકરણ ૩૭ મું.

# થલીમાં ઉપકારક વિહાર.



બ્યાવરથી પૂજ્યશ્રી અજમેર પધાર્યા, અને સુજાનગઢ તરફ ખીમાનેના શ્રાવક પોખરમલજી કે જેઓ હજારો રૂપિયાની છતી મિલ્કત છોડીને પરમ વૈરાગ્યપૂર્વક પૂજ્યશ્રી સમીપે દીક્ષા લેવાના હતા, તેમને દીક્ષા આપવા માટે તે તરફ પધારવાની પૂજ્યશ્રીને તાકીદ હતી, પરંતુ શ્રીમાન્ જૈનાચાર્યશ્રી રત્નચંદ્રજી મહારાજની સમ્પ્રદાયના આચાર્યશ્રી વિનયચંદ્રજી મહારાજનો સ્વર્ગવાસ થઇ ગયો હતો, તેમને સ્થાને આચાર્ય નિયત કરવાના હતા, તેથી શ્રીમાન્ પંડિતરાજશ્રી ચંદનમલજી મહારાજે એ કાર્ય શ્રીમાનની મહાનુભૂતિથી સફળ કરવા અરજ કરી તે ઉપરથી શ્રીજી મહારાજ અજમેર રોકાણા, અને હજારો મનુષ્યોની મેદની વચ્ચે શ્રીમાન સોભાગચંદજી મહારાજને વિધિપૂર્વક આચાર્ય પદારૂઢ કરવાની ક્રિયામાં તેઓશ્રીએ હાજર રહી ચતુર્વિધ સંઘમાં અપૂર્વ આનંદમંગળ વર્તાવ્યો. બન્ને સમ્પ્રદાયના સાધુઓમાં પરસ્પર એવો અધો પ્રેમભાવ જોવામાં આવતો હતો, તે જોઇ આપણું હૃદય આનંદથી ઉભરાયા વિના રહે નહિ. આ પ્રસંગે શ્રીમાન્ આચાર્યશ્રી શ્રીલાલજી મહારાજે આચાર્યશ્રીની જવાબદારી, દીર્ઘદ્રષ્ટિ અને ફરજ વિષે પ્રસંગને અનુસરતું વિવેચન ઘણુંજ ઉત્તમ પ્રકારે કર્યું હતું અને શ્રીમાન્ સોભાગચંદજી મહારાજને સ્થવિર મુનિશ્રી ચંદનમલજી મહારાજે

આચાર્યની પછેડી ઓઢાડયા બાદ તેમણે પણ સમયોચિત વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજના અનુપમ ઉદાર ગુણોની મુક્તકંઠે પ્રશંસા કરી હતી. આચાર્યશ્રી સોભાચંદ્રજીએ પોતે હમેશને માટે પૂજ્યશ્રી શ્રીલાલજીના ઋણી રહેશે એમ કહ્યું હતું. આપણે આશા રાખીશું કે પૂજ્યશ્રી શોભાલાલજી સાહેબ તથા તેમના સંપ્રદાયના સાધુઓ અને શ્રાવકો પોતાના વચન મુજબ પૂજ્યશ્રીના પરિવાર પ્રત્યે એવોજ ભાવ રાખશે.

અજમેરથી ઉગ્ર વિહાર કરતા શ્રીજી મહારાજ બીકાનેર થઇ સુજાનગઢ પધાર્યા અને ત્યાં સંવત્ ૧૯૭૨ના ફાગણ શુદ ૬ને શુક્રવારના રોજ શ્રીમાન્ પનેચંદજી સંઘવીએ બનાવેલ મંદિરમાં બીકાનેરનિવાસી શ્રીયુત પોખરમલજીને દીક્ષા આપવામાં આવી. આ ભાઇની ઉમર ફક્ત ૨૦ વર્ષની હતી. તેમની સમજ ઘણી ઉંચી હતી, તેમજ વૈરાગ્ય પણ ઘણોજ ઉત્કૃષ્ટ હતો. દીક્ષા લેવા પહેલાં તેમણે પુષ્કળ દ્રવ્ય દાનપુણ્યમાં ખર્ચ્યું હતું. અને દીક્ષા મહોત્સવમાં પણ હજારો રૂપિયા ખર્ચવામાં આવ્યા હતા, બીકાનેરના ભાઇઓએ પણ આ દીક્ષા મહોત્સવમાં મોટી સંખ્યામાં હાજરી આપી હતી, અને મંદિરમાર્ગી ભાઇઓએ પણ અનુકરણીય ભ્રાતૃભાવ દર્શાવ્યો હતો. આ પ્રસંગે સુજાનગઢમાં સાધુઓનાં ૨૫ થાણાં બિરાજમાન હતાં, અને દિલ્લી, જોધપુર, જયપુર, અજમેર, બીકાનેર આદિ શહેરોનાં શુમારે ૪૦૦૦ મનુષ્યોએ દીક્ષા મહોત્સવમાં ભાગ લીધો હતો. એક અપરિચિત ક્ષેત્રમાં આ પ્રમાણે દીક્ષામહોત્સવની સફલતા થઇ તથા ધર્મોન્નતિ થઇ, એ પૂજ્યશ્રીના અતિશયનોજ પ્રભાવ

હતો. સુજાનગઢથી શ્રીમાને થલી તરફ વિહાર કર્યો. થલીના પ્રદેશમાં સાધુમાર્ગી ભાઇઓની વસ્તી ન હોવાથી અને તેરાપંથી ભાઇઓનું ઘણું પ્રાબલ્ય હોવાથી પૂજ્યશ્રીનો આ તરફનો વિહાર તેના હૃદયમાં શલ્ય સમાન ખુંચવા લાગ્યો. તેરાપંથી* કેટલાક સાધુઓ તથા શ્રાવકોએ પૂજ્યશ્રીના માર્ગમાં ઘણાં વિઘ્નો નાંખ્યા. તેમને માટે અનેક પ્રકારની કલ્પિત વાતો અને ખોટી ગપ્પો વિઘ્નસંતોષીઓએ ફેલાવવા માંડી, અને કોઇપણ તેરાપંથી શ્રાવકોએ તેમને ઉતરવાની જગા ન આપવી; તથા આહાર પાણી ન વહોરાવવાં એવી હિલચાલ શરૂ થઇ. આ પ્રમાણે તેરાપંથી ભાઇઓએ પૂજ્યશ્રીને પરિષહ આપવામાં મણા ન રાખી, પરંતુ પૂજ્યશ્રી પરિષહથી લગાર પણ ડરે તેમ હતુંજ નહિ. તેઓશ્રીએ તો પોતાનો આગળ વિહાર શરૂજ રાખ્યો. અને લાડનુ, બીદાસર, રાજલદેસર, રતનગઢ, સરદારશહેર આદિ અનેક ગામોમાં વિચરી પવિત્ર દયાધર્મનો વિજયધ્વજ ફરકાવ્યો, બીકાનેરના સુપ્રસિદ્ધ શેઠ હજારીમલજી માલૂ વગેરે થલીમાં પૂજ્યશ્રીના દર્શને ગયા હતા અને કેટલાક દિવસ તેઓશ્રીની સેવામાં રહી કેટલાક ગામો ફર્યા હતા

થલીના વિહાર દરમ્યાન મહેશ્વરી, અગ્રવાલ, બ્રાહ્મણ વગેરે વૈષ્ણવ ભાઇઓએ ઘણોજ પૂજ્યભાવ દર્શાવ્યો હતો, અને આહાર-પાણી આદિ વહોરાવી અલભ્ય લાભ ઉઠાવ્યો હતો. તેઓ

---

* સાધુમાર્ગી–સ્થાનકવાસી સંપ્રદાયમાંથી જુદા પડેલા સાધુઓએ આ જુદો પંથ ચલાવ્યો છે. જીવદયા વગેરે બાબતોમાં તે તમામ જૈન સંપ્રદાયોથી જુદા પડે છે.

પૂજ્યશ્રીના સદુપદેશથી તેમને પોતાનાજ સાધુ હોય એમ માનતા હતા; અને તેરાપંથી સાધુઓની ઉત્સૂત્ર પ્રરૂપણાથી જૈનધર્મના વિષયમાં તેમને તેમજ થલીના ઘણા લોકોને એવી શંકાઓ હતી કે જૈન લોકો જીવોને મૃત્યુના પંજામાંથી* છોડાવવામાં પાપ માને છે. દાન દેવામાં પાપ માને છે, અને ગૌશાળા જેવી પારમાર્થિક સંસ્થાઓને કસાઇખાનાં કરતાં પણ વધારે પાપનું ખાતું માને છે. આવી આવી શંકાઓને લીધે ત્યાંના લોકો જૈનધર્મ તરફ ઘૃણાની નજરથી જોતા હતા. પરંતુ શ્રીજી મહારાજના સત્ય ઉપદેશથી તેમની ભ્રમણાઓ ટળી ગઇ, સર્વ શંકાઓ દૂર થઇ; અને જૈનોજ પ્રાણીરક્ષાના પૂર્ણ હિમાયતી છે, એવો દ્રઢ વિશ્વાસ પૂજ્યશ્રીએ તેમને શાસ્ત્રીય દૃષ્ટાંતો ટાંકી કરાવ્યો.

## પ્રતાપમલજીની અપીલ.

ઘણાક તેરાપંથી ભાઈઓ પણ પૂજ્યશ્રીના શાસ્ત્રાનુસાર ઉપદેશથી તેમના પ્રશંસક અને દયાધર્મના અનુયાયી બન્યા. તે પૈકી કેટલાક સહૃદય સજ્જનોને પૂજ્યશ્રી પ્રત્યે પોતાના સ્વધર્મી બન્ધુઓ અને સાધુઓ જે અઘટિત વર્તણુક ચલાવતા હતા તેથી બહુ દુઃખ થયું અને તેમાના એક સદગૃહસ્થે-સુંબાસરનિવાસી શ્રીયુત પ્રતાપમલજી નહાંટાએ એક વિજ્ઞાપન પત્ર છપાવી, પોતાના સ્વધર્મી ભાઇઓમાં છૂટથી વહેંચી, તેમને સત્ય

---

* તેરાપંથી સાધુઓ એવો ઉપદેશ આપે છે કે જીવને મારવામા માત્ર એકજ (પ્રાણાતિપાતનું) પાપ લાગે છે; જ્યારે તેને બચાવવામાં અઢારે પાપસ્થાનક સેવાય છે!!

હકીકતથી પરિચિત કર્યા. સદરહુ વિજ્ઞાપનના થોડા શબ્દો માત્ર અત્રે આપેલ છે કોઈ પણ સંપ્રદાય કે વ્યક્તિની નિંદાને આ પવિત્ર પુસ્તકમાં જગ્યા આપવા લેખકનો ઇરાદો ન હોવાથી આખું વિજ્ઞાપન જો કે તેરાપંથી ભાઈઓની ભૂલો ઉઘાડી પાડે છે, છતાં પ્રસિદ્ધ નથી કર્યું

## પ્યારા ભાઈઓને નિવેદન.

પ્રિય સજ્જનોને વિદિત થાય કે અમો તેરાપંથીઓ અને બાવીશ ટોળાના સાધુશ્રાવકોમાં મતભેદ છે આજપર્યંત મેં બાવીશ સમુદાયના કોઈ પણ સાધુને જોયા ન હતા, પણ સાંભળ્યું હતું આજે આપણા (તેરાપંથીના) સાધુશ્રાવકો સમક્ષ તેમના સંબંધમાં આ લેખદ્વારા હું કંઈ કહેવા માગું છું તે ઉપરથી કોઈએ એમ ન સમજવું કે હું અન્યધર્મી છું હજીસુધી હું તેરાપંથીજ છું અને તેરલાજ માટે નીચેની હકીકત રજુ કરૂં છું

તા. ૭મી મે ૧૯૧૬ના રોજ સરદારશહેરનિવાસી બાલચંદજી શેઠીયા પ્રથમ 'આડસર'* આવ્યા અને અમારા તેરાપંથી સાધુશ્રાવકો બાવીશ ટોળાના સાધુઓને ઉતરવા માટે મકાન ન આપે તેવી તજવીજ કરી પછી ત્યાંથી રવાના થઈ 'સુવાસર, આવ્યા અને સાંજના છ વાગતે સાધ્વીજી પાસે આવ્યા ત્યાં હું પણ હાજર હતો, અને બીજા પણ ૨૦-૨૫ ગૃહસ્થો તેરાપંથી બેઠા હતા. ત્યારે બાલચંદજી શેઠીયા સાધ્વીને કહેવા લાગ્યા કે "બાવીશ ટોળાના સાધુઓના આચાર ઠીક

---

*એક ગામનું નામ છે.

નથી. તેઓ અહિં પણ આવશે, તેમને ઉતરવા માટે જગા ન મળે તો ઘણું સારૂં." ત્યારે સાધ્વીજી બોલ્યાં કે, તેમના આચારના હાલ શ્રાવકોને તો સંભળાવો, ત્યારે બાલચંદજી બોલ્યા કે, 'તેઓ દોષીલો આહાર પાણી લાવે છે, અર્થાત્ જબરદસ્તીથી આહાર માંગી લે છે; અને તેમને કોઇ પ્રશ્ન પુછીએ છીએ તો જવાબ આપતા નથી. અને જવાબ નહિ આપવાનું કારણ પુછીએ છીએ તો કહે છે કે અવસર નથી, ત્યારે અમે પુછીએ છીએ કે આપને અવસર ક્યારે મળશે? તો બોલતા નથી. પછી બાલચંદજી બોલ્યા કે 'સરદાર શહેરમા તો કાળુરામજી ચંડાળીયાએ ચાલીસ હજારનું મકાન ઉતરવાને આપ્યું. જો તેઓએ મકાન ન આપ્યું હતે તો તેઓ કયા ઉતરત? તે સાધુઓએ બાપદાદે પણ એવું મકાન દીઠુ નહિ હોય.' આવી આવી વાતો રાતના છ બજેથી સાડા આઠ વાગતા સુધી થતી રહી અને સાધ્વીજી તથા શ્રાવક બધાં તે સાભળતા હતા. એ બધી વાતો લખવા બેસીએ તો એક નાનકડી પોથી ભરાય પણ મેં સંક્ષેપમાં લખી છે. પછી તે બધાને વાતો કરતા છોડી હુ મારા મકાન પર આવીને સૂતો. તત્પશ્ચાત્ તા. ૧૪ના રોજ બાવીશ ટોળાના સાધુ સુંવાસર પધાર્યા. માલચંદજી તથા બાલચંદજીએ કહેલી વાતો સાચી છે કે જૂઠી તેની પરીક્ષા કરવા માટે ગોચરી પાણી વગેરેમાં હું તેમની સાથે સાથે રહ્યો, અને જોયું તો ગોચરીમાં કોઇ પ્રકારની જબરદસ્તી ન હતી. દોષીલા આહાર પાણી લેવાતા ન હતા. પરિચયથી માલૂમ પડયું કે માલચંદજી વગેરેની સર્વ વાતો જૂઠી છે. એ સાધુઓને લોકો સ્થાન સ્થાન પર આવી પ્રશ્નો પુછતા હતા અને તે બધાને યથાર્થ જવાબ

પણ આપવામાં આવતો હતો, પરંતુ ગોચરી કરવા જતી વખતે કેટલાક લોકો રસ્તામાં તેમને રોકતા હતા. તેમને તેઓ કહેતા કે હમણા અવસર નથી.

હવે મારા દિલમાં જે વિચાર ઉત્પન્ન થયો છે તે જાહેર કરૂં છું. હું બધા તેરાપંથી ભાઇઓને પ્રાર્થના કરૂં છું કે આ પ્રમાણે કદાગ્રહ કરવો, સાધુઓને મિથ્યા આળ ચડાવવાં, તેમને ઉતરવા માટે મકાન પણ નહિ આપવાં, લડાઈ ઝગડા કરવા, ચોમાસાં ન કરવા દેવાં એ ભલાં માણસોનું કામ નથી. આપણા તેરાપંથી સાધુઓને તો બદામ વગેરેના શીરા વહોરાવવા અને બીજા સાધુઓ પર મિથ્યા દોષારોપણ કરવો એજ શું આપણો પરમ ધર્મ છે? આ બાબત વિચારવી જોઇએ, નહિ તો તેનું પરિણામ એ આવે છે કે પરસ્પર દ્વેષભાવ વધતો જાય છે અને સાથે આપણી મૂર્ખતા પણ પ્રગટ થતી જાય છે. આપ લોકોએ તો એમ કરવું જોઇએ કે બધાથી પ્રેમ રાખવો અને અનુચિત પ્રવૃત્તિથી સાધુ શ્રાવકોને રોકવા. તેરાપંથી સાધુ સાધ્વી કહે છે કે તમારે ઘેરથી તો બીજા સંપ્રદાયના સાધુ આહાર પાણી લઇ ગયા તો તમે વહોરાવ્યા શા માટે? માટે હવે અમે તમારે ત્યાં ગોચરી કરવા નહિ આવીએ. જો હવે તમે એવી બાધા લ્યો કે તેરાપંથી સાધુ સિવાય અન્ય કોઇને દાન દેવું નહિ તોજ અમે તમારે ત્યાં આવીશું. આમ કહી ઘણાને બાધા આપે છે. પાઠક! વિચાર કરો કે જે સાધુ પંચમહાવ્રત લઇને પણ રાગદ્વેષ ન છોડે અને ઉલટા તેની વૃદ્ધિ કરે તો પછી ગૃહસ્થીનું તો પૂછવુંજ શું? માટે આપ લોકોને એ વિનંતિ છે કે કંઇક દિલમાં વિચારો. ગૃહસ્થીઓનાં અભંગ

દ્વાર છે, અને દયાદાનથીજ ગૃહસ્થાશ્રમની શોભા છે, કલ્યાણ છે. મહાવીર ભગવાનનો તો દયાદાન ઉપરજ પરમ ઉપદેશ છે. તેને બંધ કરવાથી જીનવચનની ઉત્થાપના થઇ જશે. તેટલા માટે આગામી કાળનો વિચાર કરી સર્વ ભાઇઓ સંપ રાખો અને વિદ્યાની ઉન્નતિ કરો અને જે મિથ્યા ચાલ પડી ગયો છે તેને સુધારી લો. આ કામ જૈન શ્વેતામ્બર તેરાપંથી સભાએ હાથ ધરવું જોઇએ.

પ્રતાપમલ નહાટા—મુંબાસર

રાજ્ય શ્રીબીકાનેર—મારવાડ.

પૂજ્યશ્રીના પરિચયમાં આવનાર તેમનો ગમે તેટલો વિરોધી હોય તોપણ પ્રશંસક બની જતો. થલિમા આપણા સ્વધર્મીઓની વસ્તી ન હોવાથી તેઓશ્રીને ઘણું કષ્ટ વેઠવું પડ્યું. તેમના ત્યાં વિચરવાથી જૈનધર્મના અપાર ઉદ્યોત થવા પામ્યો.*

---

* પૂજ્યશ્રીના થલિના વિહાર દરમ્યાન ઘણે સ્થળે તેરાપંથી સાધુ તથા શ્રાવકોની સાથે જ્ઞાનચર્ચા તથા સંવાદો થયેલા. તે પ્રસંગે પૂજ્યશ્રીએ **અકાટ્ય** પ્રમાણો દ્વારા દયાધર્મની સ્થાપના કરેલી. એ સંબંધી વિગતવાર પ્રશ્નોત્તર મેળવવા અમે ઘણા પ્રયત્નો કર્યા પરંતુ છેલ્લી ઘડી સુધી તે મળી શક્યા નથી. આ પ્રશ્નાવલી મેળવી બીકાનેરના શ્રાવકો પ્રસિદ્ધ કરશે તો જીવદયા સંબંધી થલીમા ભરાયલું ભૂત ભાગી જશે. સાધુમાર્ગી મુનિરાજોએ પણ થલી તરફ વિચરી, જીવદયાના રોપાયેલા સંસ્કારોને નવજીવન આપવા જોઇએ.

સરદારશહેર તથા રતનગઢમાં અગ્રવાલોનાં સેંકડો ઘર છે, તેઓ પૂજ્યશ્રીના ઉપદેશામૃતનું અત્યાનંદપૂર્વક પાન કરતા હતા અને એમ કહેતા હતા કે અમારાં અહોભાગ્ય કે આવા મહાન્ પુરૂષે અમારા દેશમાં પદાર્પણ કરી અમોને પાવન કર્યા. એ કેવળ ઓશવાલોનાજ સાધુ નથી અમારા પણ સાધુ છે.

રતનગઢમાં પૂજ્યશ્રીના સદુપદેશથી જીવદયાને માટે રૂ. ૮૦૦૦નું ફંડ થયું હતું.

થલિના વિહાર દરમ્યાન બીકાનેરના સેંકડો શ્રાવકો તેમજ અજમેરથી રાયશેઠ ચાંદમલજી સાહેબ તથા દી. બ. ઉમેદમલજી લોઢા વગેરે દર્શનાર્થે ગયા હતા.

મોટા મોટા કરોડપતિઓને આ મહાપુરૂષના પદરજ મસ્તકે ચડાવતા જોઈ તેમનું અપમાન કરવા માટે કેટલાક તેરાપંથી ભાઈઓને ઘણું શરમાવું પડતું હતું.

મહાપુરૂષોને તો આવાં કષ્ટ એજ કીર્તિકોટની દીવાલો મજબુત કરવાનો સીમેંટ છે.



## પ્રકરણ ૩૮ મું.

# શ્રી સંઘની ફરજ.



પૂજ્યશ્રી જ્યારે થલિમા આ પ્રમાણે જૈનધર્મનો વિજયધ્વજ ફરકાવતા વિચરતા હતા, ત્યારે જાવરાવાલા સાધુઓ જોધપુર મુકામે એકત્ર થયા, અને પોતાનામાથી કોઇને આચાર્યપદ આપવાનો વિચાર કર્યો, પરંતુ જોધપુર સંઘ એ કાર્યમા સહમત ન થયો, ત્યારે તે સાધુઓએ સાત કલમો લખીને જોધપુર સંઘને આપી. તે લઇને જોધપુરના શ્રાવક સરદારશહેર પૂજ્યશ્રી પાસે આવ્યા. પૂજ્યશ્રીએ શુદ્ધ અંતઃકરણથી ફરમાવ્યું કે, શાસ્ત્રના ન્યાયથી અને સમ્પ્રદાયની રીતિ મુજબ સાત તો શું પણ સાતસો કલમો મને મજુર છે. તે ઉપરથી આ વખતે જોધપુરના સંઘે આ કાર્ય બધ રખાવ્યું. તેમજ શ્રી સઘના અન્ય અગ્રગણ્ય શ્રાવક મહાશયોએ પણ સમ્પ્રદાયમા ફૂટ ન પડે તથા પૂજ્યશ્રી હુકમીચદજી મહારાજની સમ્પ્રદાયનું ગૌરવ પૂર્વવત્ જળવાઇ રહે, એ હેતુથી જોધપુર સઘને તથા જોધપુરમા એકત્રિત થયેલા સંતોને હિતસલાહ આપવાની પોતાની ફરજ બજાવી હતી.

એક વિદ્વાન્ અનુભવીના વાકયો આ વખતે યાદ આવે છે. “ સમુદ્ર શાત હોય છે ત્યારે વહાણુ હકારવામા અત્યત હોશિયારી અથવા અનુભવની જરૂર હોતી નથી, પણ જ્યારે વહાણુ ભરદરિયે હોય છે, જ્યારે ડુબી જવાની તૈયારીમા હોય છે, જ્યારે ઉતારૂઓ ભયભીત બનેલા હોય છે, ત્યારેજ કપ્તાનના કાર્ય

કૌશલ્યની ખરી કસોટી થાય છે ખરા કટોકટીના મામલામાંજ મનુષ્યના પ્રાવિણ્યની, અનુભવની અને ડહાપણની પરીક્ષા થાય છે અને એવા સમયેજ મનુષ્ય પોતાની મહાન્ શક્તિઓ દર્શાવી શકે છે..........જ્યાં સુધી આપણે કસોટીએ ચઢેલા હોતા નથી અને જ્યાં સુધી જે ગુહ્ય શક્તિ સામાન્ય સંજોગો વેળાએ પ્રકટ થતી નથી, ત્યાં સુધી આપણને આપણાં આંતરિક બલનું વાસ્તવિક ભાન પણ થતું નથી. આ શક્તિ આપત્તિ કાળેજ પ્રકટ થાય છે, કેમકે તે શક્તિ સંપાદન કરવા માટે આપણે અંતરમાં ઉંડા ઉતરવાની જરૂર છે. દરેક કાર્યમાં પરિણામના પ્રમાણમાંજ કાર્યની અપેક્ષા છે."

જોધપુરના સંઘની માફક બ્યાવર નયાનગરના શ્રીસંઘે પણ જાવરાવાલા સંતોને સમાધાનીનીજ સલાહ આપી, અને જ્યારે તેઓએ જુદી પૂજ્ય પદવી જાહેર કરી ત્યારે ચતુર્વિધ સંઘની સમ્મતિ નથી, એમ વ્યાખ્યાનમાજ જાહેર કર્યું, અને સમસ્ત શ્રી સંઘની સંખ્યાબંધ સહીઓથી પોતાને આ મંજુર નથી એમ લખી મોકલ્યું.

માળવા મેવાડથી ઘણે દૂર પંજાબમાં પૂજ્યશ્રીની પરવાનગીથી વિચરતા અને જંમુ–કાશ્મીરમાં એક સંત બીમાર થઇ જતાં ત્યાંજ લાંબો વખત થયાં રોકાયેલા મહારાજશ્રી મન્નાલાલજી સ્વામી જેઓ સત્ય હકીકતથી પૂરા વાકેફ નહોતા અને સરલ સ્વભાવી હોવાથી બીજાની યુક્તિ પ્રયુક્તિથી ભોળવાઈ જાય એવા હળુકર્મી છે, તેઓએ દૂરના અપરિચિત ક્ષેત્રમાં આસપાસના સંજોગો જાણ્યા વિના અને પૂજ્યશ્રીની આજ્ઞામાં વિચરતા

હોવા છતાં તેઓશ્રીની આજ્ઞા લીધા વિના આ પદ સ્વીકારવાનું સાહસ કર્યું.

આ પજરણનો પાયો તપસનાં માત્ર મમત્વજ માલુમ પડે છે. લીધા મુકીનું પરિણામ છે. છદમસ્ત મનુષ્ય ભૂલ કરી બેસે તે માટે દીર્ઘદર્શી શાસ્ત્રકારોએ પ્રાયશ્ચિતની વિધિ બતાવી છે સબળ સાબીતીઓ છતા આલોચણા નજ લેવાઇ ત્યારે શાસ્ત્રની આજ્ઞાનુસાર તેઓને અલગ કરવા પડયા, પરંતુ પૂર્વ પરિચયને લઇ કેટલાક સંતોને અને શ્રાવકોને તેમાં ભળવું પડયું.

બીકાનેર (ચાતુર્માસ)—સંવત્ ૧૯૭૨નું ચાતુર્માસ આચાર્યજી મહારાજે બીકાનેરમાં કર્યું. અપાર, અવર્ણનીય ધર્મોદ્યોત થયો. શહેરના જૈન અજૈન મનુષ્યો તથા દેશાવરમાંથી દર્શનાર્થે મોટી સંખ્યામાં આવતા શ્રાવક શ્રાવિકાઓની વ્યાખ્યાનમાં હજારો મનુષ્યોની ઠઠ જામવા લાગી. પૂજ્યશ્રીના સદુપદેશદ્વારા વીરપ્રભુની વાણીનો દિવ્ય પ્રકાશ જનસમુહના હૃદયમાં વ્યાપ્ત અજ્ઞાનાધકારને દૂર કરતો હતો. બીકાનેર સંઘમાં અપૂર્વ આનંદ છાઇ રહ્યો હતો. જ્ઞાન, ધ્યાન, તપ, જપ, દયા, પરોપકાર અને અભયદાનનાં માંગલિક કાર્યોથી ઘણીજ ધર્મવૃદ્ધિ તથા જૈનશાસનની પ્રભાવના થવા પામી.



આ વર્ષે સાધુઓમાં પણ ઘણીજ તપશ્ચર્યા થઇ હતી. શ્રી હરખચંદજી મહારાજના શિષ્ય નંદલાલજી મહારાજે ૭૨ ઉપવાસ કર્યા હતા, અને શ્રી ગેનચંદજી મહારાજની સંપ્રદાયના મુનિશ્રી કેવળચંદજી મહારાજના શિષ્ય મુલતાનચંદજીએ ૮૨ ઉપવાસ કર્યા હતા, તે બન્ને તપસ્વીઓએ એકજ દિવસે પારણું કર્યું હતું. શેઠ ચાંદમલજી ઢઢ્ઢા સી આઇ. ઇ. કે જેઓ બીકાનેરના શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન ભાઇઓમાં અગ્રેસર છે; તેમના સુપ્રયાસથી રાજ્યની તરફથી કસાઇખાનાં બંધ રાખવામાં આવ્યાં હતાં. ઉપરાંત ભઠીયારા, કંદોઇ, સોની લુહાર વગેરે હિંસાનાં કામ તથા અગ્નિના આરંભ બંધ રાખવામાં આવ્યા હતા અને બીકાનેર નરેશે પોતે પણ તે દિવસે હિંસાનાં તમામ કાર્યો બંધ રખાવ્યાં હતાં. આ સિવાય કેવળચંદજી મહારાજના શિષ્ય ચીરેમલજી મહારાજે ૩૧ ઉપવાસ કર્યા હતા ચાતુર્માસ બાદ વિહાર કરીને મારવાડ તથા જોધપુર સ્ટેટનાં ગામોમાં વિચરતા વિચરતા પૂજ્યશ્રી જ્યારે જોધપુર પધાર્યા, ત્યારે જયપુર સંઘે ચાતુર્માસ જયપુર શહેરમાં કરવા વિનતિ કરી તે સ્વીકારી નયાનગર અજમેર થઇ પૂજ્યશ્રી આષાઢ શુદ ૨ ના રોજ જયપુર પધાર્યા. આ વખતે અજમેર નગરમાં મહામારી–પ્લેગનો ઉપદ્રવ ચાલતો હતો પણ પૂજ્યશ્રીએ અજમેરમા પદાર્પણ કરતાંજ શાંતિ થઈ ગઇ.



## પ્રકરણ ૩૯ મું.

# જયપુરનું વિજયી ચાતુર્માસ.



**જયપુર** ( ચાતુર્માસ )—સંવત્ ૧૯૭૩નું ચાતુર્માસ પૂજ્યશ્રીએ જયપુર કર્યું. જયપુરમાં ધર્મધ્યાન, તપશ્ચર્યા, ત્યાગ પચ્ચખાણ તથા ધર્મોન્નતિ ઘણી થઇ. બહારગામથી સંખ્યાબંધ શ્રાવકો દર્શનાર્થે આવતા હતા. રતલામનિવાસી શ્રીમાન્ શેઠ બરધભાણજી પીતલીયા, આદિ ઘણા શ્રાવકો બ્યાવર વગેરેના પણ ઘણાક શ્રાવકો પૂજ્યશ્રીના સત્સંગ અને વાણી શ્રવણાદિનો લાભ ઉઠાવવા ખાસ મકાન લઇને રહ્યા હતા. શ્રીમતી નાનુબાઇ દેશાઇ મોરબીવાળાં તથા મુંબઇ, ગુજરાત અને કાઠિયાવાડના ઘણાક શ્રાવકો દર્શનાર્થે આવ્યા હતા અને ઘણા દિવસ સુધી વ્યાખ્યાનનો લાભ ઉઠાવ્યો હતો. વ્યાખ્યાનમા કોઇ કોઇ પ્રસંગે નાનુબાઇ સ્ત્રી ઉપયોગી મહત્ત્વના પ્રશ્નો પૂજ્યશ્રીને પૂછતાં હતા અને તેના સંતોષકારક પ્રત્યુત્તર પૂજ્યશ્રી તરફથી મળતાં શ્રોતૃગણ સાનંદાશ્ચર્ય પામતો.

જયપુર સ્ટેટ તરફથી બકરીઓનો વધ કરવાની મના થયેલી હોવા છતા બકરાનો વધ થાય છે એવા ખબર પૂજ્ય મહારાજને મળતાં એકદા વ્યાખ્યાનમા તેઓશ્રીએ પ્રાણીરક્ષા પરત્વે અસરકારક વિવેચન કરી શ્રાવકોને તેમની ફરજો સમજાવતા કહ્યું કે, ઉદયપુરના શ્રાવકો અને નંદલાલજી મહેતા જેવા ઉત્સાહી કામ

કરનારાઓ મહારાણાશ્રીના ઉદાર આશ્રયથી હિંસા અટકાવવા માટે વખાણવા લાયક પ્રયાસો કરે છે, અને હિંસાની અટકાયત કરવાના રાજ્યના હુકમનો બરાબર અમલ થતો રહે તેની પૂરી દેખરેખ રાખે છે, તેથી ત્યાં કોઇ પણ શખ્સ રાજ્યની આજ્ઞા વિરૂદ્ધ વર્તી જીવહિંસા કરવાની હિંમત ધરી શકતા નથી. જો નંદલાલજી મહેતા ઉદયપુરવાળા અહિં હોત તો રાજ્યની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને અહિં બકરીઓનો વધ કરવામાં આવે છે તે અટકાવવા પૂરતી કોશીશ કરત. આ વાતની ખબર ઉદયપુર શ્રીયુત નંદલાલજી મહેતાને પડી કે તરતજ તેઓ તથા ઝવેરી કેશુલાલજી તાકડીયા ઉદયપુરથી રવાના થઇ જયપુર આવ્યા અને કેટલાક દિવસ રોકાઇ બકરીઓનો વધ અટકાવવા કોશીશ કરી. રાજા મહારાજાઓની લાગવગ પહોચાડી સંપૂર્ણ સફલતા પ્રાપ્ત કરી. એ ચોમાસાથી બકરીનો વધ થતો જયપુરમાં રદ્દતર બંધ થઈ ગયો. શ્રીમાન્ રાય બહાદૂર ખવાસજી બાલાબક્ષજી સાહેબે કસાઇખાના માટેના બકરાંઓની તપાસ કરનાર ડાકટરને સખ્ત ફરમાન કર્યું હતું કે જે કોઈ શખ્સ બકરીઓનો વધ કરશે તેની પાસેથી કાનૂન અનુસાર ૫૦ રૂપિયા દંડનાજ માત્ર નહિ લેવામાં આવે. પરંતુ તે ઉપરાત સખત સજા પણ કરવામા આવશે. આ માટે ખવાસજીને પણ ધન્યવાદ ઘટે છે.

આ ચાતુર્માસ દરમ્યાન આવનાર સ્વધર્મી બન્ધુઓનું સ્વાગત કરવાનું સન્માન સુપ્રસિદ્ધ ઝવેરી કાશીનાથજીવાલા ઝવેરી નવરત્નમલજીને મળ્યું હતું. તેઓ ખુદ તથા તેમના બન્ધુ ઝવેરી ચુનીલાલજી વગેરે વ્યાખ્યાન ખતમ થતાં દરવાજાપર

ઉભા રહેતા, અને મહેમાનોને હાથ જોડી પોતાનું મકાન પવિત્ર કરવા અરજ કરતા, અને ઉપર ઉભા રહી આગ્રહથી જમાડતા. રતલામમા યુવરાજ પદવીના ઉત્સવ પ્રસંગપર જેપુરથી ખાસ ઝવેરી ચુનીલાલજી રતલામ પધાર્યા હતા અને પોતાના પ્રાંત તરફથી આ પદવીને હાર્દિક અનુમોદન આપ્યું હતું.

મોરબી ચાતુર્માસ પ્રસંગે સ્વાગતનું તમામ ખર્ચ આપનાર શેઠ સુખલાલ મોનજી પોતાના સ્નેહીઓ સાથે જેપુર આવ્યા હતા અને 'પ્રીતિભોજન' આપી સ્વધર્મીઓને પરસ્પર મળવાની તક મેળવી આપી હતી.

જેપુરના ચાતુર્માસમાં દેશપરદેશના ઘણા શ્રાવકો જેપુરમાં રહેવાથી જેપુરમા ધર્મ ઉદ્યોત ઘણો થયો હતો. જાગીરદારો અને અમલદારો તથા રાવ બહાદુર ડૉકટર દુર્જનસિંહજી વગેરે જ્ઞાનચર્ચા માટે પૂજ્યશ્રી પાસે આવતા હતા અને તેઓના મનનું સરલ રીતથી સમાધાન થતા પોતાના મિત્રો સંબંધીઓને પણ સાથે લાવતા હતા.

જયપુરનું ચાતુર્માસ પૂર્ણ થયે પૂજ્યશ્રી ટોંક પધાર્યા. આ વખતે ટોંકની ઓશવાળ જ્ઞાતિમા કુસંપ ચાલતો હતો. જ્ઞાતિમાં બે તડ પડી ગયા હતાં, પણ પૂજ્યશ્રીના સદુપદેશથી કુસંપ દૂર થઈ પૂર્ણ એકતા થઇ ગઇ.

ટોંકથી અનુક્રમે વિહાર કરતા પૂજ્યશ્રી રામપુરા પધાર્યા અને સંવત્ ૧૯૭૪ના ફાગણ શુદ ૩ના રોજ સંજીતવાલા ભાઇ નંદરામજીએ પૂજ્યશ્રી સમીપે રામપુરા મુકામે દીક્ષા લીધી.



## પ્રકરણ ૪૦ મું.

# સદુપદેશની અસર.



રામપુરાથી શ્રીજી મહારાજ કુકડેશ્વર પધાર્યા. વ્યાખ્યાનમાં સ્વપરમતી મોટી સંખ્યામાં આવતા. સ્કંધ તથા વ્રતાદિ બહુ થયાં. જડાવચંદજી પોરવાલે ૪૫ વર્ષની વયે સજોડે બ્રહ્મચર્ય-વ્રત અંગીકાર કર્યું. અહિં બે રાત્રિ રહી પૂજ્યશ્રી કંજાર્ડા પધાર્યા. ત્યાં જાવદવાલા ભાઇ કજોડીમલજીએ દીક્ષા શ્રીજી સમીપે લીધી. ત્યાંથી પૂજ્યશ્રી ભાટખેડી પધાર્યા. ત્યાં શ્રીયુત નાનાલાલજી પીતલીયાએ સજોડે બ્રહ્મચર્ય વ્રત લીધું. તથા ત્યાંના રાવજી સાહેબે શિકાર ખેલવાનો ત્યાગ કર્યો. ત્યાંથી શ્રીજી મનાસા પધાર્યા. અહિં મેશ્રી (વૈષ્ણવ) ભાઇઓ ભાવભક્તિ સહિત વ્યાખ્યાનનો લાભ લેતા હતા. અહિંના ન્યાયાધીશ, મુનસફ્ સાહેબ વગેરે સરકારી કર્મચારીગણ પણ વ્યાખ્યાનનો લાભ ઉઠાવતા. મનાસાથી મહાગઢ થઇ પૂજ્યશ્રી પીપલીયા પધાર્યા. પીપલીયામાં મંદિરમાર્ગી ભાઇઓની વસ્તી હોવાથી ૨૨ સમુદાયના સાધુઓ ત્યાં જતા નહિ. તેમ તેઓ પણ આહારપાણી કે ઉતરવાની જગા સાધુઓને આપતા નહિ. શ્રીજી મહારાજના સદુપદેશથી તેઓનો દ્વેષાગ્નિ હોલવાઇ ગયો. ત્યાંના ઠાકોર સાહેબે શિકાર ખેલવાનો ત્યાગ કર્યો.

પીપલીયાથી પૂજ્યશ્રી ધામણા પધાર્યા. અહિં સાધમાર્ગીનાં ફક્ત ૫-૭ ઘર છે. અહિંના જમીનદાર મીણા લોકો નવરાત્રિમાં

દેવીને ચાર બકરા ચડાવતા હતા. પૂજ્યશ્રીના અમૃતતુલ્ય ઉપદેશની તેમના હૃદય પર જાદુઈ અસર થઇ, અને તેમણે હમેશને માટે દેવીને બકરા નહિ ચડાવવાની પ્રતિજ્ઞા લીધી. અને નીચે પ્રમાણે લેખી ઠરાવ કરી તેપર બધાની સહીઓ મૂકવામાં આવી.

'આયંદા બકરાનો વધ નહિ કરતાં ઓશવાળોના સમસ્ત પંચ તરફથી ચુરમાની રસોઈનું માતાજીને નૈવેદ્ય ધરવું."

અહિંથી શ્રીજી મહારાજ "બહેડી" નામે એક નાનું ગામ છે ત્યાં પધાર્યા. ત્યાંના ઠાકોર સાહેબે પૂજ્યશ્રીના ઉપદેશથી પોતાની પત્ની સહિત બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું, અને શિકાર ખેલવાનો ત્યાગ કર્યો. ત્યાંથી પૂજ્યશ્રીએ જાવદ તરફ વિહાર કર્યો.

મોટાં શહેરો કરતાં નાનાં નાનાં ગામો કે જ્યાં આવા સમર્થ ધર્મોપદેષ્ટાનું આગમન ક્વચિતજ થાય છે, ત્યાંના લોકોને આવા મહાપુરૂષોની અદ્ભુત વાણી શ્રવણ કરવાનો અપૂર્વ પ્રસંગ પ્રાપ્ત થતાં કેટલી અસર થાય છે તેનાં આ પ્રત્યક્ષ ઉદાહરણો છે.

સંવત્ ૧૯૭૪ના ફાગણ વદ ૫ના રોજ રામપુરેથી પૂજ્યશ્રી જાવદ પધાર્યા. જાવદમાં પ્લેગનો ઉપદ્રવ હતો, પરંતુ પૂજ્યશ્રીનું પદાર્પણ થતાંજ તેમના ચરણકમળથી પવિત્ર થયેલ ભૂમિમાંથી પ્લેગ પલાયન કરી ગયો અને શાન્તિદેવીએ પોતાનું આસન જમાવી દીધું. જાવદનિવાસીઓ પર આથી એટલો બધો પ્રભાવ પડયો કે જૈનધર્મી તથા અન્યધર્મી પૂજ્યશ્રીની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા.

રામપુરાથી જાવદ પધારતાં પૂજ્યશ્રીના સદુપદેશથી રસ્તાનાં ગામોમાં તથા જાવદમાં જે જે ઉપકારો થયા તેનો

શંક્ષિપ્ત સાર આ નીચે આ નીચે આપવામાં આવે છે.

૧. સંસ્થાન બહેડીના ઠાકોર સાહેબ પ્રતાપસિંહજી બહાદૂરે ઘણા પ્રકારના શિકારના સોગંદ કર્યા તેમજ તેમનાં બાઇ ઠાકુરાણી સાહેબે આજન્મ બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું.

૨. ગામ **મોરવન**માં ઓશવાળ જાતિમાં ત્રણ તડાં હતાં તે શ્રીમાનના ઉપદેશામૃતના સીંચનથી કુસંપ મટી સંપૂર્ણ એકયતા થઇ. કેટલાકે કુવ્યસનનો ત્યાગ કર્યો.

૩. **મોડીગ્રામ**માં રાજપુત લોકોએ જીવહિંસા તથા મદિરાપાનનો ત્યાગ કર્યો—સોગંદ લીધા.

૪. **જાવદ**માં પૂજ્યશ્રીનાં દર્શનાર્થે સેંકડો મનુષ્ય બહારગામથી નિત્ય આવવા લાગ્યાં. સર્વનું ઉત્તમ પ્રકારે સ્વાગત થતું. શ્રીમાન્ લગભગ એક માસ પર્યંત અહિં બિરાજ્યા. સંઘનો ઉત્સાહ રોજ વધતો ગયો. ૧૬ વર્ષ થયેલાં પુત્રનો અને ૧૨ વર્ષ પહેલાં પુત્રીનો વિવાહ નહિ કરવા તેમજ ૪૫ વર્ષથી અધિક ઉમ્મરના વરને કન્યા ન આપવા સંબંધી ઘણાએ પ્રતિજ્ઞા કરી. તદુપરાંત સ્કંધાદિ ઘણા થયા.

સંવત્ ૧૯૭૪ના ચૈત્રવદી ૩ના રોજ બાલેશર નિવાસી શ્રીયુત કસ્તુરચંદજીએ પ્રબળ વૈરાગ્યપૂર્વક જાવદ મુકામે દીક્ષા લીધી. દીક્ષા ઉત્સવમાં શુમારે ૪૦૦૦ મનુષ્યની ઉપસ્થિતિ હતી. અહિંથી સ્વામીજીએ નિમ્બાહેડા તરફ વિહાર કર્યો.

## પ્રકરણ ૪૧ મું.

# ડાકણોનો વ્હેમ દૂર.



નિમ્બાહેડામાં ઘણીએક સ્ત્રીઓના ઉપર ડાકણ હોવાનું મિથ્યાકલંક બહુ વર્ષથી હતું વ્હેમી લોકો તેનાથી ડરતા અને કોઈ પણ સ્ત્રી તેની સાથે ખાનપાનાદિનો વ્યવહાર રાખતી નહિં. પૂજ્યશ્રીનું નિમ્બાહેડામાં પધારવું થતાં ઉક્ત વાત તેઓશ્રીના જાણવામાં આવી અને કોઇ ઉપાયે તેમનું કલંક ઉતરે તો ઠીક એમ તેઓને લાગ્યું. ગામ લોકો કહેતા કે કદાચ આકાશમાંથી સાક્ષાત્ દેવતા ઉતરી આવે અને એમ કહે કે એ બાઇઓ ડાકણ નથી, તોપણ ડાકણ તરીકેનું જે કલંક તેમને શિરે ચોંટયું છે, તે કદાપિ દૂર થાય તેમ નથી. પરંતુ પરમપ્રતાપી પૂજ્યશ્રીએ અપૂર્વ ઉપદેશામૃતની ધારા વડે એ કલંક ધોઇ નાખ્યું. વ્યાખ્યાનમાં સાધમાર્ગી, મંદિરમાર્ગી, વૈષ્ણવ વગેરે સ્ત્રી પુરૂષો બહુ મોટી સંખ્યામાં ઉપસ્થિત હતા, ત્યારે શ્રીજી મહારાજે અવસર જોઈ એવો તો ઉત્તમ અને અસરકારક બોધ આપ્યો કે તેની અદ્દ્ભુત અસર તત્કાલ થવા પામી અને તેજ દિવસથી સર્વ સ્ત્રીઓએ તે બાઇઓ સાથેનો ખાનપાનાદિનો વ્યવહાર પૂર્વવત્ શરૂ કરી દીધો અને બધો ઝગડો મટી ગયો. આ પ્રસંગે પૂજ્યશ્રીએ નીચે પ્રમાણે એક દ્રષ્ટાંત આપ્યું હતું.

"એક શેઠને ત્યાં કેટલીક ગાયો ભેંશો હતી, શેઠાણી ઘાણુંજ ભલાં અને દયાળુ હતાં, તેથી તેઓ ગામનાં લોકોને છૂટે

હાથે છાશ આપવા લાગ્યાં. એક દિવસે બધી છાશ અપાઇ ગયા પછી એક બાઇ છાશ લેવા આવી, ત્યારે શેઠાણીને નિરૂપાયે તેને ના કહેવી પડી. પુનઃ બે ચાર દિવસ પછી પણ એવોજ પ્રકાર બન્યો. તેથી પેલી સ્ત્રી શેઠાણીના ઉપર ગુસ્સે થઇ બોલી, કે તું ગામ બધાને છાશ આપે છે ફક્ત મને એકનેજ તું વારંવાર નિરાશ પાછી વાળે છે, પણ હવે યાદ રાખજે. આમ કહી ક્રોધાવેશમા તે ચાલતી થઇ અને ફરી છાશ લેવા કદી ન આવી.

"આ વાતને થોડાક દિવસ વીત્યા એટલે એક દિવસે તે સ્ત્રી પાણીનું બેડું લઇ નદી તરફથી ઘેર આવતી હતી. જ્યારે શેઠની દુકાન નજીક આવી ત્યારે માથાપરનું બેડું તેણે ફેંકી દીધું અને ખૂબ જોરથી ધૂણવા તથા હોહા કરવા લાગી. બજારમા સેંકડો લોકો એકઠા થઇ ગયા. મંત્રવાદી, ભુવા વગેરે આવ્યા અને તેમના પુછવા પરથી તે કહેવા લાગી કે "હું ફલાણી શેઠાણી છું. ગાયો ભેંસો છે તે તો મારા ધણીની (શેઠની) આણેલી છે. હું તેની ધણીઆણી છું. કોઇને છાશ દેવી ન દેવી તે મારી મરજીની વાત છે. આ રાંડ (પોતેજ) મારે ત્યા છાશ લેવા આવી અને મેં ના પાડી તેથી મને ભુંડી ગાળો અને શરાપ દઇને ચાલી ગઇ છે. હવે હું એને જીવતી છોડનાર નથી" શેઠ પણ આ ટોળામાં મોજુદ હતા પોતાની સ્ત્રીના ઉપર આવું કલંક આવતું જોઇ તેઓ શરમિંદા થઇ ગયા બિચારી ભલી શેઠાણી આ વાતથી બીલકુલ અજાણ હતી. તે કેવળ નિર્દોષ હતી છાશ લેવા આવનાર બાઇનોજ આ બધો પ્રપંચ હતો. છતાં આખા ગામમાં તે શેઠાણી ડાકણ તરીકે વગોવાવા લાગી. અને સોએ

તેની સાથેનો વ્યવહાર બંધ કર્યો. આવી રીતે અજ્ઞાન અને વ્હેમી મનુષ્ય બિચારા નિર્દોષ મનુષ્યની પર ખોટું આળ ચઢાવી તેની જીંદગી બરબાદ કરી દે છે, પણ વારા ફેરે વારો છે. કાલે તમારા ઉપર પણ કોઇ ખોટું કલંક ચડાવશે ત્યારે તમને કેટલું દુઃખ થશે તેનો વિચાર કરો, અને તેમની સાથે તમે એવું વર્તન રાખો કે જેવું વર્તન બીજાઓને તમારા પ્રત્યે રખાવવા તમે ઇચ્છતાં હો. 'आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्, * એ મંત્ર ખૂબ યાદ રાખજો. એનો અર્થ એવો છે કે જે જે વાતો, ક્રિયાઓ ચેષ્ટાઓ તમોને પ્રતિકૂલ છે, બીજાઓ દ્વારા થતા તે વ્યવહારો તમે પોતાને માટે પસંદ કરતા ન હો, અહિતકર અને દુઃખદાયી સમજતા હો, તે તે વ્યવહારોનું આચરણ તમે બીજાઓના પ્રત્યે ન કરો. આ ઉપદેશની અને શેઠાણીના દ્રષ્ટાંતની શ્રોતૃગણ પર ભારે અસર થઇ. આવીજ રીતે 'શતખંધા' માં કેટલીક બાઇઓને માથે ડાકણનું કલંક હતું, તે પૂજ્યશ્રી ત્યાં પધારતાં તેમના ઉપદેશથી દૂર થવા પામ્યું હતું.

---

* Do unto others what you wish to be done unto you,

બીજાઓનું તમારા પ્રતિ જેવું વર્તન ઇચ્છો, તેવુંજ વર્તન તમે બીજા પ્રતિ પ્રારંભો.

બાઇબલ.



## પ્રકરણ ૪૨મું.

# ઉદયપુરના મહારાજકુમારનો આગ્રહ.



અહિંથી વિહાર કરતા કરતા પૂજ્યશ્રી ભીલવાડે પધાર્યા. ત્યાં શેષકાળ કલ્પતા દિન બિરાજ્યા. ભીલવાડાના હાકેમ પંડિતજી શ્રીભવાનીશંકરજી શ્રીમાન્‌નો સદુપદેશ શ્રવણ કરતા હતા; અહિંના ઓશવાળોમાં ૨૭ વર્ષથી જુદાં જુદાં ત્રણ તડ કુસંપને લીધે પડી ગયાં હતાં. શ્રીજી મહારાજના અમૂલ્ય ઉપદેશથી સર્વ કલેશ દૂર થઇ ગયો અને ત્રણે તડવાલા એકત્ર થઇ ગયા. ચોમાસા માટે ઘણી આજીજીપુર્વક વિનતિ કરી, પરંતુ ઉદયપુરથી શ્રીમાન્ કોઠારીજી બલવંતસિંહજી સાહેબ [ ઉદયપુરના માજી દીવાન ] ચોમાસાની વિનતિ માટે જાતે પધાર્યા હતા અને ચોમાસું ઉદયપુરનું કરવા બહુ આગ્રહપૂર્વક અરજ કરેલી તેથી ભીલવાડા માટે સ્વીકાર ન થયો.

તત્પશ્ચાત્ શ્રીજી મહારાજ ચીતોડ પધાર્યા. ત્યાં પણ ઓશવાળોમાં બે તડ હતાં તે પૂજ્યશ્રીના સદુપદેશથી એક થઇ ગયાં. અહિં પણ શ્રીમાન્ કોઠારીજી સાહેબ દર્શનાર્થે પધાર્યા હતા અને ચીતોડના ઓશવાળોમાં ઐક્યતા કરાવવામાં તેમનો મુખ્ય હાથ હતો. મેશ્રી અને ઓશવાળો વચ્ચે કલહ હતો તે પણ પૂજ્યશ્રીના ઉપદેશથી દૂર થયો.

આ વર્ષે પૂજ્યશ્રીના ચાતુર્માસ માટે નયાનગર સંઘને પણ ઘણી અભિલાષા હતી તેથી નયાનગરના શ્રાવકોએ જાવદ વગેરે

સ્થળે શ્રીજીની સેવામાં ઉપસ્થિત થઇ અરજ કરી હતી અને તેમને કંઇક આશા પણ બંધાણી હતી, જ્યારે બીજી બાજુએ ઉદયપુર સંઘનું પણ સંપૂર્ણ આકર્ષણ હતું, અને ખુદ નામદાર મહારાજકુમાર સાહેબની પણ પૂજ્યશ્રીનું ચાતુર્માસ ઉદયપુર કરાવવા માટે પ્રબળ આકાંક્ષા હતી. શ્રીમાન્ મહારાજકુમાર સાહેબ ઘણાજ ધર્મપ્રેમી, ગુણગ્રાહી, તત્ત્વજીજ્ઞાસુ અને દયાળુ દિલના છે. ઉચ્ચ ભાવનાઓમાં એવા પ્રકારનું બળ રહ્યું છે કે તેમને ઉત્તમ વસ્તુઓનો યોગ અનાયાસે મળીજ જાય છે કંઇ ને કંઇ નિમિત્ત આવી મળે છે. ગયા ચોમાસામાં પૂજ્યશ્રી જ્યારે જયપુરમાં બિરાજતા હતા ત્યારે ઉદયપુરના એક સુયોગ્ય શ્રાવક શ્રીયુત કનૈયાલાલજી ચોધરી ના. મહારાણાશ્રીના અંગુછા તથા કમરબંધ છપાવવાને માટે જયપુર આવ્યા હતા; ત્યારે તેઓએ શ્રીજી મહારાજનાં દર્શન તથા વાણીશ્રવણનો લાભ લીધો અને સંવત્ ૧૯૭૪ના કારતક શુદ ૧૧ના રોજ તેઓ પાછા ઉદયપુર ગયા. અને શ્રીમાન્ મહારાજકુમાર સાહેબને સર્વ હકીકત નિવેદન કરી. પૂજ્યશ્રીના અમૃતમય ઉપદેશની યથાર્થ તારીફ કરી. ત્યારે મહારાજકુમાર સાહેબે ફરમાવ્યું કે આવતું ચોમાસું પૂજ્યશ્રીને અહિં કરવું કલ્પે છે કે નહિ? ઉત્તરમાં ચોધરીજીએ અરજ કરી કે, હા હજુર! કલ્પે છે. આ સાંભળી મહારાજકુમારે ચોધરીજીને કહ્યું કે ' તો તમે આગામી ચાતુર્માસ અહિં કરે તે માટે હમણાથીજ પૂરેપૂરી કોશીશ કરો.

આ ઉપરથી કાર્તિક વદ ૧ ના રોજ શ્રીમાન્ કોઠારીજી સાહેબની સમ્મતિપૂર્વક જયપુર પત્ર લખ્યો, પરંતુ જયપુરમાં પ્લેગ હોવાથી તેનો જવાબ બહુ મોડો આવ્યો. તત્પશ્ચાત્

ઉદયપુરમાં પ્લેગ હોવાથી બધા બહાર ગામ ચાલ્યા ગયા અને મહારાજકુમાર કમળગઢમાં બિરાજતા હતા.

ચૈત્રમાસમાં પૂજ્યશ્રી મનાસા બિરાજતા હતા ત્યાં પન્નાલાલજી રાવને વિનતિ કરવા માટે મોકલ્યા. પૂજ્યશ્રી જાવદ પધાર્યા ત્યાં પણ ઉદયપુરના ઘણા શ્રાવકો વિનતિ માટે આવ્યા તેમજ ઉદયપુરથી કોઠારી જી સાહેબ પણ આવ્યા અને અરજ કરી કે મહારાજ કુમારની પણ પ્રબળ આકાંક્ષા છે કે આવતું ચોમાસું ઉદયપુરમાં થાય તો ઘણું સારૂં. પણ પૂજ્યશ્રી તરફથી સ્વીકૃતિનો ઉત્તર મળ્યો નહિ ચૈત્ર શુદ ૧૧ના રોજ કોઠારીજી સાહેબ ઉદયપુર આવ્યા અને ચોધરીજી શ્રી કનૈયાલાલજીને જાવદ વિનતિ માટે મોકલ્યા. તેઓએ ઉદયપુર પધારવાથી મહાન્ ઉપકારો થવાનો સંભવ છે, એવી ખાત્રી આપી, અને શ્રીજી મહારાજ તરફથી કંઈક આશાજનક ઉત્તર મળ્યો. વૈશાખ શુદ ૩ના રોજ મહારાજકુમાર ઉદયપુર પધાર્યા. અને તેઓશ્રીના પૂછવાથી ઉપરની સર્વ હકીકત નિવેદન કરવામાં આવી. પૂજ્યશ્રી ચિતોડ પધાર્યા ત્યારે મહારાજ કુમાર સાહેબ ની આજ્ઞાથી શ્રીયુત કન્હૈયાલાલજી ચોધરી ચિતોડ વિનતિ માટે ગયા અને પુનઃ ભીલવાડે પણ ગયા હતા.

પૂજ્યશ્રી ભીલવાડે પધાર્યા ત્યારે ઉદયપુરથી ઘેરીલાલજી ખમેસરા, કેશુલાલજી તાકડીયા, પન્નાલાલજી ધરમાવત તથા નંદલાલજી મહેતા વગેરેએ ત્યાં જઇ પૂજ્યશ્રીને અરજ કરી કે ચાતુર્માસ નજીક આવે છે અને આપના પગમાં વ્યાધિ રહે છે, માટે આપ ઉદયપુર તરફ વિહાર કરો તો કૃપા. પરંતુ પૂજ્યશ્રીએ

ફરમાવ્યું કે નયાનગર શ્રાવકોને જાવદ મુકામે તેમની અરજ પરથી નયાનગર, શેષકાલ ફરસવા માટે મેં તેમને આશાજનક વચન આપેલ છે. અને મારા પગમાં તકલીફ થઇ ગઇ છે આવી સ્થિતિમાં બ્યાવર થઇ ઉદયપુર પહોંચવું મુશ્કેલ છે. આ ઉપરથી ઉદયપુરથી આવેલ ચારે ભાઇઓ બ્યાવર ગયા અને ત્યાંના સંઘને સર્વ હકીકત નિવેદન કરી. ત્યારે બ્યાવરના શ્રી સંઘે કહ્યું કે જો મહારાજ સાહેબનું ચાતુર્માસ બ્યાવર થવાનું ન હોય તો એટલું ચક્કર ખાઇ બ્યાવર પધારવાની તકલીફ તેઓ ન ઉઠાવે એજ સારૂં છે; કારણ તેમના પગમાં બહુ વ્યાધિ રહે છે.



પ્રકરણ ૪૩ મું.

# આર્યાજીનો આકર્ષક સંથારો.



અહિંથી વિહાર કરી પૂજ્યશ્રી જેઠ મહિનામાં સાદ્રમી પધાર્યા ત્યાં પૂજ્યશ્રીને ખબર મળ્યા કે રંગુજી આર્યાજીની સમ્પ્રદાયના સતીજીશ્રી રાજકુંવરજીએ ઉદયપુરમાં સંથારો કર્યો છે અને તેમને દર્શનની પૂર્ણ અભિલાષા છે, તેથી પૂજ્યશ્રીએ ઉદયપુર તરફ વિહાર કરી દીધો. અને સંવત ૧૯૭૪ના જેઠ વદ ૮ના રોજ ઉદયપુર શહેરની બહાર દિલ્હી દરવાજેથી નીકળી આગળ જતાં શ્રીમાન્ કોઠારીજી શ્રી બલવંતસિંહજી સાહેબની વાડી છે ત્યાં બિરાજ્યા.

વાડીમાં થોડીવાર વિશ્રામ લઈ શ્રીજી મહારાજ આર્યાજીને દર્શન આપવા માટે શહેરમાં જવા નીકળ્યા. વાડીની બહાર નીકળતાંજ હીરા નામનો એક ઉદયપુરનો ખાટકી ૧૩૧ બકરાને વધ કરવા માટે લઇ જતો હતો. પૂજ્યશ્રીની સાથે આ વખતે લાલા કેશરીલાલજી તથા મહેતા રતનલાલજી વગેરે હતા. રસ્તો સાંકડો અને બકરાઓની સંખ્યા અધિક હોવાથી પૂજ્યશ્રી રસ્તાની એક તરફ ઉભા રહી ગયા. આ વખતે પૂજ્યશ્રી પાસેથી પસાર થતા બધા બકરાઓ દીનતામય દ્રષ્ટિથી પૂજ્યશ્રી તરફ જોવા લાગ્યા કે જાણે કંઇ ફરીયાદ કરી દાદ મેળવવા માગતા હોય! કે અભયદાન અપાવવાની યાચના કરતા હોય! તેવો ભાસ આપતા હતા. તેમણે પેલા ખાટકીને પ્રશ્ન કર્યો, કે ' આ બકરાઓને

ક્યાં લઇ જઇશ.' ખાટકીએ ધ્રુજતાં ધ્રુજતાં જવાબ આપ્યો 'મહારાજ શું કરૂં. મારો એ રોજગાર છે તેથી મારવાને માટે લઇ જાઉં છું.' આ સાંભળી મહારાજનું હૃદય બહુજ કરૂણાર્દ્ર થયું અને શીશકારો નીકળી ગયો. લાલાજી કેશરીલાલજી જેવા ઇંગિયાગાર શ્રાવક તેમની પાસેજ ઉભા હતા તે પૂજ્યશ્રીની મુખ-મુદ્રા પરથી તેમના મનોગત ભાવને પામી ગયા અને મહેતા રતનલાલજીને કહ્યું કે આ તમામ બકરાઓને અભયદાન મળવું જોઇએ અને તેનો જે ખર્ચ થશે તે હું આપીશ. આ ઉપરથી શ્રીયુત રતનલાલજી મહેતાએ ખાટકીને રૂા. ૫૨૫ આપવા ઠરાવી બધા બકરાઓને અભયદાન અપાવ્યું અને બીજાઓનો આગ્રહ છતાં પોતે એકલાએજ કુલ રકમ આપી મહાન્ લાભ ઉઠાવ્યો. આ પ્રમાણે પૂજ્યશ્રીનું ઉદયપુર નગરમાં પધારવું થતાંજ ૧૩૧ પશુઓનાં પ્રાણ બચવા પામ્યાં.

તત્પશ્ચાત્ સતીજી રાજકુંવરજી કે જેઓએ જાવજીવનો સંથારો કરી દીધો હતો તેમની પાસે આવ્યા અને તબીઅતના ખબર પૂછ્યા. પૂજ્યશ્રીના દર્શનથી તેને પરમ ઉલ્લાસ થયો અને તેમણે કહ્યું આપના પધારવાથી હું કૃતાર્થ થઇ. આર્યાજીની સમતા અને ચઢતા પરિણામ જોઇ શ્રીજી મહારાજ પણ સાનંદા-શ્ચર્ય પામ્યા.

આર્યાજીનો સંથારો લાંબા દિવસ સુધી ચાલ્યો. પૂજ્યશ્રી પણ નિત્ય તેમને ધર્મામૃતનું પાન કરાવતા હતા. તેમની સેવામાં ૧૬ આર્યાજીઓ હતા. તેઓને નિરંતર શાસ્ત્રોની સજ્ઝાય કરવાનું સતીજી રાજકુંવરજી ફરમાવતાં હતાં અને પોતે બહુજ ધ્યાનપૂર્વક

સજ્ઝાય શ્રવણ કરતાં હતાં. તેમનો ઉપયોગ એટલો શુદ્ધ હતો કે કોઈ પણ આર્યાજી ઉચ્ચારમાં એક અક્ષરની પણ ભૂલ કરે તો તરત ભૂલ સુધારતાં હતાં.

એક દિવસ રાત્રિના સમયે ખૂબ વૃષ્ટિ થઈ. જે મકાનમાં સતીજીએ સંથારો કર્યો હતો તેની છતમાં પ્રથમથીજ ફાટ પડેલી હતી અને જ્યારે વર્ષા થતી ત્યારે તે મકાનમાં પાણી ભરાઈ જતું. આથી શ્રાવકોને રાત્રિભર ચિંતા રહી કે સતીજીને બહુ પરિશ્રમ પડતો હશે પરંતુ પ્રાતઃકાળમાં તપાસ કરતાં માલૂમ પડયું કે પાણીનું એક બિંદુ પણ છતમાંથી પડયું ન હતું.

સંથારો કર્યા પછી ૩૪મે દિવસે પૂજ્યશ્રી સતીજીને શાતા પૂછવા હમેશની માફક પધાર્યા અને તબીયતના સમાચાર પૂછયા ત્યારે ઉત્તરમાં સતીજી એક દોહરો બોલ્યાં કે:—

> મરનંસે જગ ડરત હૈ, મો મન બડા આનંદ,
> કબ મરસ્યા કબ ભેટસ્યા, પૂરણ પરમાનંદ.

અર્થાત્ જગ બધું મરવાથી ડરે છે, પણ મારે મન તો મોટો આનંદ છે કે કયારે મરીશું અને પૂરણ પરમાનંદને કયારે ભેટીશું. (પ્રાપ્ત કરીશું.)

દેશાવરથી હજારો લોક પૂજ્યશ્રીનાં તેમજ સતીજીનાં દર્શનાર્થે આવતા હતા, અને સતીજીનું અખૂટ ધૈર્ય જોઈ આનંદ પામતા હતા. દિવસે દિવસે તેમની કાન્તિ અને મનના પરિણામ વધતાજ રહ્યા. અંતસમય સુધી શુદ્ધિ રહી હતી. કોઇ વખતે મુખમાંથી એક પણ શબ્દ એવો નહોતો નીકળ્યો કે જેથી તેમની કાયરતા પ્રતીત થાય.

સંથારા દરમ્યાન શ્રીમાન્ કોઠારીજી સાહેબને સતીજીએ ફરમાવ્યું કે, શ્રી દરબારને અમુક જીવને અભયદાન આપવા અરજ કરજો. તદનુસાર શ્રીમાન્ મહારાણા સાહેબની સેવામાં કોઠારીજીએ અરજ કરી તો હજુરે ઘણીજ ખુશીથી તે અરજ મંજુર કરી. અને સંથારાની હકીકત કોઠારીજી પાસેથી સાંભળી તેઓશ્રીએ સતીજીની ઘણી તારીફ કરી.

સંથારો ૩૯ દિવસ ચાલ્યો. આષાઢ વદ ૧૦ના રોજ રાત્રિના નવ વાગતાને શુમારે સંથારો સીઝયો. તે વખતે એક મોટો તારો આકાશમાંથી ખર્યો, તે પરથી પૂજ્યશ્રીએ અનુમાન કર્યું અને પાસે બેઠેલ શ્રાવકો પ્રત્યે કહ્યું કે, સતીજીનો સંથારો વખતે સીઝયો હોય એમ લાગે છે. તત્પશ્ચાત્ થોડી મિનિટમાંજ સતીજીના સ્વર્ગગમનના ખબર મળ્યા.



## પ્રકરણ ૪૪ મું.

# રાજવંશીઓનો સત્સંગ.



ઉદયપુરના આ ચાતુર્માસમાં પણ પૂજ્યશ્રી પંચાયની નોહરામાં બિરાજતા હતા અને વ્યાખ્યાનમાં હજારો માણસો આવતાં હતાં. રાજ્યના અમલદારો, વૈષ્ણવો તથા મુસલમાનો વગેરે મોટી સંખ્યામાં આવતા હતા.

શ્રીમાન મહારાણા સાહેબના જ્યેષ્ટ ભ્રાતા બાબાજી સુરતસિંહજી સાહેબ ઘણીવાર પૂજ્યશ્રીનાં દર્શનાર્થે પધાર્યા હતા, અને તેમના સદુપદેશથી પૂર્ણ સંતુષ્ટ થઇ પૂજ્યશ્રીના પૂર્ણ ભક્ત બની ગયા હતા. બાબાજી સુરતસિંહજી સાહેબ એક ધર્માત્મા અને તેજસ્વી પુરૂષ છે. ઘણા વર્ષો સુધી તેઓએ અન્નનો પરિત્યાગ કર્યો હતો. કેવળ ફળ, દૂધ અને દૂધની બનેલી ચીજો પેંડા બરફી વગેરે ઉપર નિર્વાહ કરતા હતા. ઘણાં વર્ષથી તેઓ બ્રહ્મચર્યનું પાલન કરી રહ્યા છે. જીવદયા પ્રતિ તેમનું પૂર્ણ લક્ષ છે. ઘણાં વર્ષથી માંસમદિરાનો સર્વથા ત્યાગ કર્યો છે. એટલુંજ નહિ પણ શ્રીમાન્ કોઠારીજી, સાહેબ મારફત ઘણીવાર બકરાઓને અભયદાન અપાવે છે, અને એ રીતે જીવોને અભયદાન અપાવવામાં પોતાના દ્રવ્યનો સદ્વ્યય કરે છે. સંવત્સરીના દિવસે બાબાજી સુરતસિંહજી સાહેબે પૂજ્યશ્રી પ્રત્યે અરજ કરાવી કે આજ બડો ભારે સંવત્સરીનો દિવસ છે અને બાઇઓ ભાઇઓ બહુ મોટી સંખ્યામાં વ્યાખ્યાનમાં એકઠા થયા છે. જો

મનુષ્યદીઠ એક એક બકરાને અભયદાન આપવામા આવશે તો સેંકડો જીવોને અભયદાન મળશે એ પુણ્યાત્મા પુરૂષની હિતસલાહનો ઉદયપુરના શ્રાવકશ્રાવિકાઓએ તત્કાળ સ્વીકાર કર્યો અને શુમારે બેથી અઢી હજાર બકરાઓને અભયદાન આપવાનો પ્રબંધ થઇ ગયો. બાબાજી સાહેબ પણ સ્વર્ગે સીધાવ્યા છે પાછેના પૃષ્ટ પર તેઓશ્રીનું ચિત્ર આપવામા આવ્યું છે

ખેડલાના રાવજી સાહેબ શ્રીમાન્ નારસિંહજી સાહેબ પણ પૂજ્યશ્રીના દર્શનાર્થે પધાર્યા હતા

સંવત્ ૧૯૭૫ ના શ્રાવણ શુદ ૮ ના રોજ ઉદયપુરના નામદાર મહારાજકુમાર સાહેબ જેઓ પૂજ્યશ્રીની અપૂર્વતાથી વાકેફ હતા, તેમણે પૂજ્યશ્રીના દર્શન અને ઉપદેશની ઇચ્છા દર્શાવી ઉદયપુર રાજ્યના દાખલા મુજબ નામદાર મહારાણા સાહેબ કે ગાદીવારસ મહારાજકુમાર સમક્ષ બધાને ઉભા રહેવુ પડે છે. ખાસ હક્ક હોય તેજ બેસી શકે છે તો બધાને તકલીફ આપવા વ્યાખ્યાનમા ન પધારતા કોઇ ખાસ સ્થળે જ્યા થોડાજ મનુષ્યો હોય ત્યા મળવાની ગોઠવણ કરવા ઇચ્છા જાગી શ્રીમાન્ કોઠારીજી સાહેબે પૂજ્યશ્રીને અરજ કરી પૂજ્યશ્રીએ જવાબમા ફરમાવ્યુ કે તેઓશ્રીની પ્રબળ ઇચ્છા હોય તો હુ હમેશા સાજરે બહારની ભૂમિકા (થંડીલે) જાઉ છુ ત્યાથી વળતા વખતે જોગ બની જશે શુભેષુ શીઘ્રમ્ નામદાર મહારાજકુમાર તેજ દિવસે સાજરે સજ્જનવિલાસ બાગમા પધાર્યા અને પૂજ્યશ્રી પાછા ફરતા બાગના દરવાજા પાસેથી પસાર થતા, શ્રીમાન્ કોઠારીજી, વાબાઇ નંદલાલજી, શ્રીયુત ચોધરીજી વગેરેએ પૂજ્યશ્રીને બગી-

ગામાં પધારવા અરજ કરી અને પૂજ્યશ્રી ઉપકારનું કારણ જાણી તે બાગ મધ્યેના નવલખા મહેલ તરફ પધાર્યા, દૂરથી દેખતાંજ શ્રીમાન્ મહારાજકુમાર સાહેબ પગમાંથી બૂટ કાઢી, પૂજ્યશ્રી સમીપે એટલા આગળ આવી નમસ્કાર કરી મહારાજ સન્મુખ બિરાજ્યા. આ વખતે તેમની સાથે શ્રીમાન્ કોઠારીજી સાહેબ, લાલા કેશરીલાલજી સા. ફતેહકરણજી સા. ઉદયસિંહજી ચોહાણ, ધાબાઇ ચતુર્ભુજજી વગેરે રાજ્યકીય ગૃહસ્થો હતા. આ પ્રસંગે પૂજ્યશ્રીએ સમયોચિત સદુપદેશ આપતાં કહ્યું કે :—

" આપ સૂર્યવંશી છો. દિલીપ સરખા ગૌપાલક, હરિશ્ચંદ્ર સમા સત્યવાદી અને રામચંદ્રજી જેવા ધર્મધુરંધર મહાત્માઓએ જે વંશને પાવન કર્યો હતો તેજ વંશમા આપ ઉત્પન્ન થયા છો. અત્યારે તમે રામચંદ્રજીની ગાદી ઉપર છો; માટે તમારે ધર્મની રક્ષા પૂર્ણપણે કરવી જોઇએ જીવોની રક્ષા કરવી એ આપનો પરમધર્મ છે. જૈનધર્મ પ્રત્યે અને જૈન સાધુઓ પ્રત્યે તમે બહુ માનની લાગણીથી જુઓ છો, એ જોઇ મને ઘણો આનંદ થાય છે. આપના પૂર્વજો પણ જૈનધર્મ પ્રત્યે હમેશ સહાનુભૂતિ ધરાવતા આવ્યા છે. અને આપના પિતાશ્રી (વર્તમાન નરેશ ) દયાધર્મપ્રત્યે પૂર્ણ લાગણી ધરાવે છે. મહારાણા સાહેબનાં દયામય કાર્યોની મે ઘણી ઘણી વિગતો સાંભળી છે. તેમણે ધર્મની રક્ષા કરી સીસોદીયા કુલને દીપાવ્યું છે. આપ પણ તેમનાજ પગલે ચાલી ધર્મની રક્ષા કરશો. પૂર્વે ધર્મની રક્ષા કરવાથીજ મનુષ્યદેહ, ઉત્તમકુલ અને રાજવૈભવ મળ્યાં છે. હમણા મનુષ્યના રાજા છો પણ ધર્મની વિશેષ રક્ષા કરવાથી દેવોના રાજા

(ઇંદ્ર) પણ થઇ શકાય છે.'' એ વગેરે ઉપદેશાત્મક વાક્યો સાંભળતાં મહારાજકુમાર બહુજ પ્રસન્ન થયા, અને કૃતજ્ઞતા પ્રગટ કરી શંભુનિવાસ મહેલમાં પધાર્યા. બે ચાર દિવસ પછી મહારાજકુમાર સાહેબે ચોધરીજી કનૈયાલાલજીને કહ્યું કે "અબ મેં પરિંદે જનાવર નહિ મારૂં પાપ કર્મોંકા ફલ બિના ભુક્તે નહી છૂટતા" અર્થાત્ હવે હું પક્ષિઓને મારીશ નહિ. પાપકર્મોનાં ફલ ભોગવ્યા વિના છૂટકો નથી.

આશો શુદ ૧૧ ના રોજ મહારાજકુમારે પુનઃ પૂજ્યશ્રીના દર્શન અને વાર્તાલાપનો લાભ સજ્જનનિવાસ બાગમાં લીધો. કુમાર સાહેબ બાગમાં પધાર્યા હતા, તેમણે પૂજ્યશ્રીને દૂરથી જતાં દેખી કુંવર ગિરધારીસિંહજી [ કોઠારી સાહેબના પુત્ર ] ને પૂજ્યશ્રીની સામે મોકલ્યા અને બાગમાં પધારવા અરજ કરી. પૂજ્યશ્રી પધાર્યા એટલે પોતે મહેલમાંથી બહાર આવી દર્શન અને વાણીશ્રવણનો લાભ લીધો.

આ ચાતુર્માસ દરમ્યાન તપસ્વીજી શ્રી માંગીલાલજી તથા નંદલાલજી મહારાજે મોટી તપશ્ચર્યા કરી હતી. તેના ઉપલક્ષમાં શ્રીજી હજુરમા અરજ કરાવી એક દિવસ અગતો રખાવ્યો હતો અને ઉદયપુર સંઘે બડી જેલ તથા છોટી જેલના કેદીઓને મીઠાઇ પુરી વગેરે ખવરાવવા માટે મહારાણાશ્રીની મંજુરી લીધી. છોટી જેલના કેદીઓને મીઠાઇ ખવરાવવામા આવી, પરંતુ મોટી જેલના કેદીઓમાં જ્વરનો રોગ ચાલતો હોવાથી ત્યાંના સાહેબે ઇનકાર કર્યો, તેથી પુનઃ મહારાણા સાહેબની પરવાનગીથી છોટી જેલના કેદીઓને બીજીવાર મીઠાઇ ખવરાવવામા આવી.

મેવાડના ઓપિયમ એજન્ટ ટેલર સહેબ આ ચેમાસામા પણ પૂર્વવત્ આવતા હતા એક દિવસ તેઓ પોતાની સાથે બીજા એક અગ્રેજ મિત્રને પણ પૂજ્યશ્રી પાસે તેડતા આવ્યા તેઓ પૂજ્યશ્રીના પરિચયથી ઘણાજ પ્રસન્ન થયા અને પોતાની પાસે એક મેકેરીનની શીશી હતી તે મહારાજશ્રીને ઘણાજ પ્રેમભાવથી ભેટ કરવા લાગ્યા, અને કહ્યુ કે આમાથી થોડીક સાકર પાણીમા નાખવાથી ઘણુ પાણી મીઠુ થઇ જાય છે અને આ શીશી તમોને ઘણા દિવસ ચાલશે પછી મહારાજશ્રીએ સાધુઓના કઠિન નિયમોની હકીકત કહી સભળાવી કે અમારાથી ખાવા પીવાની કે કોઈ પણ ચીજ સાથે લાવેલી નીકારાય નહિ, એટલુજ નહિ પણ પ્રથમ પ્રહરના આણેલા આહાર પાણી ચોથે પહોરે અમારાથી ભોગવી શકાય નહિ આ બધી હકીકતો સાભળી બન્ને અગ્રેજો ચકિત થઇ ગયા અને શીશી મહારાજશ્રીના કામમા ન આવી તેથી તેઓ દિલગીર થયા તેઓએ કહ્યુ કે આપ શીશી ન લઇ શકો તો ખેર, પણ આ ચીજમા ગળપણનું કેટલુ બધુ તત્ત્વ છે તે તો જરા આપનું પાણી મગાવી તેમા થોડી આ ચીજ નાખીને પી જુઓ કે જેથી આપને ખાત્રી થાય મહારાજે એટલી માગણી પણ ન સ્વીકારી ત્યારે સાહેબે કહ્યુ કે અમે તમારા ઉપકારનો બદલો શી રીતે વાળી શકીએ ? મહારાજે કહ્યુ તમે કર્તવ્યપરાયણ થાઓ—દયા પાળો અને ધર્મ નિભાવો– એજ અમારે માટે મોટામા મોટુ લાભનું કારણ છે ટેલર સાહેબ ૧૯૭૧ના ચોમાસામા પણ પૂજ્યશ્રીની પાસે આવતા હતા સવત ૧૯૭૪મા પૂજ્યશ્રી ચિતોડ, શેખકાળ પધાર્યા ત્યા પણ તેઓ પૂજ્યશ્રી પાસે આવતા હતા.

ગુણગ્રાહી વિદેશીઓ જે સાત્વિક વૃત્તિના હોય છે તેઓ જેવું જુએ તેવું સત્ય બતાવવા અચકાતા નથી. ગુજરાત કાઠીઆવાડના અનુભવમા આવેલા અને પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં રાજકોટમા હાજર રહેતાં મીસીસ સ્ટીવનસન લખે છે કે—

"Their standard of literary (405 males and 40 females per 1000) is higher than that of any other community save the Parsis and they proudly boast that not in vain in their system are practical ethics wedded to Philosophical speculation, for their criminal record is magnificently white"

રાજ્યકર્ત્તા કોમ એમ કહે છે કે જૈનોના નિયમો અને તત્વજ્ઞાન-ફીલસુફી એવી છે કે-જૈન કોમ મગરૂબીથી છાતી ઠોકી શકે છે કે—**જૈનોનુ ગુન્હેગારાનું લીસ્ટ અજાયબી રીતે તદન કોરૂં જ છે. ગુન્હેગારોનાં લીષ્ટમાં જૈનોનું નામ ભાગ્યેજ દેખાય છે.**—આ પ્રમાણપત્ર ઓછુ આનંદદાયક નથી આ પ્રમાણપત્ર નિભાવવાની જવાબદારી જૈન મુનિરાજોપર છે. જેઓ અત્યારે શ્રી સઘ સ્ટીમરના કપ્તાનરૂપ ગણાય છે.

એક દિવસ બે મોટા બકરા પ્રેમા નામનો એક ખાટકી પંચાયતી નોહરા પાસેથી સરકારી સિંહાના ખોરાક માટે લઈને જતો હતો. એટલામા પૂજ્યશ્રી બહારની ભૂમિકામાથી આવતા હતા તે બન્ને બકરાના ઉપર પૂજ્યશ્રીની દ્રષ્ટિ પડી, એટલે પ્રેમા ખાટકીને કહ્યુ કે, એ જાનવર ન મરે તો ઠીક. તે ઉપરથી પ્રેમા બન્ને બકરાને લઈને નોહરા આગળજ ઉભો રહ્યો, શ્રાવકોને ખબર પડતાજ શ્રીયુત નદલાલજી મહેતાએ આવી પ્રેમાને કહ્યું કે આ રસ્તે બકરા લઇ જવાની મના છે, છતા તુ કેમ લાવ્યો?

સરકાર તરફથી બજારમાં તથા મહાજન અને બ્રાહ્મણોની વસ્તી-વાળા લતામાં કોઇ પણ મનુષ્યને બકરો મારવા માટે લઇ જવાની મના છે. આ ઉપરથી તે બંને બકરાને કસાઇ પાસેથી છોડાવી નગરશેઠને ત્યાં મોકલી આપ્યા. જે જે બકરા નગરશેઠને ત્યાં જાય તેના કાનમાં કડી નાખવામાં આવે છે. કડી પડયા પછી બકરાને કોઇ મારી શકતું નથી, તેથી તે બકરાને અમરો કર્યો એમ મેવાડની ભાષામાં બોલાય છે. આવી રીતે અમરા થયેલ બકરાઓની રક્ષાનો પ્રબંધ રાજ્ય તરફથી કરવામાં આવ્યો છે. શ્રીમાન્ મેદપાટેશ્વરે તે માટે જમીન, મકાન, માણસો અને ખર્ચ વગેરેનો ઉચિત પ્રબંધ કર્યો છે. મહારાણા સાહેબ એટલા બધા દયાળુ અને પ્રજાવત્સલ છે કે તેઓ પોતાના, કે પોતાના સંબંધીજનો અથવા રાજ્યના ગમે તેવા મોટા હોદ્દેદારો. તરફથી કાયદાનો અમલ બરાબર થાય તેની કાળજી.રાખે છે. એક વાર એક મોટા યુરોપીયન અમલદારના બે મોટા બકરા મહાજન લતામાં આવી ચડયા અને કાયદા અનુસાર નગરશેઠે તેના કાનમાં કડી નાંખી તેને અમર કર્યો, સાહેબે બકરા છોડાવવા ઘણા ધમપછાડા કર્યા. મહારાણા સાહેબને લખ્યું, પણ કાંઇ વળ્યું નહિ.



## પ્રકરણ ૪૫ મું.

# નવરાત્રિના પશુવધ બંધ કરાવ્યા.

ચાલુ ચોમાસામાં એક દિવસે પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં ઉદયપુર નજીક ખેરાદા નામનું ગામ છે, ત્યાંના કેટલાક શ્રાવકોએ આવીને અરજ કરી કે, અમારા ગામની નજીક બાઠરડા પટ્ટાનું ગામ મોહનપુરા છે, અને ત્યાં ચાર પાંચ વર્ષથી કારવેલીયા વાદી અને મદારી આદિ લોકો આવી વસ્યા છે. તેઓ ત્યાં સર્પ તથા ઘોયરા વગેરે જાનવરોને પકડે છે અને ત્યાં આગળ એક માતાજીનું સ્થાનક કર્યું છે ત્યાં આશો મહિનામાં નવરાત્રિના દિવસે તથા ચૈત્ર માહનાની નવરાત્રિ તથા ભાદરવા શુદ ૯ના રોજ માતાજી પાસે ૧૫ થી ૨૦ પાડા તથા ૪૦ થી ૪૫ બકરાનું પ્રતિવર્ષ બલિદાન છેલ્લા ચાર પાંચ વર્ષથી અપાવા લાગ્યું છે, તે બંધ થવાની જરૂર છે આ ઉપરથી પૂજ્યશ્રીએ કહ્યું પેરોકાર જીવદયા ( જીવદયાનો હિમાયતી ) અહિં છે કે નાહ ? તરતજ શ્રીયુત નંદલાલજી મહેતા ( પેરોકાર જીવદયા ) એ ઉભા થઇ અરજ કરી કે હાજર છું. પૂજ્યશ્રીએ ફરમાવ્યું એ પશુવધ બંધ થાય તો મહાન્ લાભ થાય તત્પશ્ચાત્ શ્રીયુત નંદલાલજી મહેતાએ શ્રીમાન્ મહારાણા સાહેબની ગણેશડ્યોઢી ઉપર જઇને દરખાસ્ત રજુ કરી. તે ઉપરથી મહેકમા ખાસની માર્ફત ગિરવા જીલ્લાના હકેમ ઉપર હુકમ ફરમાવવામાં આવ્યો કે ' જો એ બલિદાન નવેસરથીજ અપાવું શરૂ થયું હોય તો

બંધ કરવું ’ એ ઉપરથી માવલીના થાણદાર તથા ગીરવાના ગિરદાવરે માતાના સ્થાનક ઉપર જઇ તપાસ કર્યો અને બલિદાન નવેસરથી થતું હોવાની સાબીતી મળતા શ્રીમાન્ મેવાડાધીશ્વરના હુકમ અનુસાર વધ નહિ કરવા માટેનો મુચરકો ત્યના લોકો પાસે લખાવી લીધો અને જામીન પણ લીધા ત્યારથી માતાને પાડા બકરાનું બલિદાન અપાતુ બંધ થઇ ગયુ ચાતુર્માસ વીત્યા બાદ પૂજ્યશ્રી જ્યારે ખેરવાડે થઇને કાનોડ પધાર્યા, ત્યારે ખેરાદા વાલાએ અરજ કરી કે મહારાજ ! આપના પ્રતાપથી અને મહેતા નંદલાલજીના સુપ્રયાસથી પાડા બકરાનો વધ હમેશને માટે બંધ થઇ ગયો છે

શ્રીયુત મગીરાજજી સુરાણા તેમના પત્ની તથા કુટુંબ સહિત દર્શનાર્થે આવ્યા હતા ત્યાં તે બાઇના શરીરમાં એકાએક વ્યાધિ થઇ જતા બાઇની પ્રાર્થના પરથી શ્રીજી મહારાજે પ્રથમ તેવિહારો અને પછી ચઉવિહારો સંથારો કરાવ્યો હતો બાઇએ સંપૂર્ણ શુદ્ધિમા આલોવણ પ્રાયશ્ચિત કર્યું બે દિવસ સંથારો રહ્યો અને આસો શુદ ૧૫ ના રોજ તેમનો સ્વર્ગવાસ થયો વાચકોને યાદ હશે કે, આ બાઇએ લઘુવયથી જ બ્રહ્મચર્યવ્રત ચાર સ્કંધ શુમારે ૪૫ વર્ષ ઉપર અંગીકાર કર્યા હતા અને તેમના પતિએ પણ ૩૦ વર્ષની ઉમરમા સજોડે બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું હતુ આ બાઇ તે પૂજ્યશ્રીની સંસારપક્ષે ભાણેજી તથા ચાંદકુંવરબાઇની પૌત્રી થાય ધાર્મિક સંસ્કારનો રૂપ વારસામાં ઉત્તરોત્તર કેવી ઉતરે છે તેનું આ એક દૃષ્ટાન્ત છે

ચિતોડ જીલ્લાના ગામ પૈ ાના સુશ્રાવક ગંગમલજી ગોડ રી પૂજ્યશ્રીના દર્શનાર્થે ઉદયપુર આવતા પૂજ્યશ્રીના સદુપદેશથી

તેમના હૃદયમાં પરિગ્રહપરથી મૂર્છાભાવ કંઈક અંશે ઓછો કરવાની અભિલાષા ઉત્પન્ન થઇ, તેમણે તેજ વખતે રૂપિયા ૧૦૦૦૦ દશ હજારનો પરમાર્થ કાર્યમાં વ્યય કરવાનો નિશ્ચય કર્યો અને વ્યાખ્યાનની પરિષદા વચ્ચે નંદલાલજી મહેતા દ્વારા જાહેર કર્યું કે "રૂા. ૫૦૦૦ ઉદયપુર પાઠશાળા વગેરે શુભ કાર્યમાં વાપરવા તથા રૂા. ૫૦૦૦ અકાલપીડિત સ્વધર્મીઓને સહાયતા દેવામાં હું અર્પણ કરૂં છું." આ ઉપરાંત તેમણે રૂા. ૧૨૪૧નું એક ખત પણ ઉદયપુર સંઘને અર્પણ કર્યું હતું.

ચાતુર્માસ પૂર્ણ થયે ઉદયપુરમાં ધર્મનો પૂર્ણપણે ઉદય કરીને પૂજ્યશ્રીએ ત્યાંથી વિહાર કર્યો, તેઓ આએડ થઈને ગુરડી પધાર્યા; જે ઉદયપુરથી નવ માઇલ દૂર છે. ગુરડીની સીમમાં પૂજ્યશ્રી પધારતા હતા તેવામાં ઉદયપુરનો માણા મોતી નામનો એક ખાટકી ૫૪ બકરા લઇને મારવા માટે ઉદયપુર આવતો હતો. આ વખતે પૂજ્યશ્રી ગુરડીની સીમમાં એક આમ્રવૃક્ષ નીચે બિરાજ્યા હતા. તમામ બકરા પૂજ્યશ્રીથી ત્રણ ચાર હાથ દૂર તે આમ્રવૃક્ષની છાયા નીચે બેસી ગયા. તે વખત પૂજ્યશ્રીની સાથે ઉદયપુરના શ્રાવક નંદલાલજી મહેતા, શ્રીયુત પ્યારચંદજી વરડીયા તથા શ્રીયુત કનૈયાલાલજી વરડીયા તથા ગુરડીના પણ શ્રાવકો હતા. પૂજ્યશ્રીએ માણા ખાટકીને એક હૃદયભેદક લાવણી સંભળાવી તથા અસરકારક ઉપદેશ આપ્યો; તથી ખાટકીએ કહ્યું કે મને મુદ્દલ રકમ મળે તો હું તમામ બકરા મહાજનને સોંપી દઉં મારી પાસે રસીદ છે. તત્કાળ ખડકીઓન દાડી દેવામાં આવ્યા. અને ગુરડી પાંજરાપોળ કે જે ઉદયપુરના કોઠા-

રીજી શ્રીબલવંતસિંહજી સાહેબના પ્રયાસથી ચાલે છે તેમાં મૂકવામાં આવ્યા.

સંવત્ ૧૯૭૪નું ચાતુર્માસ પૂર્ણ કરી પૂજ્યશ્રી કાનોડ માગશર મહિનામાં પધાર્યા. શુમારે ૧૦૦ ખંધ થયા, ઘણા અન્યદર્શની ભાઇઓ સુલભબોધી થયા અને તે પૈકી કેટલાકોએ જૈનધર્મ અંગીકાર કર્યો.

ત્યાંથી વિહાર કરી પૂજ્યશ્રી બડીસાદડી પધાર્યા, આ વખતે બડી સાદડીમાં જૈનો અને વહોરાઓ વચ્ચે ઘણો કુસંપ ચાલતો હતો. વહોરા લોકો તરફથી જીવહિંસાને મળતું ઉત્તેજન એ આ કુસંપવૃક્ષનું બીજ હતું. વાત એટલે દરજ્જે આવી પહોંચી હતી કે, સાદડીના વહોરા લોકો સાથે ત્યાંના મહાજને લ્હેણુ દેણુ, વ્યાપાર વગેરે સર્વ વ્યવહાર બંધ કરી દીધો હતો. શ્રીમાન્ આચાર્યશ્રીનું સાદડીમાં પધારવું થતાં આ કુસંપ નાબુદ કરી પરસ્પર ભ્રાતૃભાવ વધારવા માટે તેઓશ્રીએ સતત ઉપદેશ આપવા માંડયો, અને તેનું શુભ પરિણામ સત્વર આવ્યું અને નીચેની શરતે વહોરા લોકો સાથે સમાધાન થયું.

૧. સાદડીના તળાવમાં કોઇએ માછલાં પકડવાં કે મારવાં નહિ.

૨. દરેક એકાદશી તથા અમાવાસ્યાના રોજ જીવહિંસા કરવી નહિં.

૩. શ્રાવણ, ભાદ્રપદ. વૈશાખ તથા અધિક માસમાં કોઇ પણ દિવસે જીવહિંસા ન કરવી.

## પ્રકરણ ૪૬ મું.

# સુયોગ્ય યુવરાજ.



ચાલુ સાલમાં 'ઇન્ફલુએન્ઝા' નામનો ભયંકર રોગ સમસ્ત ભારતમાં ફેલાયો હતો. ઉદયપુર શહેર પર પણ આશ્વિન માસમાં તેણે ભયંકર આક્રમણ શરૂ કર્યું. એ દુષ્ટ રોગે પૂજ્યશ્રીને પણ પોતાના પંજામાં લીધા. આવા સખત જ્વરમાં પણ શ્રીજી મહારાજ નિત્યનિયમ શુદ્ધોપયોગ પૂર્વક કરતા અને સમભાવે વેદના સહતા હતા. થોડાજ દિવસમાં આરામ તો થયો, પરંતુ વ્યાધિના દિવસોમાંજ શ્રીજીએ ઔદારિક શરીરનો ક્ષણભંગુર સ્વભાવ જાણી પૂર્વજોની કીર્તિ કાયમ રાખવા સમ્પ્રદાયની સુવ્યવસ્થા અને સમુન્નતિ માટે ન્યાયવિશારદ પંડિતરત્ન શ્રીજવાહિરલાલજી મહારાજને સર્વથા સુયોગ્ય જાણી તેમને સમ્પ્રદાયનો ભાર સોંપવાનો નિશ્ચય કર્યો અને પોતાનો એ નિશ્ચય ઉદયપુર સંઘના આગેવાન શ્રાવકો તેમજ રતલામ આદિ અનેક શહેર તથા ગામના આગેવાનો કે જેઓ પૂજ્યશ્રીનાં દર્શનાર્થે ઉદયપુર આવ્યા હતા તેમને કહી સંભળાવ્યો. સર્વેએ અત્યાનંદપૂર્વક પૂજ્યશ્રીના એ સુવિચારને વધાવી લીધો; કારણકે શ્રીમાન જવાહિરલાલજી મહારાજે જ્ઞાનમાં, ચારિત્રમાં, વક્તૃત્વશક્તિમાં અને અણગારપદને દીપાવે એવા ઉત્તમોત્તમ ગુણોમાં એટલી તો અસાધારણ ઉન્નતિ કરી છે કે એમની કક્ષામાં મૂકી શકાય એવા સાધુ વર્તમાન સમયે બહુ જુજ છે. આચાર્યપદને શોભાવે તેવા સર્વ ગુણો

તેમનામાં વિદ્યમાન છે. દક્ષિણ અને મહારાષ્ટ્રમાં તેમણે જૈન ધર્મનો વિજયધ્વજ ફરકાવ્યો છે. ત્યાંના જૈન અને જૈનેતર લોકો તેમને જૈનોના દયાનંદ સરસ્વતી કહે છે. સ્વ. લોકમાન્ય તિલકે તેઓશ્રીની અસાધારણ જ્ઞાનસંપત્તિ અને અદ્વિતીય વાક્ચાતુર્યની મુક્તકંઠે પ્રશંસા કરી હતી અને પોતાના રચેલા ગીતારહસ્યના પુસ્તકમાં જૈનધર્મના વિષયમાં કરેલા ઉલ્લેખમાં તેમની સૂચનાનુસાર સુધારો વધારો કરવા ઇચ્છા દર્શાવી હતી. આવા પુરૂષ પૂજ્યશ્રીના ઉત્તરાધિકારી થાય તો શ્રીમાન્ હુકમીચંદજી મહારાજના સમ્પ્રદાયની જાહોજલાલી જળવાઇ રહે એ દેખીતુંજ છે. આથી સર્વની સમ્મતિપૂર્વક પૂજ્યશ્રીએ સંવત્ ૧૯૭૫ નાકાર્તિક શુદ ૨ના રોજ વ્યાખ્યાનમાં શ્રીમાન્ જવાહિરલાલજી મહારાજને યુવાચાર્ય પદ પર નિયુક્ત કર્યાનું જાહેર કર્યું. આથી શ્રીસંઘમાં આનંદોત્સવ છાઇ રહ્યો. આ ખબર ઉદયપુર સંઘે ડેપ્યુટેશનદ્વારા પંડિતપ્રવર શ્રીજવાહિરલાલજી મહારાજને પહોંચાડયા અને પછેડીની ક્રિયા તપસ્વી સ્થવિર મુનિશ્રી મોતીલાલજી મહારાજના મુબારક હાથે કરવાનું આચાર્યશ્રીએ ફરમાવ્યું. જવાહિરલાલજી મહારાજ આ વખતે દક્ષિણમાં બિરાજતા હતા. તેમને આ ખબર પહોંચતાં તેઓશ્રીએ પૂજ્યશ્રીથી વિખૂટા પડયાને ઘણો સમય વ્યતીત થયો હોવાથી પૂજ્યશ્રીના દર્શનનો લાભ લઇ તેમના કરકમળથી પછેડી ધારણ કરવાની ઇચ્છા દર્શાવી. ચાતુર્માસ પૂર્ણ થયે તેઓશ્રીએ દક્ષિણમાંથી માળવા તરફ વિહાર કર્યો અને આચાર્યશ્રી પણ મેવાડમાંથી માળવા તરફ પધાર્યા. રતલામમાં બન્ને મહાપુરૂષોનો સમાગમ થયો અને ત્યા સંવત્ ૧૯૭૫ના ફાગણ વદી ૯ના દિવસે પૂજ્યશ્રીએ પોતાના કરકમળથી પંડિતશ્રી

જવાહિરલાલજી મહારાજને યુવાચાર્ય પદ પર ચતુર્વિધ સંઘની સમ્મતિપૂર્વક નિયુક્ત કર્યા અને પોતાના મુબારક હાથથી પછેડી ધારણ કરાવી. આ અલભ્ય પ્રસંગનો લાભ લેવા બહાર ગામના ઘણાક ભાવિક શ્રાવકો ઉત્સુક હતા. રતલામ સંઘે ભારતવર્ષના દરેકે દરેક મુખ્ય શહેરોમાં ખબર આપ્યા હતા. આ ઉપરથી સંખ્યાબંધ શ્રાવક શ્રાવિકાઓ ઉપસ્થિત થયા હતા.

પંચેડથી ઠાકોરશ્રી ચેનસિંહજી વગેરે પધાર્યા હતા. લેખકે પોતાની જીંદગીમાં આવો ઉત્સવ જોયો નથી. તીર્થંકરોના સમોસરણની ઝાંખી જેવો ભવ્ય દેખાવ હતો. આ પ્રસંગપર ઘણું લખી શકાય એમ છે, પરંતુ લંબાણના ભયથી કોન્ફરન્સ પ્રકાશમાં છપાયેલો હેવાલજ અત્રે ઉતારી લઉં છું.



## પ્રકરણ ૪૭ મું.

# રતલામમાં શ્રીમાન પંડિત રત્ન શ્રી શ્રી ૧૦૦૮ શ્રીજવાહિરલાલજી મહારાજ સાહેબને યુવાચાર્ય પદની ચદર ઓઢાડવાનો

# મહોત્સવ.



## હિંદના દરેક પ્રાંતોમાંથી શુમારે ૨૦૦ ગામનાં લગભગ સાત આઠ હજાર મનુષ્યોનું અપૂર્વ સમ્મેલન.



શ્રીમાન મહાપ્રતાપી મહારાજાધિરાજ શ્રી શ્રી ૧૦૦૮ શ્રી શ્રી હુકમીચંદજી મહારાજના સમ્પ્રદાયના વર્તમાન જૈનાચાર્ય શ્રીમાન્ ગચ્છાધિપતિ મહારાજાધિરાજ શ્રી શ્રી ૧૦૦૮ શ્રી સિરેલાલજી મહારાજ સાહેબે ઉદયપુરમાં ગત ચાતુર્માસ દરમ્યાન પોતાના શરીરમા વ્યાધિ વગેરે અનેક શારીરિક કારણોથી પરમ્પરાની રીતિ અનુસાર સમ્પ્રદાયના ગૌરવનું સંરક્ષણ કરવાને તથા મુનિ મહારાજોની સારસંભાળ કરવાને તથા તેમને જ્ઞાન, દર્શન, ચારિત્ર્યાદિ ગુણોની વૃદ્ધિમા સહાયતા દેવા ઈત્યાદિ સમ્પ્રદાયરૂપ કલ્પવૃક્ષને યથાવત્ કાયમ રાખવાના આશયથી મહારાષ્ટ્ર દેશમાં વિચરતા , મજકુર સમ્પ્રદાસના જાતિકુલસંપન્ન વિદ્વદ્રત્ન પંડિત શિરોમણિ મુનિ મહારાજ શ્રી શ્રી ૧૦૦૮ શ્રી

જવાહિરલાલજી મહારાજને સર્વ પ્રકારે યોગ્ય જાણી સંવત્ ૧૯૭૫ ના કારતક શુદ ૨ ના રોજ ઉદયપુરના સર્વ સંઘ સમક્ષ સંપ્રદાયના યુવાચાર્ય તરીકે જાહેર કરવામાં આવ્યા હતા. તેની ચાદર-પછેડી ઓઢાડવા માટે (શ્રીમાન્ મહારાજ સાહેબના પૂર્વજોએ પણ એવાં મહત્કાર્યોને માટે રતલામનેજ યોગ્ય સમજી માન આપ્યું હતું તદનુસાર) શ્રીમાન્ પૂજ્ય મહારાજ સાહેબે પણ રતલામમાં પધારવાની કૃપા કરી અને શ્રીમાન્ યુવાચાર્યજી મહારાજને પણ ઉદયપુર સંઘના આગેવાનોએ તથા રતલામ સંઘના નેતા શ્રીયુત શેઠ બરધભાણજી સાહેબ પીતલીયાએ તથા શ્રીયુત બાદરમલજી સાહેબ બાંઠીયા ભીનાસરવાળાએ શહેર મીરી (જીલ્લા અહમદનગર) માં જઇને માલવ દેશ તરફ પધારવાની અરજ કરી, તદનુસાર શ્રીમાન્ યુવાચાર્ય મહારાજે દક્ષિણ દેશના અનેક ગામોના સંઘની પછેડીનો ઉત્સવ દક્ષિણ દેશમાં કરવાની મહતી આકાંક્ષા છતાં પણ શ્રીમાન્ આચાર્ય મહારાજ સાહેબના દર્શનની અભિલાષાથી તથા શ્રીમાન્ આચાર્ય મહારાજના કરકમળથીજ આ અક્ષિસ લેવાના હેતુથી ઘણા પરિશ્રમપૂર્વક ઉગ્ર વિહાર કરીને રતલામ પધારવાની કૃપા કરી. શ્રીમાન્ આચાર્ય મહારાજ સાહેબે ફાગણ શુદ ૫ ગુરૂવારના રોજ અને શ્રીમાન્ સ્થવિર મહાત્મા તપસ્વીજી શ્રી મોતીલાલજી મહારાજે તથા શ્રીમાન્ યુવાચાર્ય મહારાજે ફાગણ શુદ ૧૦ મંગળવારે રતલામ શહેરને પાવન કર્યું. જેમને સત્કારવા તથા ભકિતભાવ પ્રગટ કરવા માટે રતલામ સંઘે સર્વ શ્રાવક શ્રાવિકા તથા અન્ય ધર્મના પણ ઘણાએક પ્રેમી બન્ધુ ઘણે દૂર દૂર જઇને ભકિતપૂર્વક રતલામ શહેરમાં લાવ્યા, એ મહાપુરૂષોના આગમનનો

દેખાવ પણ ભવ્ય તથા ચિત્તાકર્ષક હતો. શ્રીમાન્ ઉભય મહા-
પુરૂષોના પધારવા બાદ યુવાચાર્ય પદની પછેડી એનાયત કરવાનો
શુભ પ્રસંગ ફાગણ વદ ૯ ને બુધવાર તા. ૨૬-૩-૧૯નો નિયત
કરવામાં આવ્યો. અહિં લખવાની આવશ્યકતા છે કે, શ્રીમાન્
આચાર્ય મહારાજના કરકમળથી શ્રીમાન યુવાચાર્ય મહારાજને
ચાદર રતલામમાં બક્ષીસ થશે. એવી ખબર હિન્દના દરેક વિભા-
ગોમાં ફેલાઈ જવાથી અનેક દેશવાસી બંધુઓએ ઉભય મહા-
પુરૂષોનાં એકજ સાથે દર્શન કરવા તથા આ અપૂર્વ પ્રસંગનો
લાભ લેવા માટે રતલામવાસીઓને વારંવાર આગ્રહ કર્યો હતો
કે, યુવાચાર્ય પદ મહોત્સવના શુભ પ્રસંગનો લાભ લેવાથી અમે
વંચિત ન રહેવા પામીએ, માટે અમને અવશ્ય ખબર મળવી
જોઇએ. આ ઉપરથી રતલામ સંઘ તરફથી સાધારણ રીતે કાર્ડ
તથા ચીઠી દ્વારા હિન્દના પ્રત્યેક વિભાગોમાં આમંત્રણ કરવામાં
આવ્યું હતું, જેને માન આપીને હિન્દના દરેક વિભાગમાંથી
શુમારે ૨૦૦ ગામોના હજારો શ્રાવક શ્રાવિકાઓએ તથા અનેક
પ્રતિષ્ઠિત આગેવાનોએ અહિં પધારી રતલામની અલૌકિક શોભામાં
અભિવૃદ્ધિ કરી તેમના ઉતારા તથા ભોજનને માટે રતલામના
શ્રાવકો તરફથી ઉચિત પ્રબંધ કરવામાં આવ્યો. કેટલાક અતિ
ઉત્સાહી બંધુઓ તો શ્રીમાન્ મહામુનિઓના પધારવાના ખબર
મળતાંજ આ શુભ પ્રસંગનો દિવસ નિયત થઇને ખબર પહોંચવા
પહેલાંજ પધાર્યા હતા. મુંબઇ સંઘના ખાસ નેતા તથા હૈદરાબાદ
નિવાસી લાલા સુખદેવસહાયજીના સુપુત્ર શેઠ જવાલાપ્રસાદજી
વગેરે ઘણાક શ્રાવક પધાર્યા હતા, પરંતુ સાંસારિક અનેક કારણવશ
રોકાવાની મરજી ઉત્કંઠા હોવા છતાં પણ અધિક દિવસનો અવકાશ

ન હોવાથી આ મહત્કાર્યમાં પોતાની ખુશાલી જાહેર કરી પાછા ગયા. ફાગણ વદ ૫ ના દિવસથી ઘણા શ્રાવક શ્રાવિકાઓનો સમુહ અહિં આવવા લાગ્યા, અને ફાગણ વદ ૯ સુધીમાં હજારો શ્રાવક શ્રાવિકા ઉપસ્થિત થઇ ગયા. આ મહત્કાર્ય ભારતવર્ષના સર્વ સંઘની સમ્મતિથી રીતિસર થવું આવશ્યક સમજીને ફાગણ વદ ૮ ને મંગળવાર તા. ૨૫-૩-૧૯ ના રોજ રાત્રિના આઠ બજે હનુમાન રૂંડીના ભવ્ય મેદાનમાં દરેક ગામેથી પધારેલા શ્રાવકોના મુખ્ય મુખ્ય પ્રતિનિધિઓ તથા રતલામ સંઘના પ્રતિનિધિઓની એક સમસ્ત સંઘ સભા એકત્રિત કરવામાં આવી, અને નવમીની પ્રાત:કાળે થવાના મહત્કાર્યનો પ્રોગ્રામ નક્કી કરવામાં આવ્યો તથા આવશ્યક અનેક કાર્યોનો નિકાલ કરીને અત્યુપયોગી ઠરાવ કરવામાં આવ્યા.

તા. ૨૬ માર્ચ સને ૧૯૧૯ મિતિ ફાગણ વદ ૯ ને બુધવારના રોજ પ્રાત:કાળના છ બજેથી શ્રીમાન્ આચાર્ય મહારાજ બિરાજતા હતા તે સ્થાનમાં હજારો શ્રાવક શ્રાવિકાઓની મેદની પચરંગી નાનાવિધ પોષાકોથી બહુ તેજથી ચમકવા લાગી. આ છટાનું દ્રશ્ય અપૂર્વ હતું. શ્રીમાન પૂજ્ય મહારાજ સાહેબના પધારવાના દિવસથીજ શ્રાવક શ્રાવિકાઓનો તે ભવ્ય મકાનના કમ્પાઉન્ડમાં સમાવેશ ન થઇ શકવાથી સડકના જાહેર રસ્તા ઉપર શમિયાના (તંબુ) બાંધવામા આવ્યો હતો, તથા નીચે તખત બિછાવવામાં આવ્યાં હતાં, પરંતુ એટલામાં પણ એટલાં હજારો મનુષ્યોનો સમાવેશ શી રીતે થઇ શકે? આથી શમિયાનો ફરીથી વધારે મોટો કરવામાં આવ્યો તથા આસપાસનાં અને સામેની

બાજુનાં પાંચ પાંચ સાત સાત મકાનોના ચબુતરા પર તથા સડક પર લોકોની અત્યંત ભીડ થઇ ગઇ.

આ પ્રસંગે શ્રીમાન્ પંચેડ (જીલ્લા રતલામ) ઠાકુર સાહેબ શ્રી ચેનસિંહજી સાહેબ કે જેઓ રતલામ નરેશના મુખ્ય સરદાર છે, તેઓ આ જલસાને સુશોભિત કરવાને માટેજ પંચેડથી અહિં પધાર્યા હતા. તદુપરાંત શહેરના અન્ય અગ્રેસરો પણ પધાર્યા હતા. શુમારે આઠ બજે શ્રીમાન્ આચાર્ય મહારાજ તખ્ત ઉપર બિરાજમાન થયા. ઉપસ્થિત સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, ચતુર્વિધ સંઘ તથા અન્ય સભાજનોએ ઉભા થઇને ભક્તિપૂર્વક સત્કાર કર્યો અને વંદણા કરી જયજીનેંદ્રની ધ્વનિ કરતા કરતા યથાયોગ્ય સ્થાનપર બેસી ગયા. તત્પશ્ચાત્ શ્રીમાન્ આચાર્ય મહારાજે પ્રભુપ્રાર્થના આદિ મંગલાચરણ ફરમાવી શ્રી નંદીજી સૂત્રની સજ્ઝાય ફરમાવી પછી થોડો સમય સમયોચિત વિવેચન ફરમાવ્યું. તદનંતર શ્રી યુવાચાર્યજી મહારાજને કેટલીક અત્યુપયોગી સૂચના કરીને પોતાના શરીર પર ધારણ કરેલી નિજ'પછેડી (ચાદર) ને ચતુર્વિધ સંઘ સમક્ષ "જયજીનેંદ્ર" "આચાર્ય મહારાજની જય" "યુવાચાર્ય મહારાજની જય" "જૈન શાસનની જય" ઇત્યાદિ અનેક હર્ષનાદ ગર્જના વચ્ચે ઉપસ્થિત સર્વ મુનિ મહારાજોએ ચાદરને હાથ લગાડી ધારણ કરાવી. નિઃસંદેહ આ વખતનો દેખાવ અલૌકિક હતો. તેને કોઇ પ્રકારે વર્ણવાને માટે અમારી પાસે શબ્દો નથી. ઉક્ત ચાદર ધારણ કરીને શ્રીમાન યુવાચાર્યજી મહારાજે શ્રીમાન આચાર્ય મહારાજ સાહેબને તથા શ્રીમાન સ્થવિર મુનિશ્રી મોતીલાલજી મહા-

રાજને યથાવિધિ ઉઠ બેસની વંદના કરી. તત્પશ્ચાત્ સર્વ મુનિમહારાજોએ યુવાચાર્ય મહારાજને યથાવિધિ ઉભા થઇ વંદન કર્યું. તે પછી ઉપસ્થિત શુમારે ૭૫૮૦ મહાસતીજીઓએ યથાવિધિ ઉઠ બેસની વંદણા કરી. બાદ શ્રાવક શ્રાવિકાઓએ વદન કર્યું. ઉક્ત વંદનાદિ ક્રિયા સમાપ્ત થયા બાદ શ્રીમાન્ યુવાચાર્ય મહારાજ નીચેની પાટ પરથી ઉઠી શ્રીમાન્ આચાર્ય મહારાજની પાસે આસનારૂઢ થયા. શ્રીમાન્ મુનિ હરખચંદજી મહારાજ સાહેબે ઉઠીને સર્વ મુનિ મહારાજોના તરફથી ઉક્ત કાર્યને માટે પોતાનો સતોષ પ્રદર્શિત કરીને શ્રીમાન્ આચાર્ય મહારાજની પેઠે યુવાચાર્ય મહારાજની આજ્ઞાનુ પાલન કરવાનો સ્વીકાર કર્યો.

તેને મુનિશ્રી હીરાલાલજી મહારાજે અનુમોદન આપ્યું. તત્પશ્ચાત્ ભારતવર્ષીય સમસ્ત સઘની તરફથી નિમ્નલિખિત મહાશયોએ પોતાનો સતોષ પ્રદર્શિત કરવા સાથે અનુમોદન આપ્યું.

(૧) શ્રીયુત ઉદયપુર નગરશેઠજી નદલાલજી તરફથી
  શ્રીયુત લાલાજી સાહેબ કેશરીલાલજી (ઉદયપુર).
(૨) શ્રીયુત શેઠ ચદનમલજી પીતલીયા, અહમદનગર.
(૩) શ્રીયુત ઝવેરી શેઠ ચુનીલાલજી સંકલેચા, જયપુર.
(૪) શ્રીયુત શેઠ બરધભાણજી પીતલીયા, રતલામ.
(૫) શ્રીયુત શેઠ પન્નાલાલજી કાંકરીયા, નયાનગર.
(૬) શ્રીયુત માસ્તર પોપટલાલ કેવળચંદ, રાજકોટ.
(૭) શ્રીયુત પ્રતાપમલજી બાઠીયા, બીકાનેર.
(૮) શ્રીયુત કુલચંદજી કોઠારી, ભોપાલ.

(૯) શ્રીયુત નંદલાલજી મહેતા, ઉદયપુર.
(૧૦) શ્રીયુત કુંવર ગાઢમલજી સાહેબ લોઢા, અજમેર,

તત્પશ્ચાત્ ભંડારી કેશરીચંદજી સાહેબે ( દેવાસ ) બહાર દેશાવરના કેટલાક આગેવાને કે જેઓ અનિવાર્ય કારણથી પધારી શકયા ન હતા. તેમના તારો અને પત્રો વાચી સંભળાવ્યા તે અહિં સવિસ્તર નહિં લખતાં ફકત નામ માત્ર જાહેર કરવામાં આવે છે.

(૧) શ્રીયુત જનરલસેક્રેટરી શેઠ બાલમુકુંદજી સાહેબ, સતારા.
(૨) શ્રીયુત વાડીલાલ મોતીલાલ શાહ, મુંબઇ.
(૩) શ્રીયુત કામદાર સુજાનમલજી સાહેબ બાંઠીયા, પ્રતાપગઢ.
(૪) રાજેશ્રી કોઠારીજી સાહેબ શ્રીબલવંતસિંહજી સાહેબ, પ્રધાન રિયાસત ઉદયપુર (મેવાડ).
(૫) રાજેશ્રી જમશેદજી રૂસ્તમજી ચીફ સેક્રેટરી સાહેબ, રિયાસત જાવરા (માળવા).
(૬) શ્રીયુત કુંદનમલજી ફીરોદીયા બી. એ. એલ.એલ. બી., (અહમદનગર).
(૭) શ્રીયુત શેઠ બચ્છરાજજી રૂપચંદજી પાંચોરા, (ખાનદેશ)
(૮) શ્રીયુત શેઠ રતનલાલજી દોલતરામજી બાગલી (ખાનદેશ)
(૯) શ્રીયુત પરમાનંદજી વકીલ બી. એ. કસૂર [પંજાબ.]

આ સિવાય બીજા પણ ઘણાક ગૃહસ્થો તરફથી અનુમોદન પત્ર આવ્યા હતા, એ સર્વપત્રોમાં મુખ્ય આશય આ કાર્યમાં અત્યંત હર્ષપૂર્વક અનુમોદન તથા મુબારકબાદી આપવા ઉપરાંત

પોતે હાજરી નહિં આપી શકયા તે માટે દિલગીરી દર્શાવવામાં આવી હતી.

પશ્ચાત્ યુવાચાર્યજી મહારાજે ઉકત પદના ભારનો સ્વીકાર કરતાં પોતાનાં તથા ચતુર્વિધ સંઘનાં કર્તવ્યોનું ઘણુંજ અસરકારક શબ્દોમાં દિગ્દર્શન કરાવ્યું હતું. તત્પશ્ચાત્ પંડિત દુઃખમોચન આ. દક્ષિણનિવાસીએ સમયોચિત ગાયન તથા વિવેચન ઘણીજ સારી રીતે કર્યું. તેમાં આચાર્ય પ્રત્યે શ્રી સંઘનું શું કર્તવ્ય છે તેનું પ્રતિપાદન ઉત્તમ પ્રકારે કર્યું.

શ્રીયુત શેઠ વરધભાણજી સાહેબે વિવેચન કરતાં શ્રીમાન્ આચાર્ય મહારાજ સાહેબ તથા શ્રીમાન્ યુવાચાર્ય મહારાજે આટલા પરિશ્રમપૂર્વક અત્રે પધારી રતલામને પાવન કર્યું, તથા આવા મહત્કાર્યનો લાભ પણ રતલામનેજ આપ્યો તે માટે શ્રી સંઘ તરફથી ઉપકાર જાહેર કર્યો તથા શ્રીમાન્ રતલામ નરેશ તથા ઓફિસર વર્ગ કે જેમણે આ કાર્યમાં દરેક પ્રકારે સહાનુભૂતિ આપી છે તેમનો ઉપકાર પ્રદર્શિત કર્યો. તથા શ્રીમાન્ પચેડ ઠાકુર સાહેબ તથા પધારેલા શ્રાવક શ્રાવિકા તથા અન્ય મહાશયોનો સંઘ તરફથી ઉપકાર પ્રદર્શિત કર્યો. આ મહત્‌કાર્યમાં અહિંના સ્વધર્મી સજ્જન કે જેમણે તન, મન, ધનથી આ મહાન્ લાભ ઉઠાવવા પધારેલા સાહેબોના સત્કાર કાર્યમાં ઉતારા તથા ભોજન કમીટિ બનાવી વોલંટીયર તરીકે જે અપુર્વ સેવા બજાવી છે તથા રતલામ સંઘને મહાન્ યશ અપાવ્યો છે તેમને પણ ધન્યવાદ આપ્યો. તત્પશ્ચાત જયજીનેંદ્રની દિવ્ય

ધ્વનિ સાથે વ્યાખ્યાન સભા વિસર્જન થઇ તે વખતે અહિંના સંઘ તરફથી પ્રભાવના વહેંચવામાં આવી.

બપોરના બે વાગતે શ્રીયુત જાલમસિંહજી ઇંદોર રાજ્યના આબકારી કમીશનર સાહેબનું વ્યાખ્યાન થયું. તેની અસરથી જૈન મહાવિદ્યાલય ખોલવાને માટે ઘણા ઉદાર ગૃહસ્થો તરફથી મોટી મોટી રકમોનાં વચન મળ્યાં છે, પરંતુ તે સ્કીમ પ્રગટ થયા પછી પ્રગટ કરવામાં આવશે. તે દિવસે નયાનગરનિવાસી સજ્જનોએ આત્મભોગ આપીને રૂા. ૧૫૦૦)ના પંચેંદ્રિય જીવ છોડાવ્યા. તદુપરાંત આખા શહેરમાં કસાઇની દુકાનો, ભઠ્ઠીઓ, ઘાણીઓ વગેરે આરંભ તથા હિંસાનાં સ્થાન બંધ રખાવવામાં આવ્યાં. તે દિવસે રાત્રિના પણ એક જનરલ મીટિંગ કરવામાં આવી. તેમાં વિદ્યાલય, પાઠશાળા વગેરે જ્ઞાનવૃદ્ધિના સંબંધમાં અનેક ભાષણો થયાં. જીવદયા માટે ફંડ થયું તેમાં શુમારે ૨૫૦૦ રૂપિયા એકત્ર થયા.

તા. ૨૭-૩-૧૯ના રોજ વ્યાખ્યાનમાં સભાનો ઠાઠ પૂર્વવત્ હતો જેમાં પુનઃ શ્રી. નથમલજી ચોરડીયાનું વિદ્યાલયના સંબંધમાં વ્યાખ્યાન થયું અને બીજા પણ કેટલાંક વચનો મળ્યાં. તત્પશ્ચાત્ મીરી [ જીલ્લા અહમદનગર ] નિવાસીના અગ્રેસરોએ ત્યાંની ગૌશાળામાં દુષ્કાળથી પીડાતી ગાયોના રક્ષણાર્થે ફંડ એકઠું કરવાની પ્રાર્થના કરી. જેમાં શુમારે ૨૦૦૦ની સહાયતા થઈ.

શ્રીમાન્ જૈનાચાર્ય મહારાજાધિરાજ શ્રી શ્રી ૧૦૦૮ શ્રી લાલજી મહારાજ સાહેબના વ્યાખ્યાનમાં જૈનોની ઉન્નતિ કેમ

થાય ? એ વિષય ઉપર બહુજ મનન કરવા યોગ્ય વિવેચન થયું. આચાર્યશ્રીએ ફરમાવ્યું કે, જ્યાં સુધી સમાજમાં સ્વાર્થત્યાગી સ્વયંસેવક ઉપસ્થિત થઇને ગરીબ તથા નિરાધાર જૈનોની સંભાળ નહિ લે અને તેઓ કેવળ થોડાક દિવસના સમ્મેલન હાજરી આપી સમાજના અગ્રેસર થઇ પછી ઘેર ચાલ્યા જાય ત્યાં સુધી ઉન્નતિ થવી કઠિન છે. વિશેષ નહિં તો કેવળ પચાસજ સ્વાર્થ ત્યાગી સ્વયંસેવક હમેશ જૈનસમાજની સાર સંભાળ કરતા રહે તો સમાજની અવનતિ થતી અટકે અને થોડા સમયમાં સમાજનો ઉદય થવાનું અશકય નથી, પરંતુ તે સ્વયંસેવકો સદ્દગુણી, સદાચારી, ન્યાયી અને પક્ષપાતાદિ દોષ રહિત હોવા જોઇએ. એવા મહાશયો અવશ્ય સમાજપર અસર ઉપજાવી શકે છે. બાદ ઘણા સજ્જનોએ ઉપર્યુક્ત વાતો સમજી ઉપરોક્ત નિયમાનુસાર ચાલવાનું પસંદ કર્યું અને મેમ્બરોમાં નામ લખાવ્યાં.

આ પ્રમાણે અહિંના આનંદનું સવિસ્તર લખવામાં આવે તો એક મોટું પુસ્તક ભરાય; પરંતુ પેપરમાં માત્ર સારાંશજ પ્રગટ કરવામા આવ્યો છે કે જેથી કાર્યકર્ત્તાઓને કંટાળા રૂપ ન થાય અને તેઓ તેમાં કંઇપણ કાટછાટ ન કરી શકે.

ઇતિ શુભમ્ !

રતલામ શ્રી સંઘ

(કોન્ફરન્સ પ્રકાશ તા. ૨૨ એપ્રીલ સને ૧૯૧૯)



રતલામમાં શેષકાલનો સમય પૂર્ણ થવા આવ્યો તે વખતે એક પત્ર જાવરા સ્ટેટના ચીફ સેક્રેટરી સાહેબનો શ્રીમાન શેઠ અરધભાણજી સાહેબ ઉપર આવ્યો. તેમાં તેઓશ્રીએ લખ્યું હતું કે, મારી વતી મહારાજ સાહેબને અરજ કરશો કે આપનું ચાતુર્માસ શહેર જાવરામાં થશે તો ઘણોજ ઉપકાર થશે. રતલામથી વિહાર કરી ખાચરોદ ઉજ્જેન તરફ પધાર્યા. ત્યાં જાવરાના શ્રાવકોએ ચાતુર્માસ માટે આગ્રહ કરવાથી સંવત્ ૧૯૭૫નું ચાતુર્માસ જાવરા કર્યું. કોને ખબર કે પૂજ્યશ્રીનું આ ચાતુર્માસ છેલ્લું ચાતુર્માસ છે ?

ઘણાં વર્ષથી જાવરાનિવાસી શ્રાવકોની અભિલાષા અને પ્રાર્થના હતી તે આ વર્ષે સફળ થઇ, આષાઢ શુદ ૩ સોમવારે ૧૨ થાણાં સહિત આચાર્યશ્રી જાવરા પધાર્યા. ત્યાં આષાઢ શુદ ૧૦ના રોજ જયપુરનિવાસી ભાઇ ચોથમલજીએ શુમારે ૧૭ વર્ષની ઉમરે દીક્ષા લીધી. દીક્ષોત્સવ જાવરાના સંઘે ધામધૂમથી અતિ ઉત્સાહપૂર્વક કર્યો. શુમારે ૨૦૦૦ મનુષ્યો બહાર ગામથી આવ્યાં હતાં. કોઇ ધર્મદ્વેષીએ સરકારમા એવી મતલબની અરજ કરી કે ચોથમલજીને બલાત્કારે દીક્ષા આપવામાં આવે છે. આ ઉપરથી દીક્ષાને આગલે દિવસે જાવરા સ્ટેટના ચીફ સેક્ટરી જમશેદજી શેઠે ચોથમલજીને પોતાની પાસે બોલાવ્યા, કેટલાક શ્રાવકો પણ તેમની સાથે હતા. જમશેદજી શેઠે વિચિત્ર પ્રશ્નોદ્વારા તેમના વૈરાગ્યની કસોટી કરી. દરેક પ્રશ્નોના ઉત્તર બહુજ સંતોષકારક મળતાં તેમના મનનું બહુ સારી રીતે સમાધાન થયું અને દીક્ષાની આજ્ઞા આપી

જાવરાના ચાતુર્માસ દરમ્યાન સાગરવાળા શેઠ ચાંદમલજી નીહાલસહકુટુંબ પૂજ્યશ્રીના દર્શનાર્થે પધાર્યા. તેમનાં પત્નીએ અઠાઇ

કરી હતી, તેના ઉપલક્ષમાં ભાદરવા શુદ ૩ના રોજ ઉત્સવ કરવામાં આવ્યો. જેમાં ૩૦ ગામનાં શુમારે ૨૦૦૦ મનુષ્ય બહારથી આવ્યાં હતાં.

પંચેડના શ્રીમાન્ ઠાકોર સાહેબ ચેનસિંહજી વ્યાખ્યાનનો ખાસ લાભ લેવા માટે પાંચ વખત પધાર્યા હતા.

આ ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રીને અનેક ઉપસર્ગો સહન કરવા પડયા હતા, પરંતુ પોતે કદિ નાહિમ્મત કે નિરાશ ન થતાં કે ગભરાઇ ન જતાં સત્ય પથપર કાયમ રહ્યા હતા અને ગભરાઈ જતા શ્રાવકોને હિમ્મત આપતા કે અસત્યનો ઓપ લાંબો વખત ન નભે. સત્યનોજ આખર જય છે, માટે સત્યનેજ પકડી રાખો, સત્યનેજ ટેકો આપો ને પરિણામે સત્ય સ્વયં પ્રકાશશે જ.

આ અરસામાં કોન્ફરન્સ ઓફીસ દીલ્લી હતી. સમગ્ર શ્રી સંઘની ઓફીસ અને પ્રકાશપત્રની ખાસ ફરજ તો પડેલી નાની તરડ તુરત પૂરવાની હતી. જો આ દિવસોના પ્રકાશે, પક્ષપાતનાં પડળો ઉતારી, સમાધાનીને રસ્તે આવવા સુપ્રયાસ કર્યો હોત અને બળતામાં ઘી ન હોમ્યું હોત તો આ પજરણ આટલેથીજ પતી જાત; નાની તરાડમાંથી મોટા ચીરાડા ન પડત અને આગ્રા કમીટીમાં બધા લેખો પાછા ખેંચી લેવાનો પ્રસંગ ન આવત. સુભાગ્યે પાછળથી પ્રકાશમાં આ ચર્ચા ન આપવા ઠરાવ થયો હતો.

લાલા લજપતરાયના કલકતાની ખાસ કોંગ્રેસમાં બોલાયેલા નીચેના શબ્દોનું અત્ર સ્મરણ થાય છે. "જ્યારે લોકલાગણીનો જ્વાળામુખી ફાટે છે ત્યારે તેનું પાપ 'ચળવળ કરનારાઓને' માથે પડે છે અને ચળવળ કરનારાઓને વવાયેલું વાઢવું પડે છે."

## પ્રકરણ ૪૮ મું.

# સવા લાખ રૂપિયાની સખાવત.



જાવરાથી માળવા મેવાડ તરફના વિહાર દરમ્યાન છોટી સાદડીમાં શેઠ નાથુલાલજી ગોદાવતે સવા લાખ રૂપિયાની સખાવત જાહેર કરી હતી; જે રકમના વ્યાજમાં હાલ **શ્રી ગોદાવત જૈન આશ્રમ** છોટી સાદડીમાં ચાલે છે. એક તો પગ રસ્તાનું ખુણે આવેલું નાનું ગામ અને બીજું આત્મભોગી કાર્યકર્તાઓની ખામી એ બે કારણોને લઇ આ આશ્રમનો જોઈએ તેવો લાભ આપણે ઉઠાવી શકતા નથી. જ્યાં સુધી સ્વાર્થત્યાગી–આત્મ ભોગી કામ કરનારાઓ નહિ નીકળે ત્યાં સુધી સખાવતોનો સદુપયોગ થશે નહિ.

આ વિહારમાં યુવરાજશ્રી સામેલ થતાં બધા મુનિરાજો નયાનગર પધાર્યા અને ત્યાં કેટલા દિવસ બિરાજ્યા. બન્ને મુનિરાજ સૂર્ય અને ચંદ્રની માફક જૈન ધર્મની જ્યોતિનો અપૂર્વ પ્રકાશ પ્રસરાવતા હતા.

પંજાબમાંથી પાછા ફરેલા જાવરાના સંતોની પ્રેરણાથી આગ્રા જયપુર અને અજમેરના શ્રાવકોએ નયાશહેર જઇ પૂજ્યશ્રીને અજમેર પધારવા વિજ્ઞપ્તિ કરી, જ્યાં જાવરાના સંતોને મળી ચારિત્ર્ય સંબંધના મતભેદનુ સમાધાન થવાની આશા જણાવી.

આ અત્યાગ્રહને માન આપી પાલી થઇ, ડુંગરાળ પ્રદેશ અને ગરમીનો પરિસહ સહન કરીને પણ પૂજ્યશ્રી અજમેર

પધાર્યા. જ્યાં સાધુ સમાચ રીને અનુકૂળ સમાધાનીની યોજનાઓ રજુ થઇ, ઉદેપુરના નામદાર મહારાણા સાહેબે શ્રીમાન્ કોઠારીજી બલવંતસિંહજી જેવા અનુભવી અને કાર્યદક્ષ પુરૂષને સુલેહના મીશનમાં જવા પરવાનગી આપી. પુષ્કળ કોશિષ થઇ. પૂજ્યશ્રીએ સમાધાની ખાતર નમતું મૂકવામાં બાકી ન રાખી, પરન્તુ સમાધાનીની આશા ઉડી જતાં પૂજ્યશ્રીએ વિહાર કરી દીધો. આ પ્રસંગે લેખક અજમેર હાજર હતો અને જૈન પથ પ્રદર્શકવાળા ભાઇ પદ્મસિંહજી તથા જૈન જગતવાળા ભાઈ ધારશીજી ડાકટર તથા જુદાં જુદા શહેરોના શ્રાવકોની રૂબરૂમાં જે પ્રયાસો અને વાતચીત થઈ તે અક્ષરશઃ અત્રે આપવામાં આવે તો સત્યાસત્ય સમજવું સ્હેલ પડે, પરન્તુ જેઓનું પવિત્ર જીવન આલેખવા મેં કલમ કરમાં પકડી છે, તે મહાત્માના મનોભાવનું સ્મરણ થતાં, તેમના જીવનચરિત્રને કલેશવર્ણનના એક બિંદુથી પણ ન ખરડાવા દેવાની મને પ્રેરણા થાય છે.

વિહાર વખતે એક મુનિએ બજાર વચ્ચે પૂજ્યશ્રીને મેદનીની વચ્ચે અવિવેક ભર્યાં વચનો કહ્યાં છતા, જાણે પોતે સાંભળ્યું જ નથી એમ મનમાં પણ તે પ્રત્યે ક્રોધ ન કરતાં આગળ વધ્યા. તવીજી મુકામે તેજ અવિવેકી મુનિએ પૂજ્યશ્રીની માફી માગી, ત્યારે પૂજ્યશ્રીએ નિખાલસભાવે જવાબ આપ્યો કે " તમારા શબ્દો મેં એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખ્યા છે એટલે માફી માગી હોયજ નહિ." પણ જ્યારે સાથેના મુનિરાજોએ બહુજ આજીજી કરી ત્યારે માત્ર મોઢેથીજ નહિ પણ પોતાનું સખત અપમાન કરનાર સાધુના માથા ઉપર

હાથ મૂકી મારી સાથે સ્વધર્મમાં સુદઢ રહેવા આશિષ્ આપી, ત્યારે જોનારાયે ।ની આંખોમાં આંસુઓ ઉ.રાયા વિના ન રહ્યાં.

અજમેરમાં એકત્ર થયેલાઓએ અજમેર છોડતી વખતે સુલેહની આશા પણ છોડી. " મહાજન મારા માબાપ છો પણ મારી ખીંતી ન ખસે " એવા મમત્વ પાસે નિષ્પક્ષપાત અને શાસ્ત્રાનુસાર ન્યાય કરનારાઓને પણ નિરાશ થવું પડેજ. એ અજમેરનું એ વાતાવરણનું દૃશ્ય એક પત્રકારના શબ્દોમાંજ આપું છું–' ઘેરાં વાદળ ઘેરાયાં, ગંભીર ગર્જનાઓ થઈ, વિજળી ચમકી, વર્ષાદનાં બધાં ચિન્હો પ્રગટ થયાં; પણ આખરે એ બધો આડંબર વ્યર્થ ગયો. વાદળાં વિખરાઇ ગયાં, તૃષાતુર ચાતકો નિરાશ થયા, કલાપીઓએ પોતાની કળા સંકેલી લીધી, મમત્વની ચડી આવેલી આંધીની રજથી ઘણાઓની આંખો લાલ થઇ, નિરાશા અને નિરૂત્સાહની શ્યામ રેખા ઘણાનાં વદનો પર ફરી ગઇ–ઉત્સાહથી આવેલા નિઃશ્વાસ મૂકી પાછા ફર્યા, પરંતુ આકાશમાં ઉંચે ચડેલા સૂર્ય દેવતાએ આશ્વાસન આપ્યું કે ધીરજ રાખો સત્યનોજ જય છે અને હું વર્ષાદને વિનવી, ઉકળાટથી ગભરાયેલાંઓને શાંત કરીશ. "

એક કાઠીયાવાડી જે જયપુર થઇ અજમેર આવ્યા હતા તે બોલ્યા વિના ન રહી શકયા કે–ચારિત્ર્યના ધોરી રસ્તા અને વ્હેતી નીક તોડનારને જતા કરશો તો સંયમનું સંરક્ષણજ કયાં રહ્યું ? આંખે બંધાએલી અંધારીઓ છોડી નિષ્પક્ષપાત બની આપણે સત્યને પોષીએ તોજ દંભની દુનિયાનો સડો સુધરે અને શુદ્ધ ઠેકાણે લાવી શકાય. જયપુરના વેષધારીઓ સાધુઓના

સ્વાંગમાં અસહ્ય વર્તનથી ધર્મનું સખ્ત અપમાન કરે છે, છતાં નમ્ર અરજ કરવાની પણ કોઇને હિમ્મત નથી થતી, પણ કાઠી-આવાડમાં આવે તો ખબર પડે. એવા ઘણાઓનાં વેષ ઉતારી લેવા માટે કાઠીયાવાડે બહાદુરી બતાવી છે. નાના દોષ માટે આંખ આડા કાન કરવા એ કર્તવ્ય નથી, છતાં વખતે પોષાય પણ બ્રહ્મચર્ય માંટે સ્હેજ શંકા થઇ કે તેના ઉપાય તરતજ લેવાવા જોઇએ.

મેલી વિદ્યાના વ્હેમથી શિથિલાચારીઓનું સંરક્ષણ થાય છે, એ વિદ્યાનું અંધારૂં સ્વધર્મના શુદ્ધ જ્ઞાન વિના દૂર થવું મુશ્કેલ છે.

ડરપોક શ્રાવકોની સહનશીલતાને પણ ધન્ય છે! સમાજ સેનાના સેનાપતિઓજ જ્યારે સમાજ સેનાનું સત્યાનાશ કાઢે, સમાજ સ્ટીમરના કપ્તાનોજ જ્યારે જહાજને ખરાબે ચડાવી છિન્નભિન્ન કરે, ધર્મને નામેજ અધર્મની જાળ પાથરી નિરપરાધીઓને ફસાવાય અને ઇજ્જતને ઇજારે દેવાય ત્યારે ભ્રષ્ટાચાર પોષાય અને તેમાં સહાય કરનાર શ્રાવકો સમાજના શત્રુ પુરવાર થાય.

કાચી બુદ્ધિનાં માણસોની લાગણીઓને અવળે રસ્તે ઉશ્કેરવાથી, ખેંચતાણ વધતાં, સમતોલપણું સચવાતું નથી. કોને કલેજે કાણું પડે? બેપરવાઇનો પરવાનો લઇ બેઠેલાઓ શ્રી શાસનના અપમાનને આમંત્રણ આપે છે એ કોણ વિચારે?

વીરમગામ કસ્ટમની લેનદોરીમાં એક વેપારીએ સાધુના વેષમાં દાણચોરી કરેલ, ત્યારથી તમામ સાધુ સાધ્વીઓનો સામાન

પણ તપાસાવો શરૂ થયો. ફક્ત ક્ષણિક વેષના પરિણામે એક નાના તણખાના પ્રતાપે એ આગનો તાપ બધાને સહન કરવો પડયો. સામાન્ય સમાજ વેષ જોઇ બધાને સરખા સમજે છે. ગોળને ખોળ સરખો ગણાય તો અજૈન પ્રજામાં મોભો ઉતરી જાય.

વિચારકોનું માનવું છે કે, ચોરી પર શિરજોરી જેટલી વધતી જાય, તેટલીજ પવિત્રતા અને શ્રેષ્ઠતા ઢંકાઈ જાય, આવરણોનાં પડ બાઝતાં જાય અને શ્રી સંઘનાં માન, મોભાને હિત જોખમાતાં જાય અને પરિણામે શ્રીસંઘની સત્તાનો નાશ થાય. આવી નિરંકુશતામાં મ્હાલવા બીજાઓ પણ લલચાય. તપસી પડે લપસી અને પરિણામ શું આવે એ વિચારકોજ કલ્પી શકે.

એક સજ્જનને કલેષની શાંતિ સંબંધે લખેલ તેના જવાબ વાંચકોને વિચારવા લાયક હોવાથી તેનાજ શબ્દો અત્રે ટાંકુ છું.
आपने लिखा कि मुनि-क्लेषकी शांति करो, तो मुनि-क्लेष-दोनोंको सहयोगी स्थान कैसे ? मुनिपनमें क्लेष नहीं रह सकता. क्लेषपें मुनिपन नहीं रह सकता.

એક ગુણાનુરાગી મુનિરાજે મને લખાવેલ પત્રના નીચેના શબ્દો પક્ષકારોને અર્પણ કરૂં છું.

શિથિલાંચારની પછેડી નીચે ઢંકાતું સાધુ શરીર, તેને તો હું સિંહની ચામડીમાં સજ્જ થયેલ શિયાળજ સમજું. બિચારાં બીજાં જાનવરોનું તો શું ગજું, પણ કુવામાં પ્રતિબિંબ બતાવી સિંહોને પણ તે ફસાવે. આવાં શિયાળોને શોધી કાઢવામાં શ્રીસંઘની જેટલી બેદરકારી, ચશ્મપોશી કે પ્રમાદ તેટલોજ

સમાજનો કિલ્લો પોલો થતો જવાનો. કિલ્લાનો એકાદ ગુંબજ ઢીલો થતાં તુરત તેને સમારવામાં ન આવે તો, એ ગુંબજજ દુશ્મનોને રસ્તો કરી આપે. આવા રોગોને નિર્મૂળ-કરવાની સંજીવની માત્રા માત્ર એકજ છે અને તે એ કે, આવાં શિયાળોથી સમાજને ચેતાવતા રહેવું, અને રોગનો ચેપ પ્રસરતો અટકાવવો.

પ્રાચીન સંસ્કૃતિ, વિભૂતિ અને ગૌરવના અમૂલ્ય તત્ત્વોથી પ્રકાશિત શ્રીસંઘનું એ અંગ પોતાની અસ્વસ્થતા સમજી ગયું છે. સ્વસ્થ બનવા માંગે છે. ઉઠી ઉભું થવા માંગે છે, પણ પક્ષપાતના ધુધવાટા, પ્રયત્નોની સફળતામાં વિલંબ નાંખે છે. હવે આળસ મરડી ઉભા થઇ જાગૃત થવાનો જમાનો છે. સાગર પરથી વહી આવતી લહરીઓને ઝીલવા તૈયાર થવાનો વખત છે. ચોતરફ પર્યટન કરી, વિહારને ગતિ આપી, પક્ષપાતને નિર્મૂળ કરી, આળસ, અશ્રદ્ધા, અને કુસંપને નિવારવા કટિબધ્ધ થવું જોઇએ. આ ઉપયોગી પણ કઠિન કાર્ય છે. કાંઇ બચ્ચાનાં ખેલ નથી.

જો લાગણી હોય, ઇચ્છા હોય, કર્તવ્ય ભાન હોય તો, શુદ્ધ ચારિત્ર; નિર્દંભી સ્વભાવ, શાન્ત જીવન, સંયમ સાર્થક અને સતત પરિશ્રમશીલતાનું સેવન કરો 'સૂતા તાણી સોડ' નું કલંક કાઢી નાંખો. સમાજની ઉન્નતિ કરવાનો કલશ તમારા ઉપર ઢોળાવા દો.

આપણામાં રહેલું મનુષ્યત્વ આપણને પોકારી પોકારીને કહે છે કે '**પક્ષ છોડ પારખી** નિહાલ દેખ નિકાકર ' ભ્યા-

ધ્યાન પૂર્વે આ વાક્ય રોજે રોજ સાંભળવું છતાં સોંસરૂં સરી જાય તો સાર્થક શું ? આપણા પ્રાતઃસ્મરણીય પૂર્વજોનું સ્મરણ કરો, તેઓ પ્રત્યે પૂજ્યભાવ હોય તો તેઓની આજ્ઞા માથે ચડાવો. તેઓએ સોંપેલું સમાજરક્ષાનુ સુકાન હાથમા લો. તેઓ શરીર કે શ્રાવકોના ગુલામ નહોતા બન્યા.

શુદ્ધ સાત્વિક જીવન ગાળી આત્મબળ ખીલવી, આધ્યાત્મિક ઉન્નતિ કરવી એ આર્યના પ્રાચીન સસ્કારોનું સત્વ છે. ભૌતિક સિદ્ધાંતો, આધ્યાત્મિક પ્રગતિને આડે કદિ આવી શકતા નથી. સંગમસાગરમા જીવનનૌકા ઝપલાવતી વખતે તમારી જીંદગીની દિશા બદલતી વખતે પવિત્રતાનો પોષાક પહેરતી વખતે આપે કરેલી પ્રતિજ્ઞાઓ યાદ કરો, એ મગળ મુહૂર્તમા ભણેલા મત્રાનુ સ્મરણ કરો જે માટે પ્રાણ પાથર્યા છે, તેને પ્રાણની પેઠે જાળવજો અતરાત્માના અવાજની અવગણના કદિ કરશો નહિ

મહાત્માઓ અને અનુભવીઓના ઉપરના અવાજો યાદ કરાવવાની હિમ્મત એટલા માટેજ થઇ છે કે, સમાજ અત્યારે તપીને પ્રવાહી બન્યો છે, તેમનો સામે ઢાળો-બીબું હાજર હોય તો તક મળતા તેનો ઘાટ બને નિડર લેખક શ્રીયુત વાડીલાલ મો. શાહ સત્ય લખે છે કે, “આખી દુનિયા કોઈ કાળે એકી સાથે સમજદાર થઇ નથી અને થઇ શકશે નહિ જે થોડાઓ સ્વભાવે શક્તિવાન છે, પણ જેમની શક્તિઓ વિકૃત શિક્ષણથી દટાઇ ગઇ છે ત ‘થોડાઓ’ નીજ જાગૃતિની દરકાર કરવાની છે એ થોડાઓ પછી સમગ્ર લોકગણને પોતાની

## પ્રકરણ ૪૯ મું.

## ઉદેપુર મહારાણાના ભ.ત્રીજાએ લગ્ન પ્રસંગે પશુવધ બંધ કરાવ્યો.



શ્રીમાન્ આચાર્યજી મહારાજ અજમેરથી વિહાર કરી નયાનગર પધાર્યા અને શ્રીમાન્ યુવાચાર્યજી મહારાજે બિકાનેર તરફ વિહાર કર્યો. નયાનગર પૂજ્યશ્રી કેટલાક દિવસ બિરાજ્યા. ચાતુર્માસ પણ નયાનગર થવાની સંભાવના હતી. એટલા માટે કાલક્ષેપ કરવાને આસપાસ મારવાડનાં ગામોમાં પૂજ્યશ્રી વિચરવા લાગ્યા. અનુક્રમે વિચરતા શ્રીજી મહારાજ બ્યાવરે પધાર્યા. બ્યાવરામાં તેઓશ્રીના સદુપદેશથી શ્રાવકોએ ૧૦૦-૧૫૦ બકરાંને અભયદાન આપ્યું. પૂજ્યશ્રી જ્યારે બ્યાવરા બિરાજતા હતા તે વખતે ઉદયપુરના મહારાણા સાહેબના ભત્રીજા શિવરતી મહારાજ હિમ્મતસિંહજીના કુંવર સાહેબની જાન બ્યાવરા નજીક રાશ ગામ છે ત્યાંના ઠાકોર સાહેબને ત્યાં આવી હતી. પૂજ્યશ્રી બ્યાવરામાં બિરાજે છે એવા ખબર મળતાં મહારાજ હિમ્મતસિંહજી વગેરે સરદાર બ્યાવરે પધાર્યા અને પૂર્વ પરિચયને લઇ અરજ કરી કે અમારી ચાર પાંચ રોજ સ્થિરતા થશે માટે આપ રાશ પધારવાની કૃપા કરો તો અમોને ઘણોજ લાભ મળે. શ્રીમાને ફરમાવ્યું કે આ વખતે રાશ આવવાનો અવસર નથી. સબબ કે ત્યાં આપની મીજબાનીને માટે પશુ પક્ષીઓનો વધ થવાની સંભાવના છે. ત્યારે તેમણે અરજ કરી કે, મહારાજ! અમે

હિંસા બિલકુલ થવા નહિ દઇશું, આપ રાશ પધારવા કૃપા કરો. તત્પશ્ચાત્ ઠાકોરશ્રીએ રાશ જઇને આજ્ઞા કરી કે, અમારે માટે બીલકુલ જીવહિંસા કરશો નહિ આથી ૧૫૦ થી ૧૭૫ બકરાને સહજમાં અભયદાન મળી ગયું. પૂજ્યશ્રી રાશ પધાર્યા ત્યાં વ્યાખ્યાનમાં શીવરતી મહારાજ શ્રીમાન્ હિમતસિંહજી સાહેબ તથા અન્ય સરદારો અને સ્વમતી અન્યમતી લોકો મોટી સંખ્યામાં આવતા હતા. રાશના કામદારે ૧૦૧ બકરાને અભયદાન આપ્યું. શ્રાવકોએ પણ ઘણા બકરાને અભયદાન આપ્યું શ્રીયુત ઝાણવાળાના નીચેના વિચારો માંસાહારી લોકોને મનન કરવા લાયક છે.

"સાદી જીંદગી અને સ્વચ્છ ખોરાક એ આપણો મુદ્રાલેખ હોવો જોઇએ. જેવું ખાઇએ તેવો આપણો સ્વભાવ બને છે. આપણા ખોરાકમા તામસની ચીજો વધી પડી છે. આપણા ખોરાકને સારૂ આપણે ગાણુરાનો જીવ લેના થઇ ગયા છીએ. આપણે માંસ વગેરેનો ખોરાક ખાવા સારૂ ખુન પર ચડીએ છીએ. જ્યાં સુધી આવાં નિર્દોષોનાં ખુનો અટકે નહિ ત્યાં સુધી આપણા વચ્ચે ચોરી, લુંટફાટ, દગો, ઝટકો અને બદમાશીનો છેડો સંહજે નહિ આવે.

"દયાનો ધર્મ જ્યારે અશોક રાજાએ સ્થાપ્યો ત્યારે હિંદુસ્તાનની બનાવટ થઇ શકી. દયાનો ધર્મ જ્યારે રાજા કુમારપાળે સ્થાપિત કર્યો ત્યારે ગુજરાતની આબાદી હતી. દયાનો ધર્મ જ્યારે રાણી વીકટોરીઆના જમાનામાં શરૂ થયો ત્યારે લોકો સંતોષી બનવા લાગ્યા. પણ આપણો ધર્મ આજે સ્વાર્થી ક્રૂર અને અધમ બનતો જાય છે. આપણે પહેલાં ફટવું

જોઇએ છે. દયાથી શાંતિ છે. કોઇનો ગુન્હો થાય તો તેને દયા બક્ષવી. એમના રક્ષણ કરતા થઇએ તો આપણે ભ્રાતૃભાવનાનું રાજ્ય આપણા વચ્ચે વહેલું લાવી શકીશું. મુંગા અને ગરીબ નિર્દોષ અને વાચા વિનાનાઓ ઉપર જુલમ ગુજારવો યા તેમના ઉપર કાતીલ છુરી ફેરવવી એનો ત્રાસ આપણી ઉપર ઉતરવા પામે છે, માટે આપણે દયા સર્વ ઠેકાણે પાથરવી જોઇએ."

રાજથી પૂજ્યશ્રી ફેદીન પધાર્યા. ત્યાં એક અઠવાડીયું રોકાણા. નિકટવર્તી ગામોના સેંકડો શ્રાવકો શ્રીજીના દર્શનાર્થે આવવા લાગ્યા. શુમારે ૪૦૦ બકરાને જશનગરમાં અભયદાન મળ્યું. ત્યાંથી વિહાર કરી જેઠ વદ ૧ના રોજ પૂજ્યશ્રી લાંબીયા પધાર્યા. લાંબીયાના શ્રીમાન્ ઠાકોર સાહેબ વ્યાખ્યાનમાં પધાર્યા. તેમના હૃદયપર પૂજ્યશ્રીના વ્યાખ્યાનની ઘણીજ અસર થઇ. ઠાકોર સાહેબે કેટલાક નિયમ પ્રત્યાખ્યાન કર્યાં અને ચાર બકરાને અભયદાન આપ્યું. બીજા પણ ઘણા લોકોએ વિવિધ પ્રકારનાં વ્રત નિયમો કર્યાં.

જેઠ વદ ૩ના રોજ પૂજ્યશ્રી કાલુ પધાર્યા, ત્યાં પુંસાલાલજી કોઠારીએ સજોડે ચોથાવ્રતનો ખંધ લીધો. ઉપવાસ દયા બસો તથા અન્ય સ્કંધાદિ બહુ થયા. કાલુના ખેડૂતોએ લીલાં વૃક્ષ તથા છોડ વગેરેને બાળવાના સોગન કર્યા.

કાલુમાં મહારાજ દોલતઋષિજી મહારાજ (જેમણે પણ કાઠીયાવાડમાં વિચરી ઘણો ઉપકાર કર્યો છે તેઓ) થાણા ૮ સહિત પધાર્યા. પરસ્પર બહુ આનંદપૂર્વક જ્ઞાનચર્ચા અને વાર્તાલાપ થતો રહ્યો. વ્યાખ્યાન એક ઠેકાણે વંચાતું હતું. પ્રાતઃકાળનું

વ્યાખ્યાન દિગમ્બરી સ્કૂલમા વંચાતું. પ્રથમ અર્ધો પોણો કલાક શ્રી દોલતઋષિજી મહારાજને વ્યાખ્યાન ફરમાવવા પૂજ્યશ્રી કહેતા અને બાદમાં પૂજ્યશ્રી વ્યાખ્યાન ફરમાવતા. બપોરે શ્રી લક્ષ્મીનારાયણજીના મંદિરની તીબારી બડા બજારમાં વ્યાખ્યાન બન્ને મહાત્માઓ ફરમાવતા. પરિષદ્‌નો ઠાઠ દર્શનીય હતો અને ઉભય સંતોના શ્રવણીય અને અદ્વિતીય ઉપદેશની અસરથી મહાન્ ઉપકારો થયા. વ્યાખ્યાનમાં સ્વમતી અન્યમતી શુમારે ૫૦૦ મનુષ્ય આવતા હતા.

કાલુથી વિહાર કરી જેઠ વદ ૧૩ના રોજ પૂજ્યશ્રી બલુંદા પધાર્યા. ત્યાંના ધનાઢય શેઠ ગંગારામજી મુથા કે જેમની બેંગલોર તથા મદ્રાસમાં દુકાનો છે તેઓએ પૂર્ણ ભક્તિ ભાવથી પૂજ્યશ્રીની સેવાભકિત કરી બલુંદામાં પૂજ્યશ્રી પધાર્યા તેજ દિવસે સાંજના પૂજ્યશ્રી બહારલી ભૂમિકાથી ગામમાં પાછા આવતા હતા ત્યારે એક ખાટકીનો છોકરીને બે બકરા લઇ જતી જોઇ શેઠ ગંગારામજીને આ હકીકત માલૂમ પડતાં તેમણે બંને બકરાને અભયદાન આપ્યું.



## પ્રકરણ ૫૦ મું.

# અવસાન.



જેઠ વદ ૧૪ ના રોજ બલુંદાથી વિહાર કરી પૂજ્યશ્રી જેતારણ પધાર્યા. ત્યાં આહાર પાણી કર્યા પછી સ્વાધ્યાયાદિ નિત્યનિયમથી પરવારી પૂજ્યશ્રીએ બપોરનું વ્યાખ્યાન ફરમાવ્યું બીજે દિવસે જેઠ વદ ૦))ના રોજ નિત્યનિયમથી પરવારી પડિલેહણ કર્યું, અને પુંજન પ્રમાર્જન કરી પોતાના હાથથીજ *કાંબેપુંજો લઇને જાતે પાટીયું બિછાવી વ્યાખ્યાન ફરમાવવા* લાગ્યા. શ્રી ભગવતીજી સૂત્રમાંથી ગંગીયા અણગારના ભાંગા ફરમાવતા હતા. અર્ધોએક કલાક વ્યાખ્યાન વાંચ્યા પછી મહારાજ શ્રીને એકાએક ચક્કર આવવા લાગ્યું. અને આંખોમાં તકલીફ થઇ ગઇ. મહારાજશ્રીએ સૂત્રનાં પાનાં સહિત પાટી નીચે મૂકી પોતાના બન્ને હાથથી આંખો થોડીવાર દાબી રાખી. પછી ફરી ચશ્મા લગાવી સૂત્ર વાંચવા યત્ન કર્યો, પણ દેખી શક્યા નહિ તત્કાળ બીજી વાર ચક્કર આવ્યું, અને શિરમાં અસહ્ય દર્દ થવા લાગ્યું ત્યારે મહારાજે ફરમાવ્યું કે, મારી આંખો હવે વાંચવાનું કામ કરી શકતી નથી માટે મોઢેથીજ વ્યાખ્યાન આપું છું. તરતજ તેઓશ્રી મોઢેથી સૂત્રની ગાથા બોલીને તેનું રહસ્ય સમજાવવા લાગ્યા. એવામાં પુનઃ ચક્કર આવ્યું; અને દર્દનું જોર ઘણું વધી ગયું એટલે બીજા સાધુજી ગણુલાલજીને વ્યાખ્યાન શરૂ રાખવાની આજ્ઞા કરી પોતે અંદર પધાર્યા, અને મુનિશ્રી મનોહરલાલજી

વગેરે સમક્ષ કહ્યું કે "મેં અગાઉ જ્ઞાનાવૃદ્ધ પુરૂષોના મુખેથી એમ સાંભળ્યું છે કે બેઠાં બેઠાં આંખની નજર એકાએક બંધ થઈ જાય તો મૃત્યુ નજીક આવ્યું છે એમ સમજવું, માટે મને હવે સંથારો કરાવો અને મુનિશ્રી હરખચંદજી આવી જાય તો હું આલોવણા કરી લઉં." આમ કહી પૂજ્યશ્રીએ ચતુરસિંહજી નામના એક સાધુને આજ્ઞા કરી કે, તમે હમણાંજ નવાનગર વિહાર કરો અને ત્યાંથી હરખચંદજી મહારાજને તેડી લાવો સાધુજીએ તત્ક્ષણ વિહાર કર્યો. શ્રાવકોએ આ હકીકત માલૂમ પડતાં તેમણે એક શખ્સને રેલમાં નવાનગર તરફ રવાના કરી દીધો. તે સાધુજીની પહેલાં શીઘ્ર પહોચી ગયો, અને મુનિશ્રી હરખચંદજી મહારાજની સેવામાં સર્વ હકીકત નિવેદન કરી શ્રીમાન્ હરખચંદજી મહારાજ આ ખબર સાંભળી આષાઢ શુદી ૧ના રોજ બાર કોશનો વિહાર કરી નિમાજ પધાર્યા અને ત્યાં ચિંતાગ્રસ્ત સ્થિતિમાં રાત્રિ નિર્ગમન કરી. દિવસ ઉગતાજ નિમાજથી વિહાર કરી આઠ વાગતાને શુમારે જેતારણ પહોચી ગયા હતા. તેમને મહારાજશ્રીએ કહ્યું કે "મારી આંખો તમારી મુદપતિ જોઇ શકતી નથી. હવે મને શીઘ્ર સંથારો કરાવો. જીવ અને કાયા જુદા થવાને વિશેષ વિલંબ નથી." મૂળચંદજી મહારાજે કહ્યું કે મહારાજ! સંથારો કરાવવા જેવી બિમારી આપના શરીરમાં જણાતી નથી. તો હું સંથારો કેવી રીતે કરાવું? શિષ્યોના હૃદયમાં ધ્રાસકો પડી ગયો તેઓ ઈચ્છા ધરતા કે પૂજ્યશ્રી તેમને જાગૃત કરી હિમ્મત આપતા કે જે નિયમને તીર્થંકરો સુદ્ધાંને તાબે થવું પડયું તે નિયમ બધાને

સરખો છે, આ પ્રસંગે તમારાથી બને તેટલું ધર્મધ્યાન સંભળાવો એજ અત્યારે તમારૂં કર્તવ્ય છે.

પૂજ્યશ્રીના મસ્તિષ્કમાં તીવ્ર વેદના થતી હતી, દર્દનું જોર વિજળીના વેગે વધતું જતું હતું, પરંતુ ઉપસ્થિત સાધુઓ દર્દનું ઉગ્ર સ્વરૂપ પૂજ્યશ્રીની અદ્વિતીય સહનશીલતાથી કળી શકયા નહિ અને પૂજ્યશ્રીએ વારંવાર કહેવા છતાં તેઓએ સંથારો કરાવ્યો નહિ, પણ જેમ જેમ વ્યાધિ વધતો ગયો તેમ તેમ પૂજ્યશ્રી તો ભાવસમાધિમાં સ્થિત થતા ગયા. આવી ઉજળી વેદનામા પણ તેમની શાતિ અને ધૈર્ય અનુપમેય હતાં. કાયરતા પ્રતીત થાય તેવો એક શબ્દ પણ એ સિંહસમાન શૂર વીર ધીર પુરૂષના સુખમાંથી નીકળ્યો નહિ.

પૂજ્યશ્રીની બીમારીના સમાચાર જેતારણના શ્રાવકોએ દેશાવરમાં તારદ્વારા અનેક શહેરોના મુખ્ય મુખ્ય શ્રાવકોને પહોંચાડી દીધા હતા. તે ઉપરથી ઘણા શ્રાવકો ત્યાં આવી પહોંચ્યા હતા. આષાઢ શુદ ૧ ના રોજ બ્યાવરના કેટલાક શ્રાવકો આવ્યા હતા. અને તેજ દિવસે સાંજના ઉજ્જેનથી ભાઇ ચુનીલાલ કલ્યાણજી પણ આવ્યા. હું મોરબી હતો ત્યા તાર આવ્યો હતો પણ પાખો વિના એટલે દૂર પહોચી શકાય એમ નહોતું. ચુનીલાલજીએ મહારાજશ્રીને વંદણા કરી સુખશાતા પૃછતા તેઓશ્રી બોલ્યા કે, "ભાઈ! મારો સંથારાનો અવસર આવી ગયો છે, પુદ્ગલ દુઃખ દઇ રહ્યા છે." આ વખતે બીજા પણ કેટલાક શ્રાવકો અને સાધુઓ પૂજ્યશ્રીની સમીપે બેઠા હતા. આ વખતે શ્રીજી મહારાજે

'ધોરા મુહુત્તા અબલં સરીરં' એ શ્રી ઉત્તરાધ્યયનજી સૂત્રનું વાક્ય સૌને સંભળાવી તેનું રહસ્ય સમજાવ્યું.

જુદા જુદા શ્રાવકો જુદી જુદી ઔષધિઓ સૂચવતા હતા પણ પૂજ્યશ્રીએ ફરમાવ્યું કે, બાહ્યોપચાર કરતાં હવે આંતરોપચારજ કરવા દો અને આરંભ સમારંભ મિશ્રિત ઔષધિઓ ન સૂચવો.

આ વખતે યુવરાજશ્રી હાજર હોત તો પૂજ્યશ્રીને વિશેષ સમાધાની રહેત, પરંતુ હિમ્મતે બહાદુર એ ભડવીર; અચાનક આવેલ મૃત્યુથી જરા પણ ડર્યા નહિ. શિષ્ય સમુદાયને શય્યા પાસે બોલાવી; બધાનાં મસ્તકો પર હાથ ફેરવી જાણે આખરી રજા લેતા હોય તેમ બોલ્યા.—"મુનિરાજો સંયમને દીપાવજો, સંપસંપીને રહેજો, પંડિતશ્રી જવાહિરલાલજીની આજ્ઞામાં વિચરજો તેઓ દ્રઢધર્મી, ચુસ્ત સંયમી અને મારા કરતાં તમારી વધારે કાળજીથી સંભાળ રાખે એવા છે. હું અને તે એકજ સ્વરૂપ છીએ એમ માનજો, તેમની સેવા કરજો, શ્રીહુકમ મહારાજની સમુદાયને અજવાળજો, શાસનની શોભા વધારજો ખમાવું છું. ક્ષ....મા....ક....ર....જો." પૂજ્યશ્રી બોલતાં થાકી ગયા. પાસે બેઠેલા મુનિમંડળનાં ચક્ષુઓ અશ્રુપૂર્ણ થયાં. એક મુનિરાજે જવાબ આપ્યો,—"પૂજ્ય સાહેબ! આપની આજ્ઞા અમારે શિરસાવંદ્ય છે, આપ નિશ્ચિંત રહેજો અમો બાળકોને આપ શું ખમાવો છો! ખરૂં ખમાવવું તો અમારે જોઇએ કે આપના ઉપકારના પ્રમાણમાં આપની કિંચિત્ સેવાનો લાભ અમને મળ્યો નથી." આથી વધારે બોલાયું નહિ.

સમયસૂચક પૂજ્યશ્રીએ આ શોક પ્રસંગને તુરતજ શ્રી સૂત્રની ગાથા બોલવી શરૂ કરી, શાંતિના રૂપમાં ફેરવી નાંખ્યો અને શિષ્યો પણ મંદ સ્વરે તેમાં સામેલ થયા.

બીજે દિવસે અષાડ શુદ ૨ ના રોજ સવારે અજમેરથી શ્રીમાન્ શેઠ ગાઢમલજી લોઢા તથા બ્યાવરના કેટલાક ગૃહસ્થો આવી પહોંચ્યા. તે દિવસે પૂજ્યશ્રીના શરીરમાં વ્યાધિ બહુ વધી ગયો, અને નિત્યનિયમ પણ ન થઇ શક્યું. પૂજ્યશ્રી વારંવાર ફરમાવતા કે મારાથી નિત્યનિયમ ન થઇ શકે ત્યારે જાણવું કે મારો અંતકાળ નજીક આવી ગયો છે. આ ઉપરથી તેમના શિષ્યોને બહુ ચિંતા ઉપજી અને દ્વિતીયાને દિવસે તેમને સાગારી સંથારો કરાવી દીધો અને રાત્રિના સમયે મહારાજશ્રીને જાવજીવનો સંથારો કરાવવામાં આવ્યો અને તેજ રાત્રિએ પાછલા પહોરે શુમારે પાંચ વાગતે આ માટીના કાચા કુંભ સમા ઐદારિક દેહને છોડી પૂજ્યશ્રીનો અમર આત્મા સ્વર્ગે સીધાવ્યો. જૈનશાસનરૂપ આકાશમાનો એ જળહળતો સૂર્ય અસ્ત પામ્યો. ચતુર્વિધ સંઘનો મહાન આધારસ્થંભ તૂટી પડયો. આ વખતે સાધુજીનાં ૧૨ થાણાં શ્રીજીની સેવામાં ઉપસ્થિત હતાં.

પૂજ્યશ્રીના શરીરમાં રહેલો પ્રાણ તેઓનો નહિ પણ સકળ સંઘનો હતો. રાજા મહારાજાઓની પણ ન થાય એવી તેઓશ્રીની ચિકિત્સા થઈ. ઘણે ઠેકાણે તપશ્ચર્યાઓ શરૂ થઇ. દાનપુણ્ય દેવાયાં, બાધાઓ લેવાઇ અને પૂજ્યશ્રીને આરામ થવા પ્રાર્થનાઓ થઇ, પરન્તુ એ આત્માને પરમાત્માના આમંત્રણથી અવગણના કરવી પાલવે એમ ન હોવાથી, અસંખ્ય

શ્રાવકોને શોકસાગરમાં—મૂર્ચ્છામાં મૂકી સમાજનો સતારો અદ્રશ્ય થયો. સંથારો આટલો ટુંકો ન હોત તો એ મૃત્યુ મહોત્સવ ઉજવવા લોકો ઉભરાત અને લાખો રૂપિયા ખર્ચાત.

વિશ્વની ઘટમાળ અલૌકિક છે. પ્રારબ્ધનું વૈચિત્ર્ય અગમ્ય છે. ત્રુટીની બુટી નથી. જૈનસમાજને દેદીપ્યમાન કરનાર એ પવિત્ર આત્મા, અનેક ઝખમો ઝીલી દુભાયેલા દિલોનો જ્વલન્ત સંદેશ શ્રીશાસનદેવ હજુર રજુ કરવા, સ્વર્ગ લોકે સંચર્યો.

કાઠીયાવાડમાં કોહિનૂરસમ પ્રકાશથી આંજી ગયેલ, રાજપુતાનાનું એ રત્ન, માળવા મેવાડનો એ મણી જે આત્મા અત્યાર સુધી એ મહાત્માના શરીરમાં હતો તે સમગ્ર શ્રી સંઘમાં પ્રસરી ગયો.

કયું વજ્ર હૃદય આ વિયોગનું—અત્યમાન સમયનું વર્ણન કરી શકે ? કયો કવિ આ વિરહ વર્ણન લખવા હિમ્મત ધરી શકે ? એક ભક્તના શબ્દોમાંજ કહીએ તો—તેઓશ્રીનું શરીર ગયું, મૂર્તિ અલોપ થઇ, તેઓશ્રીનું દર્શન દૂર થયું, સ્થૂલ દુનિયામાં, સ્થૂલ વ્યવહારમસ્ત દુનિયામાં, તેઓશ્રીનું સ્થૂલ સ્વરૂપ નાશ પામ્યું, પરંતુ યશ શરીર અમર રહી ગયું છે.

કોણ એવું હૃદયહીન હશે કે આ વખતે લોકોને રડવા નહિ દે. મગજની ગરમી ઓછી કરવા નહિ દે. પણ બસ, બહુ થયું.

> "રોઇ રોઇ આંસુડાની નદીઓ વહે તોયે,
> ગયું તે ગયું, શું આવી આંસુ લુછવાનું શાણું !"

જ્યારે તેઓ બિરાજતા ત્યારે તેઓશ્રીનો લાભ ન લઇ શકયા ને પાછળથી પોકો મુકવી એ ખલી દંભજ છે.

ઉઘાડી આંખે તો તેઓશ્રીના સ્મિતપૂર્ણ મુખચંદ્રનાં દર્શન કરી શકીશું નહિ. વિશાળ ભાલરક્ષિત મુખકમળમાંથી ઝરતા મધુર પ્રોત્સાહક અમૃતના પાનથી પવિત્ર થઇ શકીશું નહિ, પણ હા, તેમનું મીશન એજ તેમનો આત્મા હતો. આપણે તેઓ-શ્રીના સદ્‌વિચારોને વળગી રહીશું તો તેઓશ્રી દરેકના હૃદય સિંહાસને બિરાજેલા જણાશે.

તેઓશ્રીના દેહનો વિલય થયો, પરંતુ તેઓશ્રીના પ્રાણરૂપ –તેઓશ્રીના આત્મારૂપ ચારિત્રધર્મનું ધ્યેય તો વિશેષ વિસ્તૃત થવાનું આ ધ્યેય ખૂબ વિસ્તરો. તેઓશ્રીનો અમર આત્મા સમા-જને ખૂણે ખોચરે પ્રવેશો અને તેઓશ્રીના જેવું જીવનબળ સર્વ સંતોમાં સ્ફુરો !

ત્રીજે દિવસે બિકાનેર, ઉદયપુર વગેરે ઘણાં ગામના શ્રાવકો એકઠા થઇ ગયા અને આચાર્યશ્રીનો નિર્વાણોત્સવ ઘણીજ ધામધૂમથી કરવામાં આવ્યો ગુજરાત કાઠીયાવાડની પેઠે બત્રીસ ખંડની માંડવી નહિ, પણ મારવાડમાં 'ચકડોલ' માં શબને સૂવાડે છે, ઉપર જરીનાં વસ્ત્રો ને સુવર્ણ આદીની નાની લોટીઓનાં ઇંડા મૂકે છે ને ગાજતેવાજતે દ્રવ્યનું દાન કરતા સ્મશાન ભૂમિ તરફ જાય છે.

સુખડ ચંદન વગેરેથી ચિતા ખડકવામાં આવી. ચિતામાં આગ મૂકવાની ઘણાંની હિમ્મત ન ચાલી....અંતે પૂજ્યશ્રીનું

માનુષી શરીર ભસ્મીભૂત થઈ ગયું. શ્રાવકોએ મુનિરાજે પાસે આવી આશ્વાસન આપ્યું ને મંગલિક સાંભળી વિખરાયા.

ભારતની શોચનીય દશા એ છે કે, આપણા નેતાઓનાં આયુષ્ય અલ્પ હોય છે, ને તનદુરસ્તી વહેલી બગડવા માંડે છે. મૃત્યુ સમયે સ્વામી વિવેકાનંદનું આયુષ્ય ૩૯ વર્ષ, શ્રીયુત કેશવચંદ્ર સેનનું ૪૫ વર્ષ, જસ્ટીસ તૈલંગનું ૪૮ વર્ષ અને શ્રીયુત ગોપાલકૃષ્ણ ગોખલેનું ૪૯ વર્ષનું હતું. પૂજ્યશ્રીનું આયુષ્ય અવસાન સમયે ૫૧ વર્ષનું જ હતું એ ઉમ્મરે પણ નવું નવું શીખવાનો ઉત્સાહ વધતો જતો હતો, ત્યારે ગ્લેડસ્ટન અને એડીસન આપણને યાદ આવ્યા વિના રહેતા નથી.

છેલ્લી કસોટી સુધી તવાઈને શુદ્ધ કુંદન થવામાં તેઓશ્રીને અસહ્ય પરિસહો સહન કરવા પડ્યા છે. તેઓશ્રીના પ્રકાશતા કીર્તિદીપને ઝાંખો કરવા નીચ પ્રયાસો થયેલા, પરંતુ કીર્તિ સૂર્ય સામે ધૂળ નાખનારની શું દશા થાય ? તેઓશ્રીના શુદ્ધ સંયમના તેજથીજ ઇર્ષા અગ્નિ ઓલવાઇ જતો. ઈર્ષાના પડળમાં ચારિત્રધર્મનું ખૂન કરી બેસનાર તરફ તેઓ દયાની દ્રષ્ટિથી જોતા. અને ડર બતાવતા કે રખેને જૈનશાસનના મુખ્ય સ્થંભરૂપ સાધુધર્મના ક્રિયાકાંડની હત્યાનું પાપ ન કરી બેસે.

શ્રીયુત રત્નચંદના શબ્દોમાં આ પ્રસંગ પૂરો કરીએ તો અમારા માટે આટલું બધું કષ્ટ વેઠ્યું એને અમો છતાં તો વિશેષ આરામ આપી શક્યા નહિ. તેના દુઃખમાં તેના જીવતાં અમે કાંઇ ભાગ લઈ શક્યા નહિ. તેના તપતા આત્માને શાંતિ આપી શક્યા નહિ તેના ગુણગાન ગાવાની શક્તિ

પણ અમે બહાર દર્શાવી શક્યા નહિ........કોઈ કૃતઘ્નીએ તો તેઓશ્રીપર અણુછાજતી ટીકા કરી, આ મહાત્માના, આ સંતના, આ નરમમાં નરમ હૃદયના દયાળુ પુરૂષના આપણા શ્રેય માટેનાં કાર્યોને વખોડી તેનું દિલ દુભવ્યું. આ બધું યાદ આવતાં હૃદય ફાટી જાય છે...........પણ સદ્ભાગ્ય કે એ મહારથીની જગ્યા એક બીજા સંત મહાત્માએ ગ્રહણ કરી છે અને સંપ્રદાયના સેનાપતિનું જોખમભર્યું પદ સ્વીકાર્યું છે. તેઓશ્રીને યશ મળો.

લગભગ બત્રીશ વર્ષથી ઝાઝેરી ચારિત્ર પ્રવર્જ્યા પાળી અને તદંતર્ગત શુમારે વીશ વર્ષ આચાર્યપદને સુશોભિત કરી અનેક ભવ્યજીવોને પ્રતિબોધી પૂજ્યશ્રીએ જીવનસાર્થક કર્યું. તેઓશ્રીનો જન્મ, તેમનું શરીર, તેમની પ્રવર્જ્યા, તેમનું આચાર્યપદ એ સર્વનું અસ્તિત્વ જનસમુહના કલ્યાણને અર્થે જ હતું તેમણે પોતાની નેશ્રાયમાં એક પણ શિષ્ય ન રાખવા પ્રતિજ્ઞા કરેલ હોવા છતાં બહુ સંખ્યક મનુષ્યોને દીક્ષા આપી તેમનો ઉદ્ધાર કર્યો અને ઘણા મુનિવરોના ઉપર અવર્ણનીય ઉપકારો કર્યા. તેમનું ચારિત્ર ઘણુંજ અલૌકિક અને તેમના ગુણો અપાર—અકથનીય છે. વિદ્વાન્ લેખકો અને શીઘ્રકવિઓ વર્ષો સુધી વર્ણન કર્યાં કરે તોપણ તેમના ચારિત્રનું યથાતથ્ય નિરૂપણ થવું, કે તેમના ગુણસમુહનો પાર પામવો અશક્ય છે તેઓશ્રીનાં જ્ઞાન, દર્શન, ચારિત્રની શુદ્ધિ, તેમના અતીતકાળે ઉપજાવેલાં શુભકર્મોના ઉદયનો અપૂર્વ પ્રભાવ, વર્તમાનની શુભ પ્રવૃત્તિ, આગામીકાળનું દીર્ઘદર્શીપણું એ વગેરે એટલાં તો પ્રબલતર હતાં કે જેની ઉપમા આપવાનું અશક્ય છે. આ પંચમકાળના જીવોમાંથી

તેમનો મુકાબલો કરી શકાય તેવી કોઇ વ્યક્તિ દ્રષ્ટિગોચર થતી નથી, તથાપિ આશ્વાસન લેવા જેવું એ છે કે તેઓશ્રીના એ અનુપમ આત્મિક ગુણો. અદ્વિતીય આકર્ષણ શક્તિ, દિવ્ય તેજ, અપાર સાહસિકતા, આત્મબળ તેમની ગાદી પર બિરાજમાન વર્તમાન આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી પં. રત્ન શ્રીજવાહિરલાલજી મહારાજ સાહેબમાં ઘણે અંશે વિદ્યમાન છે. અમારી એ હાર્દિક અભિલાષા છે કે તેઓશ્રીના જ્ઞાન; દર્શન; ચારિત્રના પર્યવોમાં સમય સમય પર વિશેષ વિશેષ અભિવૃદ્ધિ થતી રહે અને તેઓ નિરામયી અને દીર્ઘ આયુષ્ય ભોગવી જૈનધર્મની ઉદાર અને પવિત્ર ભાવનાનો પ્રચાર કરવાના પોતાના કાર્યમાં પૂર્ણપણે સફલતા પ્રાપ્ત કરે.



## પ્રકરણ ૫૦ મુ

# શોકપ્રદર્શક સભાઓ.



મારવાડ, માળવા, મેવાડ, ગુજરાત, કાઠીયાવાડ, દક્ષિણ, પંજાબ વગેરે દરેક પ્રાંતોમાં અનેક શહેરો અને ગામોમાં પૂજ્ય શ્રીના સ્વર્ગવાસના સમાચાર મળતા હડતાળ, અગતા, પાખી પાળવામા આવી હતી, ધર્મધ્યાન કરવામા આવ્યુ હતુ, અને લાખો રૂપિયા જીવદયાના કામમા ખર્ચાયા હતા વિસ્તારભયને લીધે તે સઘળુ અહિં આપી શકાતુ નથી કિન્તુ તેમાની મુખ્ય મુખ્ય સભાઓનો હેવાલ આ નીચે આપવામા આવે છે.

## મુબઇ સઘની જંગી સભા.

બંધ રહેલા બજારો

તારીખ ૨૨-૯-૨૦ ના રોજ ચીચપોકલીમા આવેલા જૈન ઉપાશ્રયમા જૈન સઘની એક જાહેર સભા બેલાવવામા આવી હતી. આ પ્રસગે સેકડો જૈન બાઇઓ ભાઈઓ એકત્ર થયા હતા અને પૂજ્ય આચાર્યશ્રીના સ્વર્ગવાસથી જૈન કોમ અને ધર્મને જે ન પૂરી શકાય તેવી મોટી ખોટ પડી છે, તે બાબત ઉપર જુદા જુદા ભાઇઓએ વિવેચન કરી અત્યત દિલગીરી પ્રદર્શિત કરી હતી

છેવટમા મુબઇના જૈન સઘ તરફથી બીકાનેરમા બિરાજતા યુવરાજ મહારાજશ્રી જવાહિરલાલજી મહારાજને અને ત્યાના જૈન

સંઘને તથા રતલામના જૈન સંઘને દિલસોજી દર્શાવનારા તારો મોકલવા ઠરાવ થયો હતો.

પૂજ્ય આચાર્યશ્રીના નિર્વાણમહોત્સવ સબબે જીવોને અભયદાન આપવા વગેરે જીવદયાના કામ માટે એક ફંડ કરવામાં આવ્યું હતું, જેમાં હાજર રહેલાં ભાઇઓ બહેનોમાંથી રૂપિયા પાંચ હજાર ચોકઠા કરી વાંદરા વગેરે સ્થળોનાં કસાઇખાનાં બંધ રાખવામાં આવ્યાં હતા. ફાળો હજુ ચાલુ છે.

આજરોજ મુંબઇમાં ઝવેરીબજાર, સોના ચાંદી બજાર, શેર બજાર, મુળજી જેઠા કાપડ મારકીટ, મંગળદાસ કાપડ મારકીટ, કોલાબાનું રૂ બજાર, દાણા બજાર, કરીયાણા બજાર આદિ વેપારી બજારો બંધ રહ્યાં હતાં.

## રતલામ.

તા. ૨૫-૬-૨૦ના રોજ મોટા સ્થાનકમાં સમસ્ત સંઘની એક સભા થઇ હતી. જેમાં મુંબઈ સંઘનો દિલસોજીનો તાર વગેરે વાંચવામાં આવ્યા. ત્રણ ચાર વકતાઓએ સદ્‌ગત પૂજ્યશ્રીનું જીવનચરિત્ર કહી સંભળાવ્યું. પૂજ્ય મહારાજશ્રીના અકસ્માત વિયોગથી સમસ્ત સંઘને અતિ ઘણો ખેદ થયો હતો અને નીચે પ્રમાણે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

### मस्ताव पहला।

श्रीमान् परमगुणालंकृत, क्षमावान्, धैर्यवान्, तेजस्वी, जगद्वल्लभ, महा प्रतापी, आचार्यपदधारक परमपूज्य महाराजाधिराज श्री श्री १००८ श्रीलालजी महाराजका आषाढ शुदी ३ शनिवारको

मु. जेतारणमें अकस्मात् स्वर्गवास होगया, यह अत्यंत खेदजनक और हृदयभेदक खबर सुनकर इस रतलाम संघको पूर्ण रंज व दुःख प्राप्त हुवा है. इन महात्माके वियोगसे सारे हिन्दुस्थानमें अपनी समाजके लोगोंके अतिरिक्त हजारों अन्य मतावलंबियोंको भी अत्यंत रंज हुवा है. सारी जैन समाजने एक अमूल्य रत्न खोया है और ऐसा फिर प्राप्त होना दुर्लभ है. इसलिये यह संघसभा पूरी रंजीके साथ खेद जाहिर करती है. इसी मजमूनका तार मुंबई संघका भी यहांपर आया हुवा सभामें सुनाया गया. यह सभा मुंबई संघका उपकार मानती है और श्रीमान् वर्तमान पूज्य महाराज श्री श्री १००८ श्री जवाहिरलालजी महाराज साहेबको और संघको मुंबई और रतलाम संघ तरफसे आश्वासन देनेके लिये बीकानेर तार दिया जानेका ठहराव करती है व वर्तमान पूज्य महाराज श्री श्री १००८ श्री जवाहिरलालजीकी तेजकांति दिन २ बढे ऐसा हृदयसे इच्छती है.

### प्रस्ताव दूसरा।

श्रीमान् पूज्य महाराजके स्वर्गवासकी खबर सुनतेही तमाम संघने उसी वक्त अपनी २ दुकान बंद करके शोक माना था. तो भी संघ तरफसे फिर ठहरानेमें आता है कि स्वर्गस्थ पूज्य महाराजके शोक निमित्त फिर भी आसाढ शुदी १२ मंगळवारको सब व्यापार बंद रक्खा जावे और हलवाई भडभूंजा आदिकी भी दूकानें बंद कराई जावे व गरीबोंको अन्न वस्त्रका दान दिया जावे। यह कार्य

४ आदमियोंके सुपुर्द किया जावे. इस खर्चमें जो कोई अपनी खुशीसे जो रकम देवे सो स्वीकार की जावे—

ઉપરોક્ત ઠરાવને અનુસરી અષાડ શુદ ૧૩ના રોજ રતલામમાં ઘણી દુકાનો બંધ રહી, અન્નવસ્ત્રનાં દાન અપાયાં, અને પૂજ્ય મહારાજની યાદગીરીમાં સર્વ લોકોએ તે દિવસને પર્વ તુલ્ય ગણ્યો.

## રાજકોટ.

તા. ૨૯-૬-૨૦ના રોજ અત્રેની તાલુકા સ્કુલના મીડલ હોલમાં રાજકોટ સ્ટેટના મે. મુખ્ય દીવાન રાવ બહાદુર હરજીવન ભવનભાઇ કોટકના પ્રમુખપણા નીચે રાજકોટના શહેરીઓની એક જાહેર સભા થઈ હતી. આ પ્રસંગે પ્રમુખ સાહેબે તેમજ અન્ય વકતાઓએ પૂજ્યશ્રીએ રાજકોટના ચાતુર્માસદ્વારાએ કરેલા અવર્ણનીય ઉપકારોનું ઘણીજ અસરકારક ભાષામાં વિવેચન કર્યું હતું. અને પૂજ્યશ્રીના સ્વર્ગવાસથી શોક પ્રદર્શિત કરતાં નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

### ઠરાવ ૧લો.

રાજકોટના શહેરીઓની આ સભા, શ્રી સ્થા. જૈનાચાર્ય પૂજ્ય મહારાજશ્રી ૧૦૦૮ શ્રી શ્રીલાલજી મહારાજના અપક્વ ઉમ્મરે થયેલ સ્વર્ગવાસ માટે પોતાની અંતઃકરણપૂર્વક ભારે દીલગીરી બતાવે છે.

સંવત્ ૧૯૬૭નું ચોમાસું નિષ્ફળ જતાં સંવત્ ૧૯૬૮નો ખાસ કરી જનાવરો માટે ભારે દુષ્કાળ પડયો, તે વખતે ચાતુ-

માંસના તેઓશ્રીના અહિંના નિવાસ દરમ્યાન તેઓશ્રીએ અહિના તથા બહાર ગામના લોકોને દયા અને સેવા ધર્મનો ખરો અર્થ સમજાવી, લોકોમા દયાનો ઘણો મોટો જુસ્સો પેદા કર્યો હતો અને તેઓશ્રીના સદબોધને લઇને રાજકોટે તે દુષ્કાળ વખતે અહિથી તેમજ બહાર દેશાવરથી મોટો ફાળો એકઠો કરી માણસજાત તથા જનાવરો પ્રત્યે ઘણું ઉમદા કામ કરી બતાવ્યું હતુ આવા એક ખરેખરા મહાન્ વિદ્વાન પવિત્ર અને ચારિત્રવાન્ મહામુનિના સ્વર્ગવાસથી માત્ર જૈન કોમનેજ નહિ પણ બીજા બધાને એક ભારે ખોટ આવી પડી છે એમ આ સભા જણાવે છે

ઉપરનો ઠરાવ આખો પત્રદ્વારા તથા તેનો ટુંકો સાર તારદ્વારા બીકાનેર તથા રતલામ સઘને પ્રમુખ સાહેબની સહીથી મોકલવાનું ઠરાવવામા આવે છે

## તારની નકલ.

Citizens of Rajkot assembled in public meeting express their deep sorrow for the premature demise of Acharya Maharaj Shri Shrilalji and beg to say that in him not only the Jain Community but people in general have lost a most learned, pious and ideal saint Please convey this message to Uvacharya Maharaj Shri Jawaharlalji with our humble respects.

## ઠરાવ બીજો.

આચાર્ય મહારાજશ્રી શ્રીલાલજી મહારાજ જેવા નમુનેદાર ગુણવાન મુનિએ આપણા ઉપર કરેલા ઉપકારો માટે તેમના

તરફ માન અને ભક્તિની જેટલી લાગણી આપણે બતાવીએ તેટલી ઓછી છે એમ આ સભા માને છે અને તેટલા માટે આ સભા એમ આશા રાખે છે કે, આવતી કાલનો દિવસ, જે જૈન તથા કેટલાક અન્ય શાસ્ત્રો પ્રમાણે ચોમાસાની પાખીનો હોવાથી અને એ રીતે વ્રત નિયમો ધારણ કરવાનો એક પવિત્ર દિવસ હોવાથી મહારાજશ્રી તરફ ભક્તિભાવ ધરાવનારા લોકો પોતાનો કામધંધો બંધ રાખી બની શકે તો ઉપવાસ કરી ધર્મધ્યાનમાં ગાળશે અને એ રીતે મરહુમ મહારાજશ્રી તરફનો પોતાનો ભક્તિભાવ પ્રદર્શિત કરશે. આ ઠરાવ પણ મહેરબાન પ્રમુખ સાહેબની સહીથી પત્રદ્વારા બીકાનેર તથા રતલામ સંઘ ઉપર મોકલવો.

## જોધપુર

તા. ૩-૭-૨૦.

પૂજ્ય મહારાજશ્રીના સ્વર્ગવાસથી સંઘમાં ભારે શોક છવાઇ રહ્યો. પંડિતશ્રી મન્નાલાલજી મહારાજે તે દિવસે વ્યાખ્યાન બંધ રાખ્યું અને ભારે ઉદાસી પ્રગટ કરી.

## કલકત્તા.

તારદ્વારા સમાચાર મળતાંજ સમસ્ત શ્રાવક ભાઇઓએ મારવાડી ચેમ્બર્સની સમ્મતિ અનુસાર બજારનું બધું કામકાજ બંધ રાખ્યું. હઠખોલા પાટનું બજાર પણ બંધ રાખવામાં આવ્યું. સંવરકરણી તથા પુણ્યદાન પણ પુષ્કળ થયાં.

## ભીલવાડા.

અષાડ શુદ ૪ના રોજ પ્રાતઃકાળમાં ખબર મળતાં સ્વમતી અન્યમતીમા સંપૂર્ણ શોક છવરાઈ ગયો. ધર્મધ્યાન

પુણ્યદાન વગેરે યથાશક્તિ થયું. જાવરાવાળા સંતશ્રી દેવીલાલજી મહારાજ અત્રે બિરાજતા હતા તેમને આ ખબર એકાએક મળતાં ઘણોજ ખેદ થયો. તેમણે વ્યાખ્યાન બંધ રાખ્યું. ગૌચરી કરવા પણ ન નીકળ્યા. ત્યારપછી પણ તેઓશ્રી સદ્ગત આચાર્યશ્રીના ગુણાનુવાદ પોતાના વ્યાખ્યાનમાં વખતો વખત કરતા રહેતા.

## સાદડી.

અવસાનના ખબર મળતાં જીવદયા માટે રૂા. ૪૦૦નું ફંડ થયું, તેમાંથી જીવ છોડાવાય છે. દ્વિ શ્રાવણ વદી ૧૧ના રોજ એક દવાખાનું ખોલવામાં આવ્યું છે.

## રામપુરા.

શ્રી જ્ઞાનચંદ્રજી મહારાજના સમ્પ્રદાયના મુનિશ્રી ઈંદ્રમલજી થા. ૨ અહિં બિરાજે છે. પૂજ્યશ્રીનો સ્વર્ગવાસ સાંભળતાં તેમને અત્યંત ખેદ થયો. તે દિવસે આહારપાણી ન લીધાં. સંઘમાં ભારે શોક છવાઇ રહ્યો.

## બડીસાદડી.

સકળ સંઘમાં ભારે શોક છાઇ રહ્યો. વ્યાખ્યાન બંધ રહ્યું. ધર્મધ્યાન પુણ્યદાન તથા વ્રતપચ્ચખાણ પુષ્કળ થયાં. આસપાસના ગામોમાં પણ એજ પ્રમાણે પ્રવૃત્તિઓ થઇ હતી.

## રાવલપીંડી.

જૈન સુમતિ મિત્રમંડળને આધીન જે જે સંસ્થાઓ ચાલે છે તે બધી બંધ રાખવામાં આવી હતી.

## રાયચુર.

અહિં પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજની યાદગીરીમાં એક "શ્રીલાલ જૈન પુસ્તકાલય" ની સ્થાપના થઈ છે.

## ધોરાજી.

વ્યાખ્યાનની પરિષદ્‌માં શતાવધાની પં. રત્નચંદ્રજી મહારાજે પૂજ્યશ્રીના સ્વર્ગવાસ માટે પોતાનો શોક પ્રદર્શિત કરતાં પોતાના પરિચયનું વર્ણન કરવા સાથે પૂજ્યશ્રીના ઉત્તમ ગુણોની તારીફ કરતાં એવું કરૂણરસિક વર્ણન કર્યું હતું કે શ્રોતાઓના હૃદય શોકનિમગ્ન થયાં અને કેટલાકની આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. ઘણાં વ્રતપચ્ચખાણ થયાં. માંહોમાંહે ઉઘરાણું કરી રૂા. ૧૫૨) ના કપાશીયા લઇ અપંગ ઢોરોને અવરાવવામાં આવ્યા.

## ભુંસાવળ.

પત્રદ્વારા સમાચાર મળતાં આષાઢ શુદ ૧૧ના રોજ તમામ વ્યાપાર આદિ બંધ રાખવામાં આવ્યા અને શ્રાવકોએ દયા પોષા કરી આખો દિવસ ધર્મધ્યાનમાં વીતાવ્યો.

## અમૃતસર.

યુવરાજશ્રી કાશીરામજી મહારાજે એક દિવસ વ્યાખ્યાન બંધ રાખી ભારે શોક પ્રદર્શિત કર્યો. સંઘ સમસ્તમાં ભારે શોક છવાઈ ગયો.

## હિંગનઘાટ.

સાધમાર્ગી તથા મંદિરમાર્ગી ભાઇઓએ સાથે મળી આષાઢ શુદ ૧૧ રોજ વ્યાપાર બંધ રાખ્યો.

## કપાસન.

તપસ્વીજી હજારીમલજી થા. ૩ બિરાજે છે. સ્વર્ગવાસના ખબર મળતાં સાધુ શ્રાવકોમાં ભારે શોક છાઇ ગયો. બીજે દિવસે વ્યાખ્યાન બંધ રહ્યું મહારાજે ઉપવાસ કર્યા. પાંજરાપોળ ખોલવા પ્રબંધ થયો.

## જાવદ.

સમસ્ત શ્રાવકોએ દુકાનો બંધ રાખી ઉપાશ્રયે સંઘ એકત્ર થયો. કસાઇઓની દુકાનો બંધ રાખવામાં આવી ગરીબોને વસ્ત્ર તથા ભોજન; પશુઓને ખોળ તથા ઘાસ; કબુતરોને ચણુ તથા કુતરાંઓને પુરીઓ નાંખવા પાછળ રૂ. ૨૦૦) નો સદ્વ્યય કરવામાં આવ્યો ઘણા તેલીઓએ પોતાના તરફથી પણ પશુઓને પુષ્કળ ખોળ નંખાવ્યો.

આ ઉપરાંત ઉદયપુર, બીકાનેર, દિલ્હી, આકોલા, શિવપુરી, સિન્દુરણી, જાવરા, જયપુર વગેરે અનેક શહેરો અને ગામોમાં સભાઓ વગેરે તથા દાનપુણ્ય સંવરકરણી આદિ થયેલ પણ સ્થળસંકોચથી તથા કેટલીક જગોએથી સવિસ્તૃત અહેવાલ ન મળવાથી દાખલ કરેલ નથી.



## પ્રકરણ ૫૧ મું.

# પત્રકારો લેખકો વગેરેના શોકોદ્‌ગારો.



### મારી નિરાશા.

સાખી.

અંતરની આશાઓ સઘળી અંતરમાંજ સમાણી ;
રહ્યા મનોરથો મનના મનમાં કહેવી કોને કહાણી ;
ન્હોતી જાણી............કે આમ થશે હાણી. ૧

પૂજ્ય મહારાજશ્રી શ્રીલાલજી મહારાજના શોકદાયક અવસાનના સમાચાર થોડા વખત પૂર્વે મારા સાંભળવામાં આવ્યા ત્યારે મારા હૃદયમાં સખ્ત દર્દ થયું છે. સદ્‌ગત મહાત્માશ્રીના ઉમદા ગુણો સંબંધી મેં અગાઉ ઘણાકોના મુખેથી સાંભળ્યું હતું અને ત્યારથી તેઓશ્રીને મળવાની મારી ઘણીજ અભિલાષા હતી પણ દૈવે તે અભિલાષા નિર્મૂળ કરી નાખી. જ્યારે તેઓશ્રીનું આ તરફ પધારવું થયું ત્યારે મારો વિહાર કચ્છ તરફના પ્રદેશમાં હતો અને હું જ્યારે લીંબડી આવ્યો ત્યાર પછી મેં તેઓશ્રીને આ તરફ ફરી પધારવા વિનંતિ કહેવડાવી પણ તેઓશ્રી પધારી શક્યા નહિ અને હું તો મારા ગુરૂશ્રીની સેવાના કારણે તે દિવસથી લીંબડી છોડી શક્યો નહોતો, તેથી મારી અભિલાષા અપૂર્ણજ રહી છે.

ગીતિ.

સદ્ગુણ જ્યાં જ્યાં સુણતો, સુયશ પૂજ્યનો જ્યાંહિ શ્રવણ કરતો,
અધિર થતું મન મારૂં, મળવા માટે ઉપાયજ આદરતો.

મારો તેઓશ્રી સાથેનો પ્રત્યક્ષ પરિચય નહિ હોવાથી મારા મન ઉપર તેઓના ગુણોની જે છાપ પડી છે તે માત્ર પરોક્ષ છે.

લીંબડીમાં પૂજ્ય મહારાજનું આગમન સંવત્ ૧૯૯૭ના વૈશાખ શુદ ૬ ગુરૂવારે તેઓશ્રી લીંબડીમાં એકવીશ થાણાથી પધાર્યા હતા ત્યારે તેમનો ઉતારો અત્રેની હાઇસ્કુલમાં હતો, તેમના વ્યાખ્યાનમાં અત્રેના ઠાકોર સાહેબ હરવખત હાજરી આપતા હતા. ઓફીસનાં સર્વ માણસો વ્યાખ્યાનનો લાભ લઇ શકે તે માટે કોર્ટનો મોર્નીંગ ટાઇમ ફેરવી નાંખ્યો હતો, જેથી ઓફીસના અને ગામના ઇતર ભાવિક સમુદાયનો ઠઠ ખુબ ભરાતો હતો. તેઓશ્રીના વ્યાખ્યાનની શૈલી ઘણી આકર્ષક, શાસ્ત્રાનુસાર અને દેશકાલની વર્તમાન ભાવનાઓને અનુસરતી હતી. તેઓશ્રીની પ્રકૃતિ અત્યંત સરલ અને નિર્મળ હતી. દરેક કોમનાં માણસો શ્રવણ–સત્સંગનો લાભ લેતાં હતાં અને તેઓશ્રીના અતિશયથી સર્વ જનો પોતાનાજ ધર્મગુરૂ સમાન ગણતા હતા. વ્યાખ્યાન દરમ્યાન અનેક પ્રાચીન કવિઓનાં કાવ્યોને સુમધુર કંઠથી શિષ્ય વર્ગ સાથે એવો ઘોષ કરતા કે તેથી શ્રોતાઓમાં અજબ રીતે અસર ઉપજતી હતી. મારવાડની વીરભૂમિના ઇતિહાસનાં દ્રષ્ટાંતો અને તે ઉપર સિદ્ધાંતોની એવી મજાની ઘટના કરતા હતા કે, શ્રોતાઓ રસમા એકતાન બની

જતા હતા. વ્યાખ્યાનમાં ઉઠવાની વૃત્તિ તો થવાજ ન પામે તેવી મધુરી શૈલી ને બુલંદ અવાજોને શ્રોતાજનો હજી સંભારી રહ્યા છે. તે સમયમાં અત્રે પંડિતરાજ બહુસૂત્રી સ્વર્ગસ્થ મહારાજશ્રી ઉત્તમચંદજી સ્વામી પોતાના સમુદાય સહિત વિરાજતા હતા અને તેઓશ્રી વ્યાખ્યાનમાં હમેશાં પધારતા હતા. તેઓશ્રીના મોઢેથી તથા બીજા શ્રાવકોના મોઢેથી મેં આ સર્વ બીના સાંભળેલી છે. તેમની વાણીનો મહિમા તો મેં ઘણા જનો પાસેથી સાંભળ્યો છે.

સાખી.

શ્રોતાઓનાં ચિત્ત હરનારી, મંત્રમુગ્ધ કરનારી;
વાણી વરસાવીને ચાલ્યા, વિબુધ લોક વિહારી;
સુધારી ભવી જનને........ ... આ ભવ જળથી તારી.

મનમા એમજ થઇ આવે છે કે

દોહરો.

ક્યાં દર્શન કરવાં હવે, સુણવો ક્યાં સદ્બોધ?
પુનીત પૂજ્ય શ્રીલાલજી, ક્યાં જઇ કરવી શોધ.

સાખી.

આખરસુધી પણ થયા ન દર્શન, લાભ ન હશે લલાટ,
અત્ર સ્થળે આવ્યા પણ ન મળ્યા, મન દુખાય એ માટ;
ઉપાય ન જે ઘાટે..........વળ્યા તેહ વાટે.

ઘણા જનો જેમણે તેઓશ્રીનાં વ્યાખ્યાન સાંભળ્યાં છે તેઓને મેં કહેતા સાભળ્યા છે કે તેની અસર હજી પણ તેમના ઉપર જેવી ને તેવી કાયમ છે. આવી અસરકારક શૈલી

અને શ્રોતાઓનાં મન ઉપર છાપ પાડવાની શક્તિ એજ વાતને સૂચવે છે કે તેઓશ્રી જે કથીતવ્યનો શ્રોતા સમક્ષ પ્રકાશ કરતા હતા તેને તેઓ પોતાના હૃદયમાં સત્ય તરીકે સ્વીકારતા હતા. અને તે સત્ય ઉપરની તેઓશ્રીની અચળ શ્રદ્ધા અને ગાઢ પ્રીતિના કારણથીજ તેઓ શ્રોતાઓના ઉપર આવી ઉત્તમ અસર ઉપજાવી શકતા હતા.

શાસ્ત્રોમાં નિર્દિષ્ટ કરેલી આજ્ઞાઓનું તેઓ અસાધારણ ધૈર્ય અને શ્રદ્ધાપૂર્વક પાલન કરતા હતા. તેઓશ્રી જે ભાવનાને પોતાના ધર્મ અને કર્ત્તવ્ય તરીકે સ્વીકારતા હતા તેને પોતાના આત્મામાં એકાત્મભાવે પરિણમાવી શકતા હતા. આ ઉપરાંત વર્તમાન સાધુ સંપ્રદાયમાં દુર્લભ એવા અનેક ઉચ્ચ અને સાધુને શૃંગાર સ્વરૂપ ગુણોના ધારક હતા.

આવા એક પરમદુર્લભ ગુણધારક સાધુના દેહાંતર ગમનથી અમને સર્વને ખરેખર ઘણો ખેદ થાય છે. સદ્‌ગતના અનુયાયી વર્ગની ફરજ એ છે કે તેઓએ પૂજ્ય મહારાજશ્રીના ગુણોને પોતાના જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવો અને તે દ્વારા તેઓશ્રીની સ્મૃતિનું સંરક્ષણ કરવું.

લી. સંતશિષ્ય

ભિક્ષુ નાથચંદ્ર.

## જૈન હિતેચ્છુ.

"કલેષથી ગોળાનું પાણી પણ સૂકાઈ જાય છે" એ કહેવત છેકજ ખોટી નથી. જૈનસમાજનો એક કોહીનૂર અદ્રશ્ય થયો છે. એમના અને એમના પ્રતિપક્ષીના દ્રષ્ટિબિંદુમાં કચ્હાં તફાવત

હતો અને કોણ કેટલે દરજ્જે દોષિત હતું તે ચર્ચવા હું મુદ્દલ ખુશી નથી..............આજે જ્યારે પૂજ્ય મહારાજ હૈયાત નથી ત્યારે એટલું કહેવું યોગ્ય ધારૂં છું કે **બીજા શ્રીલાલજી પચાસ વરસમાં થનાર નથી** એમના અને બીજા સાધુના નામથી પાર્ટી જમાવવામાં મુખ્યત્વે આગેવાનોજ દોષિત હતા.

હવે તો પૂજ્યશ્રી ચાલ્યા ગયા છે અને સુલેહ કે કલેષ જોવા પામનાર નથી. હવે ચારિત્રગૌરવ અને મહત્તા થોડા કાળમાં અદ્રશ્ય થશે ; અને એનું પાપ સુલેહના ફીરસ્તાઓને' માથેજ પડશે શ્રીલાલજી મહારાજના સ્મારક તરીકે એક મ્હોટું ફંડ સ્થાપી જૈન ગુરૂકુલ કે એવી કોઇ સંસ્થા ખોલવા બીકાનેરમાં એક મેળાવડો આ અંક બહાર પડે તે પહેલાં થઇ ચુકયો હશે. હું ઇચ્છું છું કે એ પવિત્ર પુરૂષનું નામ કોઇ પણ સંસ્થા કે ફંડની સાથે જોડવામા ન આવે. સમાજના હાલના સંજોગો જોતાં કોઇ પણ સંસ્થા કેવી ચાલશે તે અટકળવાનું મુશ્કેલ નથી અને જ્યહાં હજાર તકરારો થયાંજ કરવાની છે, એવી સંસ્થા સાથે આ શાંત પવિત્ર પુરૂષનું નામ જોડવામાં ભક્તિ કરતાં અવિનય થવાનો વધારે સંભવ છે. ચારિત્રનાં નમુનારૂપ એ મહાત્માઓ કાઠિયાવાડમાં જન્મેલા શ્રી ગુલાબચંદજી અને રાજપુતાનામાં જન્મેલા શ્રીલાલજી બંને અદ્રશ્ય થયા છે એમ તો બીજા પણ થોડા મુનિઓ સારા ચારિત્રવાળા છે. વ્યાકરણ ન્યાય જાણનારા પણ છે પણ **ગુલાબ અને શ્રીલાલ એ બે પુષ્પ અનોખાંજ હતાં.** એકમાં સત્ય ખાતર ક્રોધ (noble indignation), અને બીજામાં આત્મગૌરવમાંથી સ્વાભાવિક રીતે ઉદ્ભવતું સુંદર માન જોવામાં આવતું

પણ તે તો ત્હેમની કિમ્મતમાં વધારો કરનાર તત્ત્વો હતાં. અપ્રશસ્ત ક્રોધ અને અપ્રશસ્ત માનથી એ તદ્દન જુદીજ વસ્તુઓ હતી. ક્ષત્રિયમાં અને સઘના નાયકમાં પ્રશસ્ત ક્રોધ અને પ્રશસ્ત માન આવશ્યક છે અને એતો એની ઉજવળતાનો પુરાવો છે.

આ પ્રસંગે એક આધ્યાત્મિક સત્ય mysticism નું કિરણ સ્ફુરી આવે છે. ચારિત્ર અને બુદ્ધિના સંઘર્ષણનો આ સમય છે. વ્યાકરણ, ન્યાય તર્કના અભ્યાસનો શોખ રાજપુતાના તરફના શ્રાવકો અને સાધુઓની પ્રકૃતિમાં નહતો. ત્હાં માત્ર નિર્દોષ ચારિત્રનો શોખ હતો. બુદ્ધિની લીલાઓ ચોતરફ પૂજાતી જોવામાં આવી અને આ વર્ગના કેટલાક સાધુઓ પણ ધીમે ધીમે બુદ્ધિ વૈભવ તરફ ઝુકાવા લાગ્યા. પ્રથમ તો સૌને તે ગમ્યું, પછી ચારિત્ર અને બુદ્ધિ તરફ સ્વાભાવિક યુદ્ધ આરંભાયું. આ યુદ્ધ લાંબો સમય ટકવું જોઈએ. બંને એક બીજાના ટપલાં ખાઇ ખાઇને છેવટે ચારિત્ર બુદ્ધિમાં અને બુદ્ધિ ચારિત્રમાં સમાઇ જશે એટલે બુદ્ધિ અને ચારિત્રથી પર એવા 'આધ્યાત્મિક ભાન' માં દાખલ થવાશે. હૃદય અને બુદ્ધિ બન્ને એક વ્યકિતના માલિક તરીકે તો ભયંકર છે, પણ વ્યકિતના સાધન-દાસ-તરીકે ઉપયોગી છે. દયાળુ અને વિદ્વાન્ દુઃખી છે, પણ યોગી કે જે હૃદય અને બુદ્ધિના રાજ્યમાં થઇને તે હદ ઓળંગી ગયો હોય છે તે એક સુખી મહારાજા છે કે જેની બંને બાજુએ હૃદય અને બુદ્ધિ હાથ જોડી હુકમની આજ્ઞા માગી રહ્યા છે. એ સ્થિતિએ પહોંચવાનેમાટે હૃદયની બળતરાઓ અને બુદ્ધિની ઉદ્ધતાઇઓ સહન કરવીજ પડેછે.

વા. મો. શાહ.

# जैन पथ प्रदर्शक-आग्रा.

भीषण वज्रपात !

*गिरा पै सब को दिमाग़ था हा ! न रहा ।*

*समाज का एक चिराग़ था हा ! न रहा ॥*

आज चारों ओर से इस जैन धर्म पर आपत्ति की घन घोर घटायें घिरी देख कर किस जैन धर्म्मके प्रेमी को दुःख न होता होगा। जिस जैन धर्म्मके मुख्योद्देश्य " अहिंसा परमो धर्म्मः "के कारण एक दिन सारे नभोमंडलमें उसकी तूती बोलती थी, सर्वत्र उसीका प्रचार था आज वही धर्म्म-हा शोक है कि, उसीके अनुयायी उसका अनुकरण न करके उसको अधोगतिमें पहुंचानेकी कोशिश कर रहे हैं।

धर्म्मको हीन दशासे बचाने अर्थात् बिना बोझकी खुशकीमें डूबने वाली नैयाको उपर उठानेके लिए, उसे पार करनेके लिए ही साधु महात्माओंने अहर्निश प्रयत्न किया। किन्तु खेद है कि, अहिंसा परमोधर्म्मका प्रचारक जैन धर्म आज अपने साधुओंसे भी वञ्चित होता जाता है। हा! जब हम जैन धर्म्मके स्थम्भ आचार्य्य प्रवर विद्वन्मण्डलीके रत्न, क्षमाके भूषण, दयाके सागर, शान्तिके उपासक, धर्म्म प्रेमी, निर्भीक, स्पष्टवादी, रात्रिन्दिवा जैन धर्म्मका प्रचार करनेवाले परमपद प्राप्त पूज्य

श्रीलालजी महाराजके आषाढ़ सुदी ३ शनिवार सं० १९७७ जयतारण शहर ( राजपूताना ) में स्वर्गारोहणका समाचार सुनते हैं तब कलेजेके टुकड़े २ होजाने हैं।

आसाढ़ सुदी ३ का शनिवार जैनधर्मके इतिहासमें काले अक्षरोंसे लिखा जायगा। जिस बातकी कुछ भी सम्भावना न थी वही आंखोंके आगे घटित होगई। जिस घोर आपत्तिकी आशंका मात्रसे मन अधीर हो उठता है वह अंतमें इस दुनिया जैन समाजकी आंखोंके सामने आ ही गई। अनेक आशाओं पर पानी फेर कर तमाम स्थानकवासीही नहीं लेकिन अनेकों जीवोंको अथाह शोकसागरमें निमग्न कर इस दिन निठुर कालने स्थानकवासी जैन-वाटिकामें वज्रपात करके जिस प्रस्फुटित और दिगन्त तक सौरभ विकीर्ण करनेवाले सुमनको उसकी गौरव-शालिनी लताकी गोदसे उठा लिया। देखते २ बिना किसीके दिलमें पहलेसे इस बातका खयाल भी आये हुए और बिना किसी महान् कष्टके ५१ वर्ष तक औदारिक शरीरकी झोंपडीमें रहकर अपने सुकृतमयी जीवनमें महा शुभ कर्मवर्गणाओंका बंध कर तैजस और कार्मण शरीरको लिये हुये किसी वैक्रिय शुभ शरीरमें दीर्घकालको स्थायी हो गये।

एक तो योंही जैन धर्म पर आपत्तिकी घनघोर घटाएं छा रही हैं। लगभग एक माह ही हुआ होगा कि अभी पंजाब प्रान्त

फे लाहोर नगरमें श्रीमान् अनेक गुणोंके धारक जैन मुनि श्री शार्दीरामजी और दूसरे जैन नवयुवक पंडित मुनि श्री कान्हरामजी महाराजका जो सियालकोटमें स्वर्गवास हुआ उसको तो हम भूल भी न पाये थे कि इतनेहीमें हम जैन धर्मके प्रचारक कार्य्यकर्त्ता और उसके माननीय स्तम्भका दुःखदायी यकायक समाचार सुनते हैं तब हमें

फलक तू ने इतना हँसाया न था,
कि जिसके बदले यों रुलाने लगा।

वाली लोकोक्ति याद आती है। हा! जब हम मुनिवर श्रीलालजी महाराजके मिष्ट भाषणही और ध्यान देते हैं और विचार करते हैं कि, जिनका मिष्ट भाषण जैन धर्मके केवल स्थानकवासी ही सुन कर प्रसन्न नहीं होते थे अपितु जिस मिष्ट भाषणको सुनकर सबही मधुर भाषण करनेकी प्रतिज्ञा करते थे, हा! आज वे ही पूज्यवर श्री और लाल जिनका नाम सोनेमें सुगन्धिकी कहावत चरितार्थ करता था नहीं है! यदि शेष है तो वहही है जो उन्होंने धर्मकी रक्षा सेवा और अभिवृद्धिके लिये अपने प्यारे जीवनको तुच्छ वस्तुकी तरह उत्सर्ग करनेमें समर्थ किया, स्वदेश जाति और समाजकी उन्नति एवं योगक्षेमके लिये जो भारीसे भारी विपत्ति झेलने और जीवनमें संपूर्ण सुखोंको अनायासही बलिदान करनेको तैयार हुए, मृत्युशय्या पर बेवसीमें पड़े हुए भी अपने प्राणप्रिय धर्मकी हित कामनाके उंच विचार जिनके मस्तिष्कमें घूमते रहे,

जो दीन दुःखियाओंके अकारण बन्धु थे, जिनके पतन पर एक और शोककी कालनिशा, दुःखकी तरंग और हृदय विदारक हाहाकार ध्वनि और दूसरी तरफ समस्त नरनारी बूढे बच्चे और सर्व साधारणके मुंहसे यशः-सौरभका पटहनाद विघोषित उठा रहा है। उनका देह और प्राण समय गह्वरमें चिरकालके लिये छुपजाने पर भी वे चिरजीवी है; उनकी मृत्यु किसी प्रकार भी हो नहीं सकती, यमराजका शासन-दण्ड उनकी विमल कीर्तिकी अभेद चट्टानसे टकरा कर कुंठित होजाता है—टुकडे २ होकर गिर जाता है। मनुष्य चक्षुसे अगोचर रहनेपर भी उनकी पूजनीय आत्मा विचरण बराबर करती रहती है। मरनेके बाद भी उनका पवित्र और आदर्श जीवन उस पर मनन करनेवालोंके जीवनको पवित्र और उच्च करनेका महान् उपकार करता रहता है।

आज शोकाकुल और निराधार समूहके मुंहसे ऐसे वाक्य जैसे "अब क्या करें, कुछ सूझता नहीं" ऐसेही वाक्य निकल रहे हैं लेकिन यह कब तकके है ? पाठकगण! यह जभी तकके है तब तक हम और आप अपने विषय कषायोंको छोडे हुए है क्योंकि यह अनादि कालका नियम होता है कि प्रायः ज्यों २ दिन बीतते जाते है त्यों २ जीव अपने विषय कषायोंमें फंस कर शोकसे शांति पाते जाते है इसी प्रकारसे थोडे समय बाद आप भी उन पूज्यश्रीकी याद तक भी भूल जाओगे। थोडी देरके लिये यह हम मान भी लें कि जिन्होंने पूज्यश्रीको देखा है, जिनकी

परिचय है वे कदाचित् न भी भूलें तो भी उनकी भावी सन्तानको तो नाम भी सुनना एक तरहसे कठिन हो जायगा। ऐसी अवस्थामें हमारा और आपका कर्तव्य है कि हम स्वर्गीय श्री श्री १००८ श्री पूज्य श्रीलालजी महाराजका

## सच्चा स्मारक

बनानेको हर प्रांत, देश, शहर और गांवमें "श्रीलालजी फण्ड" की स्थापना करके स्मारकके लिये चन्दा करें।

जैन धर्म ही एक ऐसा धर्म्म है जो कृतघ्नताके दोषसे बचा हुआ है। इसलिये आइये भ्रातृगण हम अपने माननीय पूजनीय जैन धर्म्मके अनन्य भक्त निःस्वार्थ प्रेमी पूज्यश्री श्रीलालजी महाराजके स्मारक रूपमें कोई संस्था बना कर अपने कर्तव्यका पालन करें। यों तो जैन समाजमें आज कल छोटी मोटी कितनी ही संस्थायें हैं लेकिन हमारी रायमें इस पवित्र आत्माकी एक ऐसी आदर्श संस्था होनी चाहिये जैसे वे आदर्श पूज्य, मुनि, आचार्य्य, प्रभावशाली और स्तम्भ थे।

आपका जन्म श्री संवत् १९२६ में ग्राम टोंक (राजपूताना) में हुआ था। आपके पिताश्रीका नाम चुन्नीलालजी ओसवाल था। वे बड़े ही धर्म्मात्मा थे। आपने संवत् १९४४ माघ सुदी ५ को दीक्षा ली थी। पश्चात् संवत् १९४७ में आपको पूज्य पदवीकी प्राप्ति हुई। तबसे आप अहर्निश धर्म्म चर्चामेंही

अपना समय बिताने लगे। वे सदा अपने जीवनको धार्म्मिक जीवन बनानेमेंही लो रहते थे।

ऐसे महात्माके असमयमें उठ जानेसे जैनधर्म्मको बडी हानि पहुँची है तथा शीघ्रही इसकी पूर्ति होना भी असंभव है। इस समय उनके शोक मकाशमें सभी जगह सभाएं हो रही हैं। इसी बैशाखके महीनेमें हमने आपकी अजमेरमें खूब सेवा की तब आपकी बातोंसे मालूम हुआ कि जैन-पथ-प्रदर्शक पर आपकी विशेप कृपा थी। आप इसे जैन जातिको उठाने वाला समझते थे। इनके शोकमें प्रदर्शकका कार्यालय बराबर तीन दिन तक बन्द रहा। कार्य्यालयने इस शोक सम्बादको हरएकके कानों तक पहुँचाया। हमने अपने भाइयोंसे आशा की थी कि ज्योंही वे इस शोक समाचारको सुनेंगे अपने २ यहां शोक सभाएं करेंगे तथा एक बडी भारी सभा संगठित करके वे " श्रीलाल जैन फंड " की स्थापना करेंगे।

## मुंबई समाचारमांथी.

लेखक.—श्रीयुत् चुनीलाल नागजी वोरा—राजकोट.

સામ્પ્રત સમયે અશાન્તિ, અજ્ઞાન અને જીવનકલહનું તીક્ષ્ણ સામ્રાજ્ય જગતમાં સર્વત્ર ફેલાયેલ છે, તે કાળમાં પૂજ્ય મહારાજશ્રી 'રણમાં એક ઊંટ સમાન' હોઇ સંસારના ત્રિવિધ તાપથી તપ્ત જીવોને એકના એક દિલની શાન્તિ અને દિલાસો

મેળવવાનું પવિત્ર સ્થાન હતું, તે પણ જૈન કોમના હીનભાગ્યે નષ્ટ થયેલ હોવાથી જૈનધર્મ અને કોમને સજ્જડ ફટકો પડેલ છે, અને તેઓશ્રીની ખોટ લાંબા સમય સુધી પુરાવી મુશ્કેલ છે.

હિંદના ભિન્નભિન્ન ભાગો જેવાકે પંજાબ, રાજપૂતાના, મારવાડ, મેવાડ, માળવા, કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, દક્ષિણ આદિ દેશોમાં વસતા હજારો અને લાખો જૈનો પૂજ્ય મહારાજ શ્રી પ્રત્યે અત્યંત પૂજ્યભાવ ધરાવતા હતા અને તેઓશ્રીને તરણ તારણ જહાજવત વીતરાગી સાધુના નમુનારૂપ સમજતા હતા ચોથા આરાની પ્રસાદીરૂપ શ્રી મહાવીરપ્રભુ વિચરતા હતા તે સુખદ કાળની પ્રસાદીરૂપ પૂજ્ય આચાર્યશ્રી ગણાતા હોવાથી તેઓશ્રીની શાન્તિમય મુખમુદ્રાના દર્શનાર્થે તેમજ મહાપ્રભાવ શાળી દિવ્યવાણી અને જગતમા સર્વત્ર સુખ અને શાન્તિ ફેલાવતા પવિત્ર સદ્બોધામૃતનું પાન કરવા પ્રતિવર્ષ ચાતુર્માસમાં હિંદના તમામ ભાગમાંથી હજારો જૈન ભાઇઓ એકઠા થઇ આ દુઃખદ કાળમાં દિવ્ય સુખની ઝાંખીનો લાભ મેળવી પોતાને કૃતાર્થ માનતા અને દુઃખ તથા દિલના ભાર હળવા કરી શકતા હતા. આ પ્રમાણે તેઓશ્રીના ચાતુર્માસનું સ્થળ શાંતિ અને આનંદ આનંદના જયધ્વનિથી ગાજી રહેતું હતું.

પૂજ્યશ્રીની વાણીનો પ્રભાવ એટલો બધો પ્રબળ અને હૃદયંગમ હતો કે, સ્વધર્મી, અન્યધર્મી હજારો લોકો તેઓશ્રીના વ્યાખ્યાનનો લાભ લેવા સર્વ સ્થળે એકઠા થતા હતા અને તેઓશ્રીનું વ્યાખ્યાન ચાલતું હોય તેટલો સમય આ દુઃખમય સંસારનું ભાન ભૂલી જતા અને કોઇ દિવ્ય ભૂમિમાં બેઠા હોઇએ

તેની માફક સર્વના મન ઉપર પરમ સુખ અને શાંતિની છાયા છવાઇ રહેતી. અને એક ચિત્તે તેઓશ્રીના અલૌકિક બોધનું શ્રવણ કરતાં સમયનું પણ ભાન ભૂલી જવાતું.

પૂજ્યશ્રીના બે મુખ્ય ગુણો કે જે ગુણોવડેજ જૈન સાધુ કોઇ પણ પંથ કે ધર્મના ત્યાગી સાધુઓમાં અગ્ર દરજ્જો ધરાવે છે, તે ગુણો જેવા કે : ચૈતન્યની સ્વતંત્રતાનું સમ્પૂર્ણ જાણપણું ; અને એ સ્વતંત્રતા મેળવવા અને ખીલવવા માટે તદાત્મક ઉપયોગ; આ બન્ને અલભ્ય મહાન ગુણો આચાર્યશ્રીના સમાગમમા શ્રી વીરમાર્ગથી જાણુ એવી જે જે વ્યક્તિઓ આવેલ તેમને દરેકને જણાયા વગર રહેલ નહિ જૈન સાધુઓ આત્માનો સ્વગુણ પેદા કરવાને સંયમ ગ્રહણ કરે છે અને તેઓને આ મહાન્ વિકટ કાર્ય પરિપૂર્ણ પાર પાડવાને સતત ઉદ્યોગી રહેવું પડે છે. કારણુ કે આર્ય માન્યતા પ્રમાણે પણ દરેક જીવાત્મા ષડ્રિપુઓથી અનાદિકાળથી બંધાયેલો છે અને તેની સાથે ટેવાયેલો છે તાત્પર્ય કે સ્વસત્તાને ભૂલી ગયેલ જીવાત્માને સત્તા પુનઃ પ્રાપ્ત કરવા માટે માર્ગ બદલવો પડે છે અને નવે માર્ગે ચાલતા પૂર્વકાળનો બીજો અભ્યાસ હોવાથી અનેક વ્યાઘાત-અડચણો ઉત્પન્ન થાય છે, તે નિવારવા સતત ઉદ્યોગની જરૂર પ્રાધાન્યપણે રહે છે. આવો ઉદ્યોગ અને વિચાર પૂજ્ય-આચાર્યશ્રીમાં મુખ્યપણે અને અજાયબી ભરેલી રીતે જોવામાં આવતા હતા. આધુનિક જૈનો અને ઘણાએક જૈન સાધુઓ લૌકિક અને લોકોત્તર ધર્મની ભિન્નતા સમજ્યા વગર સાધુ અને શ્રાવકોના આચાર, વ્યવહાર અને શિક્ષણ આદિ કર્મોમાં

આધુનિક સમયાનુસાર ફેરફારોની હીમાયત કરે છે. તેવાઓને પૂજ્યશ્રી એક દ્રષ્ટાંતરૂપ હોઈ ખાતરી કરી આપેલ કે, આત્માનો નિજ ગુણ પ્રાપ્ત કરવામાં પૂર્વકાળે જે વસ્તુની જરૂર હતી, તેજ વસ્તુઓની આજે પણ જરૂર છે, અને ભવિષ્યમાં પણ તેમજ રહેવાનું જેઓને પોતાના આત્માનું ભાન કરવાની તીવ્ર જીજ્ઞાસા છે એજ કારણે સંયમ ગ્રહણ કરેલ છે, એવા મહાનુભાવ અને જ્ઞાની પુરૂષો આજે પણ શ્રીવીરપ્રભુની આજ્ઞાનુસાર રાગદ્વેષથી વિરકત થઇ એકેંદ્રિયથી પંચેંદ્રિય સુધીના જીવમાત્રની સત્તા એકસરખી હોવાથી તેવા તમામ પ્રકારના જીવો પ્રત્યે સમભાવ રાખી સ્વકાર્ય કરવાને તત્પર હોય છે અને . ધર્માંધ નહિ થતાં જૈન વા જૈનેતર દરેકે દરેક જીવો કર્મથી મુકત યા હળવા થાય એજ વિચારે ઉપદેશ અને પોતાનું ચારિત્ર રાખી લોકો અને જગત્ ઉપર મહા ઉપકાર કરવા ઉપરાંત સ્વઆત્માના કલ્યાણના સમ્પૂર્ણ રીતે આરાધક બને છે. આવા ઉપકારક ગુણો પૂજ્યશ્રીમાં પ્રાધાન્યપણે હોઇ તેઓ શ્રી જૈન વા જૈનેતર વર્ગમાં અતિ માનનીય અને પૂજનીય થઈ પડયા હતા.

"મા હણો, મા હણો" કોઈના જીવને મન, વચન કે કર્મથી અસુખ ઉપજાવો નહિ, તે તેઓશ્રીનો અતિપ્રિય અને મુખ્ય બોધ હતો. અને કોઈ જીવને જરાપણ દુઃખ થતું જોઇ સાંભળી તેઓના મનને બહુ આઘાત થતો હતો અને તેઓશ્રીથી તેવા પ્રકારનું દુઃખ સહન થઇ શકતું નહતું.

સંવત્ ૧૯૬૭ની સાલમાં પૂજ્યશ્રી કાઠીયાવાડમાં વિચરતા હતા. આ સમયમાં વરસાદ ન આવવાથી સંવત્ ૧૯૬૮નો

ભયંકર દુષ્કાળ પડયો. દયા અને ક્ષમાની મૂર્તિસમાન આચાર્યશ્રીએ જ્યારે જોયું કે: હજારો બીચારાં પ્રાણીઓ માત્ર તૃણને ખાતર મરણને શરણ થાય છે, ત્યારે તેઓશ્રીને અત્યંત દુઃખ ઉપજેલ. પરિણામે દુષ્કાળપીડિત દુઃખી જાનવરોને બચાવવામાં સમાયેલ લાભ અને પુણ્ય ઉપર એવો સચોટ ઉપદેશ શાસ્ત્રાધારે આપેલ કે તેના પ્રભાવથી શ્રોતૃવર્ગમાં દયાની લાગણી અત્યંત પ્રકટી નીકળેલ. અને રાજકોટ જેવા ન્હાના શહેરમાં એકજ દિવસે રૂા ૩૦૦૦૦) ત્રીશ હજારનું ફંડ થવા પામેલ અને તે વડે હજારો જીવોને જીવિતદાન મળેલ છે.

આ તકે ખાસ જણાવવું જોઇએ કે સંવત્ ૧૯૬૮માં કાઠીયાવારના ઘણા ભાગોમાં પૂજ્ય મહારાજશ્રીના બોધના પ્રભાવથી જાનવરોના બચાવ માટે કેટલકેંપો ઉઘાડવામાં આવેલ, અને આ દિશા તરફ લોકોનું વળણ ફેલાયેલ. પૂજ્ય આચાર્યશ્રીએ આ પ્રમાણે જીવરક્ષા માટેનું જે બીજ વાવેલ તેનું વિશેષ ફળ સંવત્ ૧૯૬૮ની સાલ પછી પડેલા દુષ્કાળો દરમ્યાન કાઠીયાવાડનાં નાનાં નાનાં ગામોમાં પણ જાનવરોના બચાવ માટે દુષ્કાળ દરમ્યાન થતા પ્રયત્નોથી સર્વેને જોવામાં આવેલ છે.

આ પ્રમાણે કાઠીયાવાડની ભૂમિને તેઓશ્રીના મંગળમય પગલાથી પાવન થવાનું આવું એક અલૌકિક સ્મરણચિન્હ રહેવા પામેલ છે એક પ્રભાવશાળી વ્યક્તિના બોધનો આ કાંઈ થોડો પ્રભાવ ન કહેવાય !

રાજપૂતાના, માળવા વગેરેમા પણ અનેક સ્થળોએ ગૌરક્ષા માટેની સંસ્થાઓ અને જ્ઞાનશાળાઓ મુખ્યત્વે પૂજ્યશ્રીના બોધ-

નેજ આભારી છે. તેમજ છોટીસાદડી વાળા સદ્ગત શ્રીમાન્ શેઠ નાથુલાલજી ગોદાવત્તે રૂપિયા સવાલાખની સખાવત જાહેર કરી એક જૈનાશ્રમ ઉઘાડેલ છે, તે પણ પૂજ્ય મહારાજશ્રીનો પ્રભાવ હતો.

પૂજ્યશ્રી ચારિત્રના એક ઉમદામા ઉમદા નમુના હતા. તેઓશ્રીની શાન્તિમય ગભીર મુખમુદ્રા, દયામય હૃદય, જ્ઞાનમય અલૈકિક વાણી અને સત્યકથનના પ્રભાવથી અન્યધર્મી સાક્ષર જનો પણ તેઓશ્રીને પૂજનિક ગણતા હતા. રાજકોટના ચાતુર્માસ દરમ્યાન શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવીશ્વર, અને સદ્ગત અમૃતલાલ પઢીયાર પૂજ્યશ્રીના ગાઢ પરિચયમા આવેલ હતા અને આ બન્ને સાક્ષરજનોને જ્યારે જ્યારે જાહેરમાં બોલવાનો પ્રસંગ મળતો ત્યારે ત્યારે આચાર્યશ્રીના ઉત્તમ ચારિત્ર્ય, જ્ઞાન અને ઉપદેશની મુક્તકંઠે તારીફ કર્યા વગર રહી શકેલ નથી. તેઓના શબ્દો મુજબ "શ્રીલાલજી મહારાજ ચારિત્રનો એક ઉમદામાં ઉમદા નમુનો છે અને આ કળિકાળમાં તેમનો જોટો મળવો દુર્લભ છે."

× × × ×

આચાર્યશ્રી એટલા બધા પ્રભાવશાળી, ચારિત્ર્યવાન્ અને જ્ઞાની હતા કે પ્રાય: તમામ જૈન મુનિરાજો તેઓશ્રીને આચાર્ય તરીકે માન આપતા હતા. હાલમા તેઓશ્રીના સંપ્રદાયમાં ૭૨ સાધુમુનિરાજો વિચરે છે. પૂજ્યશ્રીના નિર્વાણને લઇને યુવરાજ મુનિશ્રી જ્વાહિરલાલજી મહારાજ હવે આચાર્યના પદને પામેલ છે તેઓ પણ સર્વથા સુયોગ્ય છે.

સ્થાનકવાસી જૈન સમાજના આવા એક મહાન્ પૂજ્ય આચાર્યશ્રીના નિર્વાણથી જૈન કોમે એક અણમોલ રત્ન ગુમાવેલ છે.

**शोक ! शोक !! महा शोक !!!**

( लेखक—श्रीमज्जैन धर्मोपदेष्टा माधवमुनिजी महाराज )

श्रीयुक्त श्रीलालजीको स्वर्गवास सुनतेही,
जैन प्रजा एक साथ शोकाकुल है गई ।
है गई हमारी मति आर्त्तध्यान मांही मग्न,
लिख्यो नहीं जाय लेखनी हू दगा दै गई ॥
शान्ति छवि जाकी देखि संघमें सुशान्ति होती,
अहो ! मन मोहनी वो मूरति कितै गई ॥
रे ! रे ! क्रूर कुटिल कराल काल ! तेरी चाल,
हाय ! हाय ! हायरे ! कलेजा काट लै गई ॥ १ ॥

प्रबल प्रतापी पूज्य अतिशय अमितधारी,
घोर ब्रह्मचारी उपकारी शिर सेहरो ।
हुकम मुनीश वंश भूषण " विभूतिलाल ";
सत्तपशम संयमादि सर्व गुण गेहरो ।
विक्रमीय संवत् उन्नी सौ सितत्तर,
आषाढ शुक्ल तृतीयाको पिछान आयु छेहरो ॥
औदारिक देह गद गेह, हेय जान हाय !
जाय-जय तारण जाने धार्यो दिव्य देहरो ॥ २ ॥

जान जगत जाल इन्द्रजालको सो ख्याल,
जाने बालापन ही से मद मोहको हटायो है ॥

सूरीश्वर हुकम वंश मांहि अवतंश समो,
जाको जश–वाद मत छहुँ न में छायो है ।
दे दे उपदेश देश देशनमें विशेष भांति,
भव्योंके हृदयमें सुबोध बीज बायो है ॥
स्वर्गीय जीवोंको सुबोध देन काज राज जाय,
जय–तारण जगतारण स्वर्ग सिधायो है ॥

---

(स्वर्गीय श्री श्री १००८ श्री पूज्यजी श्रीलालजी
महाराजका गुणगान)

(लेखक—पंडित लक्ष्मीनारायण चतुर्वेदी, रामपुरावाला.)

श्रीलालजी महाराज पूज्य अवतारी ।
हुए जैन जातिमें सूर्य असिव्रत धारी ॥ टेक ॥
थे चुन्नीलालजी सेठ पिताके धरमें ।
थे हुए वहां उत्पन्न सुटोंक नगरमें ॥
ज्ञान लगा हुए साधु, थोड़ी उमरमें ।
पाठको ! हुए एक ही, जो भारत भरमें ॥
जब जब होती है हानि, धर्मकी भारी ।
तब तब लेते है जन्म, धर्म–ध्वज–धारी ॥
श्रीलालजी०—१ ॥

जहां जहां किया विहार ग्राम शहरोंमें ।
इन दिया बहुत ही ज्ञान सुनारी नरोंमें ॥
था वर्षोंका जो काम किया पहरोंमें ।
शुभ दया धर्मका घोष किया व घरोंमें ॥
बहु आश्रम शाला खुला किया हित भारी ।
नित मिलता विद्यादान जहां–शुभकारी ॥
श्रीलालजी०—२ ॥

जो सज्जन देते परहित तन, मन, धन, हैं।
जीवन है साफल्य उन्हींको धन है ॥
वे करें सदा उपकार और ईश भजन हैं।
सब छोड प्रभू–पद–पद्म लगावें लगन हैं ॥
रहते हैं निश्चय जगमें वही सुखारी ।
नभ फैले कीर्ति, रहे नाम जग–जारी ॥
श्रीलालजी०—३ ॥

हा ! अधम कालने उठा उन्हींको लीना ।
सब जैन जैनेतर जनको शोकित कीना ॥
हैं पशु, पक्षी, प्राणी भी सभी मलीना ।
हा ! हा ! नृशंस हे काल ! दारुण दुःख दीना ॥
" चौबे लक्ष्मीनारायण " हुआ–दुखारी ।
है करें विनय प्रभु, शान्ति मिले शुभकारी ॥
श्रीलालजी०—४ ॥

# પ્રેષિત પત્ર.

( લેખકઃ—પોપટલાલ કેવળચંદ શાહ. )

પરમપૂજ્ય ગચ્છાધિપતિ મહામુનિશ્રી ૧૦૦૮ શ્રી શ્રી હીરેલાલજી મહારાજ સાહેબના સ્વર્ગવાસના સમાચાર શોકજનક હૃદયે સાંભળ્યા. જૈન સંસાર વ્યવહારની અપેક્ષાએ જૈનસમાજને એમના સ્વર્ગવાસથી ભારે-ન પુરાય એવી ખોટ આવી પડી જે ઘણું માઠું થયું. જૈનસાધુસમાજની અપેક્ષાએ પણ તેમની ખોટ ભારે આવી. હાલ તુરતમાં તો ન પુરાય તેવી.

સાધુસમાજના તો એ નેતા, શાસ્ત્ર સિદ્ધાંતના પારગામી વીતરાગની આજ્ઞાનું સૌ સાધુઓને પાલન કરાવનાર; પૂર્ણપ્રેમી શાસનની રક્ષા કરવા અડગ, સાધુમંડળમાં અપવિત્રતા જરા પણ દાખલ ન થાય તે દરેક પળે જોનાર, પવિત્રતાના પાલક અને આખો દિવસ સ્વાધ્યાયમાં રચ્યા પચ્યા રહેનાર મહાત્મા હતા. એમના જેવા પૂજ્યશ્રીની ખામી સાધુસમાજને ડગલે ને પગલે જણાવાની.

જૈનસમાજમાં સમયને જોઇ તેમના જેવો અસરકારક, સચોટ, શાસ્ત્ર સિદ્ધાંત તથા નિયમબંધ જ્વલંત ઉપદેશ આપનારા મહાપુરૂષો—મહાત્માઓ વિરલજ છે અને તેથી જૈન સમાજના સંસાર વ્યવહારને ધર્મની દ્રષ્ટિથી સુધારવાને તત્પર તેમના જેવા સંતમહંતની જૈનસમાજને ઘણી ભારે ખોટ આવી પડી છે. મેં ઘણાં સાધુ સાધ્વીઓનાં દર્શનનો તેમજ સત્સંગનો લાભ લીધો છે, પણ એવા એકજ સંતમહંત મેં મારી આટલી

ઉમરમાં જોયા છે કે જેમનો પ્રતાપ, જેમની વાણી, જેમની શાસન રક્ષા, જેમનો ઉપદેશ, જેમનું તપતેજ, જેમનો આતપ, જેમનો ઉદ્યોત; જેમનો ઉત્સાહ એ એક સાથે બીજાઓમાં ભાગ્યેજ હશે. બેશક ઘણા સાધુ સાધ્વી જેઓ ઉત્તમ પૂજ્ય છે, નમન કરવા જોગ છે, પરોપકારી છે, પરંતુ મારો પક્ષપાત કહો કે અનન્ય ભક્તિ કહો જે કહો તે કહો પણ મારૂં ને હું જે જૈનો કે જૈનેતરોને પ્રમાણિક ને પરીક્ષક માનું છું તેમનું હૃદય તો તેમને સર્વ સાધુઓમાં શિરોમણિરૂપ માનતું હતું.

રાજકોટમાં તેમના પર જૈન અને જૈનેતર સૌનો એવો ઉત્તમ ભાવ હતો કે તેમના સ્વર્ગવાસ માટે લાગણી બતાવવા માત્ર જૈનોની સભાજ નહિ પણ જાહેર સભા બોલાવી દીલસોજી જાહેર કરી અને હિંદુ મુસલમાન વેપારીઓએ એમના માનમાં રોજગાર બંધ રાખી પાખી પાળી એક દિવસ પોતપોતાના ધર્મધ્યાનમાં ગાળ્યો.

પરમપૂજ્ય સદ્‌ગત આચાર્ય મહારાજ શ્રીલાલજી મહારાજ સાહેબ સમભાવશીલ ને ગુણાનુરાગી હોઈ તેઓ સર્વ ધર્મમાં જે સારૂં હોય તે સાચાના પક્ષપાતી હતા. જૈનધર્મમાં કહેલી જીવદયાને પુષ્ટ કરનારી વાતો, કવિતાઓ, કહેવતો ગમે તે ધર્મની હોય તે યાદ રાખી વ્યાખ્યાનમાં કહેતા અને સર્વ શ્રોતાવર્ગને આનંદ આપતા.

એક કવિની ભાષામાં કહું તો અહિંસા એમના જીવનનો મુખ્ય મંત્ર હતો અને તે એમના જીવનમાં તાણા વાણાની પેઠે ઓત પ્રોત થઇ ગયેલો હતો. સત્ય તેમનો મુદ્રાલેખ હતો.

તપ તેમનું કવચ હતું; બ્રહ્મચર્ય તેમનું સર્વસ્વ હતું. સહિષ્ણુતા તેમની ત્વચારૂપ હતી. ઉત્સાહ તેમનો ધ્વજ હતો, અખૂટ ક્ષમાજલ તેમને હૃદયપાત્રે કે કમંડળે ભર્યું હતું. સનાતન યોગી કુળનો એ યોગ વારસ હતો. રાગદ્વેષના ઝંપાનીલથી એ પર હતો, મારા તારાના મમત્વથી એ દૂર હતો. સૌ જીવના કલ્યાણનો એ ઇચ્છક હતો, એટલુંજ નહિ પણ સૌના કલ્યાણના પ્રયત્નમાં સદ્બોધમાં તે સદાયે મશગુલ હતો. એવો જૈન ભારતનો એક વર્ત્તમાન મહાન્ ધર્મગુરૂ, ધર્માચાર્ય; શાસનનો શણગાર, પરોપકારી, સમર્થવકતા, સમર્થ ક્રિયાપાત્ર; કર્ત્તવ્યનિષ્ઠ ગચ્છાધિપતિ ૫૧ વર્ષની અપરિપકવ વયે કાળધર્મ પામતાં આપણે એક અનુપમ અમૂલ્ય આચાર્ય ખોયો છે.

રાજકોટ અને કાઠિયાવાડમાં તેમણે સ્થળે સ્થળે જીવ દયાની જયઘોષણા ઉચ્ચ સ્વરે અસરકારક રીતે કરી હતી. અડસઠીયા દુકાળ કરતાં છપનીઓ દુકાળ વધારે વિષમ હતો છતાં છપનીયામાં જીવરક્ષા માટે ગૌરક્ષા માટે જે થયું હતું તેનાથી અનેકગણું કાર્ય અડસઠીયામાં થયું હતું. અડસઠીયા દુકાળમાં થયેલાં દયાનાં કામો પશુરક્ષા, ગૌરક્ષા, મનુષ્યરક્ષા વગેરે કેવી સરસ રીતે થયાં હતાં તેમજ ધર્મશ્રદ્ધાળુ પરોપકારી પુરૂષોએ એ કામો પાર પાડવા માટે કેવો સરસ ઉત્સાહ દર્શાવ્યો હતો તથા રાજકોટનો એ બાબતમાં આખા કાઠિયાવાડે જે દાખલો લીધો હતો તે સઘળું વિચારતાં એ સ્વર્ગવાસી—એ દેવગતિ પામેલા મહાત્માનો ઉપકાર જરાપણ વિસરી જવાશે નહિ અને આ કાઠિયાવાડમાં જ્યાં જ્યાં તેઓશ્રીના

સ્વર્ગવાસના સમાચાર જશે ત્યાં ત્યાં તેમના પરિચિતોમાં પારાવાર શોક વ્યાપશે.

જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, અનુભવ, તપ, આશ્રમધર્મનું અખંડ પાલન, હૃદયની વિશાળતા એ બધાનો હૈયું જ્યારે હિસાબ કરે છે ત્યારે તેમની જૈનસમાજને કેવી ભારે ખોટ પડી છે તે સમજાય છે. હૃદય રડી પડે છે અને સાશ્રુલોચને કલમ વધારે કંપે છે ગદ્‌ગદીત કંઠે હવે આજે આટલુંજ.

શોકોદ્‌ગાર. રાગ સોરઠા.

અમૃતભીની વાણ, સાંભળતાં સુધર્યાં ઘણા,
વણમૂલું વ્યાખ્યાન, સુણશું ક્યાં શ્રી લાલજી. ૧

પ્રાણી રક્ષણ કાજ, અમરપડો વજડાવતા,
કરી શકે નવ રાજ, કરનારા શ્રીલાલજી. ૨

અડસઠ કાળ કરાળ, છતાં જણાયો નહિ જરા,
થયો ન વાંકો વાળ, પ્રતાપ એ શ્રીલાલજી. ૩

આપ ગુણોની ખાણ, અલ્પ પ્રાણ શું કહી શકે,
અમને મોટી હાણ, જગમાં વિણ શ્રીલાલજી. ૪

સંયમના પરિણામ, આપ સ્વર્ગમાં શોભતા,
મરજીવા તમ નામ, વિસરે કયમ શ્રીલાલજી. ૫

સદૈવ હયો સંભાળ, અવધજ્ઞાન ઉપયોગથી,
ગણી ભૂલણાં બાળ, અરજ એજ શ્રીલાલજી. ૬

કઇક કસાઈ ખાસ, લાખો જીવ વિદારતા,
કર્યા દયાના દાસ, સાંભરશો શ્રીલાલજી. ૭

રાજકોટપર પ્યાર, પૂરો રાખ્યો પ્રથમથી,
ગુણ રસના ભંડાર, સત્ય ગુરૂ શ્રીલાલજી. ૮

પ્રાણજીવન મોરારજી શાહ—રાજકોટ.

## પ્રકરણ પ૨ મું.

# સાચું સ્મારક.



## મહિયર નરેશને ધન્યવાદ.

### સંખ્યાબંધ પ્રાણીઓને મળેલાં અભયદાન.

શ્રેષ્ટ સમુદાય અને શુદ્ધ ચારિત્ર એજ પૂજ્યશ્રીનું સાચું સ્મારક છે. એ શુદ્ધ ચારિત્ર નિભાવવાની શક્તિ ઉત્પન્ન કરવી એ મુનિરાજોની અને ચારિત્ર પાળવાની સગવડ કરી આપી રક્ષણ કરવું એ શ્રાવકોની કૃતજ્ઞતા છે. તેઓશ્રીના સદ્બોધનું સ્મરણ કરી એ અનુસાર વર્તન રાખવું એ તેઓશ્રીનું ઉત્તમોત્તમ સ્મારક છે.

જીવદયાના વકીલ તરીકે તેઓશ્રીએ પોતાની જીંદગીનો મોટો ભાગ અર્પણ કરેલ છે તેઓશ્રીના સ્મરણાર્થે તેઓના સ્વર્ગવાસ પછી તુરતજ જીવદયાનું એક મહાન્ કામ થયું ને કાયમની હિંસા બચી તે સંબંધમાં 'જીવદયા' માસિકનો નીચેનો લેખ અત્રે ઉતારી લઉં છું.

વૈરિણોપિ હિ મુચ્યંતે, પ્રાણાંતે તૃણભક્ષણાત્ ।
તૃણાહારાઃ સદૈવૈતે, હન્યંતે પશવઃ કથં ॥

"અમારા દેશના રક્ષક ખરેખર એ પશુઓ છે,
અમારા દેશની દોલત ખરેખર એ પશુઓ છે;

અમારૂં બળ અને બુદ્ધિ બધું એ એ પશુઓ છે,
અમારી ઉન્નતિ કેરો સુદ્રઢ પાયો પશુઓ છે."

"All our murderers—the man who advises the killing of a creature, the man who kills, the man who flays, the man who purchases, the most who sells, the man who cooks (the flesh) the man who distributes add the man who eats M—ANU.

પશુઓ એ ભારતનું ધન છે. પ્રભુની વિભૂતિ છે. અને આપણા લઘુ બંધુઓ છે. ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, અને આરોગ્યશાસ્ત્રની દ્રષ્ટિએ પશુવધ કરવો એ અત્યંત હાનિકર અને મહા અનર્થ છે. દરેક ધર્મપ્રવર્તકે પશુવધનો—પ્રાણીમાત્રની હિંસાનો નિષેધ કરેલો છે. અહિંસા–દયા એ મનુષ્યનો કુદરતી ધર્મ છે. હિંદુઓના પાંચ યમ, બૌદ્ધોનાં પાંચ મહાશીલ, જૈનોનાં પાંચ મહાવ્રતો એ બધામાં અહિંસા ધર્મને પ્રધાનપદ આપ્યું છે.

पञ्चैतानि पवित्राणि सर्वेपाम् धर्मचारिणाम् ।
अहिंसा सत्यमस्तेयं त्यागो मैथुन वर्जनम् ॥

અહિંસા, સત્ય, અસ્તેય, ત્યાગ અને મૈથુનવર્જન આ પાંચને દરેક ધર્મવાળાએ પવિત્ર માનેલા છે. આ ઉપરાંત

" अहिंसा परमो धर्मः " " माहिंस्यात् सर्व भूतानि "
" आत्मवत्सर्वभूतेपु य. पश्यति स पश्यति "

ઇત્યાદિ અનેક આપ્ત વાક્યો હિંદુ ધર્મશાસ્ત્રમાં સ્થળે સ્થળે દ્રષ્ટિગોચર થાય છે. છતાં અફસોસની વાત છે કે, આર્યાવર્તમાં એવો એક વર્ગ મોજુદ છે કે જે હિંસાનાં કૃત્યોને ધર્મ માને

છે–ધર્મ નિમિત્તે હિંસા કરે છે કે જે અત્યંત નિંદનીય અને ભયંકર છે. કાલી, મહાકાલી. દુર્ગા; જગદંબા, બહુચરા, શારદા, આદિ દેવીઓના ઉપાસકોએ પોતાની અધિષ્ઠાત્રી દેવીઓને પશુઓના રૂધિરની પ્યાસી, મહા વિકાળ અને ક્રૂર હૃદયની કલ્પી છે. અને તેની કૃપા સંપાદન કરવા માટે તેને પાડા, બકરા, વગેરે નિર્દોષ પશુઓનું બલિદાન કરવામાં આવે છે. આ પ્રવૃત્તિ કેવળ અજ્ઞાનજન્ય છે. માંસ લોલુપ્ત, સ્વાર્થાંધ લોભાગુ આચાર્યો કે જેમના હૃદયમાં દયાનો છાંટો પણ ન હતો તેમણે ધર્મગ્રંથોમાં કેટલીક કલ્પિત વાતો ઘુસાડી, લોકોની આંખે પાટા બાંધી તેમને કેવળ અવળે માર્ગે દોરવ્યા છે. અને એ રીતે પોતાની દુષ્ટવાસનાને તૃપ્ત કરવા સાથે પોતાપ્રત્યેનો પૂજ્યભાવ કાયમ રાખવા માટે તેમણે ધર્મશાસ્ત્રોથી અને સાદી સમજથી પણ પ્રતિકૂલ એ એકાંત પાપમય પ્રવૃત્તિને પણ ધર્મનું કાર્ય ઠરાવ્યું છે. તેમની પ્રપંચજાલમાં ફસાએલા ભોળા અજ્ઞાન લોકો લગાર પણ વિચાર કરતા નથી કે, આથી દેવ દેવિઓ તુષ્ટ થશે કે રૂષ્ટ થશે ? તેમનીજ માન્યતા પ્રમાણે દેવિઓ જગજ્જનની છે. સમસ્ત જગત્‌ની એટલે પ્રાણિમાત્રની તે માતા છે. એ હિસાબે મનુષ્યો તેના જ્યેષ્ઠ પુત્રો છે અને પશુઓ તેના કનિષ્ઠ પુત્રો છે. માતાઓનો પ્રેમ હમેશાં નાનકડાં બાલુડાંઓ પ્રત્યે અધિક હોય છે એ સ્વાભાવિક છે. માતાને રીઝવવા માટે તેનાંજ નાનાં નાનાં સંતાનોનાં ગળાં તેની સમક્ષ છેદી નાખવાં એ કેટલું બેહૂદું અને મૂર્ખતાભરેલું ક્રૂર કર્મ છે ? આથી માતા પ્રસન્ન થતી હોય તો તે માતાજ શાની ? દેવ દેવીઓને રાજી કરવા બલિદાન આપવુંજ હોય તો પોતાની

વ્હાલામાં વ્હાલી વસ્તુઓનુંજ અપાય. સ્વાર્થી ઉપાસકો ઇષ્ટ વસ્તુઓનો વિયોગ સહન કરી શકયા નહિ એટલે નિરપરાધી પશુઓપર નજર પડી. દેવ-દેવીઓ વાસનાનાજ ભૂખ્યા છે. તમારી તેઓ પ્રત્યેની લાગણીની કસોટી થવાની એ યોજના છે. જે ધરો તે તેઓ તો લેતાંજ નથી. તેમની અમિદ્રષ્ટિથી એ પાવન થયું એટલે પાછું લઇ લેવામાં આવે છે. જહર ઉપાસક સ્વાર્થી પૂજારીઓએ મફતના માલમાં માંસાહાર મેળવવાની આ યુક્તિ શોધી કહાડી અને ભોળા ભારતને ધર્મને નામે ઠગવા માંડયો. સત્ય ન સમજાય ત્યાં સુધીજ લોકો ઠગાય. સત્ય રહસ્ય સમજતાંની સાથેજ લોકો પોતાની ભૂલથી થતા અનર્થ સમજવા લાગ્યા. દેવોનું સામ્રાજ્ય આખી દુનીયામાં છે. દુનીયાના બધા દેશો કરતાં ભારત વધારે અધમ દશામાં આવી પડયો છે. તેનું કારણ પણ વિચારવા જેવું છે. પશુઓના બલિદાનથી દેવો પ્રસન્ન થતા હોત તો ભારતની આવી દુર્દશા કદી પણ ન હોત. પ્લેગનો પ્રકોપ, નાના વિધ રોગોનો ઉપદ્રવ, મોટામાં મોટું મરણ પ્રમાણ, દુષ્કાળ પર દુષ્કાળ, પરાધીનતા, દારિદ્ર્ય, આદિ દુઃખોનો વરસાદ ઉપર્યુકત પાપમય પ્રવૃત્તિથી કુપિત થએલાં દેવદેવિઓજ કાં ન વરસાવતાં હોય? "વાવે તેવું લણે અને કરે તેવું પામે;", અન્યને સુખ દેવાથી સુખ અને દુઃખ દેવાથી દુઃખ પ્રાપ્ત થાય એ ત્રિકાલાબાધિત સનાતન સત્ય છે. અન્યના અનિષ્ટ દ્વારા પોતાનું ઇષ્ટ સાધવાની આશા રાખવી એ કુદરતના કાનૂનથી વિરૂધ છે.

"मा हिंस्यात् सर्वे भूतानि" કોઇ પણ પ્રાણીની હિંસા ન કરો, આ મહા વાકય સ્મરણમાં રાખીનેજ તેના સત્વગુણ

સંપન્ન પુરૂષોએ દેવીપૂજા વગેરે કાર્યો કરવાં જોઇએ, પરંતુ તે પૂજા તેવી ન હોવી જોઇએ કે જેમાં બીજાં નિર્દોષ પ્રાણીઓનો સંહાર કરવામાં આવે. કદાચિત્ કોઇ એમ કહે કે—દુર્ગાસપ્તશતિમાં પણ પુષ્પૈશ્ચ ગન્ધૈશ્ચ પશુ, ધુપ અને સુગંધિત પદાર્થોથી દેવીની પૂજા કરવાનું કહ્યું છે તો તેનું કેમ? આનો ઉત્તર એજ કે જેમ પુષ્પની પૂજા, પુષ્પોને આખાંને આખાંજ ગુંદીને કરવામાં આવે છે તેવી રીતે પશુ વડે પૂજા કરવી હોય તો પશુને માતાની આગળ લાવી.એવી પ્રાર્થનાપૂર્વક છોડી દેવું જોઇએ કે— "હે જગદંબે! આપનાં દર્શનથી પવિત્ર થયેલ આ બકરો પણ નિર્ભય થઇને વિચરે અર્થાત્ કોઇ પણ માંસાહારી તેનો વધ ન કરે." આવા સંકલ્પપૂર્વક તે બકરાને છૂટો કરી દેવો જોઇએ જેથી પુણ્ય થાય. ખરી રીતે પૂજાની વિધિજ આ છે. " આ પદ્ધતિ ઘણે ઠેકાણે પ્રચલિત છે અને બકરાના કાનમાં કડી પહેરાવી તેને નિર્ભય અમરો કરવામાં આવે છે. ઉપદેશકોએ ધર્મોપદેશદ્વારા અને રાજાઓએ રાજ્યસત્તા દ્વારા આ સત્ય વિધિનો પ્રચાર કરાવવો જોઇએ. જમાનો જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ આવા ઘાતકી વ્હેમો પણ ઓછા થતા જાય છે. કેટલાક દયાળુ અને ધર્મનિષ્ટ રાજાઓએ પોતાના રાજ્યમાં આવી રીતે થતા પશુ વધને દેશની અવનતિનું અને કોલેરા. પ્લેગ વગેરે રોગોની ઉત્પત્તિનું કારણ 'જાણી રાજ્યસત્તાથી તેનો અટકાવ કરેલો છે એ ઘણી સંતોષની વાત છે.

હમણાંજ મહિયર રાજ્યના નામદાર નરેશે જે પુણ્યમયી પ્રવૃત્તિદ્વારા પ્રતિવર્ષ હજારો જીવોનો વધ થતો અટકાવવાનું

પ્રશંસનીય પગલું ભર્યું છે એ વર્તમાન જાણી દયાળુ મનુ-ષ્યોનાં હૃદય આનંદથી ઉભરાયા વગર રહેશે નહિં.

મહિયર એ બુંદેલખંડમાં એક દેશી રાજ્ય છે ત્યાં ઘણા પ્રાચીન કાળથી શારદા દેવીનું ઉંચી ટેકરી પર એક સ્થાનક છે. એ તરફના લોકોનો અધિકાંશ એ દેવીનો ઉપાસક છે, અને દેવીને પ્રસન્ન કરવા કે પુત્રાદિકની પ્રાપ્તિ અથવા અન્ય ઇચ્છાની સિદ્ધિ અર્થે દેવીને ઘેટાં બકરાંનું બલિદાન આપવાની કુપ્રથા લાંબા વખતથી ત્યાં ચાલી આવતી હતી અને એ રીતે પ્રતિ-વર્ષ હજારો ઘેટાં બકરાંનો ભોગ દેવીને અપાતો હતો. ચૈત્ર માસમાં ત્યાં મોટો મેળો ભરાય છે અને વ્હેમી અભણ લોકો નાળીએરની પેઠે પશુઓ માતાજીને ચડાવે છે. આ નિંદ્ય પ્રથા કેમ અને કેવી રીતે બંધ કરવામાં આવી તેનું સંક્ષિપ્ત વૃત્તાંત વાંચકોને આનંદ આપશે.

જૈનાચાર્ય શ્રીલાલજી મહારાજ કે જેમના સદુપદેશથી લાખો જીવોને અભયદાન મળવા પામ્યું છે અને ઘણા રાજા મહારાજાઓએ પોતાના રાજ્યમાં ધર્મ નિમિત્તે થતા પશુવધ અને શિકાર વગેરે બંધ કરેલ છે તેમનો સ્વર્ગવાસ ગત આષાઢ શુદ ૩ના રોજ જેતારણ મુકામે થવાના દુ:ખપ્રદ સમાચાર આ લેખકને મોરબી મુકામે મળતાં તેમના પ્રત્યેના પૂજ્યભાવ અને પ્રશસ્તરાગના પરિણામે હૃદયને ભારે આઘાત પહોંચ્યો, પરંતુ ધર્મક્રિયામાં પ્રવૃત્ત થઇ સંસારની અસારતા અને દેહની ક્ષણ-ભંગુરતાનો વિચાર થતા અંતરાત્મા તરફથી એવી પ્રેરણા થઇ કે ગુરૂશ્રીના સ્મારકના ઉપલક્ષમાં કંઇ પણ શુભ પ્રવૃત્તિ કરવી.

પરંતુ શું કરવું તેનો નિર્ણય થઇ શકયો નહિ. મન અનેક તર્ક વિતર્ક કરતું હતું. વિચારમાં અને વિચારમાં આખી રાત વ્યતિત થઇ. બીજે દિવસે વઢવાણના મારા એક મિત્ર શ્રીયુત ભગવાનદાસ નારણજી વોરા તરફથી એક પત્ર મળ્યો જેની મતલબ એવી હતી કે :—

" મહિયર સ્ટેટમાં પ્રતિવર્ષ દેવીને ભોગ આપવા માટે હજારો બકરાનો વધ થાય છે, તે અટકાવવા માટે કોશીષ કરવાની આવશ્યકતા છે અને રૂા. ૧૫૦૦૦ ત્યાં હોસ્પીટલનું મકાન બાંધવા માટે દેવીને અર્પણ કરવામાં આવે તો વધ બંધ થાય તેમ છે."

આ પત્રે મને કર્તવ્યની દિશા બતાવી, સદ્‌ગત ગુરૂવર્યની અદ્રશ્ય પ્રેરણાનુંજ આ પરિણામ હોય એવી મને દ્રઢ પ્રતીતિ થઇ અને તે કાર્ય પાર પાડવા માટે દ્રઢ સંકલ્પ કર્યો.

મહિયર સ્ટેટના દિવાન સાહેબ શ્રીયુત હીરાલાલ ઉર્ફે સારાભાઈ ગણેશજી અંજારીઆ, બી. એ, રાજકોટના ખાનદાન કુટુંબના એક વડનગરા નાગર ગૃહસ્થ છે. તેમની સાથે પત્ર-વ્યવહાર શરૂ કર્યો અને રૂા. ૧૫૦૦૦) માટે મુંબઇ સ્થાનકવાસી જૈન સંઘના આગેવાન, કચ્છ માંડવીના રહીશ શેઠ મેઘજી ભાઇ થોભણભાઇ તથા તેમના ભાણેજ શાંતિદાસ આશકરણ જે. પી. પાસેથી વચન મેળવ્યું. તત્પશ્ચાત્ મુંબઈથી અમો (હું અને મારા મિત્ર શ્રીયુત વોરા) મહીયર ગયા. ત્યાંના દીવાન સાહેબની મુલાકાતથી અમોને ઘણોજ આનંદ થયો અને અમો સફળ મનોરથ થઇશું એવો ભાસ થયો. શારદાદેવીનાં

દર્શન કરવા અમે ઇચ્છા દર્શાવી દીવાન્ સાહેબ પણ અમારી સાથે આવ્યા. સંખ્યાબંધ સીધાં પગથીઆં ચઢી અમો દેવીના સ્થાનકે પહોંચ્યા. આગલેજ દિવસે શુમારે ત્રીસ પાંત્રીસ બકરાઓ કાપવામા આવેલ હોવાથી ત્યાનો લોહીનો કુંડ લીલો હતો. આ દ્રશ્ય બહુ કમકમાટી ઉપજાવે તેવું હતું. દીવાન સાહેબના દયાર્દ્ર અંતઃકરણમા પણ આ ક્રૂર પ્રથાથી અસહ્ય દુઃખ થતું હતું. પછી અમો નામદાર મહારાજા સાહેબને મળ્યા. તેમનો મિલનસાર સ્વભાવ, વિદ્વત્તા અને ધર્મપર આસ્થા એ સર્વથી અમોને અત્યંત આનંદ થયો. અમોએ અતિ વિનીત ભાવે દેવ દેવીઓને બલી આપવા અર્થે રાજ્યમાં પ્રતિ વર્ષે હજારો નિરપરાધી પશુઓનાં પ્રાણ લુંટવામા આવે છે, તે પ્રવૃત્તિ હમેશને માટે અટકાવવા પ્રાર્થના કરી અને તેમ કરવામાં આવે તો તેના ઉપલક્ષમા યત્કિંચિત્ સ્મારક તરીકે મહિયરમાં હૉસ્પીટલ માટે એક મકાન બાંધવા નિમિત્તે રૂા. ૧૫૦૦૦ ) અર્પણ કરવા વિજ્ઞપ્તિ કરી. અમારી પ્રાર્થનાનો દયાળુ મહારાજા સાહેબે કેટલીક દલીલો બાદ સ્વીકાર કર્યો અને હોસ્પીટલના મકાન ઉપર શેઠ મેઘજીભાઇ તથા શેઠ શાંતિદાસના નામનો શિલાલેખ મુકવાની પરવાનગી આપી અને આજ્ઞાપત્રો બહાર પાડી સમસ્ત રાજ્યનાં તમામ મંદિરોમાં સદાને માટે દેવિઓને બલિદાન આપવા નિમિત્તે પશુવધ કરવાની સદંતર મના કરી. આ આજ્ઞાપત્રની નકલો હિંદના તમામ રાજ્યોમાં મોકલવામા આવી અને પ્રસિદ્ધ પેપરોમા પણ જાહેર થઇ.

નામદાર મહારાજા સાહેબે આ મહાન્ પુણ્યમય કાર્યથી પોતાની કીર્તિને અમર કરી છે, ઘણા ભોળાં લોકોને ઘોર પાપની ખાડમાં પડતા બચાવ્યા છે, અને એ રીતે સંખ્યાબંધ

મનુષ્યોને નર્કના અધિકારી થતાં અટકાવી પોતાને માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં કર્યાં છે; વિદ્યા અને સત્તાનો સદુપયોગ કરી પોતાના જીવનનું સાર્થક કર્યું છે. ભારતવર્ષના અહિંસા ધર્મના ઉપાસકોનાં મન તેમણે આ શુભ પ્રવૃત્તિથી જીતી લીધાં છે. હિંદના દરેક ભાગોમાંથી સંખ્યાબંધ સુધારકઆદીના તારોનો ઢગલો તેમની પાસે જઇ પડેલ છે ત્યાંના દીવાન સાહેબ પણ આ પ્રવૃત્તિના પ્રેરક હોઇ તેમણે પણ મહાન પુણ્ય પ્રાપ્ત કર્યું છે.

શેઠ મેઘજીભાઈ તથા શેઠ શાન્તિદાસે પોતાની લક્ષ્મીના સદ્વ્યયથી અલભ્ય લાભ ઉઠાવ્યો છે. તેમની ઉદારતા પરમ શ્રેયના કારણરૂપ થઈ પડી પંદર કરોડ રૂપીઆ ખર્ચવાથી પણ જે લાભ ન મળે તે લાભ તેમને રૂા. ૧૫૦૦૦) માં પ્રાપ્ત થયો છે. સાત હજાર બકરાઓને ફકત એકજ વાર અભયદાન આપવા જતાં રૂાૅ. ૩૫૦૦૦નો ખર્ચ થવા પામે તેને બદલે રૂા. ૧૫૦૦૦માં હમેશને માટે દર વર્ષે થતો હજારો પશુઓનો વધ બંધ થયો એ લાભ કંઇ નાનો સૂનો નથી. વળી એ રૂા. ૧૫૦૦૦નું હોસ્પીટલ માટે મકાન બાંધવામાં આવનાર હોવાથી હજારો દુઃખી દરદીઓની આશિષ પણ તેમના પર વરસતી રહેશે. દ્રવ્યનો સારામાં સારો ઉપયોગ તે આનું નામ.

હોસ્પીટલનું ખાત મુહુર્ત તા. ૧૩-૧૦-૨૦ના રોજ બુંદેલખંડના પોલીટીકલ એજંટના હાથે થયું છે અને મકાન ચણાવું શરૂ છે. સ્ટેટ તરફથી વધારે રકમ રોકી મકાન મોટું બનાવવા નિશ્ચય થયો છે. હોસ્પીટલનો-નિભાવખર્ચ પણ રાજ્ય આપશે.

અંતમાં અમો ઇચ્છીએ છીએ કે આ સત્પ્રવૃતિનું સર્વત્ર અનુકરણ થવા પામો અને પવિત્ર આર્યાવર્તમાંથી પશુવધ બંધ

થઈ પુણ્યભૂમિભારત પોતાનું પૂર્વનું ગૌરવ પુનઃ પ્રાપ્ત કરો.

આ પ્રસંગની મુબારકબાદી તરીકે શ્રી મોરબી હાઈસ્કુલના શાસ્ત્રીજી શ્રીયુત પુરૂષોતમ કુબેરજી શુક્લ તરફથી નીચેનું કાવ્ય મળ્યું છે.

शार्दूलविक्रीडितम् वृत्तम् ।

यत्साध्यं न भवेत् कदापि बहुलै र्निष्कव्ययैः कोटिभिः ।
वर्षाणामयुतेन नापि सुलभं यत्तत्रबहुश्रमैः ॥
यस्मिन्वै विजयं न याति सततं संख्यातिगावाहिनी ।
तत्कार्यं सुमहात्मनां करुणया स्वल्पश्रमात् सिध्यति ॥ १ ॥
राज्ये यन्महियारके वलिवधौ श्री शारदाम्बाकृते ।
प्राचीनः पशुतावधः कुविधिना यः क्रियमाणोऽभवत् ॥
श्रीश्रीलालजि सद्गुरो गुणनिधेः स्मृत्यर्थमेवाधुना ।
रुद्धौ दुर्लभश्रेष्ठिनेश कृपया धर्मप्रभावो महान् ॥ २ ॥

ગુજરાતી અનુવાદ.

શાર્દૂલવિક્રીડિત.

કોટી મ્હોર સુવર્ણ ખર્ચ કરતાં, જે કાર્ય થાતું નથી,
જેની વર્ષ અયુત કષ્ટ શ્રમથી, કિંચિત્ સિદ્ધિ નથી;
સેનાઓ અગણિ યુદ્ધ કરશે, તોયે ન આશા ફલ,
તેવું મહાન સુકર્મ સાધ્ય સુલભ, સાધુ કૃપા કિંચિત.
જુવો મહિયર રાજ્યમાં બલિવિધિ, શ્રીશારદા માતને,
થાતો તો વધ રે બહુ પશુતણો, તે રોકાયો સજ્જને,
ત્રિભુવન સુત દુર્લભે શ્રમ કરી, તે પાપ રોકાવીયું,
જૈનાચાર્ય શ્રીલાલજી સ્મરણમાં, તે સન્ત નામે થયું.

☞ આ વધને લગતાં ચિત્રો બાજુપર આપવામાં આવ્યા છે.

## પ્રકરણ ૫૩ મુ.

# બીકાનેરમાં હિંદના સાધુમાર્ગી જૈનોનું સંમેલન.

શ્રી બીકાનેરના શ્રાવકો તરફથી સ્મારકને માટે વિચાર કરવા ભારત વર્ષના ભિન્ન ભિન્ન પ્રાંતોના અગ્રગણ્ય નેતાઓને આમંત્રણ કરવામાં આવ્યું હતું, તે ઉપરથી જુદા જુદા પ્રાંતોમાંથી શુમારે ૨૦૦ સદ્‌ગૃહસ્થો હાજર થયા હતા, જેમાં નીચેના પણ હતા.

શ્રીમાન્ શેઠ ગાઢમલજી લોઢા—અજમેર, શ્રીમાન્ શેઠ બરધભાણજી પીતલીયા—રતલામ, શ્રીયુત દુર્લભજી ત્રિભુવનદાસ ઝવેરી—જયપુર, શ્રીયુત સુગનચંદજી ચોરડીયા જોહરી-જયપુર, શ્રીયુત જાલમસિંહજી કોઠારી B. A.-જોધપુર, શ્રીયુત માણેકચંદજી મુથા-જોધપુર, શ્રીયુત ઝવેરી મોહનલાલ રાયચંદ-મુંબઈ, શ્રીયુત ઝવેરી અમૃતલાલ રાયચંદ-મુંબઈ ઝવેરી માણેકચંદ જકશી-મુંબઈ, ઝવેરી લક્ષ્મીચંદ જેશકરણ-પાલનપુર, ઝવેરી કાળીદાસ ગોદડભાઈ-પાલણપુર, શેઠ ભગવાનજી નારણજી વોરા-વઢવાણ શહેર, લાલા કેશરીલાલજી રીટાયર્ડ શેસન જજ-ઉદયપુર, ઝવેરી કેશુલાલજી તાકડીયા-ઉદયપુર, શ્રીયુત નંદલાલજી મહેતા ઉદયપુર, શ્રીયુત સાગરમલજી ગિરધારીલાલજી—બેંગલોર, શ્રીયુત શંભુમલજી ગંગારામજી—બેંગલોર, શ્રીયુત શ્રીચંદજી અબ્બાણી-બ્યાવર, શ્રીયુત ધીસુલાલજી ચોરડીઆ—બ્યાવર,

શ્રીયુત અગરચંદજી ઘેવરચંદજી—અજમેર, શ્રીયુત મોતીલાલજી કાંસવા–અજમેર, શ્રીયુત કાનમલજી ગાઢમલજી ચોરડીયા–અજમેર, શ્રીયુત મીશ્રીલાલજી 'છાજેડ–જયપુર; શ્રીયુત રતનચંદજી દફતરી–જયપુર, શ્રીયુત ગુમાનમલજી ઢઢ્ઢા–જયપુર, ઝવેરી કલ્યાણમલજી છાજેડ–જયપુર, શ્રીયુત શેસમલજી બાલીયા–પાલી વગેરે વગેરે.

ઉપસ્થિત ગૃહસ્થો તથા બીકાનેર અને ભીનાસર સંઘની એક સભા તા. ૨-૮-૨૦થી તા. ૪-૮-૨૦ સુધી શ્રીયુત ભેરૂદાનજી શુલેચ્છાના મકાનમાં એકત્રિત થઈ. પ્રમુખસ્થાન શ્રીયુત દુર્લભજી ત્રિભુવનદાસ ઝવેરીને આપવામાં આવ્યું. પ્રારંભમાં દેશાવરથી આવેલા સહાનુભૂતિદર્શક તારો તથા પત્રો પ્રમુખ મહાશયે વાંચી સંભળાવ્યા. તે પછી શ્રીમાન્ ૧૦૦૮ શ્રી શ્રી લાલજી મહારાજના અકસ્માત અવસાનથી સમાજને જે હાનિ પહોંચી તેને માટે હાર્દિક ખેદ પ્રગટ કરવામાં આવ્યો હતો.

ઉપસ્થિત સભાસદોને એવો વિચાર ઉદ્ભવ્યો કે શ્રીમાન સ્વર્ગવાસી પૂજ્ય મહારાજના ઉપદેશોની સ્મૃતિ સંઘના ભાવિ સંતાનોમાં આરોપણ કરવા માટે એક એવી સંસ્થા ખોલવાની આવશ્યકતા છે કે જેથી તેમના ઉપદેશામૃતરૂપી યાદગાર ચિરસ્થાયી રહે. આ ઉપરથી નીચે લખેલા ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા.

प्रस्ताव १ ला.

(१) निश्चय हुआ कि श्री संघकी उन्नत्यर्थ एक गुरुकुल खोला जावे, और उसका नाम " श्री श्वे. साधुमार्गी जैन गुरुकुल " रक्खा जावे.

(२) इस संस्थाके लिये अनुमान रु. ५०००००) पांच लाखकी आवश्यक्ता है जिसमें रु. २०००००) दो लाखका चंदा वसुल होजाने पर कार्यारंभ किया जावे।

(३) कमसे कम रु. २१०००) या विशेष प्रदान करनेवाला इस संस्थाका संरक्षक ( Patron ) गिना जावेगा और संरक्षकोंमेंसेही इस संस्थाकी प्रबंधकारिणी सभाका सभापति चुना जावेगा।

(४) रु. ११००० देनेवाले गृहस्थोंको इस संस्थाके सहायक गिने जावेंगे और उनमेंसे इस संस्थाकी प्रबंधकारिणी सभाके उपसभापति तरीके या कोषाध्यक्ष ( खजानची ) तरीके चुने जावेंगे।

(५) रु. ५००१) या ज्यादा और रु. ११०००) से कम देनेवाले व्यक्ति इस संस्थाके शुभेच्छक ( Sympathiser ) गिने जायगे और उनमेंसे भी मंत्री आदि पदाधिकारी चुने जा सकेंगे।

(६) रु. २०००) या अधिक प्रदान करनेवाले गृहस्थोंको इस संस्थाके सभासद गिने जावेंगे और उनका चुनाव प्रबंधकारिणी सभामें हो सकेगा।

(७) चंदा प्रदान करने वाले गृहस्थोंके नाम शिलालेखमें गुरुकुल आश्रमके दरवाजे पर मय चंदेकी तादादके प्रगट किये जावेंगे।

(८) प्रबंधकारिणी सभा अपनी इच्छानुसार पांच अन्य विद्वान् गृहस्थोंको सलाह लेनेके लिये शरीक कर सकेगी और उनके मत गणनामें आ सकेंगे और उन पर चंदेका कोइ प्रतिबंध न होगा।

नोट—इस गुरुकुलका उद्देश समाजकी भावी संतानको धर्मपरायण, नीतिवान्, विनयवान्, शीलवान् व विद्वान् बनानेका होगा।

### प्रस्ताव २ रा.

श्री बीकानेर संघने प्रगट किया कि यदि बीकानेरमें शहरके बाहर गुरुकुल खोला जावे तो इस समय रु. १२५०००) की रकम यहांके संघकी ओरसे लिखी जाती है और प्रयत्न चंदा बढानेका जारी रहेगा रु. दोलाख इकट्ठे होजाने पर कार्यारंभ किया जावेगा।

उक्त कार्यके लिये सभाकी तरफसे श्रीबीकानेर संघको हार्दिक धन्यवाद दिया जाता है कि जिन्होंने उत्साहपूर्वक इतनी बडी रकम प्रदान कर एक ऐसी संस्थाकी बुनियाद डालनेका साहस किया कि जिसकी परम आवश्यकता थी।

### प्रस्ताव ३ रा.

इस उपयोगी कार्यमें सलाह देनेके लिये बहार गामसें तकलीफ लेके पधारनेवाले गृहस्थोंको यह सभा धन्यवाद देती है।

### प्रस्ताव ४ था.

श्रीयुत दुर्लभजी भाईका सभापतित्वमें यह कार्य सफलता पूर्वक किया गया अतएव यह सभा उनका उपकार मानती है—

## प्रस्ताव ५ वां

आ स २में निंदायुक्त लेख छपनेमे समाजमें पूरी हानि होती है हालमें जो सत्यासत्य कमेटि जावरेकी तरफसे ३६ कलमोंका एक ट्रेक्ट निकला है उसका यथोचित उत्तर भी दिया जाना स्वाभाविक है मगर आजरोज श्रीमान् परम पूज्य महाराज साहेब श्री १००८ श्री जवाहिरलालजी महाराज साहेबने शान्तिपूर्वक ऐसा उपदेश व्याख्यानद्वारा विस्तारपूर्वक फरमाया कि अपने श्रीमान् सद्गत पूज्य महाराज साहबके उपदेशामृतको व श्री जैन मार्गके मूल क्षमा धर्मको अंगीकार करके श्रीमान्के भक्तोंकी तरफसे शान्तताही रखना चाहिये और छापा द्वारा उत्तर प्रत्युत्तर नहीं करना चाहिये महाराज साहेबके इस फरमानको सबने सहर्ष स्वीकार किया यदि किसीकी तरफसे फिर भी भविष्यमें निंदायुक्त लेख प्रकट हुए और न्यायपूर्वक उत्तर देनाही जरूरी समझा जावे तो निम्नलिखित पाच मेम्बरोंकी नामसे उसका प्रतिकार किया जावे

१ नगरशेठजी नन्दलालजी वाफणा—उदेपुर

२ शेठ मेघजीभाई थोभण—बंबइ

३ ,, कनीरामजी बांठीया—भीनासर

४ ,, नथमलजी चोरडीया—नीमच

५ ,, दुर्लभजीभाई जौहरी—जयपुर

## પ્રકરણ ૫૪ મું.

# વિહંગાવલોકન.



સદ્‌ગત આચાર્ય મહોદયની અસાધારણ ગુણસંપત્તિ આગળના લેખોથી વાંચકને અપ્રકટ રહી નહિ હોય, છતાં આ સ્થળે ઉપસંહાર રૂપે તેમના મુખ્ય સદ્‌ગુણવિભવનો સમુચ્ચય કરવામાં આવે છે. એમના જેવા યુગપ્રધાન પુરૂષના સદ્‌ગુણો વર્ણવાનું કાર્ય યદ્યપિ સાગરનું પાણી ગાગરમાં સમાવવા જેવું ઉપહાસજનક અને અશક્ય છે, તથાપિ તેઓશ્રીના ચારિત્રમાંની કેટલીક ઘટનાઓ ઉપર દ્રષ્ટિનિક્ષેપ કરી તેમાંથી કંઇક સારબોધ ગ્રહણ કરવા કરાવવાના હેતુએ યથામતિ, યથાશકિત, યત્કિંચિત્ પ્રવૃત્તિ કરીએ છિએ.

### જ્ઞાનબળ.

બ્રહ્મચર્યનો પ્રભાવ, તીવ્ર જીજ્ઞાસાપૂર્વક પરમ પુરૂષાર્થ સુયોગ્ય સદ્‌ગુરૂનો સુયોગ અને વિનયાદિ આવશ્યક ગુણો ઈત્યાદિ જ્ઞાનપ્રાપ્તિનાં પરમાવશ્યક સાધનોની પૂર્વ પુણ્યપસાથે પૂજ્યશ્રીમાં સંપૂર્ણ વિદ્યમાનતા હતી, તેથી તેમને અલ્પ સમયમા અદ્‌ભુત તત્ત્વાવબોધ થઇ ગયો હતો. સૂત્ર શ્રી આચારાંગ, સૂત્રકૃતાંગ, સુખવિપાક, ઉત્તરાધ્યયન, દશવૈકાલિક, નંદી, ચારે છેદસૂત્ર ( વ્યવહાર, નિશિથ, બૃહત્કલ્પ અને દશાશ્રુતસ્કંધ) તથા સૂત્રોના દોહનરૂપ શુમારે ૧૫૦ સ્તોક (થોકડા પ્રકરણો ) તેમને કંઠસ્થ હતાં. શેષ સૂત્રો પણ પુનઃ પુનઃ વાંચન

મનનથી હસ્તામલકવત્ થઇ ગયાં હતાં. આ ઉપરાંત શ્વેતામ્બર, દિગમ્બર મતના અનેક તાત્ત્વિક ગ્રંથોનું તેમણે સૂક્ષ્મ અવલોકન કર્યું હતું. જૈનેતર દર્શનશાસ્ત્રોનું પણ તેમનું વાંચન અતિ વિશાળ હતુ. ઐતિહાસિક ગ્રંથો વાચવાનો તેમને ઘણો શોખ હતો. આ સિવાય આધુનિક વૈજ્ઞાનિકોના અવનવા આવિષ્કારો તેમજ હર્બર્ટ સ્પેન્સર, ડાર્વિન વગેરે પાશ્ચાત્ય દાર્શનિકોના સિદ્ધાતો જાણવાની પણ તેમને ઘણી જીજ્ઞાસા રહેતી પોતે અગ્રેજી ભણેલા ન હોવાથી તેવા ગ્રથો અંગ્રેજી ભણેલા વિદ્વાનો પાસેથી સાંભળતા.

રાજકોટના ચાતુર્માસ દરમિયાન નવી રોશની પામેલા બી. એ; એમ. એ. અને વકીલ બેરીસ્ટરો પૂજ્યશ્રીની સાથે દર્શનશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર અને ભૂગોળ ખગોળ સંબંધી વિવાદ કરતા ત્યારે તેમને આચાર્યશ્રીની કુશાગ્રબુદ્ધિ અને જ્ઞાનની ઉત્કૃષ્ટતા જોઇ અતિ આશ્ચર્ય થતું અને ચર્ચામા પણ બહુ રસ પડતો.

દર્શનાર્થે આવતા શ્રાવકો પૈકી જીજ્ઞાસુ જનોને જ્ઞાનામૃતનું આસ્વાદન કરાવવા અર્થે જ્ઞાનચર્ચા કરવાનું પૂજ્યશ્રી નિમંત્રણ કરતા. શિષ્યે પૂછેલ એક પ્રશ્નનું સતોષકાર્ક સમાધાન થતાજ "और पूछो" એ વાક્ય પ્રાય: એમના મુખકમળમાથી સરી પડયા વિના રહેતું નહિ. તેમની વાણીમા અદ્વિતીય આકર્ષણ હતું. તેમના સમાધાનમા શંકાને અવકાશ ભાગ્યેજ રહેતો. તેમની સાથે જ્ઞાનગોષ્ટિ કરનાર સૂત્રના જાણકાર શ્રાવકોને તેમના વિશાળ શાસ્ત્રજ્ઞાન માટે ઘણી અજાયબી ઉપજતી.

એક સિદ્ધાંતનું સમર્થન કરવા માટે તેઓ એક પછી એક શાસ્ત્રીય અનેક પ્રમાણો ઘણી શીઘ્રતાપૂર્વક રજુ કરી શકતા. જૈનના ૩૨ સૂત્રો તો જાણે કેમ તેમની દ્રષ્ટિ સમીપેજ તરતાં ન હોય. તેમ તેમાંથી એક પછી એક રત્નો તેઓ વીણી કાઢતા જેને પદાનુસારિણી લબ્ધિ કહે છે તેવી લબ્ધિ પૂજ્યશ્રીમાં જોઇ શકાતી. કોઇ પણ ધાર્મિક વિષયની ચર્ચા નીકળતાં તે વિષયનું તેમનુ જ્ઞાન તલસ્પર્શી છે એમ સ્હામા ધણીને પ્રતીતિ થતી. એટલુંજ નહિ પણ તેમના મુખમાંથી ઝરતા અમૃત જેવા મીઠાં વાક્યો સાંભળતાં તેના આનંદનો પાર રહેતો નહિ.

## ચારિત્રવિશુદ્ધિ.

પૂજ્યશ્રીનું ચારિત્ર ઘણુંજ નિર્મળ હતું. તેઓશ્રી એટલા બધા આત્માર્થી, પાપભીરૂ અને નિરતિચાર ચારિત્ર પાળવામાં સાવધાન રહેતા કે, તેનું વર્ણન શબ્દોથી આપી શકાયજ નહિ, જેઓએ એ મહાપુરૂષનો સત્સંગ સેવ્યો છે તેઓજ તેમના ચારિત્રનો મહિમા કંઇક અંશે જાણવા સમર્થ થાય. સાધુઓમાં જ્ઞાન થોડું હોય કે ઘણું તેની બહુ ચિંતા નહિ, પણ ચારિત્ર-વિશુદ્ધિ તો અવશ્ય હોવીજ જોઇએ. જ્ઞાનનું ફલજ ચારિત્ર છે. ' ज्ञानस्य फलम् विरतिः ' જે જ્ઞાનથી વિરતિ અથવા ચારિત્ર પ્રાપ્ત ન થાય તે જ્ઞાન અફલ સમજવું. સચ્ચારિત્ર એજ સમસ્ત વિશ્વને વશ કરનાર અદ્ભુત વશીકરણ મંત્ર છે. જનસમુહપર વિદ્યા, લક્ષ્મી કે અધિકારના કરતાં પણ ચારિત્રનો પ્રભાવ વિશેષ અને ચિરસ્થાયી પડે છે. ચારિત્રબળેજ મહાત્મા ગાંધીજી અત્યારે વિશ્વવંદ્ય થયા છે. પૂજ્યશ્રી વારંવાર ઉપદેશ દેતા કે

મરમાંથી નારાયણ થવાય છે, માટે ચારિત્રરત્નનું જતન જીવને જોખમે પણ કરજો.

સાધુ પુરૂષોનું ચારિત્ર એજ સાચું ધન છે. એ ધનવડે સ્વર્ગીય સુખના અખૂટ ખજાના ખરીદી શકાય છે. તેની પૂર્ણતામાં પૂર્ણપણે પ્રભુતાની પ્રાપ્તિ થાય છે.

શ્રીમાન્ પૂજ્યશ્રીને અવિશ્રાન્ત પરિશ્રમના પરિણામે પ્રાપ્ત થયેલ સર્વજ્ઞપ્રણીત શાસ્ત્રના અપૂર્વ જ્ઞાનના સુફલ રૂપે ઉદાર, અનુકરણીય અને અતિચાર રહિત ચારિત્રની તેમણે પ્રાપ્તિ કરી હતી. શ્રી વીરપ્રભુની આજ્ઞા એજ તેમનો મુદ્રાલેખ હતો અને એજ એમનો પવિત્ર ધર્મ હતો. એ આજ્ઞાના પાલનમાં તેઓ પ્રમાદને પરિહરતા અને શુદ્ધોપયોગપૂર્વક સંયમના સુખદ સુપથને વિષે વિચરતા. પોતાનું મન અન્ય પ્રદેશમાં લેશ પણ પ્રવેશવા ન પામે તેની બહુ જ સંભાળ રાખતા અને એટલા માટે નવરા બેસી રહેવું, નકામી કુથલી કરવી, સાંસારિક ખટપટોમાં ભાગ લેવો વગેરે વગેરે પ્રવૃત્તિઓ કે જે અત્યારે નવરા શ્રાવકોની સોબતથી કેટલાક સાધુઓમાં પ્રવેશવા પામી છે, તેનો પૂજ્યશ્રીએ પરિહાર કર્યો હતો. તેઓ દિનરાત જ્ઞાનધ્યાનમાં નિમગ્ન રહી કે જ્ઞાનવિષયક ચર્ચાવાર્તા કરી સમયનો સદુપયોગ કરતા હતા.

આધાકર્મી-સદોષ આહારપાણી ન લેવા માટે તેઓ અત્યંત સાવધ રહેતા. અજમેર કોન્ફરન્સ પ્રસંગે સ્વધર્મીઓ રાગવશે દોષીલાં આહારપાણી વહોરાવે અથવા સાધુ નિમિત્તે પહેલાં કે પછી કંઇ આરંભ સમારંભ થવા પામે એવો સંભવ પૂજ્યશ્રીને

હતું તેમણે સાધમાર્ગીને ત્યાંથી આહાર પાણી લેવાની પોતાના શિષ્યોને સદંતર મના કરી અને પોતે અઠમનું પારણું કરી બીજો અઠમ પચ્ચખ્યો સાત દિવસમાં એક દિવસ આહાર લીધો. ઘણી વાર સાધુઓની મ્હોટી સંખ્યા એક ગામે એકત્ર થઈ જતી ત્યારે પૂજ્યશ્રી અને તેમના સાધુઓમાં છઠ, અઠમ, ચોલા, પંચોલાની ધુન લાગી રહેતી. અને એવે પ્રસંગે ઘણીવાર કાચો લોટ લાવી પાણીમાં ડોઈને પી જતા. પૂજ્યશ્રી વિશેષત: મકાઇ તથા જવની રોટી ગરીબોને ત્યાંથી વહોરી લાવતા. વિષયનો ત્યાગ કરવો કે આયંબિલ કરવાં એ એમનો ખાસ શોખ હતો. ઇન્દ્રિયોને વશ રાખવાનું કામ ખરેજ ઘણું કઠિન છે, તેમાં પણ રસેંદ્રિયને વશ કરવી એ સર્વથી વધારે દુષ્કર છે. શરીરપરથી મૂર્ચ્છા ઉતરે ત્યારેજ શરીરને પોષણ આપનાર વસ્તુઓ ખાદ્ય પદાર્થોપરથી પણ મૂર્ચ્છા ઉતરી શકે છે.

આધાકર્મી સ્થાનક ન સેવાઇ જાય તે માટે પણ તેઓ બહુ સાવધ રહેતા. માંગરોળબંદર પધાર્યા ત્યારે તેમને ભોજનશાળામાં ઉતારવા સંઘની ઇચ્છા હતી. પૂજ્યશ્રીએ ભોજનશાળા જોઇ; વિશાળ અને સગવડવાળું મકાન, તથા જૈનોની વસ્તી તથા સાધુઓના ઉપાશ્રય બધું નજીક હોવાથી એ જગા પૂજ્યશ્રીને બહુ પસંદ પડી. પરંતુ પૂછગાછ કરતાં એ ભોજનશાળા અવાવરૂ હતી અને પૂજ્યશ્રીના નિમિત્તેજ સાફસુફ કર વામાં આવી હતી, એવો સંદેહ પડવાથી તેઓએ ત્યાં નહિ ઉતરતાં ગામ બહાર એક વંડીમાં ઉતરવું પસંદ કર્યું; આવીજ ઘટના મોરબીમાં પણ બની હતી.

કલ્પવિહાર કરવામાં પણ તેઓ કેટલા અપ્રમત્ત રહેતા અને કેવાં કષ્ટો સહેતા તે બીના નજીવાં બહાનાં કાઢી સ્થિર-વાસ પડયા રહેતા સાધુઓએ ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. ઘણીવાર તેઓશ્રીના પગમાં અસહ્ય વેદના થઇ આવતી, છતાં કલ્પ ઉપરાંત કયાંય રોકાતા નહિ સંવત્ ૧૯૭૨ના કાર્તિક વદ ૧ ના રોજ ઉદયપુર શહેરની મધ્યોમધ્ય થઇ તેઓ સૂરજપોલ મહંતજીની ધર્મશાળામાં પધાર્યા તે વખતનું દ્રશ્ય જેમણે નજરે જોયેલ છે તેઓ કહે છે કે પૂજ્યશ્રીના પગમા અતુલ વેદના થતી હતી, પગની તળી ઉપડી આવી હતી, ઉપરના ભાગ સુધી આવ્યો હતો છતાં વજ્ર જેવું કઠણ હૈયું કરી તેઓ વિસામા લેતા લેતા ચાલતા ત્યારે ઘણું ખમવા છતાં તેમનાં નેત્રોમાંથી મોતીની પેઠે અશ્રુબિન્દુ ટપકતા–ભાવિક ભકતોનાં હૃદય આ દ્રશ્યથી કમકમી ઉઠે તેમાં તો કાંઇ નવાઇજ નથી, પરંતુ નગરનો કોઇ પણ પ્રેક્ષક આ સ્થિતિ જોઈ કમકમી ઉઠતો. આવી સ્થિતિમાં એક બે વાર નહિં પણ અનેક વાર તેમણે વિહારો કરેલ છે.

## વાક્પટુતા.

તથ્ય અને પથ્ય વાણી કોઇકજ વિરલ પુરૂષની હોય છે. એવા વિરલ પુરૂષોમાં પૂજ્યશ્રીનો દરજ્જો ઘણો ઉંચો હતો. તેઓશ્રીનું વાક્ચાતુર્ય પ્રશંસનીય હતું. ધર્મની અને હૃદયની ઉંડી લાગણીથી મિશ્રિત અને વિચારના ગળણેથી ગળાઈને નીકળતી તેમની અસાધારણ વાણીમાં અજબ આકર્ષણ હતું, અદ્ભુત શકિત હતી અને પરિપૂર્ણ નિરવધતા હતી.

જેવી રીતે પ્રશસ્ત પ્રેમનો પવિત્ર પ્રવાહ પૂજ્યશ્રીના નેત્ર-યુગલથી નિરંતર વહ્યાં કરતો તેવીજ રીતે વદનકમળથી વ્યાખ્યાન વખતે વહેતો વચનામૃતોનો સ્રોત સાર્વત્રિક પ્રેમનો વસુધૈવ કુટુમ્બકમ્ એ ભાવનાનો પ્રાદુર્ભાવ કરવામાં પરિણામ પામતો હતો. Give the ears to all but tongue to the few એ ન્યાયે તેઓશ્રી સાંભળતાં સઘળું પણ બોલતા બહુ વિચારીનેજ; જરૂરથી વધાર ન બોલતા અને જે બોલતા તે જિનાગમને અનુકૂળ બોલતા. પૂજ્યશ્રીનું વ્યાખ્યાન અનુપમેય હતું. ત્રિવિધ તાપોથી તપ્ત, શોકાકુલ નિરાશ આત્માઓને એ પ્રતાપી મહાત્મા નવીન ઉત્સાહ અર્પતા, એમની મધુરી વાણી શ્રવણ કરતાં આનંદસાગર ઉછળતો. સુષુપ્ત હૃદયની અંધકારમયી ગુહામાં જીવનજ્યોતિનો પ્રકાશ સંચરતો, શ્રોતૃગણનો આત્મા જાગૃત થઇ કર્તવ્યક્ષેત્રમાં ધસતો. એમનું અદ્‌ભુત વીરત્વ એમના એકેએક વાકયમાં વ્યકત થતું. તેઓશ્રીની સુધાવર્ષિણી વાણીવડે વિશ્વપર અવર્ણનીય ઉપકારો થતા. તેઓ કર્તવ્યપથના ભ્રાન્ત પથિકોને સન્માગદર્શક સદ્વિચારો સ્ફુરાવતા. જિનવાણીરૂપ અમૃતથી ભરપૂર અતિ મધુર જીવનરાગ સંભળાવી કાયરોની કાયરતા દૂર કરાવતા, ઉન્નતિનો માર્ગ બતાવતા, નીડરતા અને સાહસિકતાનો પાઠ પઢાવતા. કર્તવ્યપાલનમા પ્રાણની પણ પરવા ન કરવી એ એમના સદુપદેશનો સાર હતો.. એમને મન જીવન અને મરણ સમાન હતા. તેઓ સ્થિતપ્રજ્ઞ અને સ્વરૂપસ્થિત હતા. તેમનો દેહાધ્યાસ છૂટી ગયો હતો. તેથી તેઓ અપ્રતિબદ્ધ, સમ્પૂર્ણ સ્વતંત્ર, અપરિમિત સામર્થ્યવાન અને વિશુદ્ધ ચારિત્ર્યવાન બન્યા હતા. તીવ્ર વૈરાગ્યને લીધે સમાધિલાભ હમેશ તેમની

સમીપ વસતો હતો. આથી તેમનું સચ્ચારિત્ર્ય મૌનદશામાં પણ જનસમુહ પર જાદુઇ અસર ઉપજાવતું, તો પછી એ પવિત્ર આત્માનો વાણીવ્યાપાર લોકોના ચારિત્રસંગઠનમાં અપૂર્વ આલંબનરૂપ નીવડે એમાં શું આશ્ચર્ય ! કોઇ કોઈ વેળા તેમના સદ્બોધનું પૂરૂં રહસ્ય અલ્પમતિને લીધે શ્રોતાઓ સ્હમજી ન શકતા, તોપણ તેમની વાણીનો પ્રભાવ એવો તો અલૌકિક હતો કે, તે ભવ્યાત્માઓના અંતરૂપટને ખોલી દેતો. તેઓશ્રીની મીઠી શાસ્ત્રીય શૈલીએ, નિરાશ થયેલાં ઘણાં શ્રાવકોને-ઘણા સહૃદય આત્માઓને-ઉત્સાહ અને આશા ધીરી સતેજ કર્યા છે. સૂત્રોની સજઝાય-રસના આનંદથી અર્વાચીન સમયમાં, એના જેવા મસ્ત થનાર કેટલા મુનિઓ છે ? મલીનવૃત્તિઓનો તિરોભાવ કરાવી સાત્વિક વૃત્તિઓને જાગૃત કરનાર તેઓશ્રીના હૃદય સારંગીના તારમાંથી ઉત્પન્ન થતું હૃદયભેદક સંગીત કર્ણને કેટલું પ્રિય લાગતું? સાત્વિક ભાવના પ્રકાશદીપને પ્રગટાવવાનું તો અનુભવી ઉપદેશકોના નસીબમાંજ લખાયેલું છે માત્ર કર્ણેન્દ્રિયને પ્રિય શું કામનું ? અર્થ ગાંભીર્ય આત્માને પ્રસન્ન કરે ત્યારેજ અસર થાય.

પૂજ્યશ્રીની વાણી સત્ય અને હિતકર હતી, કિન્તુ સર્વદા સર્વને પ્રિયકર થાય એવીજ વાણી ઉચ્ચારવી એ એમની પ્રકૃત્તિને પ્રતિકૂળ હતું કોઈ કોઈ વાર કોઇ કોઇ વ્યક્તિને એમની વાણીમાં કટુતા પ્રતીત થતી જ્વરપીડિત મનુષ્યોને ખાંડ સાકરને બદલે કરીયાતું કે ક્વીનાઈન જેવી કડવી દવા જેમ ડાહ્યા મનુષ્યો આપે છે તેમ પૂજ્યશ્રી ઉન્માર્ગગામિઓને સન્માર્ગે ચડાવવા કડવાં વેણુ પણ કહેતા હતા.

હરેકને હિતશિક્ષા આપવી એ પૂજ્યશ્રીની ખાસ આદત હતી. પછી તે ભલેને પોતાથી મ્હોટો હોય કે ન્હાનો ; ગુરૂ હોય કે ગુરૂનો પણ ગુરૂ હોય, સર્વને જેવું હોય તેવું; નિર્ભયપણે અને નિખાલસ હૃદયથી કહી દેવાની તેમને ટેવ હતી. આ ગુણ [પછી તેને સદ્ગુણ કહો કે દુર્ગુણ] તેમને ઘણીવાર આપત્તિકારક પણ નીવડયો હતો. થંડીથી થરથર કાંપતા કપિને ગૃહ બાંધવાની શિક્ષા આપવા જતાં સુગૃહીને ગૃહરહિત થવું પડયું હતું. તેવા પ્રસંગ પણ શ્રીજીને પ્રાપ્ત થયા હતા. અપાત્ર પર કરૂણા કરી તેમના પર ઉપકાર કરવા જતાં શ્રીજીને ઘણીવાર ઘણું સહન કરવું પડયું હતું. જેમ ઉંદરને થંડીથી બચાવવા જતાં હંસ પાંખવિહુણો બન્યો હતો તેમ શ્રીજીને પામરજીવોને પાપપંકમાંથી બચાવવા જતાં ઘણું ઘણું સહન કરવું પડયું હતું. પરંતુ એવા કર્તવ્ય-નિષ્ઠ, સહનશીલ અને પરહિતપરાયણ પુરૂષોનું મન તો સહન કરવામાંજ ખરી મઝાહ માણે છે. **"સહન કરવું એહ છે એક લહાણું."**

પૂજ્યશ્રીની વાણીમાં ગુણીજનોના ગુણગાનને અવકાશ હતો આત્મશ્રદ્ધા કે પરનિંદા તો હતાંજ નહિ.

ચર્ચામાંથી શબ્દોની મારામારીમાંથી ગમે તેવી વકીલી ભલે વલોવી શકાય, પણ શબ્દોની હવે કિંમત નથી. કહેવા કરતાં કરી બતાવવાનોજ જમાનો છે. તેઓશ્રીના ટુચકા ભુલાતા નથી.

' सुंदर सब सुख आन मीले, पण संत समागम दुर्लभ भाई. '

' धनवंतको आदर करे, निर्धनको रखे दूर;
एउ तो साधु न जाणीये, वो रोहीयांको मजूर. '

'रंग घणा पण पोत नहीं, कोण लेवे उस साडीको ?
फूल घणा पण वास नहि, कोण जावे उस वाडींको,'

## નિર્ભયતા.

ભય એ માનજીવનની ઉન્નતિમાં અવરોધ કરનાર ભયંકર આવરણ છે. એક વિદ્વાને કહ્યું છે, કે, ભય એ મનુષ્યની આસપાસ કટુતા ફેલાવે છે. તે માનસિક, નૈતિક અને આધ્યાત્મિક પ્રવૃત્તિઓ નાશ કરે છે અને કેટલીકવાર મૃત્યુ પણ ઉપજાવે છે. તે સર્વશકિત અને વિકાસનો નાશ કરે છે."

પૂજ્યશ્રીને લઘુવયથીજ નિર્ભયતા વરી હતી. ખાદેડા પ્રતિગમન, કાનોડમાં સાપની સાથેનો ચાર મહિનાનો નિવાસ, માંડલગઢથી કોટા જતાં બીહામણા જંગલમાનો વિહાર, સુન્હેલના સુબા સામેનો સત્યાગ્રહ વગેરે પ્રસંગોથી તેઓ કેટલા નિર્ભય બન્યા હતા તે વાંચકોને સુવિદિતજ છે.

લોકાપવાદનો ભય પણ તેમને કર્તવ્યવિમુખ કદાપિ ન કરી શકતો. સંપ્રદાય, પરિવર્તન તથા અનેક મોટા મોટા સાધુઓનો બહિષ્કાર વગેરે પ્રવૃત્તિઓ એનાં જ્વલંત ઉદાહરણો છે. સામાન્ય મનુષ્યોને માટે લોકાપવાદના ભયની ભીંત ઓળંગવાનું કામ ઘણું મુશ્કેલ છે.

જનભીરૂતાનું સ્થાન પૂજ્યશ્રીમાં પાપભીરૂતાએ લીધું હતું. જનભીરૂતા એમના રોમમાંય ન હતી. પાપભીરૂતા એમની રગરગમાં ભરી હતી.

એમને દેહની ચિંતા કદાપિ ન થતી, આત્માની ચિંતાતો નિરંતર રહેતી હતી.

દુનિયા મારા માટે શું કહેશે ? તે તેઓએ નથી સાંભળ્યું, નથી વિચાર્યું, પણ મહાવીર શું કહી ગયા છે ? એમની શી આજ્ઞા છે ? એજ એમણે જીવનભર શોધ્યું છે, ચિંતવ્યું છે અને એ વીરપ્રણીત નિરવદ્ય માર્ગે નિશ્ચયપણે, નિર્ભયપણે, આગળને આગળ વધતા રહ્યા હતા. એક ફારસી કાવ્ય તેઓશ્રી ફરમાવતા કે–

"તીર, તલવાર, તબ્ર, નેજા વ
ખંજર બરસે;
જહર, ખુન, ઔર મુસીબત કે
સમંદર બરસે;
વિજલિમાં ચર્ખસે ઔર કોટસે
પથ્થર બરસે;
સારી દુનિયાંકી બલાયેં મેરે
સરપર બરસે;
ખત્મ હો જાય હરએક રંજો
મુશીબત મુઝપર;
મગર ઇમાનકો જુંબિસ હો તો
લઆનત મુઝપર."

સંયમસરિતાનો પ્રવાહ સ્હેજ શિથિલ થતાં તેઓને લાગી આવતું. બારીક છિદ્ર તુરત ન પુરાય તો હાથીને નિકળવા જેવડા દરવાજા થઇ જાય માટેજ સમારકામ તુરત કરવાનું તે પસંદ

કરતા. પણ પ્રફુલ્લિત થતાં વૃક્ષોમાં જ્યારે સડો પેસવા લાગ્યો, ઈર્ષા અને અંગતદ્વેષ રૂપી કીડા ફળને ફોલી ખાવા લાગ્યા, ત્યારે સમ્પ્રદાયના મુખ્ય સિદ્ધાંતો અને બંધારણોનો મોભો જાળવવા તેઓ જાગૃત થયા, ગભરાયા નહિ. અવસરના જાણ એ મહાત્મા તો કબુલ કરતા કે મતભેદ એ મહાન પુરૂષોએ સ્વીકારેલું સજીવતાનું લક્ષણ છે. જાગૃત રહેવાનો એ ડોઝ છે.

" मुहुं मुहुं मोह गुणे जयंतं । अणे गरुवा समणं चरंतं
फासा फुसंती असमंजसंच । नतेसुभिक्खु मणसा पउसे "

*Bear and forbear.*

સહન કરી લેતા અને આત્માના બળ ઉપર વિશ્વાસ રાખતા પણ સત્તાના મદમાં ચારિત્રની પાંખ કપાય કે બાજી બગડે એથી બહુ સાવધાન રહેતા. દુરાગ્રહથી કોઈ વિચારને વળગી ન રહેતા તેમ શાસ્ત્રના નિયમો ખંડિત થતા ત્યાં નમતું પણ ન મુકતા પણ સત્યાગ્રહ કરતા. સમાજ સંરક્ષાની સુપ્રત થયેલા જોખમદારીથી તેઓશ્રી હમેશાં જાગ્રત રહેતા.

શિષ્યો સાથેના વ્યવહારમાં કુસુમથી પણ કોમળ જણાતું હૃદય તેઓમાં અન્યાયી વર્તન વખતે વજ્રથી પણ કઠણ બની જતું. સત્યના તાપનું એ તેજ હતું. મતભેદને લઈ સહયોગ ન હોવા છતાં, સામાના સદ્ગુણો પ્રત્યે તેઓ બેદરકાર નહોતા, પણ તક મળે એમના ગુણોની પ્રશંસા કરતાં પણ અચકાતા નહિ. તેઓએ જીવન સર્વસ્વ શ્રીશાસન દેવીને શરણેજ સમર્પણ કર્યું હતું. તેઓશ્રીની ઉમરના પ્રમાણમાં બીજી કોઈ વ્યક્તિમાં ભાગ્યેજ ભળાય, એવું અપૂર્વ ગાંભીર્ય તેઓશ્રીમાં

એપી નીકળ્યું. સૂત્રજ્ઞાન સંબંધી તેઓશ્રીની પ્રવિણુતા અજબ હતી. સૂત્રના જ્ઞાનના પુનિત પ્રકાશિત કિરણો પ્રસારવા તેઓ શિષ્ય સમૂહને ખાસ આગ્રહ કરતા. આવા વિચારશીળ ધર્માધ્યક્ષના આશ્રયે સંખ્યાબંધ સાધુઓ આકર્ષાતા અને મનમાન્યું મેળવી જન્મ સાર્થક કરતા.

ધર્મને માટે મરવું, પ્રાણુ પાથરવા એ કાંઇ જુના જમાનાનોજ ઇજારો હતો એમ નહિં. જ્યારે જ્યારે ધાર્મિક તેજસ્વીતા ઝાંખી થતી દ્રષ્ટિ ગોચર થતી કે તુરતજ, એ ઝાંખપ ઓછી કરવા કાળજી રખાતી. ધાર્મિક જુલમ ગળી ન જવાતો, પણુ એને નિર્મૂળ કરવાનોજ પ્રયાસ થતો. પરિણામે સત્તાભિન્નતાનું ગ્રહણુ થતું. સર્વાનુમત અસંભવ થતો. અનિવાર્ય પ્રસંગ ઉપસ્થિત થતા ભિન્નભિન્ન સંપ્રદાયો થતા ગયા ને પોષાતા ગયા. આટલા બધા સંપ્રદાયોનું અસ્તિત્વ આવાંજ કારણોને આભારી છે. સાંસારિક વ્યવહાર કે માન્યતાને લઇ, જુદે ચોતરે ચડી, જુદી છડી પોકારાવવી એ જુદી વાત છે. ગુન્હેગારનો ગુન્હો ઉઘાડો સાબીત હોવા છતાં, મમત્વને લઇ, જેમકે કેટલીક જ્ઞાતિઓમા, ગુન્હેગારના સગા સંબંધીઓ જુદાં તડ પાડે છે, તેમ 'સત્ય' ની સમશેરના જોરે સંયમ રણાંગણે ઉતરેલાઓ, એ તડોનું અનુકરણુ કરે તો શ્રી મહાવીર ભગવાનની આજ્ઞાઓનું ઉઘાડું અપમાન થાય અને શ્રી સંઘનો આદરભાવ ગુમાવે.

અલબત શરમભરેલી સ્થિતિની બેશરમ કણુલાતથી આઘાત તો થાય, પણુ ધાર્મિક કાયદાઓ તો જીવને જોખમે નિભાવવાના છે. એ કાયદાઓપર અપીલ નથી. ઠરાવેલી સજા ભોગ-

વવીજ જોઇએ. ભવિષ્યની ભૂલોનું ભાન એવી સજાઓથીજ જાગૃત રહે અને બીજાને પણ જાગૃત કરે. વૃત્તિને વટલાવનારા પ્રસંગો એ કસોટી છે. કસોટીના કસમાં શુદ્ધ કંચન તરીકે પાર ઉતારનારાઓનોજ સંયમ સાર્થક છે

આકર્ષણોથી ફસાનારાઓ ધોબીના કૂતરાની માફક ન ઘાટના કે ન ઘરના. ધર્મના નિયમોની ખાતર પ્રાણાર્પણ કરનારાઓનાં અને અભિગ્રહો ધરનારાઓમાં પ્રાચીન દ્રષ્ટાંતો પુષ્કળ છે, આજે પણ એવા ધર્મવીરોનો પાક છે જ.

આપણાંજ સમ્પ્રદાયના એક સાધુનું દ્રષ્ટાંત ધરી લેવા લાયક ગણાશે. બપોરને વખતે કાંઇ ઔષધી લેવા એક યુવાન સાધુને એક ગૃહસ્થને ત્યાં જવું પડયું. તે મકાનમાં તે વખતે એક વિધવા સ્ત્રી સિવાય કોઇ ન હોવાથી મુનિરાજ પાછા વળવા જતા હતા ત્યાં તે સ્ત્રી વિકાર વશ થઇ મુનિને વળગી પડી. મુનિએ અસરકારક બોધ આપી સ્ત્રી ધર્મ સમજાવ્યો પણ કામ આંધળો છે. સમય કટાકટીનો હતો. બુમ પાડવાથી ઉલટી કફોડી સ્થિતિ થાય એમ હતું. આત્માના શ્રેય માટેજ માથું મુંડાવનાર એ મુનિએ, મનમાંજ આલોચણા કરી, પોતાની જીભ કરડી, પોતાનું વ્રત નિભાવવા, પોતાની પ્રતિજ્ઞા પાળવા ખાતર, પોતાના ધર્મ ખાતર, પોતાનો પ્રાણ બહાદુરીથી અર્પણ કર્યો. એક ગુરૂએ શિષ્યના સંથારા વખતે, શિષ્યની શિથિલતા માટે પોતે એ સંથારામાં સુપ્ર પ્રાણ આપી નાક જાળવી હતી.

આયર્લાંડમાં નગરશેઠ લોર્ડ મેયરે જેલમાં ખોરાક ન લેતાં ઉપવાસ કરી આત્મભોગ આપ્યો. શ્રીયુત્ **શેઠીજીએ** જેલમાં

ઇષ્ટદેવનાં દર્શનને પૂજા વિના અન્ન લેવા ના પાડી હતી. રામબક્ષ બ્રાહ્મણે આન્ડામાનમાં જનોઇ વિના અન્ન ન લેવાના કારણે નેવું દિવસ ભુખ્યા રહી, મૃત્યુને સ્વીકાર્યું છે. આવા દ્રષ્ટાંતો ઉપર ખાસ પુસ્તકો લખી શકાય. અત્રે ઇસારો કરવાનું કારણ એ છે કે ધાર્મિક નિયમો, ધાર્મિક પ્રતિજ્ઞા એ કાંઈ છોકરાની રમત નથી કે આપણી સગવડતાએજ સાચવીને કસોટીનો વખત આવતાં પ્રતિજ્ઞાને નેવે મુકી, સમયને વશ થઇ જવું.

'નવજીવન' આ સંબંધે એવો અભિપ્રાય આપે છે કે આ સુધારાના જમાનામાં આવા પ્રાણત્યાગને ગાંડપણ ગણી કહાડવામાં આવે. જનોઇ ખાતર મરવા તૈયાર થવું એવી સલાહ આજે કોઇ આપે નહિ એ ખરૂં છે. પણ પોતાને જે વસ્તુ ધર્મ લાગી, તેની ખાતર પ્રાણ ત્યાગ કરવાની શક્તિ તો દરેક માણસમાં હોવીજ જોઈએ. હાલના જમાનામાં સમાજમાંથી એ શક્તિ બહુ ઘટી ગઈ છે, તેથીજ સમાજમાં પામરતા દેખાય છે અને તેથીજ અધર્મ આટલો ફાવી શકે છે.

ઈશુના આ વચનોનો મર્મ અંતરમાં ઉતારવો ઘટે છે. ઘઉંનો કણ જ્યાં સુધી જમીનમાં દટાઇને મરતો નથી ત્યાંસુધી જેવોને તેવો રહે છે.

સત્ય અને નિર્ભયતા આત્મભોગ વિના સજીવન થતાં નથી ખરેખર જો આપણે મર્દ ન હોઇએ, આપણામાં આપણી આબરૂ જાળવવાને જેટલું પુરૂષાતન ન હોય, પોતે પ્રભુ અને પંચની સાક્ષીએ લીધેલી પ્રતિજ્ઞાઓ પાળવાની મર્દાનગી ન હોય તો; બહેતર છે કે, લાચારી સાથે પોતે પેહેરેલો અબ્લો ઉતારી

નાંખવો, વેશને ન લજાવવો, દંભથી દુનિયાને ન ઠગવી, લુંટારાઓ ચોરી કરે એમાં નવાઇ નથી, પણ ચોકી પ્હેરો કરનાર-રક્ષણ કરનારજ ભક્ષણ કરે તેતો અસહ્યજ થઇ પડે.

કર્તવ્ય પાલનની ધગશ નિર્ભયતાને પોષે છે. પૂજ્યશ્રીનું જીવન વિવિધ ઘટનાઓથી ભરપૂર હોવા છતાં તેઓ કોઇ કાળે દુઃખથી દબાઈ ગયા નથી–દિગ્મુંઢ બની ગયા નથી. ઉદાસીનતાથી મોળા પડયા નથી. આત્માની ભુખ મટાડવા, તરસ છીપાવવા, અવિશ્રાન્ત શ્રમ સેવ્યો છે. પાપપૂંજના અગ્નિરૂપ અને અન્યાયના શત્રુસમ ગુંજતાં છતાં, કદિ પણ નરમાશ નથી મુકી. શ્રીકૃષ્ણને એક બ્રાહ્મણે લાત મારી તેને અલંકારની પેઠે ધારણ કરી ગાંધારીએ ઘોર શ્રાપ આપ્યો તેને શ્રીકૃષ્ણે વધાવી લીધો.

સાધુસરિતાનો ઓટ થયો છતાં શ્રીજી એવાને એવા અવિચલિત, ગંભીર અને મહાસાગર.

"આ ક્ષાર સિન્ધુ મહી શોધક મોતી નોતું !<br>
દોરી વિના ઉદધિને તળીએ જવાનું !<br>
ત્યાં મચ્છ સિન્ધુ મહિ, વ્હાણ ગળી જનારા !<br>
તોફાન ગિરિ મૂળ તેય ઉખેડનારા !<br>
તે રાક્ષસોની ઉપર પ્રીતિ રાખવાની !<br>
તે રાક્ષસોની સહસા અવ દૈવ અંશ !<br>
છે યુદ્ધતો જગાવવું, પણ પ્રેમ રાખી,<br>
લોહી લીધા વગર લોહી દઇજ દેવું !"—કલાપી.

એમર્સનનાં આ વાકયો અત્રે યાદ આવી જાય છે.

"Doubt not O Poet but persist say—It is in me and shall out stand there, bulked and dumb shut'ering and stammering, hissed and hooted, stared and strive, until a' last rage draw out of thee that dream power which every night shows thee is thine own A man transcending all limit and privasy and by virtue of which a man is the conductor of the whole river of electricity."—EMERSON.

## સ્મરણશકિત.

પૂજ્યશ્રીના જેવી સ્મરણશક્તિ ભલભલા અવધાનીઓમાંએ ભાળી શકાતી નથી. એમની અસાધારણ યાદદાસ્તશક્તિનાં એકાદ બે ઉદાહરણો અત્ર આપીશું.

પૂજ્યશ્રી રાજકોટ બિરાજતા ત્યારે એક દિવસ મોરબીથી કેટલાક અગ્રગણ્ય શ્રાવકો મોરબી પધારવાની વિનંતી કરવા આવ્યા હતા. તેઓમાં શેઠ અંબાવીદાસ ડોસાણી પણ હતા. જ્યારે શેઠ અંબાવીદાસ ભાઇએ વંદના કરી ત્યારે મહારાજશ્રીએ તેમનું નામ લઈ જીકારો કહો. આ જોઇ અંબાવીદાસભાઇને ઘણુંજ આશ્ચર્ય થયું અને તેમણે કહ્યું કે, "મહારાજશ્રી ! મને તો આજેજ પહેલવહેલાં આપના દર્શનનો લાભ મળે છે, છતાં આપ મને કયાંથી પિછાણી શકયા ?" પૂજ્યશ્રીએ કહ્યું કે 'અજમેર કોન્ફરન્સ વખતે મેં તમારો ફોટો જોયેલ તે ઉપરથી તમોને ઓળખી શકયો છું.

ઉદયપુરના શ્રાવક રતનલાલજી મહેતા કહેતા કે :—

તપના વધારા કરી જૈનશાસનની ઉન્નતિ કરવી એજ એમનું પરમ ધ્યેય હતું. પૂજ્યશ્રી પોતાના સાધુઓને વારંવાર કહેતા કે,

"તુમને દીક્ષા લી હૈ ઔર ઘર, કુટુમ્બ, સ્ત્રી સબકો છોડ દિયા તે, સો સબ ઉનકે કામકે તો તુમ નહી રહે હો. યહ દીક્ષા ચિંતામણિ રત્નોંકા હાર હૈ. ઇસકો અચ્છી તરહ પાલનેમેં ઉત્કૃષ્ટા રસ આવેગા તો સીર્ફ એક ભવ કરકે મોક્ષમેં ચલે જાઓગે. સંસારકે સુખ વૈભવ ભુંગડે કી મુઠી* સમાન હૈ. સો ઇસ ભુંગડેકી મુઠી કે વાસ્તે ચિંતામણિ રત્નોકા હાર મત બો બેઠના.

વ્યાખ્યાન વાંચનાર સાધુઓને ઉદ્દેશીને તેઓ કહેતા કે. "અન્યને ઉપદેશ દેવો સહેલો છે, પણ તે પ્રમાણે વર્તવું મુશ્કેલ છે. ઉપદેશક થવા કરતાં આદર્શરૂપ થવાથીજ પોતાનું અને જગતનું શ્રેય વિશેષ સાધી શકાશે. માટે મુનિઓ! તમે ઉપદેષ્ટા થવા પહેલાં દ્રષ્ટાંતરૂપ થાઓ. વચન કરતાં વર્તનનું બળ વધારે છે. ઉત્તમ વર્તન કદી પણ ન ભુસાય એવા ઉંડા સંસ્કારોને પરિચિત જનોના હૃદયપટપર અંકિત કરી શકે છે."

પૂજ્યશ્રી બાહ્ય ત્યાગના કરતાં આંતરૂત્યાગને પ્રધાનપદ આપતા અને કહેતા કે .—

"વિષય કષાયના ત્યાગ રૂપ આંતર્ ત્યાગ વગરનો એકલો બાહ્ય ત્યાગ જીવ વગરના દેહ જેવો અર્થાત્ નીર વિનાના નવાણ જેવો છે."

---

*દાળીયાની ચપટી.

"ઉદયપુરમાં અમો રાત્રિના સમયે પૂજ્યશ્રીની સાથે મોડી રાત્રિ સુધી જ્ઞાનગોષ્ટિ કરતા. પૂજ્યશ્રી અંદર ઓરડીમાં બિરાજતા, અમે શ્રાવકો બહાર બેસતા, ત્યારે કોઈ શ્રાવક ત્યાંથી પસાર થતો કે તુરત મહારાજશ્રી કહી આપતા કે આ ફલાણા શ્રાવક છે. આથી ઉપસ્થિત શ્રાવકોને ઘણી અજાયબી ઉપજતી. એક વેળા મેં પ્રશ્ન કર્યો કે, મહારાજ! અમે તેને પિછાણી શકતા નથી અને આપ અંધારામાં તેને શી રીતે પીછાણી શકો છો? ઉત્તરમા પૂજ્યશ્રીએ ફરમાવ્યું કે, તેની ચાલવાની ગતિ અને પગરવ ઉપરથી હું અનુમાન કરી શકું છું. આવીજ રીતે બહાર ગામથી આવેલ શ્રાવકો રાત્રે વંદના કરવા આવતા, અને 'મત્થએણ વંદામિ' બોલતા તે સાંભળી પૂજ્યશ્રી તેમને પિછાણી લેતા. ઘણાં વર્ષે ભેળા થયેલ હોય તે છતા અંધારામાં કેવળ અવાજ ઉપરથી ઓળખી શકતા."

પોતાના સમાગમમાં એકજ વાર જે માણસ આવ્યો હોય તેનું નામ ઠામ તેઓશ્રી ભૂલતા નહિ. ભીણાયવાળા પંડિત બિહારીલાલજી ૨૧મા પ્રકરણમા સત્ય કહે છે કે:–

"મને એમની અદ્દભુત સ્મરણશક્તિ જોઇ બહુ આશ્ચર્ય થતું અને કોઇ કોઇ વેળા એમ થઇ આવતું કે આતે કોઇ મનુષ્ય છે કે દેવતા છે?"

## કર્તવ્યપાલનમાં સાવધાનતા.

આચાર્યપદ પ્રાપ્ત થયા પછી બીજાઓની પેઠે પોતાનો વાડો વિસ્તારવા તરફ પૂજ્યશ્રીએ લક્ષ ન આપ્યું, પરંતુ પોતાની આજ્ઞામાં વિચરનાર ચતુર્વિધ સંઘમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર,

તપના વધારા કરી જૈનશાસનની ઉન્નતિ કરવી એજ એમનું પરમ ધ્યેય હતું. પૂજ્યશ્રી પોતાના સાધુઓને વારંવાર કહેતા કે,

"તુમને દીક્ષા લી હૈ ઔર ઘર, કુટુમ્બ, સ્ત્રી સબકો છોડ દિયા તે, સો સબ ઉનકે કામકે તો તુમ નહીં રહે હો. યહ દીક્ષા ચિંતામણિ રત્નોંકા હાર હૈ. ઇસકો અચ્છી તરહ પાલનેમેં ઉત્કૃષ્ટા રસ આવેગા તો સીર્ફ એક ભવ કરકે મોક્ષમેં ચલે જાઓગે. સંસારકે સુખ વૈભવ ભુંગડે કી મુઠી* સમાન હૈ. સો ઇસ ભુંગડેકી મુઠી કે વાસ્તે ચિંતામણિ રત્નોકા હાર મત બો બૈઠના.

વ્યાખ્યાન વાંચનાર સાધુઓને ઉદ્દેશીને તેઓ કહેતા કે: "અન્યને ઉપદેશ દેવો સહેલો છે, પણ તે પ્રમાણે વર્તવું મુશ્કેલ છે. ઉપદેશક થવા કરતાં આદર્શરૂપ થવાથીજ પોતાનું અને જગતનું શ્રેય વિશેષ સાધી શકાશે. માટે મુનિઓ! તમે ઉપદેષ્ટા થવા પહેલાં દ્રષ્ટાંતરૂપ થાઓ. વચન કરતાં વર્તનનું બળ વધારે છે. ઉત્તમ વર્તન કદી પણ ન ભુસાય એવા ઉંડા સંસ્કારોને પરિચિત જનોના હૃદયપટપર અંકિત કરી શકે છે."

પૂજ્યશ્રી બાહ્ય ત્યાગના કરતાં આંતરૂત્યાગને પ્રધાનપદ આપતા અને કહેતા કે :—

"વિષય કષાયના ત્યાગ રૂપ આંતર્ ત્યાગ વગરનો એકલો બાહ્ય ત્યાગ જીવ વગરના દેહ જેવો અર્થાત્ નીર વિનાના નવાણ જેવો છે."

---

*દાળીયાની ચપટી.

તેઓશ્રી કહેતા કે :-

"કામના સર્વ દુઃખની જનેતા છે. નિષ્કામવૃત્તિ ધારણ કરવી એજ સુખપ્રાપ્તિનું શ્રેષ્ટ સાધન છે. ખારૂં પાણી પીવાથી તૃષા છીપતી નથી પણ ઉલટી વધારે તૃષા લાગે છે, તેવીજ રીતે વિષયોનું સેવન કરવાથી વિષયવાસના ઘટતી નથી પણ ઉલટી વધે છે."

"અશુચિમય શરીરપર મોહમમત્વ ધરવો એ મ્હોટી ભૂલ છે. શરીરની અંદર જે જે ચીજો છે તે તે ચીજો જો બહારના ભાગમાં હોત તો તેને ખાવા માટે ગીધ, કાગડા વગેરે પક્ષીઓ શરીર પર તૂટી પડત અને તેને હઠાવવામાંજ બધો સમય વ્યતીત કરવો પડત."

"મુનિઓ! તમે જો સંસારના ક્ષુદ્ર બંધનોથી પૂર્ણ વૈરાગ્યપૂર્વક મુક્ત થયા હો અગર થઇ જાઓ તો તમે આનંદની ભૂમિમાં વિચરનારા છે. ભય અને દુઃખ તો સદા તમારાથી દૂરજ રહે. દુનિયા જેને દુઃખ દુઃખ કહીને રડે છે એને તો તમે આનંદથી વધાવી લેતા થશો."

"કેવળ શાસ્ત્રો ભણી જવાથી મુકિત નથી, પરંતુ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તવાથીજ મુકિત મેળવી શકાય છે"

ઉપર પ્રમાણે સદ્બોધામૃતનું પોતાના શિષ્ય સમુદાયને પાન કરાવી કર્તવ્યપાલન માટે ઘટતું પ્રોત્સાહન આપતા હતા અને પોતાના ઉત્તમ ચારિત્રબળથી સંપ્રદાયનું નાવ સહીસલામત માર્ગે આગળને આગળ ધપાવ્યે જતા.

ચતુર્વિધ સંઘને પૂજ્ય પરમાવલંબન રૂપ હતા. સત્પુરૂષો સદ્ગુણ અને સદ્વર્તનની જીવતી જાગતી મૂર્તિ છે. સર્વસંગ પરિત્યાગી મહાત્માઓને જોતાંજ તેમનાં દર્શનમાત્રથીજ ઘણા સંસ્કારી જીવોને તેમના ઉત્તમ ગુણોનું અનુકરણ કરવાની સ્વતઃ સ્ફુરણા થઈ આવે છે. ખરેખર ! મહાત્મા પુરૂષો આ અંધકાર-મય સંસાર સમુદ્રમાં ફરતી જીવનનૈકાઓને ખરાબે અથડાઇને નાશ પામતી બચાવવા માટેની દીવાદાંડીઓ છે.

શ્રીવીતરાગ પ્રભુની આજ્ઞાનું વિરાધન થવા ન પામે અને પોતાની આજ્ઞામાં વિચરતા સાધુઓ આચારમાં શિથિલ ન પડે એટલા માટેજ તેમણે શોભતા પણ દોષી સાધુઓને પોતાના સંપ્રદાયથી અલગ કરવામાં જરા પણ આંચકો ન ખાધો. જો તેઓ થોડી પણ નમતી દોરી મુકે તો જુદા પડેલા સાધુઓ કે જેમાં કેટલાક વિદ્વાન્, વકતા, શાસ્ત્રના જાણ સુપ્રસિદ્ધ મુનિઓ અને સ્થવિરો હતા; તેઓ તેમની આજ્ઞામાં વર્તવામાં પોતાનું ગૌરવ સમજતા; પણ જિનાજ્ઞાનેજ પોતાનું સર્વસ્વ માનનાર પૂજ્યશ્રીએ એ આજ્ઞાની બહાર એક પગલું પણ મુકવા સ્પષ્ટ ના પાડી. પૂજ્યશ્રીને માટે એ ખરેખરો કસોટીનો પ્રસંગ હતો અને તેમાં પણ તેઓએ " प्राणान्तेऽपि प्रकृति विंकृति जायते नोत्तमानाम्" અર્થાત્ ઉત્તમ પુરૂષોની પ્રકૃતિમાં પ્રાણાંત કષ્ટ લગી પણ વિકૃતિ થતી નથી. એ કથનની સત્યતા સિદ્ધ કરી બતાવી છે.

મહાત્માશ્રી ગાંધીજીના વિચારો દર્શાવીએ.–

એમની વૃત્તિને પલટાવવા, દિલનો પલટો કરવા મથી રહ્યા છીએ, અને એ પલટો જો આપણે થયેલોજ જોવો હોય તો

આપણે જાતે પ્રથમ પલટવું જોઇએ એટલે કે આપણે ચાહે તેટલા જુલમની સામે પણ અભેદ્ય બનવું જોઇએ. અને તેમના અત્યાચાર સામે આપણે સામા અત્યાચાર કરવા પ્રવૃત થવું ન જોઇએ............ગેર કાયદેસર જેટલુ દોડાય તેટલું દોડી ધરાવા દો. એ જાતે સુધરવા નથીજ માંગતા એટલે ભલાબુરા પ્રયત્ને સામાને નભાવવાનાજ પ્રયત્નો કરવાના........પણ સ્વાતંત્ર્યના દેવતા મંદિર શહીદોનાં લોહી વગર ચણાતું નથી. એ મંદિરની સ્થાપના કરવાને અહિંસા (કાયિક, વાચિક, માનસિક) નો માર્ગ સૌથી ટુંકો, સૌથી ખાત્રી ભર્યો અને સૌથી શ્રેષ્ટ છે. હરજોખમે ને હરભોગે, આપણે આપણી પ્રતિજ્ઞાઓને વફાદાર રહીશું, તો વિજય આપણા હાથમાંજ છે.

પ્રત્યેક મહાન પુરૂષને પોતાના યુગના મોટામાં મોટા ખાસ અન્યાયો સામે લડવાનું હોય છે. જીસસ ક્રાઇસ્ટ, હજરત મહમદ ગૌતમ બુદ્ધ, માર્ટીન લ્યુથર અને આપણા લોકાશા એ બધાને પોતાના યુગની મુશ્કેલીઓ અને ન્યાય સામે લડવું પડયું હતું; કેટલાકને મરવું પણ પડયું હતું. સદ્દગત પૂજ્યશ્રીને પણ ચારિત્ર શુદ્ધિનું રક્ષણ કરતાં આત્મભોગ આપવો પડયો હતો.

ફાસીની સજા પામેલા સમાજવાદના એક કવિ **જોહીલે** કહેલ કે–

Don't mourn for me,

Friends ! organi-e !

દોસ્તો ! મારે માટે શોક નહિં કરતા, પણ તમારા બંધારણને વ્યવસ્થિત કરજો.

આવોજ ઉપદેશ શ્રીજીનો અવસાન સમયનો હતો.

## ત્યાગ.

"ધર્મનો પ્રત્યક્ષ અનુભવ કરવાનું પ્રથમ સોપાન ત્યાગ છે. જ્યાં સુધી બને ત્યાં સુધી ત્યાગ વ્રત સ્વીકારો."

**સ્વામી વિવેકાનંદ.**

પૂજ્યશ્રીના રકતના એકે એક અણુમાં ત્યાગની ભાવના ઉછળી રહી હતી. દુનિયા, ધન, દોલત, હાટ, હવેલી, સ્ત્રી વગેરે મેળવીને આનંદ પામે છે ત્યારે પૂજ્યશ્રી એ સર્વનો પરિત્યાગ કરવામાં પરમાનંદ અનુભવતા હતા. બાહ્ય અને અંતર્ એ બંને પ્રકારના ત્યાગથી એમણે આત્માને અજવાળ્યો હતો. સર્વસંગ પરિત્યાગી અને તપોધન મહાત્માને જોતાંજ ત્યાગ વૈરાગ્યની ઉર્મિઓ જોનારના હૃદયમાં ઉછળવા માંડતી ઋદ્ધિ અને રૂપગુણવતી રમણીને છોડી ઘોર કષ્ટો સહનારા એ સાધુશિરોમણિનાં દર્શન માત્રથીજ ઘણાએક સહૃદય લખપતિઓ અને ક્રોડપતિઓના હૃદયમાં દાનનો ગુણ સ્વતઃ પ્રકટતો ને યથાશક્તિ દાનપુણ્ય કરવાની વૃત્તિ સહેજે થઇ આવતી.

ખરેખર ! સત્પુરૂષો સદ્ગુણોની જીવતી જાગતી મૂર્તિ છે. આ અંધકારમય સંસાર સમુદ્રમાં પર્યટન કરતી આપણી જીવન નૌકાઓને ખરાબા સાથે અથડાઇને નાશ પામતી બચાવવા માટેની એ દીવાદાડીઓ છે. ઉન્નતિની દિશા બતાવનારા એ ધ્રૂવના તારા છે.

Be in the world, but not of the world.

## નિરહંકાર વૃત્ત.

બીજાઓ જ્યારે કીર્તિની પાછળ દોડતા ફરે છે અને જ્યાં ત્યાં પોતાની બડાઇનાં બણગાં ફુંકાવે છે; ત્યારે પૂજ્યશ્રી કીર્તિને ઉન્નતિ પથમાં અંતરાયરૂપ માની તેનાથી દૂર નાસતા હતા

અગાઉ આપણે જોઇ ગયા છીએ કે પૂજ્યશ્રી પૂરેપુરા શાસ્ત્રવિશારદ, સમર્થ જ્ઞાની હતા છતાં શ્રાવકો સાથેની ચર્ચા સમયે ક્વચિત્ કોઇ ગહન પ્રશ્નનું નિરાકરણ કરવામાં તેમને કઠિનતા પ્રતીત થતી તો તેવે પ્રસંગે તેઓશ્રી વિનાસંકોચે કહી દેતા કે, આ ઠેકાણે મારી મતિ કામ કરી શકતી નથી. એક મોટામાં મોટા આચાર્ય હોવા છતાં સભા સમક્ષ આવું સ્પષ્ટ કહેનાર નિરભિમાની અને સ્ફટિક રત્ન જેવા નિર્મળ હૃદયના મહાપુરૂષો બહુજ થોડા નીકળે.

લીંબડી સમ્પ્રદાયના વિદ્વાન્ મુનિશ્રી ઉત્તમચંદજી મહારાજની પ્રશંસા કરતાં પૂજ્યશ્રી કહેતા કે અમુક સિદ્ધાંતવચનનું ખરૂં રહસ્ય મને તેમણે સમજાવેલું. આવીજ રીતે ગોંડલ સંઘાડાના આચાર્યશ્રી જસાજી મહારાજના જ્ઞાનની પણ તેઓ તારીફ કરતા હતા. પં. શ્રી રત્નચંદજી મહારાજ પાસેથી વિનયપૂર્વક ચંદ્રપ્રજ્ઞપ્તિ સૂત્રની વાચના લેતા; કેટલી બધી લઘુતા!!

પૂજ્યશ્રી કોઇ ગામે પધારતા કે કહિંથી વિહાર કરતા ત્યારે તે બાબતની શ્રાવકોને ખબર પડવા ન દેતા. એક વેળા છતરપુરથી બ્યાવર પધારતા હતા ત્યારે રસ્તામાં ખબર મળ્યા કે, સેંકડો શ્રાવકશ્રાવિકાઓ આપની સ્હામે આવે છે. મહારાજશ્રીએ આ સાભળી બીજો રસ્તો લીધો. વિકટ રસ્તે જતાં એક

ન્હાનકડું ગામડું આવ્યું, ત્યાં ઓશવાળનું એકજ ઘર હતું, તેણે કહ્યું કે, અમારી પેઢીઓ વીતી ગઇ પણ કોઇ સાધુજી અહિં પધાર્યાનો બનાવ અમે સાંભળ્યો નથી.

પૂર્ણયોગ્યતા ન હોવા છતાં આચાર્યપદ મેળવવા કેટલાક સાધુઓ તનતોડ પરિશ્રમ અને અણઘટતા કાવાદાવા કરે છે. જ્યારે પૂજ્યશ્રીને આચાર્યપદ મળેલ હોવા છતાં તેઓશ્રીએ સંવત ૧૯૭૧માં પોતાના ઘણા અધિકારો પોતાની સંપ્રદાયના સુયોગ્ય મુનિવરોને સ્વત: સુપુર્દ કરી પોતાના શિરપરનો બોજો હળવો કર્યો હતો.

અખિલ ભારતવર્ષમાંના સાધુમાર્ગી જૈન સમ્પ્રદાયમાં સૌથી વધારે સાધુઓનું આધિપત્ય ધરાવનાર પૂજ્યશ્રી હતા અને તેમના સદુપદેશથી અનેક ભવ્યાત્માઓએ વૈરાગ્ય પામી દીક્ષા લીધી હતી, છતાં આશ્ચર્ય જેવું તો એ છે કે, તેમની નેશ્રાયનો એક પણ શિષ્ય નથી. તેમણે તો દીક્ષા લેવા પહેલાંજ શિષ્ય નહિ કરવાનો નિશ્ચય કર્યો હતો.

શિષ્યને માટે સંયમ લૂંટાવનારા, ગમે તેવાને મુંડી દઇ પોતાનો પરિવાર કે નામના વધારવાની આકાંક્ષાવાળા સાધુઓ પૂજ્યશ્રીનું અનુકરણ કરે તો કેવું સારું ? કરોડો તારાથી જે અંધકાર દૂર નથી થતો તે માત્ર એક ચંદ્રથી દૂર થઇ શકે છે. જૈનસમાજને અત્યારે શ્રી લાલજી જેવા ચંદ્રની અગત્ય છે. વેષધારી કે જૈનાભાસી, કે પ્રમાદી કે પાસત્થાઓનાં ટોળેટોળાં મુંડવાને ભેગા કરવાથી તેનો ઉદ્ધાર થવાનો નથીજ. તેઓ તો જૈનશાસન રૂપ સૂર્યને રાહુરૂપ અને જગતને કેવળ ભારરૂપ થશે.

## પરમતસહિષ્ણુતા.

એકાંતમાં કે વ્યાખ્યાનમાં પરધર્મની નિંદાનો એક શબ્દ પણ પૂજ્યશ્રીના મુખમાંથી નીકળવા ન પામતો એટલુંજ નહિ પણ અન્યદર્શનીઓ પૂજ્યશ્રીની વાણી સાંભળી સંપૂર્ણ સંતુષ્ટ થતા.

જોધપુરના ચાતુર્માસ દરમ્યાન એક વેળા એક રામસ્નેહી સંપ્રદાયના અનુયાયી ગુલાબદાસજી અગ્રવાલ જેઓ અત્યારે ચુસ્ત જૈન બન્યા છે તેઓએ પૂજ્યશ્રી પાસે આવી પ્રશ્ન કર્યો કે, મહારાજ ! મને કોઈ એવો સીધો, સરલ ઉપાય બતાવો કે જેથી મારૂં મન શાંત અને સ્થિર થાય ?

મહારાજશ્રીએ કહ્યું કે, "ભાઈ ! તમે રામને જપો છો તેજ પ્રમાણે ચિત્તને વિશેષ એકાગ્ર કરીને નિરંતર રામનામ જપતા રહો. ભક્તિ વડે તમારૂં મન પવિત્ર અને શાંત બનશે. આ સાંભળતાં મહારાજશ્રીની સર્વધર્મ પ્રત્યેની આવી ઉદાર ભાવના જોઇને એ મહાશયને ઘણોજ આનંદ થયો અને પૂજ્યશ્રીના સત્સંગ વડે જૈન ધર્મનું રહસ્ય સમજી જૈનધર્મનો તેમણે પ્રેમપૂર્વક સ્વીકાર કર્યો.

ઘણા ઉપદેશકો અન્યધર્મની નિંદા કરીને તે ધર્મના અનુયાયીઓને જૈન બનાવવાની આશા રાખે છે, પરંતુ તેનું પરિણામ ઉલટુંજ આવે છે. લોકો એવા નિંદકોથી નિરંતર ભડકીને દૂર ભાગતા રહે છે. જ્ઞાની પુરૂષો શુદ્ધ સાત્વિક પ્રેમની સાંકળવડે દુનિયાને મુક્તિને માર્ગે દોરે છે. અન્ય સમ્પ્રદાય કે

ધર્મની નિંદા કરવાથી સ્વસંપ્રદાયની સેવા બજાવવાનો ભ્રમ ઘણાઓના મનમાંથી તેઓશ્રીએ કાઢી નંખાવ્યો છે.

## પરનિંદાપરિહાર.

પૂજ્યશ્રી કદાપિ કોઈની નિંદા કરતા કે સાંભળતા નહિ. અને પોતાના ભક્તોને પણ નિંદાથી સર્વથા દૂર રહેવાનો આગ્રહપૂર્વક આદેશ કરતા. આને માટે માત્ર એકજ દ્રષ્ટાંત બસ થશે.

સંવત્ ૧૯૭૬ના પોષ માસમાં પૂજ્યશ્રી જાવદમાં બિરાજતા હતા; તે વખતે રતલામના શ્રાવક બાલચંદજી શ્રીમાલ પોષો કરી પૂજ્યશ્રીની સેવામાં રહ્યા હતા. આ સમયે જાવરાના એક શ્રાવકે આવીને તેજસિંહજી મહારાજની સમ્પ્રદાયના સાધુઓ પ્યારચંદજી તથા ઈંદ્રમલજીનો સહભોજ શરૂ કરવા પૂજ્યશ્રીને અરજ કરી અને વિશેષમાં કહ્યું કે, હમણા પ્રસંગ એવો છે કે, જો આપ ખ્યાલ નહિ કરશો તો સ્હામા પક્ષવાળા દુશ્મનો એમને મદદ આપશે. આ વાકય સાંભળતાંજ આચાર્યશ્રી બોલ્યા કે, "ભાઈ! તમે દુશ્મન કોને કહો છો ? તેઓતો મ્હારા પરમ મિત્ર છે. તેઓની પ્રવૃત્તિથી અમને અમારૂં ચારિત્ર વિશેષ વિશુદ્ધ બનાવવા જાગૃત થવાનો અવસર પ્રાપ્ત થયોછે."

આ વખતે અહિં માત્ર બેજ શ્રાવક હતા અને તેઓ બંને પૂજ્યશ્રીના પરમ ભક્ત હતા. છતાં એકાંતમાં પણ પૂજ્ય શ્રી સ્હામા પક્ષને પરમપ્રિય માની વાર્તાલાપ કરતા.

ઉપરની ઘટના બની તેજ રાત્રિએ પૂજ્યશ્રીએ વાતચીતના પ્રસંગે બાલચંદજી શ્રીમાલને કહ્યું કે, મ્હારા સંબંધમાં આ મામલામાં કાંઇ પણ લેખો નિંદા યા સ્તુતિરૂપે તમારે છપાવવા

નહિ તેના સોગન લો. તેઓએ કંઇ પણ ઉત્તર ન આપ્યો ત્યારે પૂજ્યશ્રીએ પુન: ફરમાવ્યું કે જો તું સોગન નહિ લે તો હું તારાથી બોલવાનું બંધ કરીશ. તરતજ તેમણે સોગન લીધા.

બીજાઓ તેમની નિંદા કરે છે એવા શબ્દો કદાચ તેમના સાંભળવામાં આવતા તો તેવે પ્રસંગે પૂજ્યશ્રીની ગંભીર મુખમુદ્રાપર તેની અણુમાત્ર પણ અસર જણાતી નહિ. તેમજ નિંદાનો કે અપ્રસન્નતાનો એક શબ્દ વટીકસેમના મુખમાંથી નીકળતો નહિ.

કોઇપણ ધર્મવાળા સાથે મોટાઇ ખાતર શાસ્ત્રાર્થ કરવા વિતંડામાં ઉતરવા પૂજ્યશ્રી મુદલ ખુશી ન હતા. તેનું મુખ્ય કારણ પોતાનો વાણીવિવેક જાળવવો એજ હતું.

સંવત્ ૧૯૭૫ના ચાતુર્માસમાં એક પ્રસંગે ઉદયપુરમાં પૂજ્યશ્રીના વ્યાખ્યાનમાં એક વક્તાએ પોતાના ભાષણ દરમ્યાન અમુક પક્ષના સાધુઓની પ્રવૃત્તિ વિષે સત્ય પણ કડવી ટીકાઓ કરવાનું શરૂ કર્યું. આ ટીકાના મંગળાચરણમાંજ પૂજ્યશ્રી પાટ ઉપરથી ઉઠી ચાલતા થયા.

ઉદયપુરમાં ત્રણ આચાર્યોના ચાતુર્માસ સંવત્ ૧૯૭૧માં સાથે થયેલ; તે પ્રસંગે તેરાપંથી તેમજ મૂર્તિપૂજક ભાઈઓએ નિંદા, ટ્રેકટબાજી વગેરે ઘણી કલેશવર્ધક પ્રવૃત્તિઓ કરેલી. પરંતુ પૂજ્યશ્રીએ અનુપમ ક્ષમા અને શાંતિ ધારણ કરી નિંદકોને પ્રશંસક બનાવ્યા હતા, તેમની સાથેનું પૂજ્યશ્રીનું પ્રેમમય વર્તન "દ્વેષનો નાશ દ્વેષથી નહિ પણ પ્રેમથીજ થાય છે" એ આપ્તવાક્યને ચરિતાર્થ કરતું હતું.

પૂજ્યશ્રીનું પ્રેમમય વર્તન, મુનિરાજેના નીચેનાં કાવ્યોથી સ્પષ્ટ સમજાશે.

## राग आसावरी.

पुजजीके चरनोंमें धोक हमारी, जाउं क्रोड २ बलीहारी ॥
पुजजीके चरनोंमें धोक हमारी ॥

टोंक नगरमें रेनो थो मुनिको, मातपीता परीवारी ॥
गुरु मुखथी उपदेश सुनीनें, लीनो संजम भारी ॥ पुज. ॥ १ ॥

आतम बसकर ईन्द्रा जीती, वीसय वीकार वीडारी ॥
वेराग्य मांहे जली रया हो, धन धन हो ब्रह्मचारी ॥ पुज. ॥ २ ॥

होकम मुनीकी सम्प्रदायमें, प्रगट भये दीनकारी ॥
आचारज गुण करने दीपो, महीमा फेली चउदीशनारी ॥ ३ ॥

नाम आपको श्री लालजी, गुण आपका है भारी ॥
चारो संग मील पदवी दीनी, रत्नपुरी मुजारी ॥ पुज. ॥ ४ ॥

बीज चन्द्र जुं कला बडत है, पुरण छो उपकारी ॥
नीरखत नैनां तृपत न होवे, सुरत मोहन गारी ॥ पुज. ॥ ५ ॥

क्या तारीफ करूं में आपकी, वाणी अमृत धारी ॥
मुज उपर कीरपा झट कीजे, पुरण हेत वीचारी ॥ पुज. ॥ ६ ॥

उगणीसे ईकसट सालमें, रतनपुरी मुजारी ॥
चोथमलकी याही वीनती, कदमोंमें धोक हमारी ॥ पुज. ॥ ७ ॥

ईति ( समासम )

## पुज्यश्री हूकमीचंद्रजी माहाराजकी पाटावली.

ईण भरतखंडमें तरण तारण की जाजें,
हूआ हूकमीचंद्रजी माहाराज सुधारे काजे ॥ टेर ॥
ईकवीस वरस लग बेल बेल तप ठाया,
एक वसतर ओडत ओडत अंग जोर लगाया;
करी आचार वीचारको शुद्र सींग जीम गाजे ॥ हूवा. १
पीछे पुज्यश्री सीवलालजी महा जश लीनो,
तेतीस वरस लग तप एकान्तर कीनो;
बहू वधी सम्प्रदा साधु साध्वी आजे ॥ हूआ. २
श्री उदचंदजी माहाराज आचारज भारी,
केई राजाको समजाय आतमा तारी;
ये तो हूआ जगत वीख्यात सींघ जेम गाजे ॥ हूआ ३.
चोथे पाट हूआ चोथमलजी महा गुणवंता,
हूआ पंडीतमें परमाण आचार्य दीपंता;
केई जणाको दीयो ज्ञान ध्यान ओर साजे ॥ हूआ. ४
अब पंचम पाटे हूआ आप बड भागी,
श्री लालजी महा गुणवंत छती के त्यागी;
कीयो धर्मको उध्योत मीथ्यात्वी लाजे ॥ हूआ. ५
ये मुनी माल रसाल ध्यान नीत धरना,
हीरालाल ईम कहे उन्नती करना;
जीवागंज कीयो चोमासो मोक्षके काजे ॥ हूआ. ६

अथ स्तवन.

पूज्यजी सीतल चंद्र समान, देखलो गुण रत्नकी खान—ए टेर.

जिनमारगमें दीपता सरे, तीजे पद महाराज;
कलीकालमें प्रगट भये हो, दया धर्मकी जहाज ॥ पूज्यजी. १

पूर्व जन्ममें आप पूज्यजी, पुरा पुन्य कमाया;
धन्य है माता आपकी, सरे एसा नन्दन जाया ॥ पूज्यजी. २

मीठी वाणी सुणी आपकी, खुशी हुवे नर नार;
फागण सुद पुनमके उपकर, कीयो घणो उपकार ॥ पूज्यजी. ३

हाथ जोड कर करूं वीनती, अरजी ये चीत दीजे;
जाणी रहे सुनजर आपकी, चरनामें रख लीजे ॥ पूज्यजी. ४

भव जीवने तारता सरे, कीरपा करी दयाल;
रामपुरे माहाराज बीराजा, रह्या करा ते काल ॥ पूज्यजी. ५

उगणीसे तरसट पुज्यजी, ठाणा एकीहारना आठ;
रामपुरमें खुब लगाया, दया धर्मका ठाठ ॥ पूज्यजी. ६

महामुनी नन्दलाल तणा शीश्य, कहे सुनो गुरु देवा;
वो दीन भलो उगसी सरे, मीले पूज्यकी सेवा ॥ पूज्यजी. ७

( मुनी खुबचंदजी कृत. )

## તપશ્ચર્યા.

**એકાંતર**—પૂજ્યશ્રીએ કરેલાં ૩૩ ચોમાસામાંથી એકપણ ચોમાસું એવું ભાગ્યેજ ગયું હશે કે જેમાં આષાઢ ચોમાસાથી તે સંવત્સરી પર્યંત તેમણે એકાંતર ઉપવાસ કર્યા ન હોય. ઘણીવાર તેઓ કાર્તિકી પૂનેમ સુધી એકાતર ઉપવાસ કરવાનું ચાલુ રાખતા.

**બેલા, તેલા, ચોલા અને પ ચોલા** તો એટલા બધા તેમણે કર્યા છે કે તેની પૂરેપૂરી ગણતરી આપવાનું અશક્ય છે. પૂજ્ય પદવી પ્રાપ્ત થયા પછી છ વર્ષ સુધી તો દર મહિને એક એક તેલો તેઓ અવિચ્છિન્ન પણે કરતા હતા. ત્યાર પછી પણ કોઈકજ મહિનો એવો પસાર થતો કે જેમાં પૂજ્યશ્રીએ તેલો કર્યો ન હોય

**છ સાત અને આઠ** ઉપવાસના તેમણે ઘણા થોક કર્યા હતા. સાત, સાત ; આઠ, આઠ , ઉપવાસ કર્યા હોય તોપણ વ્યાખ્યાન પૂજ્યશ્રી જાતેજ ફરમાવતા

**તેર ઉપવાસનો** પણ એક થોક પૂજ્યશ્રીએ કર્યો હતો.

**વૈયાવૃત્ય.**—પોતે આચાર્ય હોવા છતાં અને શિષ્ય સમુદાય પણ અતિ વિનીત હોવા છતા શિષ્યોને માટે પણ **આહારપાણી ઘણું કરીને પોતેજ લાવી આપતા,** એટલુંજ નહિ પણ પાતરા, ઝોળી, પટલા, લુગ્રીયા વગેરે ધોવાનું તથા પાણી ગળવાનું વગેરે કામ કરવામા તેઓ શિષ્યોને પૂરી મદદ કરતા. તેમના વિનયવંત શિષ્યો એવાં કામ નહિ કરવા

પુજ્યશ્રીને વખતોવખત અરજ કરતા, પણ તેઓશ્રીનો સ્વભાવજ એવો હતો કે, પ્રમાદ નહિ કરતાં કોઇ ને કોઇ ધર્મપ્રવૃત્તિ કે વૈયાવૃત્યમાં લાગ્યાં રહેવું.

**અલ્પનિદ્રા અને સ્વાધ્યાય.**—પુજ્યશ્રી રાત્રિના ૧૦, ૧૨ અને કોઈ કોઇ વાર ૧ બજે નિદ્રાધીન થતા. અને એક, બે કે ત્રણ બજે નિદ્રાને પરિહરતા. એક પ્રહરથી અધિક નિદ્રા તેઓ કવચિતજ કરતા. નિત્યપ્રતિ રાત્રિમાં બેથી ત્રણ વાગતાને શુમારે નિદ્રામાંથી જાગૃત થઇ તેઓ સુત્રની સ્વાધ્યાય કરતા. ઘણા સૂત્રો તેઓશ્રીએ કંઠસ્થ કરી લીધાં હતાં. તે પૈકી દશવૈકાલિક સૂત્રનો પાઠ તો તેઓ સૌથી પહેલા કરી લેતા. પછી ઉત્તરાધ્યયનનાં કેટલાંક અધ્યયનોનો પાઠ કરતા. આટલું કર્યા પછી આચારાંગ, સૂયગડાંગ, નંદી, સુખવિપાક, વગેરે જે સૂત્રો પોતે કંઠસ્થ કર્યાં હતાં તેમાંથી કોઇ પણ સૂત્રની સ્વાધ્યાય તેઓ કરતા. તત્પશ્ચાત્ અર્થવિચારણા અને તત્વવિચારણામાં તલ્લીન થઇ અપ્રમાદીપણે રાત્રિ નિર્ગમન કરતા. સંખ્યાબંધ થોકડા તેમણે કંઠસ્થ કર્યા હતા તેની પણ પર્યટના હમેશ તેઓશ્રી કરતા. તેમાં પણ ૨૪ તીર્થંકરોના લેખા, જ્ઞાનલબ્ધિ વગેરે અમુક થોકડાની પર્યટના તો તેઓ નિત્યપ્રતિ કરતા હતા.

કોઇ કોઇ વાર ફક્ત એકાદ કલાકની નિદ્રા લઇને તેઓશ્રી જાગૃત થઇ સ્વાધ્યાયાદિમાં પ્રવૃત્ત થતા. વળી નિદ્રા આમંત્રણ

કરવા લાગની તો સ્વાધ્યાય કર્યા પછી એકાક કલાક નિદ્રાને છૂટી મૂકતા અને પ્રતિક્રમણના સમય પહેલાં જાગૃત થતા. સૂત્રોની સ્વાધ્યાય ઘણીવાર તેમના શિષ્યોને સાથે લઇ કરતા. શિષ્યો પણ વહેલા ઉઠી પૂજ્યશ્રીની સાથે સ્વાધ્યાય કરવા મંડી જતા હતા.

ધીમા પણ ગંભીર અને સુમધુર સ્વરે થતી આ સ્વાધ્યાય સાંભળવાનો જે જે ભાગ્યશાળી સાધુ શ્રાવકોને સુઅવસર મળેલો છે તેઓ કહે છે કે અમારા જીવનની એ સફળ ઘડીઓ હતી. એ વખતનો દેખાવ કેટલો રમ્ય, બોધપ્રદ અને આકર્ષક હતો તે માત્ર અનુભવથીજ જાણી શકાય. સૂત્રની અલૌકિક વાણીનો પ્રવાહ રાત્રિની નિરવ શાન્તિમાં પૂજ્યશ્રી જેવા પવિત્ર પુરૂષના મુખકમળમાંથી વહેતો ત્યારે તેની અસર કંઇક જુદાજ પ્રકારની થતી.

## બાળકોને શિક્ષણ આપવાનો શોખ.

લઘુવયથીજ બાળકોને સત્પુરૂષોના સંસર્ગનો લાભ મળતો રહે તો તેના ચારિત્રનું બંધારણ ઉચ્ચ પ્રતિનું થાય. ઉત્તમ ગુણો એમનામાં આપોઆપ પ્રકટી નીકળે આ હેતુથી આગળના જમાનામાં શ્રાવકો પોતાના છોકરાંને વ્યવહારિક શિક્ષણ આપવા ઉપરાંત ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરવા સદ્ગુરૂઓ પાસે મોકલતા હતા.

મોરબીમાં જ્યારે પૂજ્યશ્રીનું ચાતુર્માસ હતું ત્યારે જૈનશાળાના વિદ્યાર્થીઓ મહારાજશ્રીના સત્સંગનો લાભ લેતા. પૂજ્યશ્રીના દર્શન અને વાણીશ્રવણ કરવાની અતીવ આતુરતા ધરાવતા કુમળી વયના ન્હાના ન્હાના નિશાળીઆઓ હોંશે હોંશે હમેશ પૂજ્યશ્રી પાસે આવતા. ભક્તિના રંગથી રંગાયેલાં તેમનાં કોમળહૃદયકમળો ત્યાં પ્રફુલ્લિત થતાં. અને વિનયથી નમેલાં શીષકમળો પૂજ્યશ્રીના પદકમળનો સ્પર્શ કરતાં. આ વિધિ થયા પછી તેઓ બધા સુમધુર સ્વરે 'જયવંતા પ્રભુવીર' નું ગાયન લલકારતા હતા. આ વખતનો દેખાવ ઘણો રળીયામણો લાગતો. ગાયન ગાઇ પૂજ્યશ્રી સન્મુખ તેઓ મર્યાદાથી બેસી જતાં. આવાં ન્હાનાં બાળકોને તેમના યોગ્ય કર્તવ્યો સમજાવવા પૂજ્યશ્રી પોતાની રસાળ વાણીનો પ્રયોગ યુક્તિપૂર્વક કરતા કે જેથી બચ્ચાંઓને આનંદ સાથે જ્ઞાનની પ્રાપ્તિ થાય, અને પોતાનું કર્તવ્ય શું છે તેનું ભાન થાય.

"કમ ખાનાં ઓર ગમ ખાના, પઢના જ્ઞાન, દેખના અપના દોષ, માનના ગુરૂવચન, સુનના શાસ્ત્ર, ગ્રહણ કરના હિતશિક્ષા, દેના હિતોપદેશ, લેના પરાયાગુણ, સહના પરિસહ, ચલના ન્યાયમાર્ગ, ખાના ગમ, મારના મન, દમના ઇંદ્રિય, તજના લોભ, ભજના ભગવંત, કરના જીવાજીવકા જતન, જપના જાપ, તપના તપ, ખપાના કર્મ, હરના પાપ, ગરના પંડિત

મરણ, તરના ભવસાગર, કરના સબકા ભલા, ધરના ધ્યાન, બટાના ક્રિયા, રટના પ્રભુનામ, હટાના કર્મ, માગના મુક્તિ, લગાના ઉપયોગ, કરના છરોંકા ઉપકાર, રોકના ગુસ્સા, છોડના અભિમાન તજના જૂઠ, ત્યાગના ચોરી, છોડના પરસ્ત્રી, રખના મર્યાદા ”

આવાં આવા ન્હાનકડાં વાકયો બાળકોને કંઠસ્થ કરાવી તેનું રહસ્ય એવી ખુબીથી તથા મનોરમ દ્રષ્ટાંતોથી સમજાવતા કે બાળકના હૃદયપર તેની ઉંડી કદી ન ભુંસાય તેવી છાપ પડતી અને એક રૂડી શિક્ષાનો અમલ તે દિવસથીજ પ્રાયઃ થયો શરૂ થઇ જતો.

નિશાળમાં માસ્તરો નીતિપાઠો ગોખાવી ગોખાવી બાળકોના મગજમાં ઠાંસી ઠાંસીને ભરે છે પણ તેની બહુ અસર થતી નથી; ઘર આગળ માબાપો વારંવાર જે શિખામણો આપ્યાં કરે છે તે પણ તેમને ગળે ઉતરતી નથી, પરંતુ આવા સચ્ચરિત્ર અને પ્રભાવશાળી મહાત્માઓના બોધની તત્કાળ અસર થાય છે. એ તેમના ચારિત્રનોજ પ્રભાવ જાણવો. મોરબીના જેવીજ શુભ પ્રવૃત્તિ રાજકોટના ચાતુર્માસ દરમ્યાન પણ પૂજ્યશ્રી તરફથી થયા કરતી.

અવકાશ મળે ત્યારે બાળકોને પોતાની પાસે બેસાડી પંચ-પરમેષ્ઠી મંત્ર શિખવતા, તેનો અપાર મહિમા સમજાવતા. સૂતાં

ઉઠતાં, બેસતાં પ્રભુના નામનું અને પ્રભુના ગુણોનું સ્મરણ કરવાનું સુચવતા. નવકાર મંત્રનું ઉચ્ચારણ કરતી વેળા ચંચળ મન અન્ય વિષયોમાં ગતિ કરવા ન પામે તે માટે અનુપૂર્વી અને અનાનુપૂર્વીની ઉપયોગિતા તેઓશ્રી સમજાવતા, એટલુંજ નહિ પરંતુ બાળકો અનુપૂર્વી પુસ્તકની મદદ લીધા વિના આંગળીના ટેરવા વડે ગણી શકે તેવી રીત તેમને શિખવતા. આવી આવી રીતો શિખવી મોટા માણસોને જ્યારે કઠિન અને કંટાળાભરેલી ભાસે છે, ત્યારે પૂજ્યશ્રીની પ્રશંસનીય શિક્ષણશૈલીથી બાળકોને એવી રીતો સરલ અને આનંદપ્રદ ભાસતી.

અન્ય મુનિવરોનું આ તરફ અતિ વિનયપૂર્વક ધ્યાન ખેંચવા લેખક રજા લે છે. બાળકો કે જે ભવિષ્યનો સંઘ છે; થોડાંજ વર્ષ પછી વીરશાસનના રક્ષણની ધુરા જેના સ્કંધ ઉપર આપણે ધરવાની છે, તેમને અત્યારથીજ એવા પ્રકારની કેળવણી આપવાની આપણી ફરજ છે કે જેથી તેમના હૃદયમાં ધર્મ પ્રત્યેનો પ્રેમ ઉભરાય, તેઓ ધર્મના ખરા રહસ્યને સમજી સદ્વર્તનશાળી અને સુખી થાય, તેમજ થોડી વયે ધર્મને દીપાવનાર શાસનના શણગારરૂપ બને. નહિતો ધર્મજ્ઞાન વગરની એકલી અંગ્રેજી કેળવણીથી જે પરિણામો નિપજે છે તે તો આપણે બધા નજરે જોઇએ છીએ.

## નિશ્ચયોની નિશ્ચલતા.

પૂજ્યશ્રી સ્વશક્તિ અને પરિસ્થિતિનો પુખ્તપણે વિચાર કરી પ્રબળ બુદ્ધિમતિ પૂર્વક જીવનના ઉદ્દેશો નિર્ણિત કરતા. અમુક કાર્ય કરવું છે, અમુક નથી કરવું, અમુક માર્ગે જવું છે, અમુક માર્ગે નથી જવું એવી એવી પ્રતિજ્ઞાઓ તેઓ લેતા અને પછી પ્રાણની પણ પરવા કર્યા વગર તેને પાળતા.

देहं पातयामि वा कार्यं साधयामि ।

- એ એમનો મુદ્રાલેખ હતો, ન્હાની વયથીજ તેઓ દ્રઢ નિશ્ચયી હતા. ન્હાના કે મ્હોટા હરેક નિશ્ચયમાં તેઓ મેરૂની પેઠે અડોલ રહેતા.

દીક્ષા લેવાનો તેમનો નિશ્ચય ફેરવવા કુટુમ્બીજનોએ આકાશપાતાળ એક કર્યાં, અનેક વિધ પરિસહો આવ્યા, કેદમાં પૂર્યા પણ એ નેક ટેકવાન મહાપુરૂષ પોતાના નિશ્ચયથી લગાર પણ ડગ્યા નહિ. સાધ્ય પ્રાપ્ત કરવાની દ્રઢ ભાવનાવાળા મહાપુરૂષો પોતાના માર્ગમાં ગમે તેવાં આવરણો આવે તેને પ્રબળ પુરૂષાર્થ વડે કેવી રીતે હઠાવી શકે છે તેનું શિક્ષણ પૂજ્યશ્રીના જીવનમાંથી પદે પદે સાંપડે તેમ છે. મન વશ કરવા માટે નિશ્ચયની નિશ્ચલતા એ એક ઉત્કૃષ્ટ સાધન છે અને જેણે મન જીત્યું તેણે સઘળું જીત્યું. મન અને ઇન્દ્રિયોપર વિજય મેળવે

તેજ ખરો જૈન છે. જગત્‌માં સર્વ સિદ્ધિ મનોબળથી—મનની દઢતાથીજ સાધી શકાય છે. પૂજ્યશ્રી આશાતીત આત્મોન્નતિ સાધી શક્યા એ તેમના મનોનિગ્રહનેજ આભારી હતું. એમના જેવા નિશ્ચળ નિશ્ચયવાન, પવિત્ર ચારિત્રવાન, પ્રભાવિક મહાત્માઓની ભાવનાઓને હૃદયમાં કોતરી, તેમના જેવો પુરૂષાર્થ કરી સ્વપરહિત સાધવું એ કર્તવ્ય છે, એ પ્રાપ્તવ્ય છે અને એ પરમ સાધ્ય છે. એ કર્તવ્ય અને એ પ્રાપ્તવ્યની જેટલા નજીક જવાય તેટલા પૂરતી આ જીવનયાત્રાની સફલતા છે.

આપણા આર્ય ધર્મગ્રંથોનો પ્રધાન આશય ઐક્યતાથીજ ભરેલો છે. પરંતુ મતાગ્રહને લઇ ઐક્યની કડીઓ ઢીલી થતી ગઇ તેમ તેમ પ્રગતિ પ્રસરતી અટકી ને અવનતિને અવકાશ મળતો ગયો—આપણે આંગણે જાણી જોઇને નોતરી. જાણ્યે અજાણ્યે આપણું અકલ્યાણ આપણા હાથેજ થતું ગયું. સ્વાર્થપૂર્ણ ઘેનમાં કુદરતને ન્યાય ન આપ્યો. કુદરતની પ્રણાલી પલટાય, નિશ્ચયનયને નેવે મુકાય ત્યાં ઉદયની આશા વ્યર્થ. મીઠા ઝાડનાં મૂળ કાપી નાંખવા ને પછી ખરી પડતા પાંદડાની પૂજા કરવી એ પ્રવૃત્તિ હાસ્યજનકજ લેખાય. વ્હેમને બદલે સત્યનો આદર થવો જોઇએ. વ્હેમને લઇ, હિતની ગુંચ ક્યાં છે તે જોવાતું નથી તો ગુંચ ઉકલેજ ક્યાંથી?

: એક અનુભવી સલાહ આપે છે કે સંસારમાં સત્ય અને જૂઠનું મિશ્રણ સર્વત્ર થયેલું જોવામાં આવે છે. તેમાં સત્યને પકડી રાખી જૂઠને ત્યજી દેવું એજ મનુષ્ય કર્તવ્ય છે; એવું માણસ એ દેવ અને એ દેવત્વ પ્રાપ્ત કરતાં ઘણો ભોગ આપવો પડે છે. આ વખતે દ્રઢતાથી આગળ વધવું અને અસત્યના આકર્ષણોથી બચવું એજ ખરી કસોટી.

અંતઃકરણમાં ઉઠતા અસંખ્ય વિચારો—વિકારોને વશ કરવાનું બળ એજ હૃદયબળ—એજ સર્વોત્કૃષ્ટ બળ. साधयति आत्मकार्यं इति साधु.



# શ્રીલાલજી-સપ્તક.

## અંતર્ગત

## શ્રી વીરવંશજ ગુણકીર્તન.

### શાર્દૂલ.

પ્રાણી માત્ર પરે ધરી પ્રીતિ દયા એવા વિભુ વીરને,
શત્રુ મિત્ર ગણ્યાં સદાય સરખાં એવા પ્રભુ ધીરને;
જીવો આ જગના બધા સુખી રહો એ બોધતા વીરને,
વંદું સ્થિર થઇ સદા સુખકરા જ્ઞાની મહા મીરને.*

બ્રાહ્મી શારદમાત તું વસ જીભે દેજે મતિ નિર્મળી,
વાણીથી વીરવંશના ગુણ તણી ગાથા કથું છું ભલી;
દેજે અક્ષર જ્ઞાન તું બળવતું તત્ત્વે રૂડું તાન દે,
વાગ્રીની સુપ્રસાદી આપી મુજને દોરી જજે સુપથે.

---

૧

શ્રી રાજકોટ તરફથી પ્રિય રત્નગામે,
શ્રીલાલજી પૂજ્ય તણા પ્રિય ધર્મ ધામે;
થાવા કૃતાર્થ કરી દર્શન ત્યાં જતો'તો,
માર્ગે શ્રી સાબરમતી તટ ઉતર્યો'તો. ૧

વિચારતાં સરસવંશ શ્રીલાલજીનો,
આવ્યો ઉરે સમય પંચશતાબ્દિ કુંધી;

---

* મીરને=મિહીર-સૂર્યને.

લોકે દીધું ખળ નવું પ્રિય ભાવવાહી,
તેમાં રહ્યો અમર ચેતન ખૂબ નાહી. ૨

સુશાસ્ત્રનું રહસ સજ્જન શાંત દેતો,
ભાવે વધો જગતને સત એહ કે'તો;
ઉદ્ધારતો પરમ પ્રેમથી આત્મ ધર્મ,
દીધો સુસંત જનને શુભ ધર્મ ગર્મ. ૩

તેણે કહ્યાં સરસ શાસ્ત્ર નિહાળી સૂત્રો,
તેણે કહ્યાં સગુણ નિર્ગુણ ભેદ સૂત્રો;
રૂપી નહિ, અરૂપીનું શુભ લક્ષ્ય ભાખ્યું,
આત્મિક સિદ્ધિદત્ત અમૃત ધન્ય ચાખ્યું. ૪

સાધુ અનેક પરદેશ સુપાઠવીને,
સદ્દેશ ઉચ્ચ પથના સત ગોઠવીને;
જ્યોતિ જ્વલંત જગતે જગવી કરીને,
પામ્યો વિરામ વીર એ ગુજરાત દેશે. ૫

૨

થાતાં પ્રભાત સ્તવના સમતા કરીને,
અગ્નિરથે ચડી કર્યું સુપ્રયાણ ત્યાં ગે;
લીધી દિશા ઉગમણી પ્રિય પૂજ્ય ધામે,
યાત્રા થજો સફળ આ ઉર શિરનામે. ૬

પૂર્વે ઉગ્યો કનક કંદુક રક્ત રશ્મિ,
નિમંત્રતો કનક અંગુલિથી સ્વદેશે;

સુતેજને હૃદય નામતું ઉર્ધ્વગામી,
દોડયું જ અગ્નિરથ સાથ સુહર્ષ પામી. ૭

દોડયું હજાર અઢી વત્સર પાછળે તે,
દીઠાં તિહાં બટુક માગધ દેશ ધુમે;
શ્રી વીરના ચરણમાં કરી આત્મ શુદ્ધિ,
સિંહો રમે હરણ સાથ ન વૈર બુદ્ધિ. ૮

આપી અહિંસક દયાન્વિત બોધ સૌને,
સ્થાપી સમાન દરજ્જે જગજીવ સૌને;
સ્વાશ્રિત થાવ લણશો જન વાવશો જે,
પામો કરો કરણી સદશ, એમ બોધે. ૯

યજ્ઞો વિષે અટકીયા પશુ હોમ પૂરા,
વીરે ધરી સદય સ્કંધ સુધર્મ ધુરા;
દેશે વિદેશ વિચરી શુભજ્ઞાન દીધું,
હિંસા હણી જગ અહિંસક આર્ય કીધું. ૧૦

એ ટેક નિડરપણું વળી આત્મભાન,
સાદાઈ એ સહનતા સમભાવજ્ઞાન;
કારૂણ્ય મૂર્તિ અરિહંત અલક્ષ્ય જ્યોતિ,
વા'લા નમું વીર પ્રભુ પ્રિય મોક્ષમોતી. ૧૧

૩

પાછું ફર્યું મન હવે પ્રિય ધામ પ્રત્યે,
આદિત્ય તો ઉડુ ગણે નહિ દીસતો'તો;

આદિત્ય હા ઉડું ગણે અહિં વિચરે છે,
આચાર્ય તે રવિપદે અહિં સાધુ વૃંદ. ૧૨

રાત્રી હતી ભીડ હતી દૂરથી કર્યું મેં,
પ્રીતિ થકી નમન તે ગુરૂ દેવશ્રીને,
ત્યાંથી ગયો સકળ સંઘ સભા વિષે હું,
નીમી પ્રમુખ પછી કાર્ય શરૂ થયું'તું. ૧૩

મારો હતો શુભ અનુભવ તે કહ્યો મેં,
બંધુ બીજા પણ વધ્યા શુભ વાત હેતે,
આવ્યા ન અન્ય પખના મુખી ભાગ લેવા,
થોડાક હાજર હતા પખ એહના હા. ૧૪

આ હિંદમાં સુખદ સંપ ઘટયો દિસે છે,
જે સારૂં તે સકળને ગમતું ન કાં છે,
પક્ષો પડે મમતને વધતો જ વાંછે,
આમાં અરે જીવડલા! પડ કાં કર્યું મેં. ૧૫

૪

## તોટક.

રવિ દેવ ઉગ્યા સુપ્રભાત થયું, જગવે જગ અંધતિમિર હર્યું;
રવિ રશ્મિ કરે સતકાર ખરો, વદતો નવજીવન સર્વ ભરો. ૧૬

શુભ ભાષણ શ્રી ગુરૂ દેવ તણું, સુણવા જન પંચ હજાર મળ્યું;
વીર હાકથી શ્રી વીર ગુણ સ્તવે, વીતરાગી સુત્યાગી સુકાવ્ય કવે. ૧૭

પ્રિય મિત્ર સમેત ગયો જવ ત્યાં, ભીડ ભારી દીઠી પણ દર્શન થ્યાં,
શુભ હસ્તિ સમાન દીપે ગુરૂ શા, સુપ્રસન્ન દીઠા પગ વ્યાધિ છતાં. ૧૮

રવિ અસ્ત થતાં પડતી નિશમાં, ચમકે દમકે કંઇ તારલીયા;
મધરાત સમે શશિ આવી ઉલે, ત્યમ સંત મહંત શ્રીલાલ દીપે. ૧૯

પુર ભાવથી બોધ પ્રબોધી કરી, નરવે શુભ સાદ સભા ગજવી;
કરતા રસમાં તરબોળ ખરે, ગુરૂ આકરષે સુપરિષદને. ૨૦

વીર સંઘની હાકલ હાલ થતી, બુધ સંઘની આંખીય હાલ હતી;
સુચકોરની ચંદ્ર પ્રતિ શી ગતિ, સમજાવતી સંસદ્ એહ સ્થિતિ. ૨૧

સુખ આ જગનાં ક્ષણુભંગુર છે, પથ પ્રેયથી શ્રેય સદા ચડશે;
સુખ શાશ્વત જેહ અખંડિતરે, મળવા સહુ યત્ન સુભાગી કરે. ૨૨

ઇચ્છજો જીવમાત્રનું શુભ સદા, મનવાણી કૃતિ બગડે ન કદા;
હણુશો ન કદી જીવ રાખી દયા, મનનિગ્રહ સંયમ આદ્ય મયા. ૨૩

છુટવું જનમો મરણોથી ચહો, સચ્ચિદાનંદરૂપ અનુપ ગ્રહો;
શુભ બોધ દીધો કંઈ એમ ભલો, દીધ આશીષ એ શુભ ધર્મ રજો ૨૪

૫

( વસંતતિલકા. )

ઉચ્ચાસને પરમ પૂજ્ય વિરાજતા 'તા
અગ્રે હતા પ્રિય જવાહિરલાલજી ત્યાં.
આપ્યું હતું તરતમાં પદમુખ્ય તેને
સ્વીકારતો સકળ સંઘ તીહાં ઉભો છે. ૨૫

આદિત્યથી અરણુ તેજ તણાં ઝરે છે,
આતિથ્ય ત્યાં અતિથિનું જન સૌ કરે છે;
બેઠા બધા પછી ધસ્યો ગુરૂ પાસ જાવા
પાદારવિંદ સ્પર્શી કૃત કૃત્ય થાવા. ૨૬

આવ્યો શિશુ કેમ સુશાંત છોને ?,,
ત્યાં સાધુ સૌ શાંત સુખી જ છેને.
ગાયો તણી હાલત સારી છે ને
મિત્રો દયા કૃત્ય કર્યાજ કરેજ છે ને. ૨૭

પુઠી શિરે પરમ પ્રેમથી હસ્ત મૂક્યો,
જાજે સદા નીતિ પંથે શિશુ કાન ફુંક્યો;
દીધો સુબોધ સમજાવી સુધર્મ મર્મ,
દીધી દુઆ કર શિશુ શુભ ધર્મ કર્મ. ૨૮

૬

આકાશ મધ્ય ઉડુ મંડળ ઉગતું'તું
શાક્ષી ગુરૂ પ્રતિક્રમ્યું મુજ પાપ પેઠું,
આનંદ એ સમયમા અતિ ઉભરાયે
જાણે છુટ્યાં જગતનાં સહુ બંધનો તે. ૨૯

બાધા ન ત્યાં જગતની જનની જગાની
બાધા ન ત્યાં સમયની શ્રમની સગાંની
બાધા ન ત્યાં તિમિરની નભની ન કોની
ભાવે વહે નવીન ચેતન રૂપ જ્યોતિ. ૩૦

આદીશ્વરા ઋષભનાથ તણો સમો ત્યાં
ભાઇ અને ભગિની ત્યાં શુભ સ્તોત્ર ગાતાં,
કારૂણ્યનું પરમ પાલન ત્યાં થતું'તું
આ ઉર ત્યાં ભરતના ભુવને જતું'તું. ૩૧

ચોવીશ એ વિભુતણી વિભૂતિ સ્મરીને
ભક્તિ થકી વીર તણા વનમાં ફરીને
વંદી પછી ગણુપતિ ગુરૂ ગૌયમાને
પંડિત શાસ્ત્રી પદ ધારક સોહમાને. ૩૨

દેવર્દ્ધિ જે શ્રમણુ શાસ્ત્ર લખ્યાં સુપત્રે
લોંકાજીએ લખી દીધું સતજ્ઞાન અત્રે
શ્રી લાલજી સબળ અષ્ટ શીતેરમા છે
શ્રી વીરવંશજ તણી સ્મરણાવલિ એ. ૩૩

૭

નારાચ.

અનુપજ્ઞાન દાનધ્યાન આત્મભાન આપતું,
સુશાંતિ સ્નેહ સામ્ય આપી પાપ શાપ કાપતું,
વિરાગ ત્યાગનું સુભાગ્ય જોરથી જણાવતું,
શ્રીલાલ વીરબાલ ભાલ તેજ બેશ ઓપતું. ૩૪

સુસંતનો મહંતપંથ મુક્તિનો બતાવતો,
દયા મયા પ્રમોદ મૈત્રી ભાવને વધારતો,
સુશાંત દાંત ભ્રાંત કાંત જંત જીવ માત્રનો
નમું નમું હું વીરવંશ ક્ષાત્રતેજ દાખતો. ૩૫

વંદી કહ્યું વતન કાલ જઈશ હું તો
"જ્ઞાને વધો સરળ થઈ શુભ યોગ સહેજે"
મુક્તિ પંથે મલકતી સુખરૂપ મુદ્રા
બોધ્યો પુનઃ પુનિત આત્મિક ઉપદેશ. ૩૬

વૈરાગ્યનું પરમ ધાર્મિક સત્ત્વ જાણ્યું,
અંધશ્રદ્ધા દુરિત તે હરતું પીછાણ્યું
ભાવે ભરી રગરગે પ્રિય એ પ્રસાદી
ચાલ્યો હવે વતન આત્મીય જે અનાદિ. ૩૭

નિરાશા અને શૂન્યતા ટાળનારી,
તપેદાન શીલેય દોરી જનારી,
ભલી ભાવના ઉરમાં સ્થાપનારી,
મહત્તા વિરાગે વસી એવી ભારી ૩૮

વળી તેજ ને ઓજ દીપાવનારી,
પ્રસાદી વિરાગી અતિ ગુણકારી,
મહાવીરની, વીરના વંશજોની
કૃપાદ્રષ્ટિ હો નિત્ય સાધુ જનોની. ૩૯

પોપટલાલ કેવળચંદ શાહ.
રાજકોટ.



# परिशिष्ट.

पण्डित प्रवर पूज्य श्री १००८ श्री जवाहीरलालजी महाराजानां सुशिष्येण श्रीघासीलालजी मुनिना विरचितम् ।

स्वर्गवासि—

पूज्यप्रवर श्री १००८ श्रीलालजी महाराजस्य

# पूज्यगुणादर्शकाव्यम् ।

श्रीसन्दोहलसत्स्वरूपविभया यो मोदयन्मेदिनिं
लावंलावमलीलवल्लयमपि क्रोधादिकर्मोद्भवम् ।
लङ्कानिर्दहनोपमं च मदनं योऽधाक् त्रिदुःखच्छिदे
मुक्तं पादचतुष्टयादिचरमैर्वर्णैरमुं स्तौम्यहम् ॥ १ ॥

जिन्होंने शोभा समूह से देदीप्यमान आकृति की प्रभा द्वारा संसार को प्रसन्न किया, क्रोधादि कर्मों के कारणों को एक २ कर के काट दिया एवं जिस प्रकार हनुमान् ने लङ्का का दहन किया था ठीक वैसे ही जरा–जन्म-मरण रूप दुःखों को मिटाने के लिये जिन्हों ने काम को नष्ट करादिया, शरीर से मुक्त-उन पूज्य श्रीलालजी

मुनि की इस पद्य के*चारों चरणों के आद्यन्त अक्षरों से वन्दना पूर्वक मैं स्तुति करता हूं । लंका दहन की उपमा लोकोक्ति है ॥ १ ॥

कल्याणमन्दिरनिभात्सुरमन्दिरस्थात्
श्रीलालपूज्यकरुणावरुणालयाच्च ।
कल्याणमन्दिरमवाप्तुमना विनौमि
कल्याणमन्दिरपदान्तसमस्यया त्वम् ॥ २ ॥

कल्याणागार, स्वर्गस्थ, करुणानिधि पूज्य श्रीलालजी से अधिक कल्याण प्राप्त करने की इच्छा से ही कल्याणमन्दिरस्तोत्र के पद को×अन्तिम समस्या के रूपमें लेकर आप श्री चरणों की स्तुति करता हूं ॥२॥

जन्मान्तरीयदुरितावलिपीडितश्च
सावद्यतूद्यमभिपद्य विपद्यमानः ।
पूज्य ! त्वदीयपदपद्ममहं श्रयामि
कल्याणमन्दिरमुदारमघप्रभेदि ॥ ३ ॥

हे पूज्य ! जन्मान्तर में किये पापों से पीड़ित, सम्प्रति भी दुष्कर्मों को ही श्रेय-मार्ग समझ कर अपनाने से खिन्न मैं आपके चरणकमलों का आश्रय लेता हूं । क्योंकि, आप के चरणकमल ही सुख निकेतन, अत्यन्त उदार, एवं पापों के नाशक हैं ॥ ३ ॥

---

* श्रीलाल मुनि वन्देऽहम्

× [illegible]

दुःखी स्वदुःखशमनाय सुखी सुखाय
श्रीमान् श्रियेऽधरदरं सुकृती शमाय ।
यत्ते सुपूज्य ! शुभसद्म तदा स्मरामि
भीताऽभयप्रदमनिन्दितमङ्घ्रियुग्मम् ॥ ४ ॥

हे सुपूज्य ! आपके जिन चरणों को दुःखी सुख की कामना के लिए, सुखी एकान्त सुख के निमित्त, बुद्धिमान प्रज्ञावृद्धि के लिए, तथा धार्मिक जन शान्तिके लिए आत्मसात् करते थे, उन्हीं चरणों का मैं स्मरण करता हूं—कारण कि, संसारभयोद्विग्न मनुष्य को वेही प्रशस्तचरण अभयदान दे सकते हैं ॥ ४ ॥

लोकेषु भूर्भुवि नरो नृषु मानतन्तु-
स्तेनापि चेन्न हि भवेद्गुणजीवमन्तुः ।
तेनाप्यमेति भवतेति तरि व्यबोधि
संसारसागरनिमज्जदशेषजन्तुः ॥ ५ ॥

तीनों लोकों में पृथ्वी बड़ी है, पृथ्वी में मनुष्य श्रेष्ठ गिना जाता है, मनुष्यों में विवेक की पूजा होती है और विवेक में भी अहिंसात्मक ज्ञान को आराध्य समझा जाता है कारण कि, इसीसे मनुष्य अपने ध्येय को प्राप्त करता है आपने भी वही सर्वोत्तम ज्ञान रूप नौका ही अपार संसार सागर में डूबते हुए मनुष्यों को साधन बतलाया है ॥ ५ ॥

तं त्वां स्मरामि सततं य इह प्रपञ्च-
पञ्चाननाश्रितकलावमलोमलेऽपि ।
ग्राहेऽगृहीत उदगा दिवमङ्घ्रियुग्मम्
पोतायमानमभिनम्य जिनेश्वरस्य ॥ ६ ॥

महाप्रपञ्चरूपी सिंह से युक्त, महामलिन, ग्राह समान दूर से ही पकड़ ने वाले इस विकराल कलिकाल में भी माव वीर प्रभु के चरणों कोही नमस्कार कर आप स्फटिक तुल्य निर्मल तथा विषयों में अनासक्त रहकर देव लोक में पहुंच गये वैसे ही मैं भी आपका स्मरण करता हूं कारण कि, स्वर्गारोहण की पद्धति आप बता ही गये हैं ॥ ६ ॥

दुर्दान्तदम्भिमदनोदानिदानमाद्
पाथः पयोदवचनस्य तव स्तुतिं काम् ।
कुर्यामहं न गदितुं स हि यां समीष्टे
यस्य स्वयं सुरगुरुर्गरिमाम्बुराशेः ॥ ७ ॥

दुर्दान्त दम्भियों के मद को चूर करने का कारण, तथा अ-८। जल वर्षा मेघ के समान गंभीर-वचन वाले आप की स्तुति मैं (क्षुद्र) तो क्या ही कर सकता हूं किन्तु प्रसिद्ध वक्ता बृहस्पति भी नहीं कर सकता क्योंकि आप गरिमा के सागर हैं ॥ ७ ॥

वाचा धनेन करणेन कृतेश्रयेन
प्रीणन्तु सन्तमसुमन्तमथो कियन्तः ।
स्तन्वन्तु तान् तव दृशाऽऽदिशतांऽतिमोदं
स्तोत्रं सुविस्तृतमतिर्न विभुर्विधातुम् ॥ ८ ॥

मन वचन और काया से एवं अन्यान्य साधनों से जो मनुष्य सत्पुरुषों को अथवा जीव मात्र को प्रसन्न कर सकते हैं उनकी स्तुति साधारण भी कर सकते हैं किन्तु दृष्टिमात्र से एकान्तात्यन्त आनन्द देने वाले आपकी स्तुति तो प्रगल्भ तथा विस्तृत बुद्धि मनुष्य भी नहीं कर सकता ॥ ८ ॥

आसाद्य भासुरधनानि वसुन्धरां च
सम्राट् पदं भजतु कोपि नृपासनस्थः ।
स्वन्तून्नतः प्रतिनिधिर्हृदयंगतोऽभू-
स्तीर्थेश्वरस्य कमठस्मयधूमकेतोः ॥९॥

देदीप्यमान धन, विशालवसुंधरा और सम्राट पद को कोई भी ( साधारण ) मनुष्य प्राप्त कर सकता है किन्तु कमठ नामक तापस के मदको चूर करने वाले तीर्थंकर के प्रतिनिधि तथा प्रिय बनकर सब से उच्च आसन पर आपही बैठते थे ॥ ९ ॥

यो मत्सरं समपनीय दधार हार्दं
हित्वैव स्वार्थमपरार्थविधिं व्यधत्त ।

शक्तिं विनापि बहुभक्तिवशोऽधिकाश-
स्तस्याहमेव किल संस्तवनं करिष्ये ॥ १० ॥

हे पूज्य ! जो आपने द्वेष छोड़कर विश्वव्यापी प्रेम धारण किया था और अपना स्वार्थ छोड़ कर परमार्थ का ही विधान किया था तब आपकी स्तुति केवल भक्तिवश होकरही शक्तिके बिना भी मैं करूंगा ॥ १० ॥

ब्रूमः कथं हृदयहैमगिरेः प्रभूतां,
शान्तिक्षमासुजनताकरुणानदीं ते ।
यत्कारुकर्मकरतोऽहमनीश एतत्
मामान्यतोऽपि तव वर्णयितुं स्वरूपम् ॥ ११ ॥

आपके हृदयरूप हिमालय से निकली हुई शान्ति, क्षान्ति सुजनता, तथा दया रूप नदी की तो मैं क्या महिमा कर सकता हूं किन्तु जिसको चित्रकार लोग हाथों से लिख सकते हैं बस आपके स्वरूप ो मैं सामान्यतः भी नहीं कह सकता ॥ ११ ॥

यत्कर्मवीरमतिधीरचरित्रलेखे
वार्धी विचिन्तयति नीतललाटपाणी ।
शेषो न नेश इह मन्दधियोऽपि तस्मा-
दस्मादृशाः कथमधीश ! भवन्त्यधीशाः ॥१२ ॥

अ० जिस अत्यन्त बुद्धिमान् कर्मवीर का चरित्र लिखने के लिये सरस्वती भी मस्तक पर हाथ रख कर चिन्ता में पड़ती है, शेष भी सहस्र मुख से नहीं कह सकता है नाथ! फिर हमारे सरीखे मन्दबुद्धि समर्थ कैसे हो सकते हैं। ( शेष का नाम लोकोक्ति है )॥१२॥

क्रुर्मो वयं बहुविधां द्रुमवर्णनां तु
किन्तावता सुरतरु-प्रभव-प्रभावः।
वाच्यस्तथैव तव वर्णनहीनसन्धो
धृष्टोऽपि कौशिकशिशुर्यदि वा दिवान्धः ॥ १३ ॥

हम लोग साधारण वृक्षों का वर्णन अनेक प्रकार से कर सकते हैं किन्तु कल्पवृक्ष का प्रभाव नहीं कह सकते जैसे उल्लू का बच्चा अपनी जाति में कदाचित् ढीठ भी होतो क्या सूर्य को देख सकता है? इसी प्रकार हम आपके वर्णन में कृतप्रतिज्ञ नहीं हो सकते ॥१३॥

मल्लं हयं गजमजं धनिनं वदान्यं
संवर्णयेयमिति किं भवतोऽपि नूनम्।
घूकोऽवलोकयति वस्तु विहायसीति
रूपं प्ररूपयति किं किल घर्मरश्मेः ॥ १४ ॥

जिस प्रकार मल्ल, ( पहलवान ) घोड़ा, हाथी, बकरा, धनी और दानी का वर्णन हम अच्छी तरह से कर सकते हैं क्या? उसी

प्रकार आपका भी वर्णन कर सकते हैं? नहीं,नहीं उल्लू अपनी आवश्यक्ता की वस्तुएं देखता और आकाश में भी गमन करता है तो क्या सूर्य का स्वरूप भी कभी देख सकता है ॥ १४॥

गुर्वाश्रम श्रमकृदस्तसमस्तदोष-
स्तोपान्वितोऽपि विबुधोऽपि कुशाग्रबुद्धिः।
शक्तो न वक्तुममितां भवदीयकीर्तिं
मोहक्षयादनुभवन्नपि नाथ! मर्त्यः ॥ १५ ॥

गुरु के आश्रममें श्रम करने वाला, समस्त पापों को नाश करने वाला, प्रसन्न चित्त, विद्वान्, तथा तीक्ष्णबुद्धि मनुष्य मोह के क्षय से ( मोहनीयकर्म के क्षयोपशम से ) सांसारिक पदार्थों का अनुभव करता हुआ भी हे नाथ! आपकी विशाल कीर्तिको नहीं कह सकता।१५।

पारे परार्द्धमभितो गणिते गरिष्ठो
रात्रिंदिवा यदि भवेद्गणनैकनिष्ठः।
गीर्वाणजीवनशतं निरुगेव जीवे-
न्नूनंगुणान्गणयितुं न तव क्षमेत ॥ १६ ॥

सब संख्याओं में बड़ी संख्या को परार्द्ध ( अन्त संख्या ) कहते हैं उस संख्या में निपुणभी नीरोग मनुष्यदेवताओं की आयुष्य प्राप्त कर के आपके गुणों की गणना करने में कृतकार्य नहीं हो सकता ॥ १६ ॥

अत्यन्तशान्तमनसो बचसोपनीता
भावा न भव्यभविभिः परिभाविताश्ते ।
किं गण्यते मणिगणो जलधेर्वणिग्भिः
कल्पान्तवान्तपयसः प्रकटोऽपि यस्मात् ॥ १७ ॥

आपके सुतरां शांत मन से वाणी द्वारा प्रकटित भी भाव ( अभिप्राय ) सांसारिक प्राणी नहीं गिन सकते जैसे कि, जल निकाल डालने से प्रकटित, समुद्र के रत्न बड़े से बड़ा हिसाबी व्यौपारी भी गिन नहीं सकता ॥१७॥

निर्गण्यगुण्यशुभपुण्यसुपूर्णकाय–
कारुण्यपूर्णकरणस्य विभोर्गुणौघः ।
गण्यो न ते गुणनिधेर्जगदार्तिहर्त्तु
र्मीयेत केन जलधेर्ननु रत्नराशिः ॥ १८ ॥

असंख्य गुणों से युक्त एवं मांगलिक पुण्य से पूर्ण है शरीर जिनका और करुणा रस से भरी हुई हैं इन्द्रियां जिनकी ऐसे गुणाकर तथा संसार के त्रिविध दुःखों को दूर करने वाले आपके गुण गणों की गणना नहीं हो सकती कारण कि, समुद्र के रत्नों की गणना अद्यावधि नहीं हो सकी ॥ १८ ॥

नाहं कविर्न च सुकर्कशतर्कशीलो
यद्गौरवात्कृतमतिस्तव वर्णनेऽस्याम् ।

वाचालयत्यतिमहात्मगुणो हि मूक-
मभ्युद्यतोऽस्मि तव नाथ ! जडाशयोऽपि ॥ १६ ॥

हे नाथ ! मैं कवि नहीं हूं शब्द शब्द में तर्क करने वाला तार्किक भी नहीं हूं जिससे आपकी स्तुति करने का विचार करूं किन्तु यह बात प्रसिद्ध है कि, महात्माओं के गुण मूक को भी वाचाल बना देते हैं इसी आशा से मन्दबुद्धि भी मैं आपके गुण-गायन में प्रवृत्त हुआ हूं ॥ १६ ॥

मन्त्रप्रभाव इव सज्जनशक्तिरात्म-
सेवापरं निजगुणेन गुणीकरोति ।
स्यां सिद्ध एवमिह ते स्तवने प्रवर्त्त
कर्तुं स्तवं लसदसंख्यगुणाकरस्य ॥ २० ॥

महात्माओं के समीप रहने से मन्त्र के प्रभाव समान महात्माओं के गुण भी मनुष्य को गुणी बना देते हैं ठीक इसी तरह आपकी स्तुति करने में मुझको आपके प्रभाव से सिद्धि अवश्य मिल सकेगी इसी आशा से जाज्वल्यमान अनेक गुणों के निधान आपकी स्तुति करने के लिये मैं उद्यत हुआ हूं ॥ २० ॥

हास्यं भ्रमे सफलयेदिह मे विपश्चित्
कामं ततो नहि मनागपि मे विषादः ।

हास्यास्पदं गुणवतां वियतः प्रमाणे
नालोऽपि किं न निजबाहुयुगं वितत्य ॥ २१ ॥

आपकी स्तुति करने में मैं जो श्रम करताहूं इस श्रम को देख
र यदि विद्वान् लोग हंसे तो यथेष्ट हंसलें मुझे इस में कुछ विषाद न
ागा क्योंकि आकाश के प्रमाण को बतलाने के लिये हाथ फैलाने
ाला बालक विशेषज्ञों का हास्यपात्र अवश्य होता है ॥ २१ ॥

श्रीमद्गुणाब्धिरहमल्पपदार्थलब्धि-
र्भेदे महत्यपि गुणान् कथये तथा ते ।
कूपस्थितोऽप्यनवलोकितलोकमेको
विस्तीर्णतां कथयति स्वधियाम्बुराशेः ॥ २२ ॥

आपके गुण तो अगाध सागर हैं तथा मेरी बुद्धि अल्पज्ञ है
स प्रकार का महान् भेद ( दिन रात का फर्क ) रहने पर भी जो
आपके गुणों को कहने की धृष्टता करता हूं सो उस कूप मंडूक
े समान है जो संसार और सागर को न जानता हुआ भी उक्त दोनों की
वेस्तारता कूप में ही अपने पांव फैलाकर दिखलाता है ॥ २२ ॥

सन्तः कियन्त इह सन्ति वदन्ति धर्मं
पञ्चव्रतान्यपि धरन्ति महीमटन्ति ।
त्वय्येव ते तु निजदर्शकदर्पणोऽन्त-
र्ये योगिनामपि न यान्ति गुणास्तवेश ! ॥ २३ ॥

हे नाथ ! इस अपार संसार में कितने ही साधु महात्मा हैं जो सदा धर्मोपदेश देते पांच महाव्रतों को पालते एवं दूसरों से पलवाते पृथ्वी में फिरते हैं किन्तु अदृष्टपूर्व दर्शकों को आनंद देने वाले गुण आप ही में थे जो अन्यान्य मुनियों में नहीं मिल सकते थे इसका साक्षी वही हो सकता है जिसने कदाचित् आपके दर्शनों का लाभ उठाया होगा ।।२३।।

ये सद्गुणास्तव हृदाद्रिदरीनिलीना-
स्त्वत्कण्ठमार्गमसदन्न हि जातु कुत्र ।
सार्कं त्वयैव विधिना दिवि संप्रयाता
वक्तुं कथं भवति तेषु ममावकाशः ॥ २४ ॥

जो सद्गुण आपकी हृदय रूपी गुफा में छिपकर बैठे थे कभी भी आप के कंठ मार्ग द्वारा बाहिर नहीं आये थे ( अपनी प्रशंसा आप कभी नहीं करते थे )ये गुण दैवयोग से स्वर्ग तक आप के साथ ही पहुचे इसीसे उनको यथावत् कहने का अवकाश मुझे प्राप्त नहीं हो सका ॥ २४ ॥

आत्मप्रबोधविरहात्कलहायमानान्
जाग्रत्प्रपञ्चकलिकालविवञ्चितांश्च ।
अस्मान् विहाय दिवसंगमनं तवैत-
ज्जाता तदवमसमीचितकारितेयम् ॥ २५ ॥

ात्मज्ञान के अभाव से परस्पर कलह करते हुये तथा महाप्रपंची
सविकराल कलिकाल से छले हुए हमको छोड़ कर आप स्वर्ग को
बधारे कदाचित् आप ने अविचारित कार्य किया है तो यही
किया है ॥ २५ ॥

श्रीमत्कृपाकृतिचयोपकृता वयं स्मो
नो शक्नुमोऽत्र भवतां प्रविकर्त्तुमेव ।
कुर्मः स्तवं परमिहोपकृता यथाव-
ज्जल्पन्ति वा निजगिरा ननु पक्षिणोऽपि ॥ २६ ॥

हे पूज्यवर ! आपकी कृपा और क्रिया से हम अधिक उपकृत
हुए हैं किन्तु प्रत्युपकार करने कि शक्ति न होने से मात्र आपका
गायनही करते हैं कारण कि उपकृत पक्षीभी अपने उपकारी की
गद्‌वाणी से स्तुति करता हूं ॥ २६ ॥

यस्मान्न्यवर्ततभवान् विपयोपभोगाद्
रोगादिव प्रतिदिनं व्यलिखत्तमेव ।
श्रोतुर्हृदाकृतिपटे भयदं हि चित्र-
मास्तामचिन्त्यमहिमा जिनसंस्तवस्ते ॥ २७ ॥

हे पूज्य जिन विपयोपभोगों को रोग समझ कर आप
हटाते थे प्रत्युत् श्रावकों के भी हृदयपटल पर उसी को

लिखते थे और स्वरचित, अचिन्त्य महिमा, जिनेन्द्र संस्तव करने में जो आपकी अलौकिक शक्ति का प्रत्यय मिलता था इत्यादि का वर्णन कैसे कर सकूं ॥ २७ ॥

यस्ते पवित्रितजगत्त्रितयं विचित्रं
चित्ते चरित्रमतुलं सततं विदध्यात् ।
तस्योन्नतिस्त्विह परत्र किमत्र चित्रं
नामापि पाति भवतो भवतो जगन्ति ॥ २८ ॥

त्रिलोकी को पावन करने वाले जो आप के विचित्र तथा अनुपम चरित्र को हृदयङ्गम करेगा उसकी उभय लोक की अवश्य उन्नति होगी इस में आश्चर्य ही क्या है ? कारण कि आपका नाम ही असार संसार से रक्षा करने वाला है ॥२८॥

श्रीमद्वियोग इह साधुसमाजनिघ्नान्
दुःखाकरोति नितरां सुजनान् तथैव ।
पित्सन् यथा जलमलं पयसामभाव-
स्तीव्रातपोपहतपान्थजनान्निदाघे ॥ २९ ॥

हे पूज्य ! श्री चरणों का वियोग साधुमार्गी जैन समाज को तथा सत्पुरुषों को वैसेही अत्यन्त दुःखी बना रहा है जैसेकि, आषाढ़मास की कड़ी धूपसे व्याकुल तथा प्यासे पथिक को जल का अभाव ॥२९॥

धामुंद्गतेऽत्रभवति भगतोऽभिलापो।
नः श्रोतुमत्र भवतो वचनं सुचारु।
दृष्टिं दयार्द्रविपुलां भवतः समीहे
प्रीणाति पद्मसरसः सरसोऽनिलोऽपि॥ ३०॥

आप के स्वर्ग में निवास करने से आपका वचनामृत तो हम पान कर नहीं सकते मात्र आपकी दयार्द्रदृष्टि की चाहना है कारण कि, पद्मसरोवर का पावन पवन भी संसार को पवित्र तथा प्रसन्न करता है॥ ३०॥

यादृक् प्रमोदजलसान्द्रपयोद आसीद्
दृग्वर्तिनि त्वयि मुने! व्यतरन् सुधोघम्।
तादृक्कुतस्तदपि विघ्नविषादयूथा
हृद्वर्तिनि त्वयि विभो! शिथिलीभवन्ति॥ ३१॥

हे विभो! आपकी उपस्थिति में सर्वत्र अमृतमय वृष्टि होती थी अर्थात् बाह्य एवं आन्तरिक दुःख या पाप छू तक नहीं सकते थे, अब आपके न रहने पर वे उच्च आनन्द तो खपुष्प होगया है तो भी आपको आत्मसात् करने पर विघ्न और विषाद अवश्य शिथिल होते हैं॥ ३१॥

